श्रेयःसाधकअधिकारिवर्गग्रंथावलि—

ग्रन्थांक ९.

# ॥ श्रीभामिनीभूषण ॥

## चतुर्थ अलंकार

( तृतीयावृत्ति )

रचनार

श्रीमन्नृसिंहाचार्यजी.

દોહરા.

ભામિનીભૂષણ ગ્રંથ આ, ગણજો સુકલ દેનાર,
જાણી વાંચો સર્વ તે, ભૂષણ ભવ સંસાર.
જે જનને જડતો નથી, સાચા ભૂષણનો પંથ.
તેણે પ્રીતે વાંચવો, ભામિનીભૂષણ ગ્રંથ.

प्रसिद्ध करनार

श्री श्रेयःसाधकअधिकारिवर्गतरफथी

पुंजालाल मोहनलाल शुक्ल.

वडोदरा.

सर्वाधिकार स्वाधीन.

शाह बुलचंद अमीचंदना श्री सुरत "जैन" एन्जीन

प्रींटींग प्रेसमां प्रभुशंकर नरभेराम व्यासे छाप्युं.

ठेकाणु खपाटीआ चकला—सुरत

संवत् १९७२ प्रत १००० सन् १९१६.

मूल्य रु. १-६-०

श्री

श्रेयस्साधकअधिकारिवर्गग्रंथावलि—

ग्रन्थांक ६.

# ॥ श्रीभामिनीभूषण ॥

## चतुर्थ अलंकार

( तृतीयावृत्ति )

रचनार

श्रीमन्नृसिंहाचार्यजी.

દોહરા.

ભામિનીભૂષણ ગ્રંથ આ, સકલ સુફલ દેનાર,
જાણી વાંચી સમજિને, સુજન તજે સંસાર.
જે જનને જડતો નથી, સાચા સુખનો પંથ,
તેણે પ્રીતે વાંચવો, ભામિનીભૂષણ ગ્રંથ.

प्रसिद्ध करनार
श्री श्रेय:साधकअधिकारिवर्गतरफथी
पुंजालाल मोहनलाल शुक्ल.
वडोदरा.

सर्वाधिकार स्वाधीन.

शाह खुबचंद अमीचंदना धी सुरत "जैन" एन्जीन
प्रीन्टींग प्रेसमां प्रभुशंकर नरभेराम व्यासे छाप्युं.
ठेकाणुं खपाटीआ चकला—सुरत
संवत् १९७२ प्रत १००० सन् १९१६.
मूल्य रु. १-६-०

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઈટ-સંગ્રહ
૬૩૫૧

## દોહરા.

શુભ વ્યવહાર સધાવિને, દિયે મોક્ષનો પંથ;
(માટે) વાંચો આ સુજનો સદા, **ભામિનીભૂષણ** ગ્રંથ.
જેને સુખની આશ છે, દુઃખતણો છે ત્રાસ,
તેણે આ શુભ ગ્રંથનો, ધરવો ઉર અભ્યાસ.
છે જ્ઞાતવ્ય જગતવિષે, ગૃહી ત્યાગીને જેહ,
**ભામિનીભૂષણ** ગ્રંથમાં, સઘળું વર્ણ્યું તેહ.
ખાનપાન આદિ વિષય, સુખ નવ આપે જેહ,
**ભામિનીભૂષણ** ગ્રંથ, આ, સુખ સઉ આપે તેહ.

---

સન ૧૮૬૭ ના પચિસમા ઍક્ટપ્રમાણે રજિસ્ટર કરાવ્યું છે.

॥ ॐ ॥

# ॥ अथ प्रसिद्धकर्तृकृत मंगलम् ॥



कारुण्याब्धिं महेशं यं दुःखमात्रातिमुक्तये
सानंदं जीव आर्द्रैः शब्दैर्मनोभिश्च नौति ।
यद्रूपज्ञप्तिजन्या क्लेशप्रशान्तिर्हि तस्मै
कार्येऽस्मिन्मंगलीये प्रेम्णा प्रणामान्प्रकुर्मः ॥ १ ॥

वरं ध्येयं ज्ञेयं यमधिकृतलोको ह्यवैति
परां ध्यानाद् ज्ञानादनुभवति शान्तिं च यस्य ।
निरस्याद्ये तस्मिन् भ्रमणकरणं भेदभावम्
वयं वृन्दैर्वेद्यं सुखदशरणं तं प्रपन्नाः ॥ २ ॥

जन्मादि क्रमपतितः प्रतीयतेऽयं
संसारोऽनवगतया यया हि जीवैः ।
सा सत्ताऽपि नियमिता सदैव येन
तं सर्वेऽकलसकलं नुमो महेशम् ॥ ३ ॥

साकारश्च निराकारः सगुणो निर्गुणस्तथा ।
इत्याद्यारोपशोभं तं सर्वातीतं भजामहे ॥ ४ ॥

नित्यादि पंचविधकर्मफलं स्वभावाद्
येनेर्यते सकलकर्मफलप्रदाय ।
ईहाः फलं प्रति विहाय सुकर्मजातं
मोक्षप्रसिद्धफलकं वयमर्पयामः ॥ ५ ॥

पायाः सदा न इति यो नहि याचितोऽपि
ज्ञात्वा निवेदित ममादि निजाभिमानान् ।
पाति स्वयं ह्यभिमुखानधिकारिणस्तं
वैराग्यलाभमनसः सततं भजामः ॥ ६ ॥

व्यवहारेषु सर्वेषु यस्माल्लब्धसुयुक्तयः ।
प्रयाताः परमं धाम मुमुक्षुप्रमुखा जनाः ॥
तं ज्ञात्वा श्रीगुरुं देवमनन्यं परमात्मनः ।
प्रेमपूर्णेन चित्तेन प्रणमामो मुहुर्मुहुः ॥ ७-८ ॥

कामादिषड्विकारेभ्यस्त्रायते यः सदा क्षणात् ।

षड्रिपूणां रिपुं ज्ञात्वा तं सखायं परं नुमः ॥ ९ ॥

न शब्दैः कश्चिद्यं पुरुषमभिधातुं प्रभवति

प्रयुक्ताः पूर्वस्मात्तदपि बहवस्तत्र मुनिभिः

तथाचैषां संघेऽप्यातिहितकरोऽवेत्य जगताम्

नृसिंहेत्यस्माभिः सुरवरपतौ ज्ञात उचितः ॥ १० ॥

ॐ सर्वाधिपते नृसिंह सकलान् ज्ञात्वा स्वयं सत्तया

भक्तानां हि मनोरथान्प्रकुरुषेऽमोघान् सदाऽयाचितः ।

ज्ञात्वाऽपीह मनोभवान् विलसतोऽस्माभिर्विरक्तीच्छुभि

रात्ताभीष्टकरस्त्वमीश सफलान् कर्तुं न तान् याच्यसे ॥ ११ ॥

**ભાવાર્થ**:—જે ધૃણાસાગર **પરમાત્માની** આર્દ્ર અંતઃકરણ તથા વાણીવડે ગદ્ગદ્ થયેલ કંઠથી જીવો દુઃખમાત્રથી અત્યંત મુક્ત થવાને આનંદથી સ્તુતિ કરે છે તથા જેના સ્વરૂપના યથાર્થ અનુભવમાત્રથી આ સંપૂર્ણ દુઃખની નિવૃત્તિ થાય છે તે વિશ્વવંદ્ય **પરમાત્મ**સ્વરૂપને અમે આ મંગલકાર્યનિમિત્તે પ્રેમથી પ્રણામ કરીએ છીએ. (૧)

જે **સર્વેશ્વર** આદ્ય સ્વરૂપને અધિકારી જનો પોતાના અનુપમ જ્ઞેય ધ્યેય માને છે તથા જેના ધ્યાનથી તથા જેના જ્ઞાનથી આ અધિકારીઓ પરમ શાન્તરૂપ ફલને અનુભવે છે, તે સર્વના જ્ઞેયધ્યેયસ્વરૂપ આદિતત્ત્વ **શ્રીસર્વેશ્વરને** અમે આ ભ્રમણના હેતુભૂત પૃથક્ અભિમાનના અર્પણપૂર્વક સુખથી શરણ થઈ રહ્યા છીએ. (૨)

જે પ્રબળ સત્તા આ વિશ્વપ્રપંચને ઉત્પત્તિ, સ્થિતિ તથા લયરૂપ ક્રમમાં પ્રવૃત્ત થયેલો પ્રતીત કરાવે છે તથા જે સત્તા સંપૂર્ણ જીવોને યથાર્થ સ્વરૂપે અજ્ઞાત છે, તે સત્તા પણ જે અકલ સ્વરૂપને નિરંતર અધીન વર્તે છે તે સકલ કલાવાળા તથા અકલ કલાવાળા **શ્રીમહેશ્વ**રને અમે સર્વ નમસ્કાર કરીએ છીએ. (૩)

સાકાર છે તથા નિરાકાર છે, સગુણ છે તથા નિર્ગુણ છે એ વગેરે અનેક પ્રકારના આરોપથી શોભતાં છતાં જે સર્વાતીત છે તેમને અમે ભજીએ છીએ.(૪)

જે પ્રાણ નિત્ય, નૈમિત્તિક, કામ્ય, નિષિદ્ધ અને પ્રાયશ્ચિત્ત એ પાંચ પ્રકારનાં કર્મનાં ફલને સ્વસ્વભાવથી ગતિમાન્ કરનાર કારણરૂપ મનાય છે તે સર્વ કર્મફલપ્રદાતા ઈશને ફલની આશા રાખ્યા વિના પ્રત્યેક વિહિત કર્મ જેનું નિશ્રેયસરૂપ જ ફલ સર્વત્ર પ્રસિદ્ધ છે તે-અમે અર્પણ કરીએ છીએ. (૫)

અમારું સદા રક્ષણ કરો એવું માગ્યા વિના પણ જે ઈશ અ-ભિમુખ અધિકારિઓના અહંમમાદિ અભિમાનને પોતામાં અર્પાયેલાં જાણીને પોતાની મેળે જ અર્થાત્ સ્વભાવથી જ રક્ષણ કરે છે તે ઈ-શને આશામાત્રથી અળગા રહેવા ભજીએ છીએ. (૬)

પ્રત્યેક વ્યવહારની સાધકબાધકાદિ યુક્તિઓને મુમુક્ષુઆદિ મ-નુષ્યો જેમનાથી પ્રાપ્ત કરીને પરમ ધામને પામ્યા છે અર્થાત્ આ દુઃખપ્રધાન સંસારથી નિવૃત્ત થયા છે તે **શ્રીસદ્**ગુરુસ્વરૂપને અમે **પ**રમાત્માથી અભિન્ન જાણી તથા ગણી પૂર્ણ પ્રેમવાળા ચિત્તથી પુનઃ પુનઃ નમસ્કાર કરીએ છીએ. (૭-૮)

કામ, ક્રોધ, મોહ, શોક, લોભ અને ભય એ ૭ વિકારોથી ક્ષણ-માં મુક્ત કરનાર જે **શ્રીસદ્**ગુરુ છે તેમને આ ષડ્રિપુના રિપુ જાણી અમારા પરમિત્રરૂપ માની અમે નમીએ છીએ. (૯)

જે વિશ્વવંદ્ય **પ**રમાત્મારૂપ પરમપુરુષને વસ્તુતઃ ઓળખાવનાર શબ્દનો અભાવ છતાં પણ જેમને ઓળખાવવાને પૂર્વકાળથી અસંખ્ય શબ્દોના પ્રયોગ મુનિઓએ કર્યા છે, અને તેથી એ અસંખ્ય શબ્દો છે છતાં પણ અમે તો એ દેવાધિદેવ **પ**રમાત્માને ઓળખવાને સંપૂર્ણ વિશ્વનો પરમ હિતકર જાણી **નૃસિંહ** શબ્દ ઉચિત ગણ્યો છે. (૧૦)

ૐ હે સર્વાધિપતે! હે **નૃસિંહ**! આપ આપની સર્વજ્ઞ સત્તાદ્વારા શરણાગત જનોના સર્વ મનોરથ આપની મેળે જાણીને યાચના કર્યા વિના જ સદા પૂર્ણ કરો છો, જેથી આશાના ત્યાગની ઇચ્છાવાળા અ-મે આ સ્થળે મનમાં ઉઠતા મનોરથોને જાણવા છતાં પણ આપ્તકામ કરનાર આપની પાસે હે ઈશ! તેમને સફલ કરવાને યાચના કરતા નથી. (૧૧)



પ્રથમાવૃત્તિવિષે

## પ્રસિદ્ધિકર્તૃકૃત સૂચના.

**આ ભામિનીભૂષણ** નામવાળા અપૂર્વ ગ્રંથનો આ **ચતુર્થ અલંકાર** છે. આ ગ્રંથના પ્રથમ ત્રણ અલંકારો પ્રસિદ્ધ થયા છે. તે ત્રણ અલંકારો પ્રાપ્તવિવેક સદ્ગુણી કુટુંબોમાં અધિક પ્રીતિપાત્ર થયા છે. તે જે જે સ્થળે વંચાયા છે તે તે સ્થળે શ્રોતાવક્તાનાં ચિત્તને અવર્ણનીય પ્રસન્નતા પ્રતીત કરાવનાર થયા છે. અને તેથી જ આ ગ્રંથના ઉત્તરોત્તર થતા અલંકારોને:અવલોકવા તે સજ્જનોની વૃત્તિ અધિક વેગવાળી આ વર્ગને જણાઇ છે. આ કારણથી તે સુજ્ઞ પુરુષાદિના આગ્રહથી આ **ચતુર્થાલંકાર** અવકાશ લઇ પ્રસિદ્ધિમાં મુકયો છે.

આ ગ્રંથ ગુર્જરપ્રજામાં તેમ જ બીજી પ્રજાઓમાં સુપ્રસિદ્ધ છે એટલે અત્ર એનાં સંબંધમાં અધિક લખવાનું પ્રયોજન નથી.

વીરક્ષેત્ર ( **વડોદરા.** )
સંવત્ ૧૯૪૮ ચૈત્ર
શુક્લ પક્ષ ૧૩.

**શ્રેય:સાધકઅધિકારિવર્ગ.**

द्वितीयावृत्तिविषे

## प्रसिद्धिकर्तृकृत सूचना.

આ પરમકલ્યાણકારક ગ્રંથની દ્વિતીયાવૃત્તિ મુદ્રિત કરવાનો પ્રસંગ ઇષ્ટાનુગ્રહથી પ્રાપ્ત થયો છે. આ વર્ગથી પ્રકટતા શ્રેયસ્કર ગ્રંથનો સર્વત્ર પ્રચાર કરવા આગ્રહપૂર્વક પ્રયાસ ન થતો હોવા છતાં, આ ગ્રંથ સ્વસામર્થ્યથી જ સર્વત્ર અધિકાધિક પ્રચારને પામતો રહે છે, તેથી સુજ્ઞ આબાલવૃદ્ધ પ્રજાને અધિક પ્રીતિપાત્ર થઈ રહ્યા છે, એમ કહેવું એ અતિશયોક્તિ નથી.

આ ગ્રંથના પ્રકટ થયેલા પાંચ અલંકારો સદ્વિવેકી પ્રજામાં અત્યંત પ્રીતિપૂર્વક વંચાય છે, તથા અવશિષ્ટ ઉત્તર અલંકારોને સત્વર પ્રકટાવવા અનેક સજ્જનોથી પુનઃપુનઃ વિજ્ઞપ્તિ કરાય છે; જેથી આ ગ્રંથને પ્રસિદ્ધ કરનાર વર્ગનો પરિશ્રમ સાર્થક થયો છે, એમાં લેશ પણ સંશયસરખું નથી.

**વીરક્ષેત્ર (વડોદરા)**
સંવત્ ૧૯૫૪ આષાઢ
શુક્લપક્ષ ૬ રવિવાસર. } **श्रेयःसाधकअधिकारिवर्ग.**

तृतीयावृत्तिविषे

આ સદ્ગ્રંથની તૃતીયાવૃત્તિ શ્રાવણ શુક્લ પૂર્ણિમા સંવત્ ૧૯૭૨ રવિવારે પ્રસિદ્ધ કરવામાં આવી છે.

॥ ॐ ॥

॥ तत् सत् ॥

॥ श्री सद्गुरवे परमात्मने नमः ॥

# ॥ श्रीभामिनीभूषण ॥

## ॥ चतुर्थालंकार ॥



### ॥ अथ मंगलम् ॥




કૃતિથી પ્રકટ થતા જગતરૂપ કાર્યપ્રપંચના પ્રાદુર્ભાવરૂપ આદિએ જેનો આદિ નથી, તથા આ પ્રપંચના લયસમયે અર્થાત્ પ્રકૃતિની સામ્યાવસ્થાસમયે પ્રતીત થતા અંતમાં જેનો અંત નથી એવા અનાદ્યનંત **પર**બ્રહ્મસ્વરૂપને જયજયકાર વદતાં નમસ્કાર કરું છું; તથા પ્રકૃતિના સંબંધવાળા છતાં જે સદા નિર્લેપ છે એવા **શ્રી સ**બલ **બ્ર**હ્મને, તથા **બ્ર**હ્મા, **વિ**ષ્ણુ અને **રુ**દ્રરૂપ **ઈ**શ્વરને, તથા એ ઈશ્વરને અધીન વર્તનાર, આ કાર્યપ્રપંચમાં પૂજ્ય એવા **શ્રીગ**ણેશાદિ દેવતાઓને, તથા **શ્રીબ્ર**હ્માણી, **વૈ**ષ્ણવી, **રુ**દ્રાણીસહ વિશ્વવંદ્ય એવી જે **સ**રસ્વતિ આદિ મહાશક્તિયો છે તેને નમસ્કારપૂર્વક આ ગ્રંથારંભમાં જય જય વદું છું. **श्रीरस्तु.**

## दिवस २२

**મનોહર**--                ( પ્રભાતમાં )

**મંદાક્રાંતા વૃત્ત.**

જે છે સાચા, સકલ જનના, ઈશ આ વિશ્વમાં રે,
જેની સત્તા, જગવિ જગને, પાળિ અંતે નિવારે,
જેની આ છે, અકલ કલ ને,-જે સદા સર્વ ધારે,
તે સ્વામીના, ચરણ ધરિને, જાવું સંસારઆરે.

**વિજયા**—

**હરિણી વૃત્ત.**

નમન કરિને, યાચું એ જે, અનિષ્ટ સદા હરો,

દુરિત હરીને, આ સંસારે, અભીષ્ટ સદા કરો,
અબલ જનના!, વ્યાધિ ટાળી, સુશાંતિ ઉરે ધરો,
હૃદયબલને, આપી દાતા ! સદા મનમાં ઠરો.

**વિઠ્ઠલજી**—( પોતાની બારીપાસે બેસીને )

**શાર્દૂલવિક્રીડિત વૃત્ત.**

જાણો છો જગદીશ જીવગતિને, ના તે અમે જાણિએ,
માટે દીનપણે સદા શરણને, યાચું નમી વાણીએ,
આ સંસાર અસાર છે તદપિ તે, સાચો ગણી માણિએ,
દેજો શુદ્ધ સુબુદ્ધિ જે ન ભવના, ભારો સદા તાણિએ.

**ભાગીરથી**—

**પ્રભાત.**

દીનના નાથ આ દોષ સંહારજો, જે સદા જન્મ ને મરણ આપે,
આપનુ શરણ દઈ આ ભવે તારજો, જે પુનઃ ક્લેશ કદિ ના જ વ્યાપે.
દુઃખમૂલક સદા જગતને જાણિયું, તોય પણ મોહ નવ કેડ મૂકે,
આપ અવિનાશ અજસ્વરૂપ હૃદયે વસો, તદપિ હજિ શોકભય કાં ન સુકે?
વિષય આ વ્યર્થ સંતાપ આપે સદા, આપને તે અજાણ્યું ન દાતા !
ના હજી કેમ કરણા કરો દાસને, કહાવિને વિશ્વવિખ્યાત ત્રાતા.
દોષના કોષ પણ દાસ જે આપના, તે તણી કાળજી કોણ રાખે,
પતિતપાવન પ્રભુ વિનતિ આ ના શુણો, કો શુણે મનહરા આપપાખે.

**વિજયા**—[ મનોહરને ] કેમ ત્યારે હવે શી આજ્ઞા છે ? રાત્રે કહ્યું હતું કે 'આડી રાત તેની શી વાત'? તે હવે તો પ્રભાત થયું છે; માટે જો અનુકૂળ ઇચ્છા હોય અને આજ્ઞા કરો તો આપણે માર્ગમાં ખાસ ઉપયોગના પદાર્થોને સાથે રાખવાની સઘળી ગોઠવણ કરૂં; નહિ તો પછી ચાલવાની વેળાએ ઉતાવળમાં જોઇતી સઘળી વસ્તુઓ સાંભરશે નહિ, ને પાછળથી આપ મને ઠપકો દેશો.

**મનોહર**—હા હવે પરમાત્માશ્રીનું મંગલકર સ્મરણ કરીને તારી ઇચ્છાપ્રમાણે ઘટતી સઘળી તજવીજ કરીને તૈયારી રાખજે. ત્રીજે પ્રહરે પ્રયાણનો શુભ સમય રાખ્યો છે.

**વિજયા**—આશરે કેટલાએક દિવસ થવાનો સંભવ છે ? જો માસકરતાં વધારે દિવસ લાગે એમ હોય તો તેપ્રમાણે સામાન રાખું.

**મનોહર**—તું જાણતી નથી કહેવતને કે 'ગામ ગયે સો તુત જાગે'? માટે આજથી કાંઇ તેનો ચોક્કસ નિર્ણય થાય નહિ. પણ એક

આસકરતાં તો વધારે દિવસ થવાનો સંભવ ખરો જ.

**વિજયા**—ઘણું સારું. ત્યારે એ પ્રમાણુના સુમારે લેવાના પદાર્થની ગોઠવણુ કરું છું. (જાય છે અને પોતાને કામે લાગે છે. **મનોહર** પણુ સ્નાન કરી સંધ્યા કરવા બેસે છે.)

**ચંચળા**—(પોતાના ઘરમાંથી આ વાર્તા સાંભળીને પોતાના વર બાળમુકુંદદાસને) કેમ વારુ, આપણા **ભટજીને** કહીં બહાર ગામ પધારવાનું છે કે શું ?

**દાસ**— તમને કોણે કહ્યું ? અગમણુ..દ્ધિથી જાણ્યું કે સું ?

**ચંચળા**—ના ના, એ તો હમણાં મેં એમની વાત સાંભળી તેથી કહું છું. જાઓને જુઓતો ખરા, જરા ભટજીને પૂછી આવોને.

**દાસ**—(ધોતીયું ઓઢી માથે પાઘડી મૂકીને ભટજીને ત્યાં આવીને) **ભટજી** મ્હારાજ! સું થાય છે ? એકાંતમાં છો કે ?

**મનોહર**—(દેવઘરમાંથી) પધારો **દાસ**! અત્યારે કયાંથી? કાંઈ કામકાજ છે કે શું ?

**દાસ**—ના ના, કામ તો કંઈ એવું નથી. પણુ આપના ઘરમાં કંઈ વાતચીત સાંભળીને ઘરમાંથી મને કહેવા લાગ્યાં કે આપણા **ભટજી** કહીં ગામગમાંતરે જાય છે કે સું ? જરા જઇને તપાસ કરી આવો તો ! તેટલા સારુ આવ્યો. કહ્યું લાવ પૂછી આવું કે સી બાબત છે?

**મનોહર**—(દાસને આસન દેખાડીને) બેસો **દાસ** ! એ વાર્તા સાચી છે. મારા એક સ્નેહી છે, તે અહિં સમીપમાં આ **મણિપુરમાં** રહે છે. તેમને કંઈ ઇચ્છા થઇ છે તેથી તીર્થપ્રયાણુનો આજનો દિવસ નક્કી થયો છે. તેમનો આગ્રહ છે માટે તેમની સાથે મારે પણુ જવાનો સંકેત નક્કી થયો છે.

**દાસ**—વિજીયાલખમી તો અહિયાં જ રહેસે કેની ?

**મનોહર**—ના. તેમના સ્ત્રીવર્ગના આગ્રહથી એને પણુ સાથે જ આવવું પડે એમ છે.

**દાસ**—હેં! ત્યારે આપના પાછી અમારી સી વલે ! અમારા સૌના દિવસ સી રીતે આનંદમાં નીકલસે? અને તીરથનું કામ, એ તો કોણુ જાણે કેટલાએ દહાડા થશે!

**મનોહર**—મારો વિચાર તો ઘણા દિવસ રોકાવાનો નથી. **સિદ્ધપુરમાં** **સરસ્વતી** ક્ષેત્રમાં સ્નાન કરીને પછી પાછા વળવા ધારણા છે.

**દાસ**—એમાં પણુ એક મહિનામાં કાંઈ ઓછું થાય એમ જણાતું નથી. તમારા દોસ્તને કાં સુધી જવાનો મનસુબો છે?

**મનોહર**—એમને તો **આરાસુરી અંબામાતાએ** કંઈ કુલાચાર કરવાનો છે. અને ત્યાંથી આગળ જવા વિષે કશો હાલ નિર્ણય થયો જણાતો નથી.

**દાસ**—(લગાર નિઃશ્વાસ મૂકવા જેવું કરીને ઉદાસસરખા મોઢાથી) ભલા ભગવાન્! અમને રાંકને હાથે આવેલું રતન છાજવા નહિ દીધું, એવું જ થયું કેની? આ તો રાતદહાડો ક્યાં જાય છે તે જણાતો પણ નથી, તે હવે આપના આવતા સુધી અમારી સૌની સી વલે? આ-તો ધાવતાં બાલક વછોડવા જેવું કામ થવા બેઠું છે. એનો કોઈ રસ્તો મને તો સૂજતો નથી કે અમારે સૌએ કેમ કરવું? હજી તો મહોલ્લામાં કોઈ જાણતું નથી કે આપ પધારવાના છો. જાણસે ત્યારે સૌનાં દિલ ખાટાં થઈ જનાર છે.

**મનોહર**—અરે **દાસ**! એમ અફસોસ શું કરવા કરો છો? એ તો એક માસ તો કાલ નીકળી જશે. અને પરમેશ્વરની ઇચ્છા પ્રબળ છે તો વળી કાલ આપણે સઉ આનંદવાર્તા કરતાં એકઠાં થઇને બેશીશું: માટે એ વાતમાં લગાર પણ મનને દુઃખાવશો નહિ.

**દાસ**—(હૃદય ભરાઈ આવવાથી નેત્રમાં આવતાં જળને ધોતીયાથી લુછતાં ગદ્ગદ કંઠથી) ભટજી બાવા! દુઃખ કાંઈ મનમાં આપણું કરેલું થતું નથી. એ તો જેમ નીચે તાપ લાગે છે એટલે તરત જ ઉપર ઉભરણ આવી જાય છે, તેવો આ મનનો ખેલ છે. એમાં આપણે સું કરીએ? આપનું પધારવું બંધ રાખવાનો જો કંઈ ઉપાય હોય તો તે અમે કરીએ.

**મનોહર**—ના રે દાસ! તમે ગભરાશો નહિ, એ તો ઇષ્ટકૃપાથી એમનો આગ્રહ છે તો **સરસ્વતીસ્નાન** કરીને કાલ પાછા આવશું. ત્યાં પર્યંત આપણાં **વિઠ્ઠલજી** અને **ભાગીરથી** ઘણાં સુજ્ઞ છે, તેમનો સહવાસ રાખજો. હું પણ એમને કહી મૂકું છું કે એ મારી ખોટ પૂરી પાડશે, અને તમને સઉને આનંદ આવે એવો પ્રયોગ કરશે. જુઓ, **વિઠ્ઠલજી** હોય તો બોલાવો એટલે હમણાંજ તમારા દેખતાં હું એમને ભલામણ કરી દઉં. એ પણ ઘણા બુદ્ધિમાન્ અને વિદ્વાન્ પણ છે.

**દાસ**—ભલે આપની જેવી મરજી. આપની ખોટ તો કોઇથી પૂરી પડવાની નથીજ, પણ ભલા ઠીક છે. આપના પધારતાં સુધી એમનો છાયો આપનો હુકમ છે તો સેવસું. પણ જેમ બને તેમ વહેલા પધારવાની દયા કરવાની મારી વિનંતિ છે.

**મનોહર**—એ વાતની લગાર પણ ચિંતા કરશો નહિ. પધારો, **વિઠ્ઠલજીને** બોલાવો.

**દાસ**—(**વિઠ્ઠલજીને** ત્યાં જાય છે. સઘળી હકીકત કહીને બોલાવી

લાવે છે, પછી) ભટજી મ્હારાજ! લો આ વિઠ્ઠલજીને બોલાવી લાવ્યો.

**મનોહર**—(વિઠ્ઠલજીને આસન દેખાડી બેસવા કહીને) કેમ વિઠ્ઠલજી! પ્રસન્ન છો?

**વિઠ્ઠલજી**—પ્રસન્ન તો હતો પણ આ શેઠે આ ક્ષણે આવી મને સમાચાર કહ્યા તેથી ચિત્તમાં ભારે અપ્રસન્નતા જણાવા લાગી છે. કારણકે સજ્જનના વિયોગસમાન આ સંસારમાં બીજું કોઇ મોટું દુઃખ નથી.

**મનોહર**—એ તો આપ ઓળખો છો. પેલા શ્રીધરદેવ યાત્રાએ પધારે છે. એમની મારાપર સ્નેહસંબંધથી ઘણી મમતા છે. તે સહકુટુંબ કાંઈ કુલાચારનિમિત્તે પ્રયાણ કરે છે. તેમના આગ્રહથી પાંચ રાત્રિ જઇ આવ્યા વિના ચાલે એમ નથી માટે; નહિ તો હાલ મારે કાંઇ ખાસ પ્રયોજન નથી.

**વિઠ્ઠલજી**—એ વાર્તા સાચી છે. એમના સાથે ગયા વિના પણ ચાલે એમ નથી, એ ઘણા સજ્જન પુરુષ છે. નિરુપાયથી કહેવું પડે છે કે ભલે પધારો. પરંતુ આપને વિનતિ એટલી કે જેમ બની શકે તેમ સત્વર પાછા પધારવા કૃપા કરશો. કારણકે રાજાવિનાની પ્રજાજેવી, સેનાધિપતિવિનાની સેનાજેવી, અને દેવના અભાવવાળા ક્ષેત્રમાં એકઠા થઈ આવેલા યાત્રાલુ સરખી આ આપણા મહોલ્લાના લોકની સ્થિતિ થવાની.

**મનોહર**—એ વિચારથી જ, અને આપણા શેઠનો શોકમય દેખાવ જોઇને જ મને ઘણું અકીક લાગ્યું; અને તેથી જ આપને શ્રમ આપી કહું છું કે મારા વિયોગથી આ આપણા સજ્જનમંડળને લગાર પણ દુઃખ ન જણાય એવી કોઈ યુક્તિ સાધીને આપ એમનું સર્વનું વિશ્રામસ્થાન થઈ રહેશો; અને જેમ બનશે તેમ હું સત્વર આવીશ.

**વિઠ્ઠલજી**—આપની આજ્ઞાપ્રમાણે મારાથી બનતો પ્રયત્ન કરીને સર્વને યથામતિ સમાધાન પ્રસંગવશાત્ આપતો રહીશ. વૈદ્યવિદ્યામાં નિપુણતાવિનાના અને હાથે યશવિનાના વૈદ્યનું જેમ રોગીઓ પ્રીતિથી ઔષધ લેતા નથી, તેમ આ સર્વ મારા વચનનું ગ્રહણ પ્રીતિવડે ભાગ્યે જ કરશે. અને જેમ તે લેભાગુ વૈદ્ય પણ ઊંટવૈદ્યજેવું કરે છે તેમ મારાથી પણ થવાનો સંભવ ગણાય. માટે જેમ પોતાને હળી ગયેલા પશુઓની તે ગોવાળ જ કાળજીથી સંભાળ રાખે છે, તેમ આપ સત્વર પાછા પધારી સંભાળ લેશો. અને પશુઓ પણ બીજા અનેક રક્ષકો છતાં જેમ પોતાના મુખ્ય ગોવાળના શબ્દને સાંભળવા ઉંચા કાન કરી બ્હીલાં વદનોથી આમ તેમ જુએ

છે, તેમ આ સર્વ પણ મારા છતાં આપના પ્રતિ વૃત્તિયો નાંખતાં ઉદાસ જ રહેશે. કેમ શેઠ ! બોલ્યા નહિ ?

**દાસ**—આપનું કહેવું બરાબર છે. કોઈ પણ બાલક પોતાની માને બરાબર ઓલખતું થાય પછી જેમ બીજાં ઘણાં સારાં બૈરાંઓ તેને ઘણાં હેતથી ધવડાવવા ઇચ્છે છે, ને રમાડવા માંડે છે, પણ પોતાની મા નહિ જાણીને તે બાલક બીજાં બધાંથી સંતોસ નહિ પામીને રડયા જ કરે છે, તેમ આ આપણા મંડલે આપને જાણ્યા છે માટે હવે બીજાથી એકદમ સમાધાન પામવાનું નથી. તેથી બને તો પધારવું બંધ રાખવું. નહિ તો પાછા જલદી પધારવું.

**ચંચળા**—(જે ઉદાસ ચહેરાથી બાજુએ આવીને ઉભી ઉભી સાંભળતી હતી તે) ભટજી મહારાજ ! આ વાત કાંઈ અમને રુચે એવી થતી નથી. જેમ દીવાવિનાના ઘરમાં કશું સૂજતું નથી, તેમ તમારાવના અમે છતી આંખે આંધળાંજેવાં થઇ રહીશું. માટે અમારી સૌની દયા લાવીને કાંઇ વિચાર કરો. વળી આગળ જવું હોય તો જજો. મેં તો તમારી જવાની વાત સાંભળી છે, ત્યારથી મારૂં તો કાળજું માંહેથી જાણે ચણચણ થતું દાઝતું હોય એવું લાગે છે. જાણનાર **પ**રમેસર છે.

**મનોહર**—તમે ખરૂં કહો છો. મારા મનમાં પણ જવું પડે છે તે ઘણું ખોટું લાગે છે, પણ બીજો ઉપાય નથી. માટે થોડા દિવસ જાઉંછું. તોપણ જેમ પોતાનાં વહાલાં બાળકને સુવાડીને તેની મા આસપાસ પાણી ભરવા કે બીજે કામે જાય છે, પણ તેનું ચિત્ત અખંડ પોતાના બાળકમાં જ રહે છે, તેમ હું જઇશ તોપણ મારૂં મન અહિં ને અહિં જ રહેશે. માટે ચિંતા કરશો નહિ. જલદી પાછો આવીશ. તમે **પ**રમેશ્વરનું સ્મરણ કરજો, અને આપણાં **ભા**ગીરથીપાસે બેસજો. ને આનંદવાર્તા કરી આ ચાર દિવસ કાઢી નાંખજો: લગાર પણ મનમાં દુઃખ ધરશો નહી.

**ચંચળા**—(પોતાની આંખમાં આવેલી આંસુની ધારને પોતાના પદરથી લુછતાં)આ અમારાં માબાપ કે સગાં કહીં ગામ જાય તો અમનેઆટલું બધું દુઃખ લાગતું નથી. આ તો જેમ કોઈ મહાજનજોડે સંગાથ કરીને મોટી મેદનીમાં કે જંગલમાં પેઠેલું આંધળું માણસ, તે મહાજનનો સંગાથ કે હાથ છૂટી જઇ વીખુટું પડવાથી ભારે દુઃખને પામતું રઝળી મરે છે, તેવી અમારી વલે થતી જણાય છે; તેથી જેમ આંધળા સાથીને મહાજને છોડવું નહિ ઘટે તેમ તમારે પણ અમને છોડવાં આ ટાણે ઘટતાં નથી. પછી તમે મોટા છો, અમારું

કંઈ જોર છે ?

**ભાગીરથી**—(જે પાછળથી આવીને વિજયાપાસે ઉભી હતી, તે વિજયાને સઉ સાંભળતાં કહે છે.) વિજયાલક્ષ્મિ બહેન ! આ અચાનક જવાની વાર્તા સાંભળીને મારા મનમાં ઘણું લાગે છે. તમારી વસ્તીથી આપણો આખો મહોલ્લો રાત દિવસ સારાં માણસોના આવવા જવાથી શોભતો હતો, તે હવે ઉદ્વસ્તજેવો લાગશે. જેમ કોઈ જળથી ભરેલા સરોવરવાળા, અને ઉત્તમ ફુલફળોથી તથા ચારા વગેરેથી શોભતા વૃક્ષોવાળા વનમાં દશ દિશાથી પક્ષિઓ તથા પશુઓ આવી વિશ્રાંતિ લે છે, અને જેમ સુકા સરોવરનો તથા ઉત્તમ વનસ્પતિ વગેરેથી રહિત કેવળ ઉખર ભૂમિના અરણ્યનો આશ્રય કોઇ લેતું નથી, તેમ તમારા નિમિત્ત આવનાર સજ્જન મનુષ્યો તમારા વિનાના આ મહોલ્લામાં હવે પ્રવેશ કરનારા નથી, તેથી સઉને ઉજ્જડજેવું લાગશે. તમે અને ભટજી જાતે જ તીર્થજેવાં છો, તેમને તીર્થની શી અગત્ય છે ?

**વિજયા**—ભાગીરથી બહેન ! તમે ખરું કહો છો, પણ કોઇના આગ્રહથી જવું પડે છે, એટલે નિરુપાય. બાકી જવાની તો મને પણ મુદ્દલે ઇચ્છા નથી. પરંતુ તેડી જનારનું મુખ છંડાય એમ નથી. અને એકવાર એમણે મુખથી હા કહી છે એટલે હવે ના કહેવાય એમ પણ નથી.

**ચંચળા**—તેને ના કહેવાય એમ નથી, ને મોં છંડાય એમ નથી તો અમને ના કહેવાય અને મોં છંડાય એ તમે ઠીક ગણો છો ? અમારી દયા તમને નથી આવતી કે શું ?

**વિજયા**—તમારા તરફ તો અમને ઘણું લાગે છે. પણ આગળથી ત્યાં હા કહી. અને મને પણ રાત્રે છેક મોડી ખબર મળી.

**વિઠ્ઠલજી**—જુઓ ભાઈ ! સંસારમાં રહ્યા એટલે જવું આવવું એ તો ખરૂં જ છે. પણ હવે તો આપણે એટલી વિનતિ કરવાની કે જેમ બને તેમ કૃપા કરી વહેલા પધારજો. આટલા દિવસ વળી દુઃખસુખથી કાઢી નાંખીશું. કેમ શેઠ ! બોલ્યા નહિ ?

**દાસ**—(ગળગળા અવાજથી) હા, તે તમે ઠીક કહો છો. પણ આ મનનો ધરમ છે, તે સાલું થયા પાકી રહેતું નથી. જેમ આપણે સઉ જાણીએ છીએ કે સંસારમાં જન્મેલાને એક દિવસ જવું છે, તોપણ પ્રાણ જવાની વેળાએ ભારી સંતાપ થાયછે, તેમ આ આપણો મ્હોલ્લો આખો એક દેહજેવો છે, ને આ બે જણના પિંડ તે તો જાણે એ દેહના પ્રાણ ને જીવાત્માજેવા છે. તે જેમ પ્રાણ ને જીવાત્માવગરનો દેહ નકામો થાય છે તેમ આ આપણો મ્હોલ્લો જીવ ને પ્રાણવગરનો થઇ રહે છે, એથી મને દુઃખ થાય છે. (એમ બોલતાં ડસકાં ખાય છે ને

નેત્રમાં જળ આવે છે, તે પોતાના વસ્ત્રથી લુછે છે).

**ચંચળા**—(પોતાનાં આંસુ લુછતાં) દેવતાવગરનું દેહેરૂં જેમ શોભતું નથી, તેમ આ ઘર હવે બંધ રહેલું પણ શોભવાનું નથી. રોજ તમને સંભારી સંભારીને આ ઘર તરફ જોવાનું, ને મનમાં દુઃખ થવાનું.

**ભાગીરથી**—(પોતાનાં સજળ નેત્રને લુછતાં) એ તો ખરું જ છે કેની ચંચળ બહેન! તમને ને અમને સઉને એમ થવાનું. જેમ રામ-સીતાના અયોધ્યામાંથી નીકળવાના સમયે આખી અયોધ્યા નગરીના લોકો તેજ, બળ અને સુખવિનાના થઈ ગયા હતા, તેમ આ મહોલ્લાના લોકને થવાનો સમય આવ્યો છે. પણ જેમ રામસીતા વિજય કરીને પાછાં આવ્યાં ત્યારે સઉને આનંદની વૃષ્ટિ થઈ હતી, તેમ ચાર દહાડાપછી પાછી આપણને આનંદની હેલી થશે. એટલો જીવને સંતોષ ધરવાનો માર્ગ છે.

**વિઠ્ઠલજી**—એ તો જેમ આ બપૈયો વર્ષાદના પાણીને જ પીનાર છે, તે આઠ મહિના વર્ષાદના પાણીની વાટ જોતો તરસ્યો બુમો પાડે છે, અને ઈશ્વર પણ તેને અંતે વૃષ્ટિદ્વારા શાંતિ આપે છે, તેમ ભટજીનાં જ વચનામૃતનાં તરસ્યાં સર્વ એમની વાટ જોતાં રહેશે, અને ઈશ્વર પણ ભટજીને પાછા અત્ર આણીને સઉ તૃષિતને સંતોષ પમાડશે. માટે શેઠ! આપણે આ શુભ સમયમાં હવે વધારે ખેદ કરવો સારો નથી. અને આવે અવસરે નેત્રમાં જળ લાવવું પણ સારૂં નથી. આપણે તો ભટજી-પાસે એટલી જ યાચના કરવી કે આપ જેવું અત્ર રહીને અમારૂં કલ્યાણ ઇચ્છોછો, ને કરો છો, તેવું જ ત્યાં પધારીને પણ ઇચ્છશો અને કરશો, અને સત્વર પાછા પધારવા દયા કરશો. બીજો ઉપાય નથી, માટે આપણે પ્રસન્ન થઇને ચાલો. જમી પરવારો; એમને પણ પરવારવા દો. અને પછી આપણે સઉ હસી ખુશીને એ ગાઉ સાથે સાથે વિદાય કરવા જઇએ. માટે હવે ચાલો, જય જય બોલીને ઉઠો.

**દાસ**—(દદરતા મનથી)ભલે, જેવો ભગવાનનો હુકમ. પણ ભટજી મહારાજ! આ હું પગે લાગીને કહું છું કે વહેલા પધારજો, અને આપણા મ્હોલ્લાના લોકનું ને બીજા પણ ભલા માણસોનું ભલું થાય એવી ત્યાં જઇને પણ દયા કરજો. ને તીરથમાં અમને સંભારજો.

**ચંચળા**—(ભીના કંઠથી) ભટજી મહારાજ! તીરથમાં મને સંભારજો, ને અમારું સઉનું કલ્યાણ થાય એવું કરજો, ને પાછા વહેલા પધારજો. (પછી ભાગીરથી તથા ચંચળા વિજયાને પ્રેમવચન બોલી તથા દાસ અને વિઠ્ઠલજી પણ એ પ્રમાણે પ્રિય વચનને બોલી જય જય

બોલતાં ઘેર જાય છે.)

પછી આ વાર્તા એકબીજાથી ચાલતી આખા મહોલ્લામાં પ્રસરી. તેથી વારાફરતી સર્વ આવી આવીને ભારે શોક દેખાડી ગયાં, અને મનોહર તથા વિજયાએ તેમને પ્રિય વચનોથી સમાધાન આપ્યું. ત્રીજે પ્રહરે જ્યારે પ્રયાણુનો સમય થયો ત્યારે બારણે આવીને ઉભેલા સુંદર રથમાં સઉએ મળી સામાન ગોઠવ્યો. લોકરીતિપ્રમાણે સર્વ લોકો શ્રીફળ તથા રૂપાનાણું યથાશક્તિ આપીને નમ્યા. પછી સર્વ વિદાય કરવા આવનાર પુરુષમંડળસહિત, પુષ્પના હાર તથા કપાળમાં ચોખા ચોદેલા તથા કુંકુમના ચાંદલાવડે શોભતા મનોહર ભટ્ટ પ્રસન્ન મુખથી આગળ ચાલવા લાગ્યા. પાછળ તેવી જ શોભાથી, વિદાય કરનાર સ્રિયોના મંડળથી શોભતાં વિજયાલક્ષ્મીએ ચાલવા માંડયું, અને શ્રીધરદેવના સેવકોવડે રક્ષાએલો રથ પણ ઘણુઘણાટ શબ્દાદિથી શોભતો ચાલવા લાગ્યો.

તીર્થના માહાત્મ્ય તથા સંસારના અસારપણા વગેરેની વાર્તા કરતાં, તથા સજ્જનના વિયોગથી વિકળસરખા અંતઃકરણથી દુઃખનું ભાન કરતાં આગળપાછળ સર્વ, વિદાય કરી પાછા વળવાના સ્થાનપર્યંત આવ્યાં. ત્યાંથી અનેક પ્રકારનાં પ્રીતિવચનોને પરસ્પર બોલીને ભટ્ટજી વગેરેએ પ્રયાણ કર્યું, અને આ વિદાય કરનાર, મંડળનાં સર્વ, શોકથી ક્ષીણ તેજવાળાંસરખાં થઇને પોતપોતાનાં ઘરતરફ પાછાં વળ્યાં.

માર્ગે ચાલતાં પણ સર્વ ભટ્ટજી તથા વિજયાનાં વખાણ કરતાં તથા પોતાના દુર્બળ પ્રારબ્ધને વખોડતાં હતાં; અને કહેતાં હતાં કે હવે પાછા આ ગયા એવા આનંદના દિવસો પરમેશ્વર જાણે કે ક્યારે આવશે.

વિજળી, કમળા વગેરે પણ ખેદને પામતાં વાતો કરતાં પોતપોતાના ઘેર ગયાં. જેમ વર્ષાઋતુમાં વાદળાં આખા આકાશના ભાગમાં છવરાઇને અંધકાર કરી મૂકે છે, તેમ આ આખા મહોલ્લામાં તેમ જ અન્ય જાણનાર સર્વ મંડળમાં મનોહર ભટ્ટના પ્રયાણનો ખેદ પ્રસરી ગયો.

મહોલ્લામાં દરેક ઘેર સ્ત્રીપુરુષો એની એ જ વાતો કરતાં અને પરસ્પરમાં મળી રોજ સંભારી સંભારીને નેત્રમાંથી આંસુ પાડતાં.

એમ દિવસોને વિતાવવા લાગ્યાં. જેને કહીં ન ગમે તે ઘડી બે ઘડી વિઠ્ઠલજીને ત્યાં જઇને, સ્ત્રિયો ભાગીરથીપાસે અને પુરુષો વિઠ્ઠલજી-પાસે, મનનું ઉભરણુ કાઢી સમાધાન લેતાં. બિચારી ચંચળ અને બાળમુકુંદદાસને તો ઘણો ખેદ થતો. દિવસો ગણતાં અને આવવાની વાટ જોતાં એક માસ થઈ ગયો, ત્યારે એક દિવસ સ્ત્રિઓમાંની કેટલીએક ભાગીરથીપાસે બેશીને પરસ્પરમાં આ પ્રમાણે વાર્તા કરવા માંડી.

**વિજળી**—બહેન! મને આખો દિવસ ને રાત એની એ જ ઝંખના થયા કરે છે. જાણે એ આવ્યાં છે; ને આપણે કથામાં ગયા છીએ ને કોઈ કોઈવાર તો કાનને ઘણું મીઠું લાગે એવું રોજના જેવું વિજીયાલક્ષ્મીનું ગાવું પણ જાણે સાંભળુંછું. પણ ઉઠીને જોઉં છું તો કાંઇ નહિ. પછી બધું સંભારૂંછું ત્યારે રડવું આવ્યાવિના રહેતું નથી.

**કમળા**—અરે બહેન ! આપણા દા'ડા ને રાત ક્યાં જતા'તા તે જણાતાએ નહોતા. સવારથી ઉમંગભેર ઉઠતાં તે રાતસુધી, ને રાતથી માંડીને સવારસુધી ઉંઘમાં પણ શાંતિ ને સુખ દેખાતું. અને હમણાં તો રાત ને દા'ડો જીવને કાંઈ કરતાંએ જંપ વળતો નથી. ખાવા બેસું છું તો તેમાંએ જાણે સ્વાદ લાગતો નથી. મારા ઘરમાં એમને પણ ઘડી ચેન પડતું નથી.

**પ્રાણકોર**—(પોતાના આંસું લુંચ્છતાં) બહેન! આટલા દહાડા સુખના ગયા એ તો જાણે સમણું થઇ ગયું. આ વિજીયાલક્ષ્મીના ઘર-સામું જોવાતું નથી. જતાં આવતાં એ બાજુએ જોઉં છું કે મને સાંભ-રીને હૈયું ભરાઇ આવે છે. બહેન ! આજકાલ કરતાં મહિનો તો કે દહાડાનોએ થઈગયો. આ થોડે દહાડે બે મહીનાપુરા થશે પણ હજી કાંઇ આવ્યાનું ઠેકાણું જણાતું નહિ. બચારાં કોણ જાણે ક્યાંએ હશે ?

**કાવેરી**—બહેન ! હું તો મારા ઘરની જંજાળ આડે ને આ છો-કરાંની ધાડે પૂરૂં એમને ત્યાં બેસવા કે આડે વખતે જવાઆવવા પામતી નહોતી, તોએ રોજ એમને સંભારૂં છું ત્યારે માંહેથી કાળજુ ધડકી ઉઠે છે, ને આંખમાં ઝળઝળીયાં ભરાઈ આવે છે. અરેરે! આવાં સારાં માણસોની સંગતિ ઝાઝા દિવસ લાગલગટ ચાલી હોય તો કેવું સારૂં થાત ! પણ બહેન! એવાં સઉનાં નશીબ ક્યાંથી હોય જે એમ થાય!

**પારવતી૦**—બહેનો ! મેં ઘણાએ સુખદુઃખ જોતાં આટલી ઉમર કાઢી. પણ આ આમના જાત્રા જવાથી જે મારા મનમાં દુઃખ થાય છે, એવું કોઈને સારું થયું હોય એમ સાંભરતું નથી. હું મારા દુઃખમાં દટાઇ ગઈ'તી. તે આ એમને ઘેર આવતી થઈત્યારે એમણે મને જાણે

દુઃખમાંથી કાઢી હોય એવું લાગતું. આખો દા'ડો ને જાગતાસુધી રાતે એમની વાતોમાં વિચાર જાય એટલે રડયું દુઃખ સાંભરતું નહોતું. ને હવે તો આ દુઃખમાં મહીં મહીંથી તે દુઃખે સાંભરે છે, ને મન જાણે ઓભાઇ જાય છે. શું કરીએ બહેન ! જે વાત આપણા હાથમાં નહિ તેનું સમાધાન વાળીને બેશીએ પણ જીવને સમાધાન કેમ થાય?

**ભાગીરથી**—(પોતાના નેત્રને લુછતાં) અરે બહેન ! મારે તો સંમુખ ઘર રહ્યું, એટલે આખો દિવસ એમની ને એમની જ સ્મૃતિ થયાં કરે છે. મારે રોજ પ્રથમ પતિમુખ અવલોકવાની નીતિનું પાલન કરીને પછી સૌથી પહેલાં વિજયાલક્ષ્મીનું મુખ જોવાનું મન થતું. ભટ્ટજી તો બારીઆગળ ને બારીઆગળ જ જ્યારે ત્યારે કાંઇ ને કાંઈ શ્લોક બોલતા બેઠા જ હોય. વિજયાલક્ષ્મીનું ચિત્તને ખેંચે એવું મનોહર મુખ, ને એમના પ્રિય લાગે એવા વાર્તા કરતી વખતના હાવભાવ તો મારી આંખઆગળથી જાણે ક્ષણભર પણ ખસતા નથી. એમનું મધુર બોલવું સાંભળવાને આ કાન જાણે અધીરા થઈ રહ્યા હોય એમ જણાય છે. કોઈની વાત સાંભળું તોપણ વૃત્તિ જાણે એમની પાછળ પાછળ જાત્રાના સ્થાનપર્યંત જઈને એમને જોતી હોય એવું લાગ્યા કરે છે. આ એમની બંધ કરેલી બારીઓસામું જોઉંછું તો જાણે જીવ કચવાય છે. પ્રાતઃકાળમાં બીજાની બારી ઉઘડતાં એમની બારી ઉઘડવા જેવો અવાજ થતાં જાણે એમની બારી એમણે ઉઘાડી કે શું, એવા ભાનથી ચોંકી ઉઠીને એમના તરફ જોઇને નિરાશ થઈબીજે કામે લાગું છું. એમનું જ્યારે ત્યારે લગાર લગાર હસતાં ગાલમાં ખાડા પડેલું મુખ મને સાંભરી આવે છે ત્યારે એમનો વિયોગ મને સાલ્યાવિના રહેતો નથી. આટલા દિવસ હું જાણતી કે સ્ત્રીને પોતાના પતિનો અને પતિને પોતાની સ્ત્રીનો વિયોગ માત્ર દુઃખઆપનાર થતો હશે. પણ હવે મારી ખાતરી થઈ કે આવા સજ્જનનો વિયોગ પણ શુદ્ધ સ્નેહના બળથી ઘણા જ દુઃખનો આપનાર થાય છે. અરે ! ઘણીવાર તો સ્વપ્નમાં જાણે વિજયાલક્ષ્મીને આવેલાં જોઇને હું હસતાં હસતાં ઠપકો આપું છું કે 'વાહ! આવો સ્નેહ રાખો છો અને અમને તમારો વિયોગ પીડયો તેમ તમને અમારો વિયોગ નહોતો પીડયો કે શું ?, પછી એવાં ને એવાં ઘણાં વચનો સંભળાવું છું ત્યારે લગાર લગાર હસીને મારી પાસે ક્ષમા માગે છે. ને કહે છે કે 'શુંકરૂં બહેન ! મારો જીવ તો અહિં જ હતો પણ ખોળીયું પરવશ ત્યાં પડેલું તે હું શું કરૂં ? બાકી અંતરમાં મને જે થયું છે તે હું આજે કહેવાને પણ શક્તિમાન્ નથી.' આવી વાતો કરતા નેત્ર ઉઘડી જાય છે, એટલે પાછું એને એ. પણ આ હવે તો બે માસ થવા આવ્યા છે, એટલે આવશે એવા વિચારથી લગાર

લગાર ધારણ રહે છે.

આ વગેરે અનેક પ્રકારની વાર્તાઓને કરતી સ્ત્રિયો પોતપોતાને ઘેર જતી, અને આજકાલ આવશે એવી આશામાં ને આશામાં દિવસો કાઢતી.

**બાળમુકુંદદાસ** તથા **ચંચળા**ને ભારે સંતાપ થતો હતો. તેમને પ્રસંગોપાત્ત **ભાગીરથી** તથા **વિઠ્ઠલજી** શાંત કરતાં. ઉપરાઉપરી દિવસો જતાં લગભગ ૭ માસ થવા આવ્યા, ત્યારે એક દિવસ **વિઠ્ઠલજી**પાસે સંતાપથી વિકળ થયેલા **બાળમુકુંદદાસ** આ પ્રમાણે કહેવા લાગ્યાઃ

**દાસ**—અરે **વિઠ્ઠલજી**! હવે હું સું કરૂં? રાતદહાડો મારો જીવ ભટકેલાજેવો ફરે છે. હજી **ભટજી** મ્હારાજને પધારવાના કાંઈ સમાચાર જણાતા નથી. આ અમારા ઘરમાં એમના દુઃખની તો વાત જ થતી નથી. એને તો જાણે રાતદા'ડાનું ભાન જતું રહ્યું હોય એવું થયું છે. રોજ સાંજે આવીને જોઉં છું તો રડેલી આંખો લાલ રંગની દેખાય છે, ને મારી આંખો પણ જ્યારે જ્યારે સંભારૂં છું ત્યારે ગળીને હીંગળોકજેવી થાય છે. (એમ બોલતાં રડી દેવાય છે, ને બોલે છે) તમને સુ કહું **વિઠ્ઠલજી**! મારા મનના સઘળા મનોરથ મનમાં જ રહી ગયા. મારી બાધાના નિમિત્તથી **ભટજી** મ્હારાજને ને તમને સઉને ભોજન કરાવવાનો દિવસ ધારેલો, પણ તેમાં તો વચમાં આ વિઘ્ન આવી ઉભું. મનને સંતાપ, એટલે તે દિવસે બ્રાહ્મણને સીધું આપી દીધું, પણ હજી બાધા મારા મનથી કાયમ જ છે. કોઇ પુરવ જનમનાં પાતક આવીને આ ઠેકાણે નડ્યાં છે, એથી ઘણું ખોટું લાગે છે. મારા પડોસમાં જ્યારે ત્યારે હું એમના બોલ સાંભળતો, તે મારા પુનના દા'ડા જઇને આ પાપના દા'ડા ક્યાંથી આવ્યા છે! દુકાનમાં પણ બ્હોતની પેઠે બેઠો રહું છું. કાંઇ કામ ધંધો સુઝતો નથી. અમે અપરાધી જીવ **ભટજી**નું સું ભલું કરીએ પણ એમણે તો ત્યાં બેઠે પણ અમે માગેલું તેમ કલ્યાણ કર્યું જણાય છે. **વિઠ્ઠલજી**! આ સંસારમાં પ્રીતિના જેવું દુઃખ આપનાર બીજું કોઇ નહિ હશે, એમ મને ભાસે છે. આ આપણા મહોલ્લામાં જાણે ગોલોક ને **વૈકુંઠ**જેવું થયેલું તે આજે જંગલજેવું લાગે છે. જેમ સુખભોગના દા'ડા ટુંકા થાય છે, ને દુઃખના દિવસો લાંબા થાય છે, એમ તે તે સમામાં ભાસે છે, તેમ આ **ભટજી**ની સોબતના દા'ડા ટુંકા જણાતા ને આ આજના દા'ડા જાણે વરસ જેટલા લાંબા જણાય છે. હવે જીવ ધારણે રહેતો નથી. જેમ ગોપિકાઓને **ભગવાન**ના



વિજોગથી અપાર દુઃખ થયું'તું તેવું આજ મને થયું છે. (નિઃશ્વાસ મૂકતાં) ભગવાનને, ગુરુદેવને જે ગમે તે ખરું, પણ હવે તો ભટજીના કલ્યાણકારી ચરણારવિંદ અહિં વહેલાં પધારે તો જીવાસે, નહિ તો કોણ જાણે સું થનાર છે, તે સમજાતું નથી. (આંખો લુછી સ્વસ્થ થઈ બેસે છે.)

**વિઠ્ઠલજી**—જુઓ શેઠ! તમને જેવું દુઃખ થાય છે, તેવું અમને સર્વને થાય છે, પણ આ સ્થળે ઉપાય નથી, એટલે સહન કરી રહીએ છીએ. આ આજેજ મેં શ્રીધરદેવના મનુષ્યને શહેરમાં આવેલો દીઠો. તેને પૂછ્યું ત્યારે તેણે કહ્યું કે આગળ જતાં ગંગાસ્નાન ને વિશ્વેશ્વરનાં દર્શનની ઇચ્છા થવાથી ત્યાં પધાર્યા છે, તે હવે પાછા વળવાની તૈયારીમાં છે. સઉ કુશળક્ષેમ છે. કાંઈ ચિંતા કરશો નહિ. આ સમાચાર સાંભળ્યા ત્યારથી મારા જીવને લગાર શાંતિ થઈ છે. માટે હવે તમારે પણ ગભરાવું નહિ, અને ઘરમાં પણ સમાધાન આપતા રહેવું કે ચિંતા કરશો નહિ. ઈશ્વરની ઇચ્છા છે તો હવે ભટજી મહારાજનાં પગલાં વાગી રહ્યાં છે, એમ જાણજો. ને પછી આપણે હતી એવી આનંદની હેલી થઈ રહેનાર છે. (આ વગેરે વાર્તાથી સમાધાન કરે છે; દાસનો સમય થવાથી તે પણ જાય છે, ને વિઠ્ઠલજી કામે લાગે છે.)

આપ્રમાણે કેટલાક દિવસ વળી નીકળી ગયા. સઉ દિવસો ગણે. એમ કરતાં વળી એક દિવસ ચંચળા અકળાઇને ભાગીરથીપાસે બેસીને નીચે પ્રમાણે કહેવા લાગી.

**ચંચળા**—હેં ભાગીરથી બહેન! હવે વિજીયાલક્ષ્મી ને ભટજી મહારાજ ક્યારસોરાં આવશે? ઓહોહો! કાં કાશી ને કાં આપણે! રસ્તામાં ભારે દુઃખ પડતાં હશે. આ માથાઉપર ચોમાસાના દિવસો આવી પહોંચ્યા છે. રસ્તા બંધ થઈ જશે, એ તે હવે શી રીતે આવશે? આજકાલ કરતાં આઠ પૂરા થઇને નવમો મહિનો બેસશે. આપણે અહિં તો આ રોહણ રેલીએ ખરી. આજકાલ મરગસર બેસશે. ને પછી આરદરામાં તો વરસાદની હેલી પડશે. એ તે કયારે આવશે? શિયાળો આખો ગયો, ને ઉનાળોએ ગયો. એક દા'ડો બે મહિનાઉપર વિઠ્ઠલજીએ એમના આગળ કહ્યું'તું કે હવે ભટજી મ્હારાજનાં પગલાં વાગે છે, ને હજી તો કંઈ ઠેકાણું પડયું નહિ. મારા જીવને તો હવે એવો વલોપાત થાય છે કે જાણે પાંખ હોય તો ઉડીને જાઉં. ભલા ભગવાન્! અમારે સારુ આ દા'ડા કયાંથી રાખી મૂકયા'તા? હેં બહેન ભાગીરથી! એ વિજીયાલક્ષ્મી આપણને સંભારતાં હશે કે નહિ?

(હૃદય ભરાઈ આવતાં) રડયું છેક આવા નમેરાવેડા કરવા'તા ત્યારે એણે આવડી માયા શાસારુ વધારી? દુઃખ તો કરમમાં હતું જ તો! પણ ચાર દા'ડા સુખના તો જતા જણાયાએ નહિ, ને આ રઝા દુઃખના દા'ડા તો કેમે કર્યા નીઠતા નથી! હું તમને શી વાત કહું બ્હેન! ભાણે બેસીને મને ખાવું સરખુંએ ભાવતું નથી. આંખમાંથી પાણી ચાલ્યું જાય છે. આ બીજી જગાએ તો આઠ મહિના કોરા ગયા, ને આપણે અહિં તો એ આઠે મહિના ચોમાસાની હેલી જેવા ગયા છે, ને હજી બીજા ચાર મહિના લેવા પડશે તો કેમ કરીને જીવાશે? ભાગીરથી બ્હેન! ખરું પૂછો તો હું મનને ઘણું મારી રાખું છું, પણ ઉછળી ઉછળીને દરિયાનાં મોજાંની પેઠે માંહીથી ઉછાળા આવે છે, ને રડાય છે. આસોનાં નવરાતર કરીને ગયા'તાં, તે આ જેઠ પૂરો થવા આવ્યો, ત્યારે ગણોને વારું, કેટલા મહિના એ તે થયા? એમાં તો વળી આ ડકાળમાં અધિક માસ આવી ગયો પાછો! ત્યારે જુઓને, હું આઠ પૂરા થયા ગણું છું, પણ આ તો પૂરા નવ થઇને દસમો પણ અધવાર્ય છે! ખરે એમને આપણી દયા નહિ આવતી હશે કે શું? આ નવ મહિના તો મારે જાણે નવ જુગ ગયા જેવું થયું છે.

**ભાગીરથી**—જુઓ **ચં**ચળ બ્હેન! આપણે હવે ગભરામણ કરવા સરખું નથી. **પ**રમાત્મા કરશે તો હવે પંદરેક દિવસમાં પણ આવ્યા વિના તો નહિ રહે. માટે ધીરજ રાખો. મને પણ ઘણું થાય છે, પણ જેમ કૂવાનો છાયો કૂવામાં જ શમાય છે તેમ સઘળું મનમાં ને મનમાં જ શમાવું છું. (આ પ્રમાણે વાર્તા કરે છે, એટલામાં **વિઠ્ઠલજી** આવે છે, તે **ચં**ચળાને ઉદાસ જોઇને કહે છે.)

**વિઠ્ઠલજી**—**ચં**ચળા શેઠાણી! તમારા મનમાં હવે દુઃખ ધરશો નહિ. **પ**રમેશ્વરનો હુકમ તો થોડા દિવસમાં **ભટ**જી ને સઉ આવી પહોંચશે. જુઓ, હજારો ગાઉનો પંથ કાપતાં જવું આવવું, તે દિવસ તો થાય માટે મનમાં સમાધાન રાખજો હોં, શું કહું છું? ખેદ બિલકુલ કરશો નહિ. (એમ કહી બીજા ખંડમાં કપડાં મૂકવા જાય છે.)

**ચંચળા**—પરમેશ્વર કરે ને તમારી વાણી ફળે ને આજકાલ આવે તો એથી રુડું બીજું શું છે? અમને બૈરાંની જાતને મરદ કરતાં દુઃખ ઘણું થાય છે કેમકે અમારાં કાચા હૈયાં છે. (એમ બોલી રજા લઈ ઉઠી જાય છે.)

પ્રવાસમાં ગયેલાં **મનોહર** ભટ તથા **વિજયા** પણ પોતાના

સજ્જનોને લગાર વિસારતાં ન હતાં. તેમાં ભટજીને તો દૃઢ અંતઃકરણમાં વિશેષે કરીને ખેદનો સ્પર્શ રહેતો નહિ, પણ વિજયાના કોમળ હૃદયમાં વારંવાર સઉ સાંભરી આવતાં ખેદ થતો. તેને મનોહરભટ્ટ અનેક પ્રકારે સમાધાન આપતા. વળી એકથી બીજી અને બીજીથી ત્રીજી જગાએ એમ સ્થળે સ્થળે નિરંતર ફરવાનું, એટલે નહાવાધોવા તથા નવાં સ્થળો જોવા વગેરેમાં તેના જીવને વિસારો પડતો. ઘણી વાર વિજયા પોતાના પતિના મિત્રની સ્ત્રી આયુષ્મતીને વાર્તા કહેતાં સજ્જનોનું સ્મરણ કરીને અંત ના તપ્તપણાવિષે કહેતી. પાછા વળીને આવતાં જ્યારે સરસ્વતીસ્નાન કરવા એ ક્ષેત્રમાં બે રાત રહ્યાં, ત્યારે તીર્થાટનમાં ઘણા દિવસ જવાથી અને સઉને અહિંથી પાછા ફરવાનું કહેલું તે સ્મરણમાં આવવાથી નિવૃત્તિનો સમય જોઇને એકાંતમાં પોતાના પતિ મનોહરભટ્ટને વિજયા આ પ્રકારનાં વચનો કહેવા લાગી.

**વિજયા**—હે ભગવન્ ! હવે તો આપણે જલદી ઘેર જવાનું થાય તો સારું. આપણાં સજ્જનોને ભારી સંતાપ થતો હશે, એવું મને મનમાં ભાસે છે. આપણે નીકળવાના સમયમાં સર્વને એક માસનો વાયદો કર્યો હતો, તેથી પણ તેમને સંતોષ થતો ન હતો, તો આ તો નવ માસનો સુમાર થવા આવ્યો હશે. બિચારી ચંચળા તો પેટ ભરીને ખાતી નહિ હશે, અને આંખ મીંચીને ઉંઘતી પણ નહિ હશે. ભાગીરથીને પણ મને લાગે છે કે ઘણું દુઃખ લાગતું હશે. વિજળી, કમળા, પ્રાણકોર વગેરેને તેમ જ કાવેરી આદિ સઉને પણ સ્મરણ થયા વિના નહિ રહેતું હોય. બિચારા બાળમુકુંદદાસને તો દુઃખનો પાર નહિ હશે, કારણ કે એ ઘણો ભલો, અને સાચા પ્રેમવાળો છે. આપ મને સમાધાન આપોછો, હું પણ સમજું છું, તથાપિ ઘણીવાર મને સઉનો સ્નેહ સાંભરી આવતાં હૃદયમાં ઘણી લાગણી થાય છે, તો તેમને સર્વને થાય એમાં નવાઈ નથી. વળી આ મારા ઉદરમાં પણ ત્રણ માસ થયા હોય એવા ચિહ્ન ભાસે છે. માટે હવે આ ચાતુર્માસ માર્ગમાં કે ક્ષેત્રમાં ગાળવાનો વિચાર રાખવો ઉચિત નથી. વર્ષાદના દિવસો આવી લાગ્યા છે, તોપણ હજી પાકી હેલીનો સંભવ થયો નથી, ત્યાંપર્યંત ઘોડા અથવા ચાલી શકે એવા કોઇ પણ વાહનની તજવીજ કરી દડમજલ ચાલવું. જ્યાંથી રથ છેક અટકે ત્યાં માણસોસહિત રથોને મૂકવા, પણ આપણે તો સત્વર જવું.

**મનોહર**—હા હા હવે તો તારી ઇચ્છાપ્રમાણે જ થશે. શ્રીધરદેવને પણ ઘેર જવાની ઘણી અગત્ય છે. એટલે તારા કહ્યા પહેલો જ આ પ્રકારનો સઘળો વિચાર નક્કી કર્યોછે. આ રેતાળ ધરતીમાં તો

થોડો વર્ષાદ છતાં પણ ચાલવાને અડચણ નથી. માત્ર જ્યાં નર્મદાના સમીપના પ્રદેશમાં થોડા ભાગમાં કાળી ધરતી આવશે, ત્યાંથી સઘળી તજવીજ થઈ રહેશે. ત્યાંપર્યંત તો કાંઇ ચિંતા નથી. હવે ઘણામાં ઘણા પંદર સત્તર દિવસ ઘેર જતાં લાગશે. આજ પાંચ દિવસ થયાં શ્રીધરદેવનો કાસદ છૂટયો છે. તેને એક પત્ર બીડીને આપ્યો છે. તે પણ ચાર પાંચ દિવસમાં વિઠ્ઠલજી કે દાસના હાથમાં પહોંચશે, એટલે તેમનું પણ સમાધાન થશે. માટે કાંઈ કાળજી કરીશ નહિ. આજે જ જમીને અહિંથી નીકળવાનું છે. (એમ વાત કરતાં જમવાનો સમય થવાથી બંને જમવા જાય છે.)

**ભાગીરથી**—(એક દિવસે પોતાના પતિ વિઠ્ઠલજીને નવરાશમાં બેઠેલા જોઇને) આ યાત્રાવાસી લોકો તે ચોમાસાપછી આવશે કે શું? હજી કાંઈ સમાચાર જણાયા નહિ. આ બચારા મ્હોલ્લાના લોકોનાં નસીબ નબળાં હશે તે એમને તીર્થે જવાનો યોગ આવ્યો. ખરે એ બંને સ્ત્રીપુરુષ પુણ્યાત્મા છે. આ લોકોના કલ્યાણમાટે એમણે તીર્થમાં પણ સારા સંકલ્પ કરયા હશે, અને તે એમના સંકલ્પના બળથી આપણા મંડળમાં ઘણાનું લોકદૃષ્ટિથી કલ્યાણ થયા સરખું જણાય છે. જેમ આ માઘ ફાલ્ગુનમાં એકદમ સઘળા આંબાઓને મોર થઇને કેરીઓ જવે છે તેમ આ આપણા મંડળમાં વિશથી ત્રિશ વર્ષસુધીનાં સઘળાં બૈરાંને આ માઘ તથા ફાલ્ગુન માસમાં જ પરમેશ્વરની દયા થઈ જણાય છે. કોઇને કોઇને ચાર, કોઇને પાંચ એમ માસ ચઢયા છે. ચંચળને પણ પાછું ઈશ્વરે સામું જોયું છે. મારે અને ચંચળને તો સંભવની નવાઈ નથી, પણ પરિણામ સારો ઉતરવાની માત્ર નવાઈ છે. દૃષ્ટની કૃપાનું અનુમાન એથી જ થાય છે કે કથામાં આવનાર જેટલાં છે તેટલાં બધાં પ્રથમ વચનાંને આશા પૂર્ણ કરી છે. બાકી મહોલ્લામાં તો એવાં આશાબાંધ્યાં ઘણાંએ છે. પણ તેમને કોઇને તેવો સંભવ જણાયો નથી. માટે કોઈ ઈષ્ટસંકલ્પનું જ આ ફળ હશે, એવું મારી કાચી બુદ્ધિથી અનુમાન થાય છે. આપ્રમાણે વાર્તા કરે છે, એટલામાં દાસ આવે છે.)

**દાસ**—(બેસતાં જ નિઃશ્વાસ નાંખીને) હે ભગવન્! હે ગુરુદેવ! તમે કરશો તે જ ખરું છે. કેમ છે વિઠ્ઠલજી! સી ખબર છે? કાંઈ ભટજી મહારાજની ખબર આવી? આટલા દહાડા તો આજ કાલ કરતાં ધીરજ રાખી, પણ હવે તો આ ચોમાસાના દહાડા આવ્યા, એટલે નદીનાલાં ભરાસે તો પછી આવવાનું કેમ બનસે તે કાંઈ સમ-

જાતું નથી. ભટજીને પણ ધન છે કે આ તરફ હજી કાંઈ નજર થતી નથી. અમારા જેવાંનાં નસીબ ટુંકાં એટલે કેમ થાય ? ને ભગવાન્ અમને એવો સમો કેમ આપે ? ( આ પ્રમાણે બોલે છે, એટલામાં કાસદ બૂમ પાડે છે કે વિઠ્ઠલજી કોણ છે ને બાળમુકુંદદાસ કોણ છે. )

**ભાગીરથી**—(એકદમ બારીએ આવીને) અરે કોણ છે ?

**કાસદ**—કાગળ આપવાનો છે. વિઠ્ઠલજી તથા દાસને કાને કાગળની વાત જતાં જ ઉઠી બારીએ આવે છે, ને ભાગીરથી નીચેથી કાગળ લે છે. ચંચળા પણ દૂરથી આવેલો કાસદ જોઇને તથા પોતાના ધણીનું નામ દેતો જાણીને તરત ત્યાં આવી, અને ભાગીરથીસાથે ઉપર ગઈ. પત્ર વિઠ્ઠલજીને આપતાં ઉપરના અક્ષર જોતાં જ વિઠ્ઠલજીએ કહ્યું કે આ ભટજી મહારાજનો કાગળ આવ્યો. એ સાંભળીને સઉના મનમાં મોટો હર્ષ થયો. )

**વિઠ્ઠલજી**—(પત્ર ઉકેલીને વાંચે છે, અને સઉ એક ચિત્તથી સાંભળે છે.)

'સ્વસ્તિ શ્રીસૂર્યપુર, મહાશુભસ્થાને, સકલ સદ્ગુણગણાલંકૃત, સદ્વિદ્યાપરાયણ, તપોનિધિ, બ્રાહ્મકર્મકુશલ, વેદતત્ત્વવિત્ આદિ અનેક શુભોપમાયોગ્ય પંડિત શ્રી ૫ પંડિત વિઠ્ઠલજી શેષજી, તથા અખંડસૌભાગ્યભૂષિત, સદ્વ્રતયુક્ત, સદાચરણી, પતિવ્રતા ભાગીરથી, તથા ભગવત્સેવાપરાયણ, મહાવૈષ્ણવરાજ, સદ્વિવેકવાળા, નીતિમાન્, સદા ઉદાર ચિત્તવાળા, સકલજનકલ્યાણેચ્છક, સર્વ શુભ ગુણવડે શોભતા, સજ્જનશિરોમણિ, આ વગેરે અનેક શુભોપમા દેવાયોગ્ય શેઠ શ્રી ૫ શેઠ બાલમુકુંદદાસ તથા પરમેશ્વરપરાયણ ચિત્તવાળાં, અખંડ સૌભાગ્યવડે શોભતાં, નિષ્કપટ વૃત્તિ તથા ભોળા મનવાળાં, દાનધર્માદ સદાચારમાં નિરંતર પ્રીતિવાળાં, પ્રેમગલિત સ્વભાવનાં, તથા પતિસેવામાં નિરંતર તત્પર રહેનાર ચંચળા શેઠાણી, તથા એવિના આપણા સજ્જનમંડળસમસ્તપ્રતિ, સકલ તીર્થશિરોમણિ, શ્રીસરસ્વતીતટસ્થિત શ્રીસિદ્ધપુર ક્ષેત્રથી લેખક સજ્જનસ્નેહાભિલાષી, તથા સર્વનું શુભ ચિંતવનાર ભટ્ટ મનોહરના નમસ્કાર તથા આશીર્વાદ એમ યથાઘટિત સ્વીકારશો. સર્વ લોકાધિપતિ ઇષ્ટશ્રીની અપરિમિત કૃપાના પ્રભાવે આ ક્ષણપર્યંત અમે સર્વ સુખરૂપ છીએ. તમારી સર્વેની સુખરૂપતાના સમાચાર લાંબા સમયથી જાણ્યા નથી તેથી ચિત્તને વારંવાર સ્મરણદ્વારા ક્ષોભ પ્રાપ્ત થાય છે. એક માસમાં પાછા ફરવાનો વિચાર હતો, પણ બળવાન્ પ્રારબ્ધના વેગથી થયેલા

શ્રીધરદેવના અતિ આગ્રહથી અમારે એમની સાથે જગત્પાવની શ્રી ગંગાજીના તટસ્થિત મહામુક્તપુરી શ્રીકાશીપર્યંત જવું થયું. ત્યાં જન્મજન્માંતરનાં પાપનિવારક શ્રી વિશ્વેશ્વરના ઉપલક્ષક પ્રતિષ્ઠિત વિશ્વનાથનાં દર્શન થયાં. માર્ગમાં આવેલ અનેક અનેક દોષનિવારક તીર્થનો સંબંધ થયો છે. તે સઘળાં તીર્થોમાં આપણા સમગ્ર સજ્જનના સ્મરણપૂર્વક તથા સર્વના કલ્યાણની ઇચ્છાના ઉદયપૂર્વક સ્નાનદર્શનઆદિ સર્વ શુભાચાર રુડે પ્રકારે થયા છે. અને એ સર્વ કાર્ય કરતા નિર્વિઘ્ન આજે પુનઃ સરસ્વતીના પવિત્ર તટમાં આવ્યા છીએ. હવે અનેક અડચણ આવ્યે પણ, શરીર આરોગ્ય છે તો આષાઢી એકાદશીપર્યંતમાં સંપૂર્ણ સ્નેહપાત્ર સજ્જનમંડળનાં દર્શન થવાનો નિશ્ચય ધારયો છે. માટે હવે લગાર પણ ચિંતા કરશો નહિ. આપણા સમગ્ર સ્ત્રીસમુદાયને એક ક્ષણ પણ અત્ર ઘરમાંથી વિસારતી નથી. એની સર્વ સખીઓના વિયોગથી એનાઅંતરમાં જે સંતાપના અંકુર જણાયા છે, તે કાંઈ પત્રમાં લખતાં પાર આવે એમ નથી. માટે આ ક્ષણે તો કાસદને વિદાય કરવાનો સમય થયો છે, તેથી અહિંથી જ આ પત્રને પૂર્ણ કરું છું. સર્વ સજ્જન સ્ત્રીપુરુષોનાં નામ આ હૃદયમાં પ્રકટ છે, પણ અવકાશ નથી, માટે અત્ર લખ્યાં નથી, તથાપિ પૃથક્ પૃથક્ સર્વને આશીર્વચન કહેશો. પરિણામમાં વિશ્વરક્ષક પરમાત્માશ્રીના અનુગ્રહથી તમારૂં સર્વનું રુડે પ્રકારે રક્ષણ થાઓ, એ જ પ્રધાન ઇચ્છાનો અંકુર છે. એથી અધિક શું? જ્યેષ્ઠ વદિ ૫ મી.'

**વિઠ્ઠલજી**—(પત્રને વાંચીને દાસના હાથમાં આપતાં હર્ષપૂર્ણ હૃદયથી) જુઓ શેઠ! હવે આજે આષાઢ સુદ ૭મી તો થઈ ત્યારે માત્ર ત્રણ જ દિવસ વચમાં આડા રહ્યા છે. હવે પ્રસન્ન રહેજો. ખેદ કરશો નહિ.

**દાસ**—(ચંચળા તથા ભાગીરથીને પોતાનાં આંખમાં આવેલાં પાણીને લુછતાં જોઇને પોતાની આંખમાં આવેલાં હર્ષજળને લુછતાં) વિઠ્ઠલજી! આજે મારા સરીરમાં આ ઘડીથી લોહી ચઢવા માંડયું છે. પારવનો હરખ મહીં થયો જાયછે. તેનું બ્યાન પણ કરી સકતોનથી. આપણા લોકમાં કાગળથી મલ્યા સમાન લાભ થાય છે એમ કહે છે, એ વાર્તા બરાબર સાચી છે. ભલા ભગવાનને મારી મોટી ફકર પેઠી હસે, તે આજ આ કાગલથી સમાધાન આપ્યું છે. (પોતાની સ્ત્રી ચંચળાને) લો હવે આનંદમાં રહેજો. ચોથે દહાડે તમારે વિજીઆલખમી,ને ભટજી મ્હારાજ પધારસે.

**ચંચળા**—(હસતે મુખે) **ભ**ગવાન્ કરે ને જેમ વહેલાં આવે તેમ હું તો રાજી.

**દાસ**—જુઓ **વિ**ઠ્ઠલજી ! આજે આ ઘડીએ લગાર એમનું મોં હસતું મે જોયું! હવે એમનો ને મારો આતમા પણ પ્રસન થયો છે. સી તમને વાત કહું? **ભ**ટજી ગયા તે દા'ડાના બધા દા'ડા સોકમાં ને સોકમાં ગયા છે.

**ભાગીરથી**—(લગાર હસીને) **ચં**ચળ બહેન ! હવે તમે આનંદમાં રહેજો હો. આ તમારું શરીર પણ સુકાયું છે, તે ઝટ પાછું વળી આવે.

**ચંચળા**—હવે **વિ**જ્યાલક્ષ્મી આવે ત્યારે જોવાનું છે કે જેવાં આપણે એમના વિના સુકાયાં છીએ તેવાં એ આપણા વિના સુકાઇને આવે છે કે તાજાં થઇને?

**દાસ**—લો ચાલો હવે. તારસોરો વાલુનો વખત થસે. હજી બજારમાં જવાનું છે. (ઉઠતાં) **વિ**ઠ્ઠલજી ! આ કાગલ હું એક વાર નિરાંતે વાંચીને પછી પાછો આપીસ હો.

**દાસ**—(પોતાને ઓટલે ચઢતાં હરખાતાં હરખાતાં **કા**વેરીને જોઇને) **કા**વેરી ! તમને વધામણી કહું છું કે ચોથે દા'ડે **ભ**ટજી પધારસે હો. (પાછળ જોતાં બારીએ **ત્રિ**ભુવનને જોઇને) **તિ**ભુકાકા ! **ભ**ટજી મ્હારાજ આ એકાદસીએ પધારસે હો.

**ત્રિભુવન**—ભલે ભાઇ! **ભ**ગવાન્ કરે ને વહેલા પધારે તો સારું. અમે તો એમના વના મારીને ઘરમાં સીઝાઇ ગયા છીએ. તે એ આવે તો અમારા જીવને કેટલો ખુલાસો થાય.

**પાર્વતી૦**—(એકદમ બારીએ આવીને) હેં **બા**લુભાઇ! કોણે કહ્યું? એ સઉ સુખી તો છે ખરાં કેની?

**દાસ**—(કાગળ ઉંચો કરીને દેખાડતાં) આ હમણાં જ કાગલ કાસદ લાવ્યો છે. સઉ **ભ**ગવાનની દયાથી ખુસી આનંદમાં છે.

(**વિ**જળી તથા કમળા વાત સાંભળતાં જ **ભા**ગીરથીને ઘેર જઇ પૂછી આવે છે, ને રાજી થતાં એકબીજાને ઘેર જઇને ખબર આપે છે, તેથી એકદમ જેમ વિજળીનો ઝબકારો થઇને પ્રકાશ છવાઇ જાય છે, તેમ ઘેર ઘેર ખબર પડતાં સઉના મનમાં આનંદ છવરાઇ જાય છે.)

**ધનલક્ષ્મી**—(**પ્રા**ણકોરને બોલાવીને) કેમ વારુ **વિ**જયાલક્ષ્મી બહેન કયારે આવનાર છે?

**પ્રાણ૦**—આ અગીયારસે આવવાનો કાગળ આવ્યો છે. બહેન!

ખરું પૂછો તો એ ગયાં છે તે દા'ડાનાં અમારાં સઉનાં તો લોહી ઉડી ગયાં છે, તે આજે આ ખબર સાંભળી એટલે સઉનાં મોંડાં હસતાં થયાંછે.

**ચંદ્ર૦**—તમને થાય એમાં તો કાંઈ નવાઈજ નહિ, પણ મારે માત્ર બેત્રણ દિવસનો સ્નેહ હતો, તોપણ મને એમનું વારંવાર સ્મરણ થતું. મારો એકે દિવસ એવો નથી ગયો કે એમનું ચિત્તાકર્ષક મલકતું મુખ મારા મનઆગળ આવ્યું નહિ હોય. મેં કાંઈ એમના આવવા સંબંધે સાંભળ્યું, ત્યારે તમને બોલાવીને પૂછ્યું. વારુ આવજો વળી નવરાશે હોં બહેન! (ઘરમાં જાય છે, ને પ્રાણકોર પણ ઘેર જાય છે.)

ઉમંગના દિવસો જલદી નીકળે છે, તેથી શ્રીમનોહર ભટ્ટનું પત્ર આવ્યા પછીના ત્રણ દિવસો તો ઝટ નીકળી જતા જણાયા નહિ. ભટ્ટજી-એ લખેલા આષાઢી એકાદશીને દિવસે ચંચળા તથા બાળમુકુંદદાસ રોજકરતાં પણ વહેલાં ઉઠીને સ્નાન પૂજા પરવારીને પરસ્પર આપ્રમાણે વિચાર કરતાં બેઠાં.

**ચંચળા**—હેં વારુ આજે તો બધાં આવશે નહિ વારુ!

**દાસ**—ભગવાનની દયાથી આજ ભટજી મ્હારાજ પધારસે. ગઈ કાલ રાતના પાલખીવાલાનો ને તાંસાં ને બીજાં વાજાં નિસાન તેમ જ રાત પડસે તો મસાલચીનો પણ બંદોબસ બરાબર કરી મૂક્યો છે. ગાજતે વાજતે ભટજીને પધરાવવાનો મારો પાકો મનસુબો થયો છે. વિઠ્ઠલજીએ પણ એ વાતની હા પાડી છે. આખા શહેરમાં આપણા ભટજી મ્હારાજના ઓલખાણના જે જે રસ્તામાં મલ્યા છે ને મલે છે, તેમને સઉને ખબર આપી છે ને વલી આપુંછું. જે સાંભલે છે તે ઘણા ખુસ થાય છે. સઉ ભટજીની પધરામણીમાં પધારસે. આપણા મકાનમાં જ પહેલાં તો પધરાવસું. પછી એમના મકાનમાં પધારસે. કેમ ઠીક કેની? દીવા, ચંદન, ધૂપ તો ઘરમાં છે જ. ફુલના હાર લાવસું. લોકોને કાંઈ પરસાદ વહેંચવાનું પણ લાવસું. શહેરબહાર ને રસ્તાને નાકે પાકો બંદોબસ કર્યો છે કે એકદમ ખબર આપે. સંદેસો આવે કે તરત તમે, ભાગીરથી ને બીજાં સઉ વીજલી બીજલી, જેની મરજી હોય ને આવે તે સઉને તેડી ને સામા આવજો.

**ચંચળા**—બહુ સારું. હું તો આ તમારે માટે ફરાળનું તૈયાર કરી લઈશ, એટલે તે ફરાળ કરીનેજ બહાર નીકળજો. આજે દુકાને તો જવું નથી. ફરાળનો સામાન તો બધો ઘરમાં છે જ.

**દાસ**—હા, પણ હું ફુલના હાર સારા ને કલગીયો ગજરા સઘલું તૈયાર કરી રાખવાનો માલીને હુકમ આપી આવું. મને લાગે

છે કે સંધ્યાકાલસોરો નગરપ્રવેસનો સમો આવસે. પછી તો જે સીનાથજી બાવાને ગમે તે ખરું.

ચંચળા ફરાળની તજવીજ કરે છે. દાસ બહાર જાયછે ને ફુલ વગેરે ઘટતી તજવીજ કરીને પાછા ઘેર આવેછે. મધ્યાહ્ન થઇ ગયા પછી ફરાળ કરીને પરવારીને બેઠા છે, એટલામાં શ્રીધરદેવને ત્યાંથી સંદેશો આવ્યો કે આ ઘડીએ અમે અત્ર આવ્યા છીએ, અને ચોથે પ્રહરે ભટ્ટજી મહારાજ ત્યાં જરૂર પધારશે. માટે ઘર ઉઘડાવી વળાવી પાણી ભરાવી રાખવા કહ્યું છે. આ સાંભળીને બને ઘણાં રાજી રાજી થાયછે, તથા આજુબાજુ સઉને ખબર આપે છે. અને વખત જતાં વાર નહિ લાગે એવું વિચારી સઉને તેડીને વહેલાં આવવાનું પોતાની સ્રી ચંચળાને કહીને દાસ, વિઠ્ઠલજીને સત્વર આવવા કહીને દુકાને જાયછે. ગુમાસ્તાને મોકલી સઉને બોલાવી મંગાવે છે. તથા ગોરચાબહાર ઠરાવેલે ઠેકાણે સામા જઇ બેસેછે. જે જે લોકોએ સાંભળ્યું તે સર્વ ખુશી થતા સામા જાય છે. ચંચળાને તો રસ્તે ચાલતાં જલદી મળવાના હર્ષથી મનમાં એવું થતું કે આ માર્ગ ટુંકો થાય તો સારું કે પગ મોટા થાય તો સારું. શ્વાસ ભરાતા પણ ઝપાટાબંધ સઉ ઠેરવેલે મુકામે આવી પહોંચે છે. એટલામાં સમય થતાં શ્રીધરદેવને ત્યાં ફરાળ વગેરેથી પરવારીને રથ જોડાવીને મનોહર ભટ્ટ તથા વિજયાલક્ષ્મી પણ આવી પોહોંચે છે. તેમને આવતાં જોઇને આ સર્વ લોકો હર્ષથી જયજયકારના પોકાર કરવા લાગ્યા. પ્રથમ બિછાનામાં આવીને પ્રેમવડે આવેલા પુરુષમાત્રને હૃદયસાથે લઈ ભેટી મળ્યા. એ સમયે બાળમુકુંદદાસસરખા સજ્જનનાં નેત્રમાંથી પ્રેમનાં આંસુની ધારાઓ ચાલી. એ જ પ્રમાણે વિજયાલક્ષ્મી ઉતરીને સ્રિયોના મંડળને ભેટી મળ્યાં, અને પાથરણામાં બેઠાં. પરસ્પર સર્વે પ્રેમનાં આંસુ પાડવા લાગ્યાં. એકબીજાને સુખસમાચાર પૂછતાં સમય થઈ જવાથી ત્યાંથી સત્વર ઉઠ્યાં. મોટા આનંદની ગર્જનાસાથે ભટ્ટજીને પાલખીમાં પધરાવ્યા. વિજયાને રથમાં બેસાડ્યાં. સઉથી આગળ વાદ્યંત્ર વાગતાં હતાં, તેની પાછળ સઉ પુરુષમંડળ ચાલતું હતું તે પાછળ ભટ્ટજીના પાલખી, તેની પાછળ રથ, અને પાછળ સર્વે સ્રિયો ગીતમંગળ ગાતાંચાલતાંહતાં. શહેરમાં જે જે સાંભળતાં ગયાં, તે તે આનંદમાં ભળ્યાં, જેથી આગળ પુરુષ તથા સ્રિયોનો મોટો સમુદાય થયો. ઘણી શોભાથી નગરમાં ફરતાં દાસને બારણે આવીને ઉતર્યાં. દાસના ઘરમાં પ્રથમ બંનેને પધરાવ્યાં. ત્યાં મોટા આનંદથી જયજયકારના

મંગલોચ્ચાર થતાં દાસે ભટ્ટજીનું તથા ચંચળાએ વિજયાલક્ષ્મીનું વિધિથી પૂજન કર્યું. પછી સઉનેપ્રસાદ વહેંચ્યો. પછી ત્યાંથી ભટ્ટજીના ઘરમાં પધાર્યા. પશ્ચાત્ આવી મળેલા સઉ લોકો પોતપોતાને ઘેર ગયા. નિત્યનાં આવનાર તથા પાસેનાં સ્નેહીસંબંધી ભટ્ટજીના ઘરમાં આવીને બેસેછે. પરસ્પર સુખસમાચાર પૂછી રહ્યાં પછી દાસ ભટ્ટજીને કહે છે.

**દાસ**—ભટજી મ્હારાજ! આપના વિજોગથી અમારા મનમાં જે દુઃખ થયું છે, તે કંઈ કોઇને કહી સકાતું નથી. પણ આજે ભગવાને તે સઉ દુઃખ ભાગી નાંખ્યાં છે. એકેક દાડો એકેક જુગનો ગયોછે. આપનો મહિનાનો વાયદો ગયો પછીના દુઃખનો તો પાર નથી રહ્યો.

**મનોહર**—જુઓ શેઠ! તમારો સઉનો પ્રેમ અમને પણ એક ઘડી વિસરચો નથી. પણ હવે એ પાછળ ગયેલા દુઃખની વાર્તા સંભારવામાં કાંઇ લાભ નથી. કેમકે ગઇ વસ્તુનું સ્મરણ કરીને શોક કરવાનો પંડિત પુરુષોનો નિશ્ચય નથી. માટે હવે એ ગયેલા દુઃખના દિવસની વાર્તા ભૂલીને આપણા સંયોગના આનંદની વાર્તા કરવી.

**દાસ**—જેવો આપનો હુકમ. આજે તો અમારે આનંદની હેલી થઈ છે. (ચંચળાને) સાંભલો છ કે ? આ ભટજીએ આગન્યા કરી કે પાછલા દુઃખની વાત હવે સંભારવી નહિ; ત્યારે તમે સઉ મળીને એક બે ગીતો ગાઓ, પછી બીજો વિચાર.

**ચંચળા**—હવે અમે પણ એ જ વિચાર કરતાં હતાં. (એમ બોલી ગીતો ગાય છે. બે ગીતો ગાઈ રહ્યાં એટલે જયજય શ્રી સદ્ગુરુદેવ બોલાવે છે, ને સઉ બોલે છે.)

**દાસ**—ભટજી મ્હારાજ ! એક વિનંતિ છે. તે એ કે આવતી કાલે બારસ થસે, એટલે કથાનો આરંભ થસે નહિ. તેથી જો અત્યારે આપની ઇચ્છા હોય, ને સરીરપરકૃતિ સારી હોય તો થોડો શ્રમ લઈ આજ મહાએકાદસી એટલે દેવસુતી અગીયારસ છે, તે સઉના ઉપર દયા કરીને કંઈ કાન પવિત્ર કરો તો સારૂં. પણ આપ થાકાપાકા પધારેલા છો ને ઇચ્છા ન હોય તો કંઇ ચિંતા નથી.

**મનોહર**—શેઠ ! તમારી ઇચ્છા છે તો એમાં કંઇ શ્રમ નથી. આજે સર્વને કાંઇ વાળુ કરવાનું નથી, અને આપણો નિત્યનો કથાનો સમય હજી હવે થાય છે, તો હું આ વસ્ત્ર ઉતારી જળપાન કરૂં, અને પછી નિવૃત્તિએ આરંભ કરીએ. આપણે કયાં કોઇને હિસાબ આપવો છે ? જેટલી થશે એટલી ખરી. એમ બોલી ઉઠીને પરવારી પાછા આવી આસને બેસે છે.)

**દાસ**—બોલો સી દ્વારકાંધીસકી જે. બોલો સી સદ્ગુરુદેવકી

જે. બોલો હરા હરા મહાદેવ. સાંભળજો ભાઇઓ હવે એક ચિત્તથી. આજ પાછો સઉને દીવાલીનો દા'ડો આવ્યો છે. તેમાં વાલી આજ મોટી એકાદસી છે.

**મનોહર**—(જયજય **શ્રીસદ્**ગુરુદેવ બોલીને પ્રથમ પદ ગાયછે)

**પદ. રાગ કાલેરો.**

આજ પ્રભુ કરુણા કરી દીજે, દીનતણે કર સુદયાદાન,
જેથી પ્રકટી ભકિત હૃદયમાં, પ્રકટે સત્વર સ્વરૂપનું જ્ઞાન, આજ૦
અધમ અમો મહિમા નવ જાણું, આપતણો જે દ્વારેદ્વાર,
મોટા મુનિ પણ યત્ન કરીને, આપસ્વરૂપમાં પામ્યા હાર, આજ૦
જેણે આપ પદે આપ્યાં છે તન મન ને ધનનાં અભિમાન,
તે નિર્દોષ થઇ આ ભવમાં, દીપ્યા છે સઉ છોડી તાન, આજ૦
ઉગ્ર સુકૃતબળ ને વળી સાચું, પ્રયત્નબળ જેનું વર્તમાન,
તે જ સુભાગી સુગુણ ગ્રહી પ્રેમે, સદ્ગુરુવચને માંડે કાન, આજ૦
દુઃખદ વિષયતણી પ્રીતી ઘટીને, પ્રભુપદ પલટયું જેનું ધ્યાન,
સત્શાસ્ત્રને સદ્ગુરુ પણ તેને, સહજ મળી ટાળે અજ્ઞાન, આજ૦
આપ કૃપાવિણ અબળ અમે તો, મગ્ન રહી ગ્રહીએ ખાનપાન,
મનહર પ્રભુ હવે સદ્ય જગાડી, દોષ હણી દો મહાસુખસ્થાન. આજ૦

(જય જય **શ્રીસદ્**ગુરૂદેવ બોલીને વિઠ્ઠલજીને) કેમ વિઠ્ઠલજી ! સ્મરણ છે કે ? આપણી કથા કયાંથી અટકી છે ?

**વિઠ્ઠલજી**—હા, પેલા દિવ્યમૂર્ત્તિ મહાત્માએ તેરમો નિયમ એ સ્થાપ્યો હતો કે વડિલોએ પોતાની મર્યાદાનું પાલન થવાઅર્થે વિવેકથી રહેવું. ઘરમાં રહેનાર ઉછાંછળી મતિવાળાને વારંવાર વધીને બોલવાસરખો પ્રસંગ આપવો નહિ. તેમની કસુરના પ્રસંગ લક્ષમાં આવે તે જણાવવા, તથા તેને સુધારવા બોધ આપવો. પરંતુ મૂર્ખતાથી તે બોધને સ્વીકાર ન કરે, અથવા ગમે તેવાં ઉત્તર પાછાં વાળે અથવા ઉંચે શબ્દે સંમુખ રહી બોલે, તો તેના કૃત્યપ્રતિ અરુચિનો ભાવ દેખાડી વડિલે આજુબાજુ મૌન ગ્રહી ખસવું. પણ સામસામા ઉંચે શબ્દે બોલી વઢવાડસરખો પ્રસંગ આણવો નહિ. તેમ જ તેની મૂર્ખતાનો વિચાર કરી અંતરમાં ખેદરહિત રહેવા યત્ન રાખવો. આ પ્રકારનાં નિયમવચનને કહ્યા પછી તે લક્ષ્મીમાતાએ સરસ્વતીને કહેલું કે હે દીકરી! એ દિવ્યમૂર્તિ મહાપુરુષે આ વગેરે કરેલા વિચાર તથા શિષ્યોને આપેલો બોધ તથા તે સ્ત્રી તથા વિદ્યાર્થીનો થયેલો સુધારો વગેરે સંપૂર્ણ વાર્તા કહેતાં બે ત્રણ દિવસ

થાય એમ છે, ને તને આજે વિદાય કરવી છે. માટે આગળ તારે ત્યાં એ સર્વ વાંચવામાં આવે એવી ગોઠવણ કરી શ. એ વિષે તું ચિંતા રાખીશ નહિ. એટલેથી રહ્યું છે. અને તે પછી સરસ્વતીને વિધિપ્રમાણે સાસરે વિદાય કર્યાની વાર્તા પણ થઈ છે.

**મનોહર**—(જય જય બોલીને) પછી તે લક્ષ્મી માતાએ પોતાની સરસ્વતી પુત્રીને સાસરે વિદાય કરી. પણ તે શાણી સરસ્વતી એ લક્ષ્મી માતાને વારંવાર સાંભરી આવતી. માતાનો પુત્રીઉપર અત્યંત સ્નેહ હોય છે, તેમાં પણ આજ્ઞા પાલનારી, સદ્દ્ગુણી, તથા પ્રિય બોલનારી દીકરીઉપર તો માનો અનુપમ પ્રેમ હોય છે. આ સરસ્વતી સઘળા પ્રકારે પ્રીતિપાત્ર હતી, તેથી ઘણાં જ્ઞાનવાળાં છતાં પણ તે લક્ષ્મીમાતા સરસ્વતીવિના પોતાના અંતઃકરણમાં ઓછું આવતું અનુભવતાં હતાં. વારંવાર પ્રસંગ આવવાથી બીજા આગળ સરસ્વતીના ગુણ કહેતાં, તથા તેના ડહાપણનાં ઘણાં વખાણ કરતાં. એ સઘળું છતાં પણ પુત્રી એ પારકું ધન છે, અને બીજાને માટે જ આપણે તેને ઉછેરીએ છીએ, અને તે દીકરીનું તથા આપણું તેના સાસરે રહેવામાં જ કલ્યાણ છે, એ સર્વ વાર્તા રુડે પ્રકારે જાણનાર હતાં, તેથી તે લક્ષ્મી માતા પુનઃ પુનઃ પરમ સંતોષને માનતાં હતાં. આ પ્રમાણે સરસ્વતીના સાસરે જવાથી તે આખા કુટુંબને શોકસરખો પ્રસંગ થયો હતો, તથાપિ શાસ્ત્ર અને નીતિના વિશ્રામસ્થાનરૂપ તે કુટુંબમાં નિરંતર પ્રસન્નતા પ્રસરી રહેતી. બીજે દિવસે સરસ્વતીની સખીઓ જેમણે સરસ્વતીના ગયા પછીનો સઘળો વખત ઘણુંખરૂં રડીને જ કાઢ્યો હતો, તે સઉ સમય જોઇને દીનસરખાં મુખ કરીને આવીને લક્ષ્મીમાતાપાસે પગે લાગીને બેઠાં. સરસ્વતીની બહેનો પણ ઉદાસ મનથી તેમના પાસે બેઠી. પરમ દયાવાળાં તે લક્ષ્મીમાતાએ સરસ્વતીની સખીઓનાં તથા પોતાની પુત્રીના મુખ જોઈને જાણ્યું કે આ સર્વને સરસ્વતીવિના ઘણુ દુઃખ થાય છે તેથી લક્ષ્મીમાતા તે સર્વને આ પ્રકારનાં બોધવચનો કહીને સમાધાન કરવા લાગ્યાંઃ

**લક્ષ્મીમાતા** કહે છેઃ હે! શાણી છોકરીઓ ! તમે તમારા મનમાં લગારપણ ખેદ કરશો નહિ. મેં તમને ઘણા દિવસ થયાં કહ્યું છે કે આ સંસારમાં પ્રાણિપદાર્થનો સંગ કે સંબંધ સદાકાળ ટકતો નથી. પ્રારબ્ધકર્મ તથા સ્વભાવબળથી પ્રાણિપદાર્થની સ્થિતિ ફરતી જ રહે છે. આ કારણથી જ જે પદાર્થો સદાકાળ આપણે સ્વાધીન નિયમથી રહેતા નથી, તેમ જ જે પદાર્થોને આપણે અધીન રાખવાની આપણામાં સ્વતંત્ર

સત્તા નથી, તે પદાર્થોઉપર આપણે ગાઢ પ્રેમ કે મમત્વભાવ રાખવો ઘટતો નથી, એમ છતાં જો રાખીએ તો અંતમાં તેનું દુઃખરૂપ ફળ આપણને મળે છે. વળી જેમ એ સરસ્વતી પોતાને સાસરે ગઈ છે તેમ આ તમે સઘળાં પોતપોતાને સાસરે જનાર છો, તેથી આજે આ ક્ષણે તમે એકઠાં છો, તે કંઈ સદા એ પ્રકારે જ રહી શકવાનાં નથી. માટે તમારા મનમાં આ સમયનો તમારો પ્રેમ પણ એવો બાંધી રાખવો કે એકબીજાના વિયોગસમયે મનમાં દુઃખ થાય નહિ. આ સંસાર સઘળો જ પરતંત્ર છે. તેથી નિરંતર વિચાર કરીને જે ક્ષણે જે જે પદાર્થ પ્રાપ્ત હોય હોય, તેમાં જ મનને સંતોષ આપીને સ્થાપતા રહેવું. તમારો દીકરીઓનો અવતાર આ જગતમાં સ્વતંત્ર કે સ્વચ્છંદે વર્તવામાટે નથી જ. તેથી તમારે તો પ્રીતિ કે મમતા બાંધતાં પ્રથમ જ સંયોગવિયોગનો વિચાર કરવો જોઇએ. આ પ્રાણિપદાર્થોનો સામાન્ય સંયોગવિયોગ થાય છે એ તો અધિક દુઃખ આપનાર નથી. પણ નિકટ સગપણથી થયેલો સંયોગ તથા નિરંતરને માટે મરણને પ્રાપ્ત થવાથી થયેલો વિયોગ એ અત્યંત દુઃખ આપનાર છે. જેથી તે પ્રસંગનો પણ મનુષ્યોએ વિચાર કરીને પોતાના મનને કેળવી રાખવું, કે અંતમાં એવાં દુઃખથી પરિતાપ પામતાં તવાવું ન પડે. હે ડાહી છોકરીઓ! આ સરસ્વતી તો પાછી થોડા દિવસમાં આપણને મળશે, તેમ જ એનાં કુશળપત્ર પણ આવશે. જેથી આ ટાણે તમારે લગાર પણ ખેદ કરવો નહિ.

આ પ્રકારનાં લક્ષ્મી માતાનાં વચન સાંભળીને સરસ્વતીની સખીઓમાંની એક તર્કવિદ્યા કહેછે. હે માતા! તમે અમને ઘણા દિવસથી આપેલો બોધ અમે વિસરી ગયાં નથી. તે બોધના પ્રતાપથી જ આજે અમે અમારા મનમાં સમાધાન રાખી રહ્યાં છીએ. વારંવાર અમે વિચાર કરીએ છીએ તોપણ અમારા આગળથી એક ક્ષણ પણ સરસ્વતીની પ્રતિમા વેગળી ખસતી નથી. સ્વપ્નમાં પણ જાણે એની જોડે અમે વાતો કરતાં હોઇએ એમ ભાસે છે. માત્ર નિદ્રામાં અમારૂં મન ઉપાયવિનાનું થઈ પડે છે. પણ ગઈ રાત્ર તો એ, નિદ્રાને વશ પણ ઘણી વાર થયું નથી, એટલે અમે નિરુપાય છીએ, પણ આજે તમારા બોધથી અમારા મનમાં લગાર શાંતિ થશે, અને તેથી હવે પછી અમને એના વિયોગનું દુઃખ લગાર ઓછું થશે. એના વિયોગનું દુઃખ તો છે જ તેમાં વળી એને નિમિત્તે અમને જે બોધ સાંભળવાનો મળતો હતો તે પણ હવે મળશે કે નહિ, એ પ્રકારનો સંશય પણ એ દુઃખમાં વધારો કરનાર થયો છે. માટે હે માતા! અ-

મારા ઉપર દયા કરીને અમને સરસ્વતીની પેઠે પુત્રીસમ ગણીને રોજની પેઠે બોધ આપવાની કૃપા જારી રાખો, એ જ આજે માગવા બેઠાં છીએ. પેલા દિવ્યમૂર્તિ મહાપુરુષની કથા જે અધુરી છે, તેમાં પણ વારંવાર ચિત્ત જાય છે, માટે તે આખ્યાન શ્રવણ કરાવીને પછી બીજો પણ અમારે ઉપયોગી બોધ હોય તે આપવા અમારા ઉપર કરુણાળુ થાઓ, એ જ અમારૂં માગવું છે.

લક્ષ્મીમાતા કહે છે. કે હે તર્કવિદ્યા! જેવી પ્રીતિથી હું સરસ્વતીને બોધ આપતી હતી, તેવી જ પ્રીતિથી હું તમને પણ બોધ આપીશ. માટે તમારે સઉએ એવિષે લગાર પણ સંશય કરવો નહિ. રોજના સમયે તમે આવતાં રહેજો. આજે તો તમને હું અધુરી કથા છે તે જ કહું છું. તે તમે પણ તમારી શક્તિપ્રમાણે સ્મરણમાં રાખીને સરસ્વતીને પત્ર લખો ત્યારે લખજો, અને હું પણ એક વાર સરસ્વતીને લખી મોકલીશ. તમે સર્વ સંતોષમાં રહેજો. હવે સર્વ સાવધાન થઇને બેસો, અને કાલે જ્યાંથી અધુરૂં રહ્યું હોય તે મને તમારામાંથી કોઈ કહી સંભળાવો એટલે ત્યાંથી આગળ હું તમને કહેવાનો આરંભ કરૂં.

આ વચન સાંભળીને સઉમાં મોટી ને તર્કવિદ્યા બોલી કે ગઈ કાલે દિવ્યમૂર્તિ મહાપુરુષે પાળવાજેવા તેર નિયમોનો વિચાર કર્યો ત્યાર પછી શું થયું તે કહેવાનું છે.

લક્ષ્મીમાતા કહે છે. હે બ્હેન તર્કવિદ્યા! તમે સર્વ હવે સાંભળો. પછી તે દિવ્યમૂર્ત્તિ મહાપુરુષ વિચાર કરીને તે દિવસે તો વિદ્યાર્થીઓને પાઠ વગેરે આપીને નિવૃત્તિમાં ગયા. પણ બીજે દિવસે પેલા સર્વ વિદ્યાર્થીઓ જ્યારે જમી પરવારીને પોતાના પાઠને ગોખતા બેઠા હતા, ત્યારે તે સર્વને શીખામણ આપવામાં પ્રીતિવાળા તે ગુરુ આ પ્રકારનાં વચનો બોલવા લાગ્યા. આ વેળા તે દિવ્યમૂર્ત્તિ મહાપુરુષનાં સ્ત્રી પણ પોતાના કામથી પરવારીને સમીપના ભાગમાં બેઠાં હતાં.

દિવ્યમૂર્ત્તિ કહે છે. હે યશકીર્તિની ઇચ્છાવાળા વિદ્યાર્થીઓ! તમે જેવા પ્રયત્નથી પોતપોતાને ભણવા આરંભેલી વિદ્યાને ભણો છો તેવા જ અથવા તેથી પણ વધારે પ્રયત્નવડે આપણા અંતઃકરણને ઉંચી અવસ્થામાં સ્થાપવાને યત્ન કરો. જ્યાંલગી અંતઃકરણ સદ્‌ગુણ અને નીતિના ઉત્તમ નિયમોમાં સ્થિર થતું નથી, ત્યાં લગી આ નાના પ્રકારની ભણેલી વિદ્યાઓ અવિદ્યારૂપ થઇને ક્લેશ જ આપે છે. ઘણા મનુષ્યો એમ માને છે કે ઘણા વિદ્યાવાળા પુરુષને સદ્‌ગુણ તથા નીતિ વગેરે સહજ આવી મળે છે. પણ સર્વાંશે એ વાર્તા સાચી નથી. આ બ્રાહ્મણોના મંડળમાં ઘણા પુરુષો બે, ત્રણ, ચાર, પાંચ, અને

છ છ શાસ્ત્રના જાણનારા હોય છે, પણ તે સર્વે તે સદ્‌ગુણ તથા નીતિની ખામાવાળા હોવાથી કલેશને જ અનુભવે છે. ઘણા વિદ્વાનો અભિમાનથી બીજાજોડે વાદ કરે છે, અને જયની સદા ઇચ્છા રાખે છે. એવા પોતાની વડાઇને માનનાર તથા મોટાપણાને સ્થાપનાર વિદ્વાનો સર્વને અત્યંત ત્રાસ અને તાપ આપનાર આ ગ્રીષ્મ ઋતુના સૂર્યજેવા હોય છે. એ સર્વ શાંતિ તથા પુષ્ટિદ્વારા પ્રસન્નતા આપનાર ચંદ્ર કે હેમંતના સૂર્યજેવા ગણાતા નથી. હે ભાઇઓ ! જેમ આ અગ્નિ યોગ્ય પ્રકારે અન્નાદિ પદાર્થને પકવવાથી સર્વને સુખનો દાતા ગણાય છે, તેમ સદ્વિદ્યાવાળા પુરુષો સર્વને સુખ આપનાર ગણાય છે. પણ એ જ અગ્નિ જ્યારે નગર કે વનને બાળતો વિકરાળ થાય છે, ત્યારે તે સર્વ દુ:ખદાતા થઈ અપ્રીતિનું પાત્ર થાય છે. તેમ જ આ બીજાને નિરંતર પોતાથી નીચા અધિકારમાં સ્થાપવાની ઇચ્છાવાળા છાલકા હૃદયવાળા વિદ્વાનો તે વિકરાળ અગ્નિજેવા થાય છે, ત્યારે દુ:ખસંતાપના દાતા જ થાય છે. આથી જેમ કેવળ અગ્નિપણું જ સુખદ નથી તેમ જ કેવળ વિદ્વત્તા પણ સુખદ નથી. માટે વિદ્યામાત્રના તાત્પર્યને ખરે રૂપે નિશ્ચય કરીને પોતાના હૃદયમાં સ્થાપવાને તમે સર્વ યત્ન કરતા રહો. દીવાના છેક સમીપ દેશમાં જેમ છાયાદોષથી અંધકાર રહે છે, તેમ ઘણા વિદ્વાનોમાં છાયાદોષ રૂપે અવિદ્યાઅજ્ઞાન રહે છે, માટે નિરંતર પોતાના અંતઃકરણમાં રહેલા દોષોને ઓળખી ટાળવાના યત્નવાળા થઈ રહો. ખરી વિદ્યા તો તે જ છે તે જે પોતાને ઉંચી સ્થિતિ તથા શાંતિમાં સ્થાપે.

હે સદ્વિદ્યામાં પ્રીતિવાળા ! આ અંતઃકરણમાંસઉથી મોટો દોષ પોતાની મિથ્યા મોટાઈ પોતે માનવી તથા તે મોટાઇને સદા સર્વ લોકમાં સ્થાપવાની ઇચ્છા રાખી દુર્ઘટ યત્ન કરવો એછે. મોટાઈની ઇચ્છાવાળો માણસ મોટાપણાને પામેલા તથા પામતા માણસોઉપર નિરંતર અદેખાઈ કરે છે; તથા પોતા કરતાં તે નીચા છે, તથા મોટાપણાને લાયક નથી એવું જણાવા માટે વારંવાર તે મોટાપણાને પામેલા તથા પામતા પુરુષો નિંદા કરેછે. તેમના ગુણોને દોષરૂપે વર્ણન કરેછે. પોતાના દોષોને ગુણરૂપે વર્ણવે છે; અને એમ કરતાં પણ પોતાની ઇચ્છામાં સફળ થતો નથી તો તે મોટાઇની ઇચ્છાવાળો, બીજા માણસોને પણ મૂર્ખ કહી નિંદે છે. આ પ્રમાણે અદેખાઇ તથા પરનિંદાથી પરિણામે સાક્ષાત્ હિંસામાં પણ પ્રવેશ કરે છે. માટે હે ભાઇઓ ! દોષના ભંડારરૂપ હિંસાથી બચવામાટે મોટાઈ મનાવવાની ઇચ્છાથી બચતા રહેજો. આ જગતમાં મોટાઈ તો બીજા સજ્જન મનુષ્યોવડે અપાયછે, તેજ ખરી

મોટાઈ છે. બીજા સજ્જનો આપણને મોટાઈ આપે તો પણ આપણે તેમાં લુબ્ધ થવું નહિ. જે પુરુષ પોતાને મળેલી મોટાઈથી લોભાઈ ફુલતો નથી, તે જ પોતાને મળેલી મોટાઈને જાળવી શકે છે. માટે જેમ જેમ મોટાઈ મળે તેમ તેમ નમ્ર થવું એ જ મુખ્ય નીતિ છે.

હે ભાઇઓ! આ સંસારમાં જન્મને પામેલાં મનુષ્યપ્રાણીએ સદા કલ્યાણના માર્ગને જ પકડવો ઘટે છે. પરંતુ સઘળાં પ્રાણીઓને કલ્યાણનું તથા કલ્યાણના માર્ગનું સ્વરૂપ અત્યંત સ્પષ્ટ હોતું નથી તેથી આ સર્વ પ્રાણિઓ કલ્યાણને પામતાં નથી: પણ તમે કે જેમને ગુરુશાસ્ત્રદ્વારા કરકંકણની પેઠે કલ્યાણ તથા કલ્યાણનો માર્ગ સ્પષ્ટ થયો છે, તેમણે તો આલસ્ય, પ્રમાદ, તથા વિપરીત મતિ, અને સંશયનો ત્યાગ કરીને તે સત્ત્વર સાધ્ય કરવા સાવધાન થવું જોઇએ. આ તુચ્છ કારણોને વશ થઇને તમે પરસ્પરઉપર દ્વેષ રાખો છો, અને એકબીજાના દોષોને શોધી તે સંબંધી વાર્તાઓ કરતા ઘણી વાર બેસો છો, એ તમારું હિત કરનાર કૃત્ય નથી. જેટલો વખત તમે એવાં બીજાની નિંદા વગેરેનાં વચનોનો ઉચ્ચાર કરવામાં સમય ગુમાવો છો, તેટલો જો ભણવામાં ઉમેરાતો હોય તો તમે ઘણું જાણી શકો. પણ તેમ કરવામાં તમારામાંથી ઘણાને રસ પડતો નથી. આ જીવોએ જ્યાંસુધી કૃતકૃત્યતા પ્રાપ્ત થાય ત્યાંસુધી નિરંતર ઉદ્યોગી રહેવું એ નિયમ છે. જ્યારે આ જગત્માં કાંઈ પણ મેળવવાયોગ્ય રહે નહિ, ત્યારે પછી નિત્યતૃપ્ત થયેલાએ અજગરની પેઠે ગમે ત્યાં પડી રહીને સુખાનુભવ લીધા કરવો. આમ છે પરંતુ તમે તો સર્વ હજી કોડના ભરેલા, નાના પ્રકારની આશાવડે બંધાયલા અને આ મોહસમુદ્રમાં તૃષ્ણારૂપ તાણમાં તણાતા પ્રતીત થાઓ છો, તેમ છતાં પણ ઉદ્યોગના રુડે પ્રકારે સંગી થઈ વર્તતા જણાતા નથી, એ ભૂલ જેવું છે.

હે સદ્બુદ્ધિવાળાઓ! આ અંતઃકરણને જેવા પ્રસંગમાં આપણે જોડીએ તેવા પ્રસંગમાં સ્વભાવબળથી એ જોડાય છે. તેમ જ આપણા કરેલા અર્થાત્ જીવકૃત સંસ્કારના બળથી વગરજોડયે પણ તે તે સંસ્કારના પ્રમાણમાં વિવિધ પ્રસંગમાં આ અંતઃકરણ પોતાની મેળે જોડાય છે, અને આપણને તેમાં તાણે છે. આ બે પ્રકાર અંતઃકરણની ક્રિયાદશામાં કારણરૂપ છે. તેમાં પોતાની મેળે ગમે તેવા વ્યાપારમાં એ જોડાય, અને આપણે સાવધપણું ન રાખીએ તો એ અંતઃકરણ ઘણા વિરોધી બળને ઉપજાવી આપણને દુઃખમાં નાંખે છે. માટે સુખની આશાવાળા તમારે તો રાત્રદિવસ આ અંતઃકરણઉપર સાવધાન રહેવું, અને જે સુખના ઉપાય નિશ્ચય કર્યા હોય, તેમાં એને જોડતા રહેવું. આ લોકમાં સઘળી ક્રિયાઓ, અન્નવસ્ત્રઆદિ ઉપયોગી

પદાર્થ મેળવવામાટે જ કરવી પડે છે, એવો ઘણાનો નિશ્ચય છે. અને કોઇનો તો એવો નિશ્ચય છે કે અન્નવસ્ત્રાદિ સંપૂર્ણ દેખાતા ઉપયોગી ગણાતા પદાર્થોમાટે આ અનુકૂળપ્રતિકૂળ કરાતી સઘળી ક્રિયાઓ નિરંતરને માટે છૂટી જાય તેઅર્થે આપણે ક્રિયા કરવી ઘટે છે. આ બંને નિશ્ચય પોતપોતાની મર્યાદામાં બળવાન્ છે, તોપણ ઉંચી અવસ્થાવાળાનો બીજા પ્રકારનો નિશ્ચય છે. આમ છતાં પણ પ્રથમ નિશ્ચયમાં સ્થિર થઈ જ્યાંલગી આ લોકોનો ખરો અનુભવ થતો નથી, ત્યાંલગી બીજા નિશ્ચયમાં સ્થિર થવાતું નથી. માટે હે વિદ્યાર્થીઓ ! તમારે લોકોપયોગી ભોગપદાર્થ રુડે પ્રકારે મેળવવાને સમર્થ થવાય એવી ક્રિયાઓનો જ પ્રથમ આદર કરવો ઘટે છે; અને તમે તેમ કરવામાં પાછા પડો છો એ ઘટિત નથી.

વ્યવહારમાં ઉંચાં સુખ મેળવવામાં જે જે ગુણની જરૂર છે, તેને તમારે જાણી પાળવા જોઇએ.

સુખની આશાવાળાએ આ લોકમાં સારા એટલે સર્વ પ્રકારે આપણાથી ઉત્તમ સ્થિતિવાળા, અથવા આપણા સમાન સ્થિતિવાળા અને સાચા એવા ઘણા સ્નેહી કરવા. તેવા ઘણા ન મળે તો આપણાથી લગાર ઉતરતા સામર્થ્યવાળા પણ સાચા થોડા મિત્ર કરવા.

ખરું જોતાં સર્વસાથે હળતાં મળતાં અને પ્રીતિના અંકુરવાળાં આચરણોથી વર્તવું જોઇએ, પણ તેમ સદા થાય નહિ, માટે સ્નેહીસાથે નિરંતર પ્રેમનુ પોષણ કરતાં અંતરાયરહિતપણે વર્તવું, અને સુખદુઃખમાં યોગ્ય પ્રકારે ભાગી થવું.

સ્નેહીએ પરસ્પરના મનને ઉદ્વેગ થાય અથવા પ્રેમમાં ન્યૂનત્વ થાય એવું પ્રતિકૂળ આચરણ એક પણ કરવું નહિ. એકની ભૂલ થતી હોય તો બીજા એ એવે પ્રકારે વર્તવું કે તેની તેને ભૂલ જણાયને સુધરે, પણ તેનાથી તેને દુ:ખ લાગે નહિ, તેમ જ વૃત્તિ વિરોધ ધરે નહિ.

સ્નેહ બંધાતાં તે દૃઢ થતાં પર્યંતમાં જ એકબીજાના સ્વભાવનાં ખાસ વલણને જાણી લેવાં જોઇએ, અને પછી તેનો ખાસ ઉચ્છેદ ન થાય એવું સાવધાનપણું સદા રાખવું.

કદાચિત્ પ્રતિકૂળ ભાસતી ક્રિયા એકબીજાની થતી જણાય તો તેનો પરસ્પરે સમક્ષમાં જ ખુલાસો કરી નાંખવો, પણ વિરોધી અનુમાનો ઉપજાવીને એકલાએ બીજાના દોષોનું મનમાં મિથ્યા ચિંતન કે વાણીથી કોઇ આગળ કથન કરવું નહિ.

સહજ આવી જતા પ્રાસંગિક વિરોધથી એકબીજાપર તત્કાળ ક્રોધ કે વિરોધ જણાવવો નહિ. પણ બીજે સમયે સમજાવી

સુધારવા યત્ન કરવો.

કોઇપણ વાર્તાનો નિશ્ચય કરવાઅર્થે જૂદા જૂદા પક્ષનું દૃઢ અભિમાન બાંધીને પરસ્પરમાં વાદ કરવો નહિ. પણ યોગ્ય નિશ્ચયની ઇચ્છાવડે ચર્ચા માત્ર કરવી, અને સબળ પ્રમાણોવડે જે યોગ્ય ઠરે તે નિશ્ચય જાણી લેવો. અને નિશ્ચયપર નિર્વિવાદ ન જવાય એવું જણાય તે તે વિષય વ્યર્થ વારંવાર ચર્ચવા મથન કરવું નહિ.

અજાણતાં સ્નેહપાત્રથી એકબીજાને હાનિ થવાનો સંભવ આવે તો તેટલા માત્રથી વિરોધ કરવો નહિ. પણ અસાવધપણે નુકસાન કરનાર પ્રયોગોને ફરી ન કરવાઅર્થે વિવેકવડે બોધ આપવો; અને દુઃખના કારણસંબંધે એકમતે હરદમ વિચાર કરતા રહેવું.

કોઇ વાર્તાનો નિર્ણય કરવામાં સ્નેહીના સમુદાયે એકમત થઇ દૃઢ નિશ્ચય કરી કાર્યારંભ કરવો. જો તેમાં થોડાનો વિચાર ભિન્ન પડે તો તે ઘણાં મતે કબૂલ રાખી નિઃશંકપણે તેમાં એકમત થવું. પણ જૂદો પક્ષ બાંધી બે નિશ્ચયો સ્થાપવા નહિ.

અયોગ્ય નિશ્ચય કદાચિત્ ઘણે મતે થતો જણાય તો બુદ્ધિમાનોએ પ્રથમ તેના મતને મળી જઇ યુક્તિવડે પછી તેમના નિશ્ચયને ફેરવી યોગ્ય માર્ગે આણવો, પણ પોતાનો જૂદો કરી ભેદ જણાવવો નહિ.

રુડે પ્રકારે એકતાવાળા પ્રસિદ્ધ થયેલા સ્નેહીના સમુદાયે પોતામાં પ્રસંગવશાત્ પડતા ભેદથી કુસંપનો દેખાવ બીજાને જણાય એવું કરવું નહિ. પણ અંદર અંદર જ તે ભેદભાવને શમાવવો.

ખલ પુરુષોવડે અપાતા લોભને વશ થઇને તેમની ઇચ્છાપ્રમાણે ધર્માધર્મનો વિચાર કર્યાવિના વર્તવું નહિ. પરંતુ લોભના ત્યાગવાળા થવું, તથા નિરંતર સદ્ધર્મને પાળતાં ન્યાયમાર્ગે જે કાંઇ થોડું મળે તેમાં જ સદા સંતોષ માનવો.

કોઇ પણ સજ્જન પુરુષસાથે સ્નેહ બાંધવો તો તે કેવળ તુચ્છ સ્વાર્થ સાધવા માટે જ અથવા કોઇ પણ એક પ્રકારની કામના માત્રને જ પૂર્ણ કરી લેવાપર્યંત નીભાવવાના વિચારથી બાંધવો નહિ. પણ તે પ્રેમને ઉત્તરોત્તર સુખનો આપનાર ગણીને દેહપર્યંત અથવા તો જીવન્મુક્ત સ્થિતિને પામતાપર્યંત તેને નીભાવવાના વિચારથી બાંધવો, અને સ્નેહ બાંધ્યાપછી ક્ષુદ્ર કારણોથી તેને મધ્યે જ ત્રોડવો નહિ. આ સંસારમાં સજ્જન પુરુષનો સ્નેહ અને આયુષ્ એ બે પદાર્થ ઘણે કષ્ટે પ્રાપ્ત થાય છે. માટે સંકટમાં પણ તેને વ્યર્થ ખોવાં નહિ.

હે ભાઇઓ! આ શરીર તથા વિષયભોગના પદાર્થો અવશ્ય નાશ પામનાર છે, માટે એ બેના નિમિત્તથી અભિમાની થવું નહિ.

અભિમાન એટલે અહંકાર, એ આ શરીરમાં સઉથી મોટો જીવનો શત્રુ છે. આ સ્થળે અહંકાર શબ્દથી "અમુક અમુક પ્રકારની સંપત્તિવાળો હોવાથી મારા સમાન કોઈ નથી, હુંજ માત્ર શ્રેષ્ઠ છું," એવા પ્રકારનો જે ગર્વ કે મદ હોય છે, તેને જાણવો. એ અહંકારને વશ થયેલા ઘણા ડાહ્યામાં ગણાયેલા મનુષ્યો પણ ભારે સંકટોમાં પડી મરણ પામ્યા છે, માટે સદા એથી બચતા રહેજો,

આ સંસારમાં અનેક નાનામોટા પ્રાણીપદાર્થ છે. તે સર્વના યથાર્થ જાણનારા થયાવિના 'અમુક છે ને અમુક નથી, ફલાણું સાચું ને ફલાણું ખોટું' એવા જૂઠા નિશ્ચય કરવા કદાચિત્ પણ મચવું નહિ.

આ જગત્માં પોતાનાં યશકીર્તિને સ્થાપનાર પુરૂષો સૂર્યોદય થતાં પોતાના ઇષ્ટનું સ્મરણ કરીને એ જ ઇચ્છે છે કે સઘળા અનર્થને પમાડનારી, પાપની મૂળરૂપ થઈને રહેનારી, અને નિરંતર અધર્મમાં દોરી જનારી નિંદ્ય કામનાનો, તથા પોતાને અને બીજાને તાપના દેનારા, તથા સુખશાંતિના નાશને કરનારા આ ક્રોધનો, તથા સર્વને અપ્રીતિનું પાત્ર કરનાર લોભનો અમારા અંતઃકરણમાં ઉદય થશો નહિ. આટલું ઇચ્છીને જ માત્ર તે બુદ્ધિમાન્ પુરુષો રહે છે એમ નથી, પણ રાત્રદિવસ એ નિંદ્ય કામ, ક્રોધ તથા લોભથી બચવાને સદા સાવધાન રહે છે તે પ્રમાણે તમે સર્વ વિદ્યાર્થીઓએ પણ નિરંતર એ ત્રણથી બચતા રહેવું

ઘણા મનુષ્યો પોતાના અંતઃકરણના સ્વરૂપને તથા તેમાંથી ઉદય પામતા દોષોને જેમ છે તેમ જાણતા નથી, તેથી તેઓ પોતાના દોષોને વધારે છે, તે દોષોથી મળતાં દુઃખને ભોગવે છે, અને અંતઃકરણમાં નવા નવા દોષોનાં તથા દુખનાં કારણોને ઉમેરતા જાય છે. આમ થવાથી તે ગાફલ અજ્ઞાન મનુષ્યો કોઈ દિવસ સાચા સુખના ભાગી થતા નથી. માટે તમને ચેતવણી આપું છું કે તમારે તો રોજ પોતાના અંતઃકરણના સ્વરૂપને જાણવા ઉદ્યમી રહેવું. દોષમાત્રને ઉદય થતાં ઓળખવા, તથા તેના જોરને ત્રોડવા યત્ન કરવો, અને દોષનાં નવા કારણને ઉપજાવતાં અટકવું.

કોઈની એવી કુટેવ હોય છે કે આખો દિવસ આલસ્યમાં રહીને પોતાના કાર્યને બિગાડે છે, તથા બીજાના કાર્યને પણ બિગાડે છે; અને દિવસ પૂરો થયા પછી રાત્રે સાવધાન થઈને કાર્ય કરવા બેસે છે. પછી તે, રાત્રે યોગ્ય પ્રકારે કાર્ય ન કરી શકવાથી હાનિને સહે છે. કોઈ તો રાત્રિદિવસ આલસ્યમાં રહીને દુઃખ પામે છે. વળી કોઈ તો રાત્રદિવસ કામ કર્યા કરે છે, પરંતુ કામ કામના વિવેકને ન સમજવાથી શ્રમ કરી થાકે છે, છતાં ખરાં કરવાયોગ્ય કામને ન કરીને પરિતાપને પામે

છે. માટે હે વિદ્યાર્થીઓ! તમારે તેવી કુટેવને સેવવી નહિ. કામનો તથા સમયનો વિચાર કરીને સાવધાનપણે ઘટતાં કામને કરતાં સુખને મેળવવું. ખરા સમયઉપર આલસ્યને રાખવું નહિ.

ઘણાં માણસોને એવી કુટેવ હોય છે કે પોતાની બુદ્ધિથી કોઈ પણ ઉત્તમ કાર્ય કરી શકાય નહિ, અને બીજું કોઇ તેને શીખામણ કે કામસંબંધી સમજણ આપે તો તેના ઉપર રોષ કરવો. આ દોષ ઘણો મોટો ગણાય છે, કારણ કે એ સદા દુઃખ આપનાર ગણાય છે. માટે એને તજવો. ખરી નીતિ એવી છે કે કોઈ પણ આપણને બોધ કે શીખામણ આપે તો તેને શાંત ચિત્તથી સાંભળવી. સાંભળવા જેટલો સમય ન હોય તો તેનું અપમાન ન થાય એવો ભાવ સૂચવી આપણા કામમાં પ્રવેશ કરવો. પણ શીખામણ આપનારને એકાએક ક્રોધવડે તિરસ્કાર કરવો નહિ.

વ્યવહારમાં રહેનારાએ લાભ તથા હાનિ થવાના ચોકસ પ્રસંગોમાં કેવળ લજ્જાથી કે પોતાના નિર્માલ્યપણાના અનુમાનથી કે પોતાને ગુણવાન્ કહેવડાવવાના અભિપ્રાયથી, કે પોતે મૂર્ખ ઠરશે એવા ભયથી સામાનું ગમે તેવું વર્તન વેઠવું, અને હાનિ સહન કરવી, એ ઘણું ખોટું છે. તોપણ માણસો તેમ કરતાં જણાય છે. માટે તમારે પોતાના વ્યવહારમાં યોગ્ય સમયે લજ્જા વગેરે દોષોને દૂર કરીને રુડે પ્રકારે વ્યવહારને સાધવા.

હે સદ્‌ગુણોમાં પ્રીતિવાળા વિદ્યાર્થીઓ! તમે ચિત્તની પ્રસન્નતા જાળવવામાં પ્રમાદ રાખશો નહિ. બુદ્ધિમાન્ પુરુષોનો એ ન ભેદાય એવો નિશ્ચય છે કે ચિત્તની અપ્રસન્નતા એ આ જગત્‌માં મોટામાં મોટું હાનિનું કારણ છે, માટે પ્રસન્નતાને પ્રયત્નથી સેવજો. તેમાં અધર્મમાં પ્રવેશ કરીને પણ ચિત્તની પ્રસન્નતા જાળવવી, એવો અનર્થકારક નિશ્ચય ધારશો નહિ.

મંદબુદ્ધિ મનુષ્યો તો પ્રાતઃકાળથી ઉઠે ત્યારથી તે સુએ ત્યાંપર્યંત ધુંધવાતા અગ્નિની પેઠે પોતાના અંતરને ધુંધવાતું રાખે છે. સબળ કારણવિના પણ એમનાં તપેલાં લોહના જેવાં અંતઃકરણ તથા તેથી ભયંકર જણાતાં મુખનેત્ર સદા સમીપવાસીને ભયત્રાસ આપનાર થાય છે. જેથી તે પોતાના તથા બીજાના સુખનો નાશ કરે છે. માટે શય્યામાંથી ઉઠતાં જ ક્લેશનાં કારણો જણાતાં છતાં પણ તેનું વિસ્મરણ કરી પ્રસન્ન રહેવું, અને તત્કાળ ઇષ્ટનું તથા સદ્‌ગુણનું સ્મરણ કરવું.

સદાચારથી વર્તવું એવી ઇચ્છા તો ઘણાને હોય છે, પણ પ્રસંગના બળે તે સબળા, સદાચારમાં ટકી શકતા નથી. સદાચારમાં ન

ટકી શકવામાં જે જે કારણો હોય તેનો વિચાર કરીને પુરુષો તે તે કારણનો ક્ષય કે જય કરે છે, તે સુખપૂર્વક સદાચારમાં ટકી શકેછે. માટે તમારે તો સદા અનાચારને તથા તેનાં કારણને જાણીને ત્યજવા યોગ્ય પ્રકારે ઉદ્યમી થવું.

સઘળી ક્રિયા કરાવવામાં કારણરૂપ આપણું અંતઃકરણ હોય છે. તે અંતઃકરણ અનેક પ્રકારની ક્રિયાઓના કરાવનાર સંસ્કારને તથા તે સંસ્કારોને ધારણ કરનાર અનેક પરમાણુને ધારણ કરી રાખનાર કારણ છે. તે અંતઃકરણને તેમાં રહેલા પાપસંસ્કારથી રહિત કરીને શુદ્ધ કરવું ઘટે છે. જેથી તે શુદ્ધ થયેલું અંતઃકરણ પાપવાસનાને ઉદય કરવા સમર્થ રહેતું નથી. તેથી તે અંતઃકરણની શુદ્ધિ એ જ સઉને કરવા યોગ્ય મુખ્ય કામ છે.

એ અંતઃકરણની શુદ્ધિના અનેક ઉપાય છે. તેમાંના ઘણા તમે જાણો છો, તથા કરો છો. તોપણ આ ક્ષણે પ્રસંગ આવવાથી થોડા, સર્વને કરવા સુગમ પડે એવા ઉપાયને આ સ્થળે કહું છું તે લક્ષમાં રાખજો.

આ શરીર. મન તથા વાણીવડે જે જે નિષિદ્ધ ક્રિયાઓ થાય છે, તેનાથી તો અંતઃકરણ મલિન થાય છે, અને એ ત્રણવડે જેટલી વિહિત એટલે વિધાન કરેલી અર્થાત્ અવશ્ય કરવાયોગ્ય ગણેલી ક્રિયાઓ થાય છે, તે સઘળી ક્રિયાઓ તો અંતઃકરણમાં સારા સંસ્કારની વૃદ્ધિ કરીને તેને પોષે છે, જેથી એ વિહિત ક્રિયાઓ અંતઃકરણની શુદ્ધિમાં ઉપયોગી છે.

આ અંતઃકરણ જે જે શોકમોહાદિ કારણોથી સંતાપને પામતું જણાય છે, તે તે સંતાપના કારણોનો જ્યારે જ્યારે ઉદય થાય ત્યારે ત્યારે તે શોકમોહક્રોધાદિ શા નિમિત્તથી પ્રકટ થાય છે, તથા એ શોકાદિનો ઉદય થયાથી શું શુભ ફળ મળવાનું છે, એ સંબંધનો વિચાર કરીને તરત તે શોકમોહાદિરૂપ થયેલા અંતઃકરણના પરિણામને શમાવી દેવો. એથી પણ અંતઃકરણ શુદ્ધ થાય છે.

યોગ્ય અર્થ સમજીને વેદમંત્રનો જપ કરવાથી અંતઃકરણ શુદ્ધ થાય છે, વળી વેદનાં મંત્રોમાં પ્રતિઅક્ષર પરમેશ્વરનાં નામ જ છે, અને વેદમંત્રોનું તાત્પર્ય કલ્યાણનિમિત્ત સ્તુતિરૂપ છે, એવા દૃઢ નિશ્ચયપૂર્વક અર્થ જાણ્યાવિના પણ વેદમંત્રોનો વારંવાર ઉચ્ચાર કરવાથી પણ અંતઃકરણની શુદ્ધિ સંભવે છે.

જીવોના અધિકારનો વિચાર કરીને ગુરુવડે ઉપદેશ કરાયેલા નાઆત્મક, નમસ્કારાત્મક, નિશ્ચયાત્મક, આશીર્વાદાત્મક, કે નિર્દેશાત્મક મં-

ત્રના જપવડે પણ રુડે પ્રકારે ચિત્તશુદ્ધિ થાય છે.

સર્વોત્તમ સદ્ગુણો અથવા લૌકિક કે અલૌકિક ઉત્તમોત્તમ ધર્મોનો આરોપ કરીને એક જ ઈષ્ટનું જે વારવાર ચિંતન કરવું, અથવા તેમના નિશ્ચય કરેલા અનુપમ સ્વરૂપની વારંવાર ધારણા કરવી, અથવા તેવા ઇષ્ટસ્વરૂપનું વળી વળી ધ્યાન કરવું, એ પણ અંતઃકરણની શુદ્ધિનો મોટો ઉપાય છે.

ઈશ્વરના સ્વરૂપને કહેનારી, તથા ઈશ્વરના લીલાતનુના ચરિત્રને જણાવનારી તથા મહાત્મા પુરુષોનાં સ્વરૂપને તથા તેમના મોટાપણાને તથા તેમના દિવ્ય સદ્ગુણોને તથા તેમની અંતર્બાહિર્ની સ્થિતિ આદિને વર્ણન કરનારી, તથા ઈશ્વર અને મહાત્માઓના પ્રસાદ પામવાની યુક્તિઓને જણાવનારી તથા ભગવદ્ભક્તના સ્વરૂપનું તથા ચરિત્રનું ભાન કરાવનારી, એવી જે નાના પ્રકારની સત્કથાઓ હોય છે તેના શ્રવણપઠનથી પણ જીવોનાં અંતઃકરણ શુદ્ધ થાય છે.

ઈશ્વર તથા ઈશ્વરરૂપ શ્રીસદ્ગુરુની સ્તુતિરૂપ જે પદ્ય હોય તેને મોટા પ્રેમવડે એકાંતમાં કે સજ્જનમંડળમાં બેશી ગાન કરવાથી પણ અંતઃશુદ્ધિ થાય છે.

જૂઠું ન બોલવાથી, ચોરી ન કરવાથી, પરદારા કે ધનાદિ કોઈ પણ પારકા પદાર્થમાં અન્યાયથી કે અધર્મરૂપતાથી આસક્તિ ન કરવાથી, તથા પ્રાણિમાત્રને ખાસ પ્રયોજનવિના મન, વાણી તથા શરીરવડે દુઃખી ન કરવાથી ચિત્તની સરળતા પ્રાપ્ત થઈ શુદ્ધિ થાય છે.

કોઈની પણ નિંદા ન કરવાથી, કોઇઉપર પણ મિથ્યા દ્વેષ ન કરવાથી, કોઇના પણ ગુણમાં દોષનો આરોપ ન કરવાથી, કોઇની ખરી આશાનો ભંગ ન કરવાથી, કોઈની પણ નિર્દોષ વૃત્તિનું છેદન ન કરવાથી, કોઇના ઉપકારને બદલે અપકાર ન કરવાથી, તથા કોઈના પણ સુખનો નાશ ન કરવાથી, અંતઃશુદ્ધિ થાય છે.

હે સદ્વિચારવાળાઓ! એજ પ્રમાણે સાચું બોલવાથી, અસ્તેય પાળવાથી, અવ્યભિચાર સેવવાથી, અહિંસા પાળવાથી, સજ્જનોની સ્તુતિ કરવાથી, પ્રાણિમાત્રમાં નિર્દોષ સામાન્ય પ્રીતિ સ્થાપવાથી, સર્વનું હિતચિંતન કરવાથી, દુઃખીમાત્રપર–તેમાં વિશેષે કરી નિર્દોષ દુઃખીપર દયા રાખવાથી, સર્વમાંથી ગુણ શોધી લેવાનો સ્વભાવ સેવવાથી, નિરાધારસરખા દીન જનોને આજીવિકા બાંધી આપવાથી, કે બંધાવી આપવામાં સાહાય્ય કરવાથી, ઉપકાર કરનારને કે ન કરનારને પણ આપત્તિના સમયમાં યથાશક્તિ ઉપકાર કરવાથી, પ્રાણિમાત્રને સુખવૃદ્ધિ થવાના ઉપાય વગેરે શોધીઆપી સુખ પ્રાપ્ત કરવામાં

ઉપયોગી થવાથી, અને એ જ પ્રકારના અનેક સદ્‌ગુણોને સેવવાથી તથા દોષમાત્રથી દૂર રહેવાથી અંતઃકરણ શુદ્ધ થાયછે.

હે ભાઈ! ટુંકામાં કહું છું કે આપણને તથા બીજાને થતા કલેશમાત્રને નિર્મૂળ કરનાર કારણોને સેવવાથી સત્ત્વગુણ વધીને અંતઃકરણ શુદ્ધ થાય છે. માટે તમે નિરંતર સાવધાન રહીને કલેશથી બચવા ઉદ્યોગી થતા રહો.

હે સારી બુદ્ધિવાળાઓ! વળી કહું છું કે છોકરાંએ માબાપની, શિષ્યે ગુરુની, સ્ત્રીએ પતિની તથા સાસુસસરાની ઘટિત સેવા કરવાથી તથા તેમની શુભ આજ્ઞાઓનું પાલન કરવાથી, અંતઃશુદ્ધિ થાય છે.

ન્યાય તથા નીતિવડે પ્રજાનું પાલન કરનાર રાજાનું શુભ ચિંતવવાથી, તથા તે રાજાની ન્યાયધર્મયુક્ત આજ્ઞાઓનું પાલન કરવાથી, તથા રાજ્યના દ્રોહને ન કરવાથી રાજભક્તરૂપ સુપ્રજાનાં અંતઃકરણની શુદ્ધિ થાયછે.

પોતપોતાનાં વર્ણ,આશ્રમ,જ્ઞાતિ. તથા કુળમાં,શાસ્ત્રે વિધાન કરેલા અથવા લોકરૂઢિથી બંધાએલા સદ્ધર્મ તથા સદાચાર જે જે હોય તેનું શ્રદ્ધાભક્તિથી સેવન તથા પાલન કરવાથી પણ અંતઃશુદ્ધિ થાય છે.

હે સદ્વિદ્યામાં પ્રીતિવાળાઓ! આજે તો તમને આટલું કહીને વિરામ પામું છું. આ કહેલાં વચનોને પ્રીતિપૂર્વક ધારણ તથા પાલન કરીને સુખી થજો.

લક્ષ્મીમાતા કહેછેઃ હે શાણી છોકરીઓ! આ પ્રમાણે બોધવચન કહીને તે દયાના સમુદ્રજેવા મહાપુરુષ આશ્રમમાં પધાર્યા, અને સર્વ શિષ્યો એકબીજાના સામું લજ્જાયુક્ત મુખથી નીચું જોઇને ગુરુનાં વચનનું મનમાં રટણ કરવા લાગ્યા; તથા સઉ પોતપોતાના દોષોનો વિચાર કરી પોતાને ધિક્કારવા લાગ્યાઃ તથા આપણા સરખા અધમને પણ ઉદાર પ્રીતિથી ઉપકાર કરનાર ગુરુના ગુણની મનમાં સ્તુતિ કરી નમસ્કાર કરવા લાગ્યા, તથા હવે પછી સાવધાન રહેવાના નિશ્ચયપૂર્વક પોતપોતાની પોથી બાંધીને પોતપોતાને કરવાનાં કાર્યમાં આલસ્યરહિત થઈ પ્રવેશ કરવા લાગ્યા.

મનોહર કહેછેઃ આ પ્રકારે કથા કહીને પછી તે લક્ષ્મીમાતાએ સર્વ છોકરીઓને પોતપોતાને કામે વળગવાની આજ્ઞા, કરી અને પોતે પણ ત્યાંથી ઉઠી ઘરમાં કામ કરવા લાગ્યાં. જય જય શ્રીસદ્‌ગુરુ દેવ. (સર્વ જય બોલે છે. પછી પદ ગાય છે.)

**પદ.** પ્રભુ આ નયને ન્યાળો રે, એ લય.

દીનને તારો રે, પ્રભુ આ, દીનનો તારો રે. ટેક.

દીન સકલ છઉં જીવ અમો, છો ઈશ્વર જીવાધાર,
નિજ જાણીને આણી દયા, કરો,–ભવસાગરભયપાર; પ્રભુ૦
મારું તારું મિથ્યા કરીને, ભ્રમી ભ્રમી મરિ મરિ જાય,
વળિ વળિ કર્મતંતુએ બાંધ્યાં, ધરી ધરી જન્મ પીલાય; પ્રભુ૦
દીનવત્સલ સર્વજ્ઞ મહેશ્વર, અનંતશક્તિમય ઈશ,
અબલ થઈ અલ્પજ્ઞ અમો કર જોડી નમાવું શીષ; પ્રભુ૦
કોટિ અપરાધ કરે આ જીવ તો, જેને ન સાચું જ્ઞાન,
આપી ક્ષમા સન્માર્ગે દોરી, અભયનું આપો દાન; પ્રભુ૦
યોગ્ય અયોગ્યનું ભાન નથી શું જાણું તરણઉપાય,
મનહર પ્રભુ શરણાગત જાણી, દો મતિ ગ્રહીને બાંહ્ય; પ્રભુ૦

જય જય શ્રીસદ્ગુરુ દેવ. ( સર્વ બોલે છે. )

**વિઠ્ઠલજી**—(દાસને) કેમ શેઠ ! હવે શી વૃત્તિ છે? ભટ્ટજી મહારાજને આજ હદઉપરાંત પરિશ્રમ થયો છે, માટે ઉઠશું ?

**દાસ**—હા હવે તો એમ જ ઘટે. અમરત પીતાં કોઈ ધરાયું નથી, ને ધરાવાનુંએ નથી. ચાલો રે ભાઇઓ બાઇઓ સઉ ઉઠો. બોલો શ્રીકુંજબિહારીલાલકી જે. (સર્વ જય બોલતાં ઉઠે છે.)

**ચંચળા**—(ઉઠતાં ભાગીરથીને) જુઓ ભાગીરથી બહેન ! હું કહેતી'તી તે વાત મળી ? આપણે જેવાં લેવાયાં છીએ તેવાં વિજયાલક્ષ્મી પણ આપણાવના સુકાઇ ગયાં છે. એમનું શરીર જુઓને ! અર્ધું થઈ ગયું છે.

**ભાગીરથી**—એ તો સાચું જ કે જેવું આપણને તેવું એમને થયું હશે. લો. ચાલો હવે, કાલે નિરાંતે બધો વાતચીત કરીશું. (સર્વ ઉઠે છે. અને વારાફરતી પોતપોતાને ઘેર આનંદથી વાતો કરતાં જાય છે.)

**મનોહર**—(વિજયાને) કેમ વારુ ? હવે શા વિચારમાં છે ?

**વિજયા**—આ પથારીઓ તૈયાર છે, ને હું પણ પરવારી છું. ઇચ્છા થાય ત્યારે હવે પોઢો. એ વિના બીજી કાંઇ આજ્ઞા છે ?

**મનોહર**—બીજી આજ્ઞા તો શી ? જો તારી વૃત્તિ તથા પ્રકૃતિ અનુકૂળ હોય તો હું સુઈ જાઉં એટલે એક સારું સ્તુતિનું પદ બોલજે, એટલે મને પણ નિદ્રા આવે, અને પછી તું પણ નિદ્રાવશ સુખથી થજે.

**વિજયા**—જેવી આજ્ઞા. (મનોહર સુએ છે, એટલે ઇષ્ટસ્તુતિનું પદ ગાય છે.)

પદ.

જીવ જીવપણું નાં છાંડે રે, એ લય.

દેજો સુખશાંતિ જગરાય રે, હું પ્રેમે માગું.
જેથી અનિષ્ટ સઉ અળપાય રે. પ્રભુ પાયે લાગું. ટેક:
જગમાં જન્મી સ્થળ સ્થળ ફરવું, ધરી ઉર વિધવિધ આશ,
આપ કૃપાથી સફળ તો સુખીને, ન તો થઈ રહેવું ઉદાસ રે, પ્રભુ૦ ૧
જે જે આશા ઉપજે ઉરમાં, તે સઉ સિદ્ધ ન થાય,
ઝાઝું દુ:ખ દેખે પણ જીવ આ, ધરી વળી આશા ધાય રે, પ્રભુ૦ ૨
જેમ જેમ સુખની આશ વધે છે, દુ:ખ પણ વધતું તેમ,
માટે પ્રભુ આણી કરુણા આશા ટાળો ધરી પ્રેમ રે, પ્રભુ૦ ૩
સ્થળ સ્થળ ભટકાવી પ્રભુ દેવું, નિયમ શું અવિચળ એહ ?
યાચું પ્રભુ ઘર બેઠાં દેજો, જો ઉર પ્રકટે સ્નેહ રે, પ્રભુ૦ ૪
અવરતણી ઇચ્છા નવ ઉપજે, વિણુ પ્રભુભક્તિ સદાય,
એ વર આપી અચળ પદ સ્થાપી, કરજો કલેશ વિદાય રે, પ્રભુ૦ ૫
દેહસહિતની પ્રીતિ ત્યજાવી, મનને લજાવી ઇશ,
આપસ્વરૂપ લહી વૃત્તિ શમે એ દો તો દો બક્ષિશ રે, પ્રભુ૦ ૬
અનેક અવગુણ પણ નવ જોશો, દીનતણા જગતાત,
મનહર પ્રભુ શરણાગત જાણી વિજય કરો સાક્ષાત્ રે, પ્રભુ૦ ૭

( જય જય શ્રીસદ્ગુરુ દેવ બોલી ઇષ્ટસ્મરણ કરતાં પતિને નમસ્કાર કરી નિદ્રાવશ થાય છે. )

---

# दिवस २३.

મનોહર—(શય્યામાંથી ઉઠી ઇષ્ટસ્મરણ કરીને)

### શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

સાચા છો જગના પિતા તદપિ આ, જીવો નથી જાણતા,
જાણે છે જન કોક, તે ન સુખ આ, સાચાં કદી માણતા,
કો તો આપસ્વરૂપ આ જગતને, ને બ્રહ્મને નાણતા,
કો તો કાંઈ નથી કહી પતિત થૈ, પાપે મતિ તાણતા.

### ગીતિ.

આ વિધિ વિધવિધ વાતો, મિથ્યા બકવા મતિ રખે આપો,
કાપો કુમતિ સત્વર, આપ ચરણજપ્રતિ સુમતિ સ્થાપો.

ક્ષણ ક્ષણ મન ભક્તિથી, આપસ્વરૂપમાં રમે સદા પ્રીતે,
અનુગ્રહથી એ દેજો, ભેદ ન ભય કદી સ્ફુરે જ આ ચિત્તે.

**વિજયા—**

**પદ. રાગ મેવાડો**

સુખતણા દાતા રે, ત્રાતા નિજ ભક્તના રે,
દેજો ઉર સદ્‌ગુણકેરૂં દાન,
અમે તો અપરાધી રે, પડીએ માયાપાશમાં રે,
મોહવશ ફરીએ ન ધરીએ ધ્યાન, સુખ૦ ૧
ઇંદ્રિયો ને વૃત્તિરે, જ્યાં ત્યાં વિષયે ઠરે રે,
એવો એનો મૂળથી છે જ સ્વભાવ,
ગુણાતીત સાચું રે, સ્વરૂપ જે આપનું રે,
તેમાં શમવા કો વિધિ આવે એને દાવ, સુખ૦ ૨
પ્રભુકરુણાથી રે, દુર્લભ ન કાંઇ જગે રે,
એવું જાણી અંતર ગ્રહીએ ધીર,
ધીરે ધીરે વહીએ રે, ભક્તિકેરા માર્ગમાં રે,
અંતે આવી રહેવા સુખદાતા તીર, સુખ૦ ૩
અમે તો અજ્ઞાની રે, અવર ન જાણીએ રે,
જાણું છો સર્વશક્તિમય ઈશ,
ઘડી ઘડી ભજીયે રે, ત્યજીએ દુષ્ટ વાસના રે,
તો પ્રભુ વરસુખ દે બક્ષિશ, સુખ૦ ૪
સર્વજ્ઞશ્રી મનની રે, જાણી સઉ વાર્તા રે,
દેશે સદ્ય અનુપમ જે છે તેહ,
આ વિધિ ધારી રે, સેવું વિશ્વાસથી રે,
વિજયાના પ્રભુને સમર્પી દેહ, સુખ૦ ૫

(મનોહર સ્નાન કરી સંધ્યા કરવા બેસે છે, અને વિજયા પોતાને કામે વળગે છે.)

(મહોલ્લામાં બે બ્રાહ્મણો માતાનું ત્રિશૂલ લઈ આવે છે. તે ત્રિશૂલને એક બારણાઆગળ રોપીને થાળી વગાડી લોકોને જણાવે છે, ને પછી માતાની સ્તુતિનાં પદ નીચે પ્રમાણે ગાય છે.)

**ગરબો.**

માતા દુર્ગુણ કરીને દૂર, અબળને પાળજો રે લોલ,
જીવનાં કુડ કપટને પ્રપંચ, હૃદયથી ટાળજો રે લોલ. ૧

માતા ઉંચ વરણમાં આજ, મહા મળ વાધીયા રે લોલ:
ત્યજીને ભકિત તમારી માત, સુગુણના સાધીયા રે લોલ. ૨
માતા ધર્મી પાપી જીવ, સઉ છે આપના રે લોલ,
માટે ધારી દયા ઉર માત, હરો પુંજ પાપના રે લોલ. ૩
માતા પુણ્યદાનસત્કર્મ, ઘણાં અળગાં થયાં રે લોલ,
ધરીને ઉંધી મતિ સઉ માત, પ્રબળ દોષે વહ્યાં રે લોલ. ૪
કામી ક્રોધી લોભી જીવ, જડે જ્યાં જ્યાં જગે રે લોલ,
યોગી જ્ઞાની સંત કે સિદ્ધિ, ન શોધ્યા જડે નગે રે લોલ. ૫
માતા કપરો આ કળિકાળ, હહડતો આવીયો રે લોલ,
સાધુ બ્રાહ્મણ ભોગે ભીડ, ઠગોને ફાવીયો રે લોલ. ૬
માતા સીધું ચાલે જેહ, તેને દુઃખ દેખીએ રે લોલ,
આડી વાટે વહે જન જેહ, તેને સુખ પેખીએ રે લોલ. ૭
માતા અંતે ધર્મે જય છે, એવું જન ભાખતા રે લોલ,
પણ વિરલા જન વિશ્વાસ, એ વચને રાખતા રે લોલ. ૮
માતા આયુષ્ વૃષ્ટિ અલ્પ, હવે તો થઇ ગયાં રે લોલ,
ઝાઝા રસકસ ફળજળમાંહિ, હવે તો નથી રહ્યાં રે લોલ. ૯
માતા ઘરઘર વાધ્યો કલેશ, વ્યાધિ પણ બહુ દિસે રે લોલ,
મળતો નથી સજ્જનનો સંગ, જીવો બળતા રીસે રે લોલ. ૧૦
માતા નિંદકનો જગમાંહિ, ન તોટો કો સ્થળે રે લોલ,
જોઇને મોટા જનનાં સુખ, અધમ મનમાં બળે રે લોલ. ૧૧
માતા વર્ત્યો કાળો કેર કળિને આવવે રે લોલ,
શીદ આવીએ આ સ્થળ માત, આવ્યા નવ ફાવવે રે લોલ. ૧૨
માતા માગું કરજો મહેર, સદા આ લોકમાં રે લોલ,
નિત્ય ઘર ઘર ગીત ગવાય, પડે ન કો શોકમાં રે લોલ. ૧૩
માતા પૂરજો સઉની આશ, નમીને યાચીએ રે લોલ,
છઇએ દુર્બળ માના દાસ, સુકૃતથી રાચીએ રે લોલ. ૧૪

બોલો અંબે માતકી જે. બહુચર માતકી જે. (ભેગા થયેલા લોકો જય બોલે છે. વળી ગાય છે.)

### ગરબો

જય જય અંબે માત, દર્શન દેજો રે.
ભય શોક દુઃખસંતાપ, સઉહરી લેજો રે,
હે જગજનની આ બાળકકેરાં, દુઃખ સદા શું ન જાણો રે,
ભયમાં શિશુને જોઈ સદા, ના કેમ દયા ઉર આણો, દર્શન૦૧

જય જગ જગજીવધારક શક્તિ, કરુણાદૃષ્ટે જોજો રે,
આ ઘર ઘર આનંદમંગળ કરીને આધિ વ્યાધિ ધોજો, દર્શન૦૩
આ મોહપાશમાં પડી પોકારે, આપવિના કોણ છોડે રે,
આણી દયા ને સંકટ મોડો,(જેમ) જનની સુતનાં મોડે, દર્શન૦૩
નથી શુણીયું મા આ સંસારે, માવિણ બાળ ઉછરીયાં રે,
માટે નિશદિન કર ધરી મસ્તક, દો વર 'કારજ સરીયાં' દર્શન૦૪
આ કાલી ઘેલી સુતની વાણી, શુણી મા હરખે પ્રેમે રે,
તેમ હરખે શરણાગત ઠારો, પ્રકટ થઇને રહેમે, દર્શન૦૫
દુર્ગુણના દરિયાસરખા પણ, બ્રાહ્મણ છઉં અમો માત રે,
દાસપણું લઈ જગમાં ખેલું, ઉદરનિમિત્ત દિનરાત, દર્શન૦૬
નવ જોશો અપરાધ જનેતા, જ્યાં ત્યાં રાખો લાજ રે,
આપ બળે બોલું વચનો તે, નિજ લહી કરજો કાજ, દર્શન૦૬

બોલો અંબે માતકી જે. ચોસઠ જોગણીકી જે. સકળ દેવ દેવીકી જે. (આપ્રમાણે બોલીને અંગનાં બીજાં સઘળાં વસ્ત્ર બાજુએ મૂકી એક પંચીયું પહેરીને ચાદર ઓઢીને છુટા કેશ મૂકીને પોતાના સોબતીને કહે છે.)

**પહેલો બ્રાહ્મણ**—અલ્યા **નથુરામ** !

**નથુરામ**—જી મહારાજ !

**પહેલો બ્રાહ્મણ**—અલ્યા સાવધાન રહેજે હો. માતા પધારે છે. કોઈ વાતે કુકું પડવા દઈશ મા હો.

**નથુ૦**—વારુ મહારાજ! ( પછી પહેલો **બ્રાહ્મણ** માથે મોઢે ચાદર ઓઢી લગાર અંતરમાં માતાની સ્તુતિ કરે છે, ને પછી એકદમ હોકારા કરીને મુખ ઉઘાડે છે, ને કેશ ફગફગાવી મસ્તક ધ્રુણાવતો બોલે છે. )

**બ્રાહ્મણ**—અલ્યા બ્રાહ્મણ !

**નથુ૦**—હાં મા !

**બ્રાહ્મણ**—અલ્યા જો ! આ કળિકાળમાં મારૂં ચંડીનું બળ જાગતું છે, પણ મૂઢ લોકો જાણતા નથી. મારા ભકતો જ મને જાણે છે. મને જે ભજે છે, તેનાં સંકટમાત્રને એક ક્ષણ માત્રમાં હું ટાળી નાંખું છું.

**નથુ૦**—જય જય **અંબે** ! જય જય **અંબે** !

**બ્રાહ્મણ**—અલ્યા બ્રાહ્મણ !

**નથુ૦**—હાં મા !

**બ્રાહ્મણ**—અલ્યા સાંભળ. આ મ્હોલ્લામાં એક માણસ મોટો

પુરુષ છે. તે મારી ભક્તિ જાણે છે. તે મને ખરે રૂપે ઓળખે છે, તેની દિન દિન ચઢતી કળા થનાર છે. તેનો સદા જેજેકાર થશે.

વળી આ મહોલ્લામાં બે ચાર માણુસ તો ઘણું નેસનાં મૂળિયાં છે તે કોઈનું ભલું દેખી ખમતાં નથી. બીજાનાં સુખ દેખીને મનમાં બળતાં ને બળતાં રહે છે. પુનદાનઉપર પ્રીતી રાખતાં નથી મારી કે પરમેશ્વરની ભક્તિની વાત સમજતાં નથી. ઘાંચીની ઘાણીના બળદીયાની પેઠે આખો દા'ડો ભમ્યાં કરે છે, પણ ટુંકા નશીબથી ખાધા જેટલું દુઃખે પાપે રળે છે. અલ્યા બ્રાહ્મણ !

**નથુ૦**—હાં મા !

**બ્રાહ્મણ**—આ મ્હોલ્લાની ઘણી સ્ત્રિયો તો ઉંચા કુળની ને કુળવાન્ માબાપની દીકરીઓ છે. વળી તે ધર્માત્મા છતાં મારી ને પરમેશ્વરની ભકિતમાં પ્રીતિવાળી છે. તે પોતાના પતિની મરજીપ્રમાણે સેવા ઉઠાવે છે. તેમનો દિવસ હવે પછી ચઢતો આવનાર છે.

અલ્યા આ મહોલ્લામાં એક બે ઘરમાં તો સંખણીયો જેવી સ્ત્રિયો છે. તે રાત'દાડો ઘરમાં ક્લેશ કરે છે. ભક્તિભાવમાં બિલકુલ સમજતી નથી. કોઈ સારા માણુસની સંગતિમાં બેસતી નથી, કોઈની શિખામણ માનતી નથી. એનો દા'ડો પડતો ચાલે છે. પણ થોડા દા'ડામાં જો સારી સોબતથી સુધરશે, તો તેમની ચંદ્રમાની પેઠે ચઢતી કળા થશે.

વળી કેટલીક વહૂઓ સાસૂને દુઃખ દે છે ને ગાળો ભાંડે છે, ધણીને પણ તિરસ્કાર કરે છે, ને પોતાની મરજીમાં આવે એમ ચાલેછે અને કોઇ સાસૂ તો વહૂને દુઃખ દેછે. વગરવાંકે ગાળો દે છે, માર મારે છે. ખવાડવામાં વેરોવંચો રાખે છે. સાચાંજુઠાં કરીને ઘરમાં ક્લેશ ઉભો કરે છે. પણ તેના ઘરમાં જેવારો થવાનો નથી. થોડે દા'ડે સુધરશે નહિ તો ખરાબ ખસ્તા થશે. અલ્યા બ્રાહ્મણ !

**નથુ૦**—હાં મા !

**બ્રાહ્મણ**—આ મહોલ્લામાં કોઇને તો ચોથો આઠમોને બારમો શનિ બેઠો છે. તેથી કોઈને અઢી ને કોઇને સાડાસાત વર્ષની એમ નાની મોટી પનોતીઓ બેઠી છે. તેમાં જેને રૂપાને ને ત્રાંબાને પાયો બેઠી છે, તેને તો જેજેકાર થનાર છે. ને જેને લોઢાને ને સોનાને પાયે બેઠી છે, તેને તો નબળી જાણવી. તો પણ શનિવારને દા'ડે હનમાનજીને તેલ, સિંદૂર ને અડદ ચઢાવશે, શનિ દેવતાનાં દાન આપશે, ને જપ કરાવશે, તેને તો જેજેકાર થનાર છે.

વળીકોઇને તોચોથો, આઠમો, ને બારમો રાહુબેઠો છે, તે ઘણીને તેથી પીડા ભોગવવી પડશે. પણ રાહુ દેવતાનાં દાન તથા જપ કરા-

વસે ને શંકરની તથા વિષ્ણુની ભક્તિ રાખશે તો લીલાલહેર થશે.

વળી કોઇને તો ચોથો, આઠમો, બારમો ગુરુ બેઠો છે, તેથી તેને શરીરે તથા રોજગારે દુ:ખી રાખશે, પણ ગુરુની તથા મહાદેવની ને વિષ્ણુની ભક્તિ કરવાથી તથા દાનજપ કરવાથી તેના ઘરમાં અષ્ટમાસિદ્ધિ ને નવનિધિનો વાસો થશે.

અલ્યા કોઇને તો મંગળ, બુધ, શુક્ર, સૂર્ય ને ચંદ્ર નબળા ચાલે છે, તેથી જીવને ઉચાટ રહેશે. પણ તેને ગ્રહદેવતાનાં દાન તથા જપથી તથા મહાદેવને અભિષેક કરાવવાથી, તથા યથાશક્તિ બ્રાહ્મણને જમાડવાથી વિઘ્ન માત્ર દૂર થશે, ને ઘરમાં લક્ષ્મિનો વાસો થશે.

અલ્યા બ્રાહ્મણ ! આ મહોલ્લામાં બે ચાર મરદ તો સુંમજેવા અને સાડાત્રણ પાયાવાળી બુદ્ધિનાં છે. તેમ છતાં તે પોતાને શિખાના અગ્રભાગ સુધી ડહાપણના ભરેલા સમજે છે. તેમની ઘરમાં તથા બારણે શોભાઆબરૂ વધતી નથી. તેને વિનાકારણ ઘેર તથા બહાર સંતાપ થાય છે. તેના આજકાલ દિવસ નબળા જાણવા પણ જો અભિમાન મૂકીને સજ્જનનો બોધ માનીને પાધરા થશે, તો તેમની કીર્તિ ચોગરદમ ફેલાશે, ને શોભા પામશે.

વળી એક ઘરમાં તો બૈરાંઆગળ મરદનું કાંઇ ઉપજતું નથી. બૈરૂં જેટલું પાણી પાય એટલું પીએ છે. અને કોઈ ઘરમાં તો વહૂ છાનુંમાનું ચોરીને ઘરમાંથી ખાય છે. ને એક સાસૂ તો પોતાના દીકરાની વહૂને પેટ ભરી ખાવાનું આપતી નથી. પણ એ સઘળાં ભુડાં લક્ષણ જાણવાં. એમના ઘરમાં જેવારો આવનાર નથી.

અલ્યા આ મ્હોલ્લામાં કેટલે ઘેર તો ધન ભંડારેલાં છે. પણ તે ઘરના ધણી તે ધનને જાણતા નથી. તે પૈસેપૈસે હેરાન થાય છે અને કેટલાંક ઘરમાં તો જાણીજોઈને ધન સાચવીને ભેગું કરે છે, પણ ઉદારપણે ધર્મને માર્ગે ખરચતાં નથી. પણ એ વાર્તા સારી નથી. જે ધનનો પોતે ઉપયોગ કરવો તે તથા દાનધર્મમાં ખરચ્યું તે ખરૂં પોતાનું ધન જાણવું બાકીનું ગમે તે રસ્તે નાશ પામનાર છે. કૃપણ માણસનું સવારમાં મોં પણ જોવું સારું નથી. અલ્યા બ્રાહ્મણ !

**નથુ૦**—હાં મા !

**બ્રાહ્મણ**—ખબરદાર આ મહોલ્લામાં જે કોઇ પ્રીતિ કરીને મારૂં અખ્યાણું કે થાળમાં પુરીને સીધું તથા ઘીનો દીવો ભાવ કરીને આવીને આપી જાય તેનું લેજે. અથવા તને બોલાવીને આપે તેનું લેજે પણ બારણે ભીખારીની પેઠે માગવા જઇશ નહિ. અલ્યા મારા ભંડારમાં કોઈ વસ્તુનો ટોટો નથી, એમ જાણજે.

**નથુ૦**—(હાથ જોડીને) વારુ મા! એમ કરીશ. પણ મારી એક વિનતિ છે મા ! આ કપરા કળિકાળમાં લોકોમાં પાખંડ વધ્યું છે તેથી લોકોમાં પોકળ શ્રદ્ધા રહેતી નથી, અને લોક કહેશે કે બ્રાહ્મણ ઢોંગી છે, માટે હે જગતજનનેતા ! તમારા પધારવાનો કંઈ પરચો આપવો જોઇએ. પરચાવના કોઇ માને નહિ. લોકમાં કહેવત છે કે ‘ચમત્કારવના નમસ્કાર થતા નથી’.

**બ્રાહ્મણ૦**—(આ વચનો સાંભળીને મોટો હોકારો કરીને) અલ્યા બ્રાહ્મણ ! મારે કોઇના નમસ્કારનો ખપ નથી તોપણ તારી મરજી છે તો બોલ કેવો પરતો દેખાડું ? જેવો તું કહે તેવો ચમત્કાર દેખાડું. અલ્યા જો તું કહે તો એક પાટુનો પ્રહાર કરીને આ પૃથ્વીને રસાતલમાં ચાંપી દઉં. ને જો તું કહે તો સૂર્ય ચંદ્ર ને નક્ષત્રમંડળસહિત ઉપરના સાતે લોકને નીચે તોડી પાડું ! ને અલ્યા તું કહે તો આ સાતે સમુદ્રની મર્યાદા તોડીને આ એકવીસ તબકને જળમાં બોળી દઉં ! ને તું કહે તો આ મારા નેત્રમાંથી અગ્નિ કાઢીને આ આખા બ્રહ્માંડને બાળીને ભસ્મ કરી નાંખું ! ને અલ્યા બ્રાહ્મણ ! જો તું કહેતો હોય તો પાપી ને નિંદા કરનારી જીભ બહાર ખેંચી કાઢું ! ને જો તું કહે તો દિવસની રાત્રિ કરી નાખું ! ને તું કહે તો આ દશ દિગ્પાલને ડોલાવીને આખી મેદનીને ખળભળાવું ! ને જો તું કહે તો આ સઘળી સ્ત્રિયોને પુરુષ કરી નાંખું ! ને કહે તો સઘળા પુરુષને સ્ત્રિયો કરી નાખું ! ને કહે તો આ આખા સંસારને નપુંસક કરી નાંખું ! અલ્યા બ્રાહ્મણ ! જો તું કહે તો આ સાત સમુદ્ર તથા નવસેં નવાણું નદીઓનું એક આચમન કરી જાઉં ! ને જો તું કહે તો જેમ કોઈ બાળક ખસખસનો દાણો ગળી જાય તેમ આ આખા બ્રહ્માંડને આ પળે ગળી જાઉં ! અલ્યા બ્રાહ્મણ ! બોલ, ઝટ બોલ ! તું જે કહે તે આ ઘડીએ કરું ! (એમ કહી હોકારોં કરેછે ને પગ ઠોકે છે.)

**નથુ૦**—(ગભરાતાં) ખમા માતા ! ખમા ! જગતજનનેતાને ખમા ! ઓ મા ! મારો અપરાધ ખેમા કરો. ઓ મા ! આવા મોટા પરચા કરવાથી તો જગતનો નાશ થઈ જાય, ને માતા પોતાનાં બાળકનો નાશ કરે નહિ તેથી હે મા ! મારા ઉપર દયા આણીને શાંતિ કરો. જગતઉપર અમી છાંટા નાંખો. ને મા ! તમારે પારે જે સીધું ને દીવો લાવે તેને ચાંદલા કરવા થોડું કંકુ આપો, ને મા ! સઉને રક્ષા બાંધવાં થોડી નાડાછડી કાઢી આપો. વળી મા ! તમારે પારે આવે તેને પરસાદ આપવા ટોપરું જોઇએ તે એક બે નાળિએર આ-

પો. બીજું કશું માગવું નથી મા !

**બ્રાહ્મણ**—અલ્યા બ્રાહ્મણ ! ફટ ભુંડા ! એ શું માગ્યું ! જો આ વખતે તેં માગ્યું હોત તો હું તને સ્વર્ગ મૃત્યુને પાતાળ એમ ત્રણ લોકનું રાજ આપ !

**નથુ૦**—ના મા ! હું બ્રાહ્મણના દીકરાને રાજ શા કામનું મા ! તમારા પરતાપે મારા જોળીયામાં ને આ ત્રાંબાવાડકામાં આખા બ્રહ્માંડનું રાજ ભરેલું છે માટે હવે દયા કરો મા ! મને માગ્યું આપો. (એમ બોલતો થાળી કાઢે છે, નેધરે છે, એટલે પિછોડી ઓઢીને પછી માંહેથી મુઠીએ મુઠીએ કંકુ થાળીમાં નાંખે છે, અને કહે છે.)

**બ્રાહ્મણ**—કેમ અલ્યા ! હજી જોઇએ ? અલ્યા જોઇએ ? લે.

**નથુ૦**—(થાળી લઈ લઇને) ના મા ના. ઘણું થયું. (પછી માતાની જય બોલાવે છે.)

**બ્રાહ્મણ**—(પછી પાછો મોઢામાંથી નાડાછડીનો ત્રાગડો કાઢીને **નથુ**રામના હાથમાં આપીને) લે અલ્યા તાણ. તારે ગમે તો આ ઘડીએ તાણીને ગાડાં ભરી લે. અલ્યા બ્રાહ્મણ ! જો તારી મરજી હોય તો આ નાડાછડીના આખા બ્રહ્માંડને સાત આંટા મારી આવ, તો જા આ આખા બ્રહ્માંડમાં એક કીડી કે મગતું સરખું એ કોઇ દિવસ મરશે નહિ. આખા બ્રહ્માંડમાંહેલાં જીવો અજરઅમર થઈ રહેશે.

**નથુ૦**—ના મા ના. એવી મારી મરજી નથી. જુઓ મા ! આ સંસારના જીવોને આટલું ઓછું આયુષ્ છે તોએ રાતદાડો બધા સંતાપમાં બળે છે. ને ઘણા તો મોત માગે છે. જ્યારે આટલું આવરદા ભોગવતાં ત્રાસ થાય છે, તો મા અજરઅમર થઇને શું કરે ? પછી તો કેમે કરયું મરાય નહિ, ને મહા દુઃખ થાય. માટે એ વાતની તો મા દયા કરો. મને એક બે શ્રીફળ આપો.

**બ્રાહ્મણ**—કેમ અલ્યા ! હજી બીજી નાડાછડી જોઇએ છે ?

**નથુ૦**—ના મા ના હવે બસ થયું. (પછી બે શ્રીફળ પણ એજ પ્રમાણે માંહેથી કાઢી આપે છે, ને **નથુ**રામ વારંવાર જય બોલાવે છે.)

**બ્રાહ્મણ**—અલ્યા બ્રાહ્મણ ! હવે કંઈ જોઇએ છે ?

**નથુ૦**—ના મા ના. હવે સઉને અમી છાંટા નાંખો મા ! બીજું કશું જોઈતું નથી. (પછી લોકો વારાફરતી સીધાં લાવે છે, ઘીનો દીવો ને પૈસો આપી જાય છે. કોઈ બોલાવીને આપે છે. ત્યાં બધે ફરી વળી દાણો ઉઘરાવી લે છે. પછી માતાની વિદાયગીરીનું ગીત **નથુ**રામ ગાતો જાય છે. ને ઉભેલા લોકને ચાંદલા કરે છે.)

**નથુ૦**—(ગાય છે.)

## ઘોળ.

માતા વળી વળી વહેલાં પધારજો, પાળજો ભક્તનાં લાડ રે, પાળજો.
આધિ ને વ્યાધિ શમે વળી ખુટે, દુર્ગુણની ધાડ રે, ખુટે૦ ૧
ઘર ઘર ઘોળ ગવાય ને ઝાઝા ઉત્સવો થાય રે, ઝાઝા૦
આનંદભેર મળી સખી માતનાં, ગીતો તો ગાય રે, માતનાં૦ ૨
નર્ધનને મા ધન ઘણું દો વળી અપુત્રને પુત્ર રે, દો વળી૦
કુંવારાને કન્યા દિયો જેથી વાધે ગૃહસૂત્ર રે, જેથી૦ ૩
જેને મન જે જે ઇચ્છા હોય તે પૂર્ણ કરો માત રે, હોય૦
નિશદિન ભાવે ભજે જેથી સઘળા જીવોની જાત રે, સઘળા૦ ૪
દશ દિશામાં માતા વ્યાપક છો, પણ જાણે છે કોક રે, છો પણ૦
બ્રાહ્મણ દાસપદે રહી ગાય છે, ટાળજો શોક રે, માતા ટાળજો૦ ૫

બોલો **અં**બે માતકી જે. **બ**હુચર માતકી જે. **કા**લિકા માતકી જે. **મ**હાલક્ષ્મી માતકી જે. **મ**હાકાળી માતકી જે. **મ**હાસરસ્વતી માતકી જે. અનંત શક્તિકી જે. સકળ દેવદેવીકી જે. (પછી સામાન સમેટી ત્રિશૂલ ઉપાડી ને બંને બ્રાહ્મણો જાય છે, ને સઉ લોક સઉ સઉને ઘેર જાય છે.)

**સ્ત્રી**—અલી! માતાએ કંકુ ને નાળિએર ને નાડાછડી કેવાં કાઢ્યાં?

**૨ સ્ત્રી**—બહેન ના કાઢે તો આજના વખતમાં કોઇ માને?

**૩ સ્ત્રી**—પણ હેં અલી! માતાએ પૂછ્યું, ને પેલા બ્રાહ્મણે હા કહી હોત, ને માતાએ લાત મારીને આ ધરતીને પાતાળમાં ઘાલી હોત કે પાણી ઉપર ફેરવી વાળ્યું હોત, તો શી વલે થાત? આપણે કયાં ને ઘરનાં કયાં, ને એમ સઉ રઝળી મરત, નહિ વારુ?

**૪ સ્ત્રી**—અલી એ તો કહે એમ, પણ પેલા બ્રાહ્મણનું કાળજું ફુટયું છે જે હા કહે! ને જો હા કહે તો મહીં મળતો એનોએ રામરોટલો થાત કેની! બહેન! સઉને પોતાનો જીવ વહાલો છે. ચાલ બહેન! સવારના પહોરમાં મારે તો બધું કામ પડયું છે. ( સઉ સઉને ઘેર જાય છે. )

**કમળા**—( વિજળીને ) કેમ અલી વિજળી! આ બામણના શરીરમાં માતા ખરેખર આવ્યાં હશે કે એ તે અમથું?

**વિજળી**—અલી 'પરણ્યાં ન હોય પણ જાને તો ગયાં હોય'! એટલો જ વિચાર કરની કે આખા જગતની માતા **મ**હામાયાશકિત જેને આમ હાજરાહજુર હોય, તે ઘણી વા'ણાના પો'રમાં આપણે બારણે દાણા માગવા આવે! અને કદાપિ આવે તોએ આમ કરે!

પણ ભલા, બ્રાહ્મણના દીકરા છે, એટલે એમને આપ્યાનું પાપ નથી. ને આપણે માતાને નામે આપીએ છીએ, તે માતા તો બધું એ જાણે છે કેની ?

**કમળા**—પણ અલી આજે આવાતનો કથામાં ખુલાસો કરે એવું તારી ચંચળ બહેનને સંભારજે.

**વિજળી**—વારુ તું પણ મને સંભારી આપજે. (ઘરમાં જાયછે.)

**દાસ**— સેવાથી પરવારીને મનોહર ભટ્ટના ઘરમાં જાય છે. ઉપર જઇ મનોહર ભટ્ટને પગે લાગતાં) પાયે લાગું છું, ભટજી મ્હારાજ!

**મનોહર**—પધારો દાસ! આજે કંઈ સહવારના પહોરમાં પધાર્યા ! કંઇ અવસ્યનું કામ છે કે શું ?

**દાસ**—હા જરા એમ છે ખરું. આજે તો આપને વિનંતિ કરવાની એ છે કે છે તો સઘલું આપનું, પણ આ માની લીધેલું અમારું ઝુંપડું છે, તેમાં પધારીને પ્રસાદ લેવો. સકુટમ પધારવાની દયા કરવી પડસે.

**મનોહર**—એનું કાંઈ કારણ? આ અમે નિત્ય પ્રસાદ લઈએ છીએ એ તમારો જ છે કેની? ત્યાં આવ્યે કંઇ અધિક છે. ?

**દાસ**—ના ના તે આજનો દા'ડો તો દયા કરવી. મારો ઘણા દિવસનો સંપ્લક છે. તે આપ પૂરણ નહિ કરો તો કોણ કરે ?

**મનોહર**—એવો સંકલ્પ શા માટે કરવો પડયો તે કંઈ જણાય ?

**દાસ**—આપનું કંઇ અજાણ્યું છે ? આ મારી જુબાન સાફ નો'તી, તે હવે આપની દયાથી બોબડું બોલાતું નથી. મેં એક વાર આપને નિવેદન કરેલું હતું કે મેં બાધા રાખી છે.

**મનોહર**—હા હા, સરસ્વતીની બાધા રાખવા વિષે તમે એક વાર મારા આગળ વાર્તા કરી હતી. ભલે તમારી એમ મરજી છે, તો હવે વધારે રકઝક કરવાની કાંઈ અગત્ય નથી.

**દાસ**—પણ સું કહું છું ? સકુટમ પધારવું. હમણાં પાછલ એ જાતે વિજ્યાલક્ષ્મીને કહેવા આવે છે, પણ આપને મારે કહેવું ઘટે તેથી કહું છું.

**ચંચળા**—( દાદરે ચઢીને દાસને) કેમ વારુ! ભટજીને કહ્યું કે? મેં વિજ્યાલક્ષ્મીને કહ્યું, તે કહે છે કે એમની આજ્ઞા થશે એટલે મારે કાંઈ ના નથી.

**દાસ**—એ તો સઉ જેજેકાર થસે. ભટજી મ્હા'રાજની આપણા ઉપર દયા છે, એટલે નવનિધ છે, એમ જાણવું. જાઓ હવે તમારે

જેને જેને કહેવું હોય તેને સઉને કહી આવો, ને પછી ગોર ગોરાણી પણ આવે એટલે રસોઈનું કામ હાર પડાવો, એટલે ઘણું મોડું થાય નહિ. હું પણ બજારમાં જઇને આવું છું. (બંને જણ નમીને જાય છે.)

**ચં**ચળા બીજા બ્રાહ્મણોને તથા સગાંને તથા રોજ કથામાં આવનાર સઉને નોતરાં દઈ આવે છે, ને પછી રસોઇનો આરંભ કરાવે છે. **દાસ** પણ બજારથી સઘળો સામાન લઈ આવે છે. ને ઘરમાં બેસવાની જગાએ ગાદીતકીઆ વગેરે તથા હાંડી તકતા વગેરે સઘળી તૈયારી કરે છે.

નોતરેલાં નિકટનાં સંબંધી તથા મહોલ્લાના નિત્ય આવનાર લોકો તો કામકાજમાં મદદ કરવામાટે આવ્યાં હતાં. **ભટ્ટ**જી પણ **દાસ**ના આગ્રહથી વહેલા આવી ત્યાં જ આસને બેઠા હતા. હાથોહાથ કામ કરવાથી રસોઈ પણ વહેલી તૈયાર થઇ. રસોઇ તૈયાર થયાની ખબર મળી અને તજવીજ કરતાં જમનાર પણ સઉ આવી પહોંચ્યાં હતાં તેથી **ભટ્ટ**જીની આજ્ઞા લઇ **દાસે** પંક્તિ બેસાડવાની તૈયારી કરી. સુંદર જગામાં બ્રાહ્મણો વગેરેને જમવા બેસવાની પ્રથમથી તજવીજ કરી રાખી હતી, તે પ્રમાણે સર્વને બેસાડીને રુડે પ્રકારે વિધિપૂર્વક સઉને જમાડ્યાં. સઘળાં જમી રહ્યા પછી પાછળથી વધેલા પાકમાંથી, જેને ઘેર ઢાંકવાનું હશે, તેને ઘેર ઢંકાવવા વગેરેની સઘળી ગોઠવણ **ચં**ચળાએ કરી. જમનારે રસોઈની તજવીજ ઘણી સારી કર્યાવિષે **દાસ**નાં તથા **ચં**ચળાનાં ઘણાં વખાણ કર્યાં, તથા રસોઇ કરનારના હાથને પણ સઉએ ઘણા વખાણ્યા.

આ પ્રકારે જમવાસંબંધી સઘળી ગડબડ પૂરી થયા પછી **દાસ**ના માળઉપર જ્યાં બેઠકની સઘળી તજવીજ કરી રાખી હતી, ત્યાં **ભટ્ટ**જીને આસનઉપર બેસાડ્યા, અને વિધિપૂર્વક પૂજા કરી. બીજું સઘળું મંડળ પણ રોજ જેમ આવીને બેસે છે, તેમ બેઠું હતું. **દાસે** ' સઉને મેં આજે ઘણો શ્રમ આપ્યો છે, માટે સઉ માફ કરજો' એવાં વચનને સઉના તરફ બોલીને પછી **ભટ્ટ**જીને નીચે પ્રમાણે કહ્યું.

**દાસ**—ભટજી મા'રાજ ! મેં આપને આજે ઘણો પરિશ્રમ આપ્યો છે. હવે આજે તો બારસ છે, એટલે રોજની ચાલતી કથા તો બંધ રહેશે, પણ આપનાં ચરણારવિંદ આજે અહિં થયાં છે. ને આ સઉ બેઠાં છે, તો કંઈ એકાદ કીર્તન કહીને કોઈ સારી સમજણ આવે એવી પરચુરણ કથા કહેવાની દયા કરસો. આપના મુખની વાણી ત્રિવિધ તાપને તથા પૂરવ જનમનાં પાપને ટાલનારી છે, તથા તત્કાલ સાંતિ ને સુખ આપનારી છે, તેથી મારી પ્રાર્થના એ

જ છે કે આપની ઇચ્છાપ્રમાણે કાંઇક આજે થવું જોઇએ. આ જગા પણ એથી પાવન થસે. (વિટ્ઠલજીતરફ જોઇને) કેમ વિટ્ઠલજી! ખરું, કે ખોટું છે.?

**વિટ્ઠલજી**—ના શેઠ! તમે કહો છો તે સઘળું ખરૂં છે. **ભટ્ટજી**નાં ચરણ આ તમારા ઘરમાં થયાં ત્યારથી જ આ જગા તો પાવન થઈ ચુકી છે, તોપણ **अधिकस्याधिकं फलम्** એ ન્યાયે અધિકનું ફલ અધિક જ છે. અને જેમ સુરસ ભોજન કર્યા પછી શીતળ જળ તૃષાને નિવારણ કરે છે, તેમ **ભટ્ટજી** મહારાજની વાણી પણ અંતમાં, અમૃતરૂપ હોવાથી ખરી તૃપ્તિ આપનાર છે. માટે સર્વની ઇચ્છા એવી હતી જ, અને તમે કહ્યું એટલે હવે સર્વનો આત્મા પ્રસન્ન થયો છે. **ભટ્ટજી** મહારાજ! શેઠની સાથે સઉની પ્રાર્થના ગણીને કાંઇ કૃપા કરો. જેથી સર્વનાં અંતરમાં આનંદની હેલી થાય.

**મનોહર**—(સર્વનો ભાવ જાણીને) ત્યારે પ્રથમ તો પદ બોલું છું. તે સર્વ ઝીલજો. પછી બીજી વાર્તા. (પદ બોલે છે.)

**પદ. ગરબી.**

સમજીને, ભક્તિ પ્રભુની કરો ભાઇ રે,
જેથી સઉ દુઃખ જાય શમાઇ, સમજી૦
સાચી નીતિ સ્વધર્મને પાળો રે,
વેળ સત્સંગતિમાં નિત્ય ગાળો રે,
જેથી નેષ્ટ શમશે આ ચિત્તનો ચાળો, સમજી૦ ૧
ક્રમથી સદ્‌ગુણ સઘળાને ધારો રે,
જેથી આવે અવિદ્યાનો આરો રે,
ફરી કદી ના'વે યમનો મારો, સમજી૦ ૨
વિવેકથી વૈરાગ્યનું રૂપ જાણો રે,
છએ સંપત્તિ ઉરમાં આણો રે,
મોક્ષ ચ્હાતાં નિર્ભયતા માણો, સમજી૦ ૩
આ વિષયોને દુઃખરૂપ ભાળો રે,
એ મેળવવાની આશાને ટાળો રે,
વૃત્તિ યત્નથી પ્રભુપ્રતિ વાળો, સમજી ૪
સુખબુદ્ધિ વિષયમાંથી જાશે રે,
મૂળ મમત્વનું શિથિલ જ થાશે રે,
તવ પ્રભુગુણ પ્રીતે ગવાશે, સમજી૦ ૫
ભક્તિ પ્રભુની કરીને પ્રભુ થાવું રે,
શમે જેથી આ આવવું જાવું રે,

પંચકલેશથી સદા મૂકાવું  સમજી૦ ૬
જીવને જોઇએ એ આપે એવી રે,
છે આ પ્રભુભક્તિ સાચી દેવી રે,
થાઓ સઉ જન સુખીયા એ સેવી,  સમજી૦ ૭
પ્રભુ ભજતાં શમે સર્વ ખામી રે,
મનહર પ્રભુ કરુણા પામી રે,
ટળી દાસ રહો થઈ સ્વામી,  સમજી૦ ૮

**વિઠ્ઠલજી**—જય જય **શ્રીસદ્‌ગુરુ** દેવ. ( સર્વ બોલે છે. )

**મનોહર**—(વિઠ્ઠલજીને) કેમ વિઠ્ઠલજી ! આજે શા વિષય ઉપર બોલવું ઉચિત લાગે છે ?

**વિઠ્ઠલજી**—આ પૂર્વ ક્ષણે જ મને વિચાર આવ્યો હતો, કે જેમાં સજ્જનના અંતઃકરણનું ચિત્ર ચોખ્ખું પડેલું હોય એવી કોઈ આખ્યાયિકા આજના દિવસમાં જ સમાપ્ત થાય એવી કહેવાય તો ઠીક. એ વિચાર બંધાઈ રહ્યો, ને તત્કાળ આપે મને પૂછ્યું. મેં પણ આ જેવું હતું તેવું નિવેદન કર્યું હવે આપની ઇચ્છામાં આવે તેનો પ્રારંભ કરો.

**દાસ**—ભટજી મહારાજ ! આજે તો આપણા વિઠ્ઠલજીની જ ઇચ્છા પરિપૂરણ કરવી ઘટે છે, ને આ સઉ મંડલને પણ એ વાતમાં લાભ છે.

**મનોહર**—ભલે ત્યારે એમ કરીએ. શાસ્ત્રમાં પણ દુર્જન મનુષ્યથી દૂર રહેવાનું કહ્યું છે. વળી પ્રાણ લેનાર સર્પ કરતાં પણ દુર્જનને ભુંડો કહ્યો. છે. માટે દુર્જનનું દૃષ્ટાંત સાંભળી તેવાથી ચેતતા રહેવાય તો આ જગતમાં મોટું હિત થાય માટે આજે એ સંબંધમાં એક **ધર્મમૂર્તિ** નામના સજ્જનનો તથા **પાપપુંજ** નામના દુર્જનનો પ્રાચીન પ્રાસ્તાવિક ઇતિહાસ છે, તે કહું છું.

**દાસ**—બોલો **સીદવારકાધીસકી** જે. બોલો **હરા હરા** મ્હાદેવ (સઉ બોલે છે.)

**મનોહર**--(ઇષ્ટસ્મરણ કરીને) એક **નંદ** નામનું મોટું નગર હતું. તે નગરમાં એક **ધર્મમૂર્તિ** નામનો પુરુષ રહેતો હતો તે ઘણો સજ્જન તથા ભાગ્યશાળી હતો. ગુણવાન્ તથા શકિતપ્રમાણે વિદ્વાન્ પણ હતો. વડિલોએ સંપાદન કરેલા ધન તથા ધામવડે સુખ ભોગવતો અને સાધારણ ઉદ્યોગ કરતો. કારણકે તેના મનમાં એવો નિશ્ચય હતો કે આપણને મળનાર વસ્તુ તો હરેક નિમિત્તથી મળનાર છે. માટે કોઈ પણ સાધારણ નિમિત્ત ચાલુ રાખવું. અને ન મળનાર જે વસ્તુ છે, તે મેળવવાના ખરા ઉપાયને આપણે બરાબર જાણી

શકતા નથી, માટે તેવા કામમાં તો આપણા મનને કે કોઈ સદ્‌ગૃહસ્થને ન નિવારણ કરી શકાય એવો આગ્રહ થાય ત્યારે જ પ્રવેશ કરવો. આ વગેરે વિચારથી તે પોતાના નિશ્ચયમાં દૃઢ રહીને સાધારણ ઉદ્યોગ કરતાં જે મળે તેમાં સંતોષ માનતો, તથા સત્સંગતિમાં રહીને પરમેશ્વરની ભક્તિ પ્રીતિપૂર્વક કરતો. આ પ્રમાણે ચાલતાં ઘણે દિવસે 'ખાતાં કોઠાર ખાલી થાય' અને 'પાણી પીતાં ટાંકાં ખાલી થાય' એ ન્યાયે તેની દોલત ઓછી થવા માંડી. ખર્ચને માર્ગ ઉઘાડો રહ્યો, અને આવવાનો માર્ગ દિનપ્રતિદિન ઓછો થયો, તેથી તેને પોતાને પણ એમ લાગ્યું કે આ પ્રમાણે તો ઘણા દિવસ નીભે એમ નથી. પણ તે પોતાના નિશ્ચયમાં દૃઢ હતો, તેથી બિલકુલ સંતાપ કરતો ન હતો. એક સમયે એના ઘરથી પોષાએલો એક વૃદ્ધ, વિદ્વાન્, તથા નીતિમાન્ જોશી જે નિરંતર આ ધર્મમૂર્તિના વડિલપાસે આવતો બેસતો, તે ફરતો ફરતો એને ત્યાં આવ્યો. એ જોશી જાણતો હતો કે આ પુરુષ ધર્માત્મા છે તથા મોટા કુળના છે; પણ હાલમાં પૈસે ટકે લગાર નરમ સ્થિતિમાં છે. એ જોશીને ધર્મમૂર્તિએ આવતાં જોઈને પ્રીતિથી નમન કરી આવકાર દઇ આસન આપી બેસાડ્યા, તથા કુશળ પૂછ્યું. જોશીએ પણ આશીર્વચન કહી પોતાની કુશળતા કહી, ને પછી સુખસમાચાર પૂછ્યા આમ પરસ્પર કુશળ સમાચાર પૂછ્યા પછી જોશીએ વડિલોની સ્તુતિવાર્તા કેટલીક કરીને કહ્યું, 'ભાઈ ધર્મમૂર્તિ! તમારા જન્માક્ષર છે તે લાવોને ઘણા દિવસ થયા છે. માટે લગાર દૃષ્ટિ નાખી લઉં. ધર્મમૂર્તિએ તત્કાળ આણી આપ્યા, ને જોશી જોવા લાગ્યા. જન્મકુંડલિના ગ્રહ જોયા પછી ભાવ એટલે ચલિત કુંડલિના ગ્રહ જોયા. પછી પડ્‌વર્ગની કુંડલિઓ જોઇ, ને છેવટે અષ્ટોત્તરી ને વિંશોત્તરી મહાદશા, અંતર્દશા તથા ઉપદશા જોઈ ત્યાર પછી ચાલતું વર્ષફળ મંગાવી વર્ષકુંડલિ જોઇ. માસે માસની કુંડલિઓ જોઇ. સઘળું જોઇને ઘડીએક વિચાર કરીને આ પ્રમાણે બોલ્યા.

જોશી કહે છે: ભાઈ ધર્મમૂર્તિ! તમારો મોટો ભાગ્યોદય કરનાર સમય હવે ઘણો પાસે આવ્યો છે. હું જયાં ત્યાં તમારાં વખાણ સાંભળીને પ્રસન્ન થતો હતો. પણ દિનપ્રતિદિન ધનથી ખાલી થવાના સમાચાર સાંભળીને મારા મનમાં ઘણો ઉદ્વેગ થતો હતો, પણ હવે મને ધૈર્ય આવ્યું છે. લગાર પણ ચિંતા કરવાસરખું નથી. આ ગ્રહમાં મોટો રાજયોગ થયો છે. હમણાં તો કદાચિત્ મારું કહેવું તમને બરાબર વિશ્વાસ પડે એવું નહિ જણાય પણ આજે જે અક્ષર હું તમને કહું છું, તે ગમે તો લખી રાખજો. અને પાછળથી સમય આ-

વે ત્યારે સંભારજો. આ વર્ષમાં ગમે ત્યાં પણ અહિંથી પૂર્વ દિશામાં તમારો ભાગ્યોદય થનાર છે. કોઇને કહું તો મને હમણાં મૂર્ખમાં ગણે પણ તમને ખાતરીથી કહું છું કે તમે કોઈ સ્થળે રાજા થશો, ઘણાં પુણ્યદાન કરશો અને કીર્તિ પણ સારી મેળવશો. તમને કોઈ દૈવી સત્તા પણ હાથ આવશે. તેથી તમારો આગળ આગળ મોટો ઉદય થશે. તમારા દેહપર્યંત તમને ધનસંબંધી કષ્ટ પડનાર નથી. એક વાર પૂર્વ દિશામાં ભાગ્યોદય થયા પછી પાછો ઉત્તર દિશામાં પણ મોટો ભાગ્યોદય થનાર છે. માટે હવે લગાર પણ ચિંતા કરવા જેવું નથી. જુઓ ભાઇ ! સુખદુઃખનો જોટો છે, એ વાર્તા ખરી છે. પણ તમને લાંબા દિવસ પહોંચે એવું કોઇ કષ્ટ હવે પછી આવનાર નથી. અને કિંચિત્ કિંચિત્ આવે એ તો જગતનો સ્વભાવ છે. કોઇ એક વિના-કારણ શત્રુ થશે, પણ અંતે તેનું જ ખોટું થશે.

વળી એક વાર્તા તમને કહું છું તે ધ્યાનમાં રાખવી. કોઇ પણ જોશીને જન્માક્ષર દેખાડવા ત્યારે અથવા કોઈ ભવિષ્યવાદીને ભવિ-ષ્ય પૂછવું હોય ત્યારે, જો તે અકુશલ જણાય તો તેને પ્રથમથી જ કહી રાખવું કે પ્રથમ જે જે શુભ વાર્ત્તા હોય તે કહો; અશુભ વાર્ત્તા-ની અમને અગત્ય જણાય અને પૂછીએ તો જ કહેજો. આમ પ્રથમથી ચેતાવવો અને શુભ વાર્તા શ્રવણ કરવી. આ લોકમાં કોઇને પણ પોતાનું અશુભ પ્રિય નથી, ને સાંભળ્યા પછી ખેદરહિતપણે સહન કરવું પણ ઘણું કઠિન છે. માટે એટલું લક્ષમાં રાખજો. આમ બોલીને જન્મોતરી તથા વર્ષફળ પાછાં આપે છે. અને ટીપણામાં જોઇને આ પ્રમાણે કહે છેઃ જુઓ ભાઈ ધર્મમૂર્તિ ! જો મારું રંકનું વચન તમારી ધ્યાનમાં આવે અને તમને વિશ્વાસ પડે તો આ અશ્વિન શુકલ દશમી એટલે વિજયાદશમીને દિવસે પૂર્વ દિશામાં પ્રયાણ કરવું. એથી તમારો જયજયકાર થશે. પ્રથમ કષ્ટ જણાય તોપણ નિશ્ચંત રહેજો, અને વિજય થાય ત્યારે સંભારજો. એમ બોલી ઉઠવા માંડે છે. ત્યારે ધર્મમૂર્તિ તેમને દક્ષિણા આપે છે. તે ના કહે છે, પણ બલાત્કારે આપે છે, તે લેઇને આશીર્વાદ આપી જાય છે.

જોશીના ગયા પછી ધર્મમૂર્તિ આ પ્રમાણે વિચાર કરેછેઃ આ બ્રા-હ્મણ લોભરહિત, પ્રમાણિક, તથા દયાળુ જણાય છે. મારા વડિલોસાથે-ના સંબંધને સંભારીને એ મારી પાસે આવ્યા, અને મને આ ઉતરતા સમયમાં ધૈર્ય આપી ગયા છે, એ પણ એક ભાવિનું શુભ ચિહ્ન છે. જાણે ઈશ્વર જ એના અંતઃકરણમાં ઉતરીને આ વાર્તા કહી ગયા હોય એમ ભાસે છે. માટે એક વાર એની આજ્ઞાપ્રમાણે પ્રયાણ કરી આવવું

તો ખરું. પછી જે ધણીએ ધાર્યું હશે તે થશે. આ સંસારમાં જન્મ ધરીને એક દિવસ મરવું તો અવસ્ય છે જ. સુખદુઃખ પણ જ્યાં ત્યાં આવનાર છે જ; પણ જે સ્થળે જે વેળાએ જે નિમિત્તે જે જે લાભહાનિ થનાર છે, તેને આપણે જાણતા નથી. તેથી નિઃશંકપણે આપણાથી કામ કરાતું નથી, તેમ જ બેશી રહેવાતું પણ નથી. આ સઘળું છતાં પણ હવે તો આ વૃદ્ધ પુરુષનાં વચનો જે આકાશવાણીજેવાં છે, તેમાં વિશ્વાસ રાખીને વિજયાદશમીઉપર પ્રયાણ કરવું અવસ્ય છે. આ પ્રકારે નિશ્ચય કરીને તે પોતાને કામે લાગ્યો.

પેલા જોશીએ પોતાને ઘેર જઇને આવેલી દક્ષિણા સ્ત્રીને આપતાં કહ્યું કે આજે તો હું આપણા વેદમૂર્તિના પુત્ર ધર્મમૂર્તિને ત્યાં ગયો હતો. તેના ગ્રહ જોયા, તેથી મને ખાતરી થઇ કે એ પુરુષ મોટો ભાગ્યવાન્ છે. હે સ્ત્રિ! એના ઘરના અન્નથી આપણો ગૃહસ્થાશ્રમ ઘણો કાળ ચાલ્યો છે. એના વડિલોના આશ્રયથી આપણો સઘળો વ્યવહાર નીભ્યો છે, માટે આપણે નિરંતર એનું શુભ ચિંતવવું જોઇએ. કોઇએ પણ આપણા ઉપર ઉપકાર કર્યો હોય તો તે જન્મપર્યંત ભૂલવો નહિ, એ સજ્જનનું લક્ષણ છે. ભલા ભગવાન્ એની એના વડિલોકરતાં અધિક ચઢતી દોલત કરે, અને એની આ જગત્માં અક્ષયકીર્તિ રહે, તથા આપણા સરખા અનેક અનાથ પ્રાણિઓનો એના આશ્રયતળે નિર્વાહ થાય, એ જ આપણી ઇચ્છા છે. આપ્રમાણે બોલીને તે વૃદ્ધ પોતાના કામમાં બેઠા.

ધર્મમૂર્તિનો નિશ્ચય દિનપ્રતિદિન બળવાન્ થતાં વિજયાદશમી પણ સમીપ આવી. આગલે દિવસે પોતાની સ્ત્રીને પોતાના પ્રયાણવિષે સમજણ પાડી, અને સવારમાં ભોજન કરીને નીકળવાનો નિશ્ચય કર્યો. સ્ત્રીને પોતાના પતિના પ્રદેશ જવા નીકળવાના નિશ્ચયથી ખેદ તો ઘણો થયો, પણ પેલા વૃદ્ધ જોશીએ ભવિષ્ય કહ્યું હતું ત્યારે તે પણ પાસે હતી તેથી તે પોતાના મનમાં આગળ શુભ થનાર છે એવું ધારી સમાધાન રાખતી હતી. બાળકોની તથા ગૃહની રુડે પ્રકારે સંભાળ રાખવાને ઘટતી શીખામણ તે સ્ત્રીને આપી, અને ઘરમાં નિર્વાહના સાધનજોગું ધન વગેરે હતું તે સ્ત્રીના સ્વાધીન કર્યું. મોટા વૈભવવાળું ઘર હોવાથી આ ટાંણે કાંઈ છેક ખાલી થયું ન હતું. માથે પૈસાનું પણ દેવું ન હતું. તેથી ધર્મમૂર્ત્તિને પણ પાછળ ઘરમાં કેમ થશે, એવી કાળજી રાખવાસરખું ન હતું. પોતાને માટે માર્ગમાં થોડી વાટખરચી રાખી તથા જોઇતાં વાસણો, તથા એક સારી પાણીદાર ઘોડી પોતાને બેસવાની હતી તે તૈયાર કરી, સામાન સઘળો તજવીજથી ઘોડી-

ઉપર ગોઠવી બાંધી લીધો અને ભોજન કરીને શુભ વેળાએ બહાર નીકળ્યો. માર્ગમાં શકુનો પણ ઘણા સારા થયા, તેથી વિદાય કરવા જનાર સર્વ માણસો પણ પ્રસન્ન થયાં. સ્ત્રિયે સાથે કોઇએક નોકર મનુષ્યને રાખવાનું કહ્યું પણ ધર્મમૂર્તિએ એકાકી પ્રવાસ કરવાનો નિશ્ચય કરેલો તથા પ્રારબ્ધબળનો નિશ્ચય કરવા ધારેલું તેથી સાથે બીજું માણસ રાખ્યું ન હતું.

વિદાય કરનારાંને હળીમળી પાછાં વાળીને પછી ઇષ્ટસ્મરણ કરીને ધર્મમૂર્તિ ઘોડીઉપર સ્વાર થયો, અને જય જય ઇષ્ટ' બોલીને પૂર્વ દિશામાં રાજમાર્ગે ચાલતો થયો. રાત્ર પડે ત્યાં વાસો રહે અને મધ્યાહ્નસમયે સારું સ્થળ જોઇ ઢાળો કરે. અનુકૂળતાપ્રમાણે પોતાને હાથે રસોઈ કરીને જમે. માર્ગે ઇષ્ટસ્મરણચિંતન કરતો જાય. એમ કરતાં બે દિવસ માર્ગમાં ગયા, પછી ત્રીજે દિવસે તે માર્ગે જાય છે એવામાં તેને બીજે માર્ગેથી પગપાળો ચાલતો એક માણસ આવી મળ્યો, અને આ ધર્મમૂર્તિ જે માર્ગે જતો હતો તે માર્ગે તે પણ ચાલવા લાગ્યો. રસ્તે ચાલતાં પરસ્પર, કોણ છે અને ક્યાં જાય છે એ સંબંધી વાર્તા નીકળતાં ધર્મમૂર્તિએ પોતાની વાર્તા સાધારણ રીતે કહીને કહ્યું કે કાંઇક ઉદ્યોગમાટે અમે નીકળ્યા છીએ. ત્યારે પેલા માણસે પણ કહ્યું કે હું પણ મૂળ ખાનદાન કુટુંબનો છું, પણ વખાનો માર્યો નીકળ્યો છું તે જ્યાં કાંઈ મારા લાયક ઉદ્યોગ મળશે ત્યાં હું પણ રહીશ. એમ વાત કરીને તે ઘોડીની સાથે ચાલવા લાગ્યો. માર્ગે ચાલતાં તેણે કહ્યું કે હું દુઃખનો માર્યો આવ્યો છું, એટલે હવે મારે નીચુંઉંચું કામ કરવાની કોઇ પ્રકારે અડચણ નથી. જો તમે મને સાથે રાખશો તો હું તમારી ભલી ભાતે સેવા કરીશ. મારી પાસે વાટખરચી પણ નથી. તેથી મને માત્ર ખાવાનું જ આપશો તો હું તમારો મોટો ઉપકાર માનીને વેચાણ રાખેલા દાસની પેઠે હું તમારી આજ્ઞાનું પાલન કરીશ. પંથમાં એક કરતાં બે ભલા, એવો વિચાર કરીને દયાળુ ધર્મમૂર્તિએ તેને ધીરજ આપીને કહ્યું, કે ભલે તમારી ઇચ્છા હોય તો મારી સાથે ચાલો, હું ખાઈશ તે તમને પણ ખાવા આપીશ.

આ રીતે વાતચીત થયા પછી પેલો માણસ ધર્મમૂર્તિની સાથે ચાલ્યો. જ્યાં કૂવો આવે ત્યાં ધર્મમૂર્તિને પૂછે, અને તેની ઇચ્છા હોય તો દોરીલોટો લઇ પાણી ભરી આવે, પાય અને પોતે પણ પીએ. મુકામ કરે ત્યાં સઘળો જોઇતો સામાન પૈસા લઇને ગામમાંથી પેલો માણસ લાવે. રસોઇને માટે સઘળી ઘટતી તૈયારી કરી આપે. એમ દરેક વાતે ધર્મમૂર્તિની મરજી ઉઠાવવા લાગ્યો. એ રીતે બે દિવસ ગયા અને

ત્રીજે દિવસ થયો. આ સાથે થયેલા માણસને પૂછતાં તેણે પોતાનું નામ સત્યવાન્ અને જાત વૈશ્ય વણિક્‌ની છે એમ કહ્યું હતું તેથી ધર્મમૂર્તિ તેને કામપ્રસંગે સત્યવાન્ કહીને બોલાવતો હતો. આગળ માર્ગે ચાલતાં એક સુંદર વાવ દીઠી, તથા પાસે વૃક્ષની સારી છાયા દીઠી. તેથી ત્યાં પાણી પીવા તથા લગાર વિશ્રામ લેવાના વિચારથી ધર્મમૂર્તિએ ઉતરીને ઘોડી વૃક્ષના થડે બાંધી; તથા પોતે વિસામાના ચોતરાઉપર બેઠો. પેલો સત્યવાન્ પણ બેઠો.

બેઠા પછી ધર્મમૂર્તિ પોતાના મનમાં વિચાર કરે છે કે અહો! આ સંસારમાં આશાના પાશમાં બંધાએલા જીવો શું શું કરતા નથી? સઘળું જ કરે છે. હું જાણું છું કે સો વર્ષ તો પૂરાં જીવવાનો સંભવ નથી. ઘણામાં ઘણું બશેર અન્ન ખવાય. એથી વધારે ખવાવાનો સંભવ નથી. વર્ષમાં ચાર જોડી વસ્ત્ર હોય તો ઘણાં. આપ્રમાણે મારા ઘરના દરેક માણસનું ખર્ચ ગણીએ તો તેના સુમારમાં મારી આવક પૂરતી થાય એમ છે તે છતાં પણ વધારે મોટાપણામાં રહેવાની આશાથી આ પ્રદેશમાં નીકળ્યો છું. હાલ તત્કાળ તો સંકટ જ છે, પણ આશાએ આપેલા વેગથી આ સંકટની ગણના ન કરીને પણ હું આગળ વધતો જાઉં છું. ઘર છોડયે આજ છઠ્ઠો દિવસ છે. હજી કાંઇ ઠરવાજેવું સ્થાન જણાતું નથી. અરે! ઘણાં માણસો સુખની આશાના માર્યા મરણથી પણ ડરતાં નથી. આશાવશ પ્રાણી ઘોર કર્મ કરતાં પણ પાછા હઠતા નથી. ખરું જોવા જતાં તો રંક અને રાજા સર્વ આશામાં બંધાયા દુઃખ વેઠે છે. જ્યાં લગી આ આશા છૂટતી નથી ત્યાં લગી આ આખી પૃથ્વીનું રાજ્ય મળે તો તેથી પણ સુખ થવું સંભવતું નથી. આ પ્રકારે સર્વને નાના પ્રકારનાં દુઃખમાં ડુબાવનારી દુષ્ટ આશાને વશ આપણે પડયા છીએ. હવે એનો પરિણામ શું આવે છે એ ઇષ્ટ જાણે. ગમે એમ હો તોપણ આ અદૃષ્ટરૂપ કોઇ એવી પ્રબળ સત્તા છે કે તે જીવની ઇચ્છાપ્રમાણે કાંઈ થવા દેતી જ નથી. રાજાને રંક અને રંકને રાજા બનાવે છે. આપણે જ્યાં સુધી એ અદૃષ્ટસત્તાને જાણતા નથી; ત્યાં સુધી ગમે ત્યાં ને ગમે તે પ્રકારે એ ગુપ્ત રહી દોડાવે તેમ દોડયા વિના છૂટકો નથી. આમ વિચાર કરતાં સાવધાન થઇને કહે છે, અરે! આવા નિરર્થક વિચારથી શું ફળ? એથી તો હિંમત, ધૈર્ય, તથા બળનો નાશ થવો સંભવે છે. માટે હવે તો ઇષ્ટનું સ્મરણ કરતાં આવે તે સહન કરીને જે તે પ્રકારે પંથ જ કાપવો જોઇએ. માસ બે માસસુધી સુમાર જોઇને પછી પાછા વળવા વિચાર કરવો. આ-

પ્રમાણે વિચાર કરીને પછી પેલા સાર્થીને કહે છે, ભાઈ સત્યવાન્! આ દોરીલોટો લઇને વાવમાંથી પાણી લાવો તો પીને આપણે ચાલવા માંડીએ. કારણ કે પછી સાંજ પડી જશે, ને જ્યાં જઇશું ત્યાં આપણને સારો મુકામ મળશે નહિ. આ સાંભળી સત્યવાન્ 'હા જી, લાવું છું" કહીને દોરીલોટો લઇ વાવતરફ ચાલ્યો. ચાલતાં પોતાના મનમાં રાજી થતો વિચાર કરે છે કે 'અહોહો! મારા નસીબનાં તે હવે હું શા વખાણ કરું? જ્યાં જાઉં છું ત્યાં મને ધાટે ધાટ જોઇએ તેવો ઉતારી આપે છે, પરમેશ્વરને જાણે મારી જ રાતદા'ડો ફકર રહેતી હોય એમ જણાય છે. ઘણા લોકો કહે છે કે પાપકર્મ કરનારને પ્રભુ સુખ આપતા નથી. પણ મને તો જ્યાં જાઉં છું ત્યાં સુખ જ આપ્યા કરે છે. જેમ જેમ હું પાપ કરૂં છું તેમ તેમ મને કાંઈ સુખની ખોટની આવતી નથી. ઉલટું ચઢતું સુખ મળે છે. પણ એક વાત લોકમાં કહેવાય છે તે ખરી હશે. આ કળિયુગમાં જે પાપ કરે તેને સુખ મળે છે. બીજા યુગમાં તો 'પાપીનો ક્ષય ને ધર્મીનો જય હોય છે, અને આ કળિયુગમાં તો 'પાપીનો જય ને ધર્મીનો ક્ષય' એવો નિયમ લાગુ પડતો જણાય છે. જો એમ નહિ હોય તો મારા સરખા મહા પાપીને વારંવાર સુખ નહિ મળવું જોઇએ વળી મારું પાપ કાંઈ ગુપ્ત પણ નથી. મારા પાપની પ્રસિદ્ધિથી તો લોકમાં મારું પાપપુંજ નામ પ્રસિદ્ધ છે. આટલું છતાં પણ કોઇની મગદુર થતી નથી કે મને હાથ પકડીને દુઃખ આપે! આપ્રમાણે જ્યારે પાપ કર્યેથી જ મને સુખ મળવાનો અનુભવ થાય છે, ત્યારે મારે એને શા માટે છોડવું જોઇએ? આ જગત્માં જીવ સઘળા સુખની જ ઇચ્છા કરેછે, ને જેને જેથી સુખ થાય છે તે કામ તે કરેછે, પછી તેને છોડતા નથી. એવિષે ધૂળધોયાનો આ દાખલો પ્રસિદ્ધ જ છે: કોઈ એક ધૂળધોયાને ધૂળ ધોતો જોઇને રાજાએ પોતાના પ્રધાનને કહ્યું કે અરે! આ માણસ રોજ આટલી ધૂળ ઉથામે છે, ને ભારે કષ્ટ વેઠેછે. એને તે એમાંથી રોજ શું મળતું હશે? એને બોલાવીને પૂછો જોઇએ. પ્રધાને રાજાની આજ્ઞાથી એને બોલાવીને પૂછયું કે અલ્યા તને રોજ આ ધંધામાં શું મળે છે? ત્યારે તે બોલ્યો, માબાપ! મારા ઘરમાં પાંચ શેર અન્નનો ટંકે વરો છે. ને તેમાં અમે બાપદીકરો રોજ ધૂળ ધોઇએ છીએ, તેથી મહા મુસીબતે અમને જાડું પાતળું અન્ન પૂરૂં થાયછે. પૂરાં લૂગડાં તો મળતાં નથી, પણ આબરૂમાં દા'ડા કાઢીએ છીએ. જાડાં ને ઓછાં લૂગડાં પણ મળેછે ખરાં. આ સાંભળીને તેને રજા આપી, ને થોડા દિવસ જવા દઈ એક ઘણો

કિંમતી હીરો પેલા ધૂળધોયાને હાથ આવે એવા બંદોબસ્તથી ધૂળમાં નંખાવ્યો. તે તેને જડયો, તો પણ બીજે દિવસે પાછો તેને ધૂળ ધોતો રાજાએ જોયો ત્યારે વળી એક ભારે કિંમતની વીંટી ધૂળમાં નંખાવી, તે પણ પેલાને જડી. તો પણ પાછો ધૂળ ધોતો જોયો ત્યારે વળી એક કિંમતી જવાહિર નાંખ્યું. તે પણ પેલાને મળ્યું. તો એ પાછો ધૂળ ધોતો જોયો. ત્યારે પાછું રાજાએ પ્રધાનને કહી તેને બોલાવી પૂછાવ્યું કે અલ્યા ! આ મહિનામાં તને શું શું જડયું ? તેણે કહ્યું કે હીરો વીંટી ને જવાહિર, એ ત્રણ તો મોટી વસ્તુઓ જડી, ને બીજી તો નાની વસ્તુઓ જડી છે. પ્રધાને પૂછ્યું, પેલી ત્રણ વસ્તુની કિંમત તો ઘણી છે. તારી સાત પેઢીલગી પહોંચે એવી છે, તે છતાં રોજ આ ધૂળ હવે શામાટે ધુએ છે ! ત્યારે પેલે જવાબ દીધો કે માબાપ ! એ બધું મળ્યું તે આ ધૂળ ધોયાના પ્રતાપથી મળ્યું છે. તો જેમાંથી આપણને સુખ મળ્યું તેને આપણે કેમ છોડવું ? માટે હું તો રોજ ધોઉં છું ને અમારી પેઢીઓમાં પણ એ જ ધંધો કરવાના. રાજાએ જાણ્યું કે આ જગત્‌માં સારા કે નઠારા પણ જે રોજગારમાં સુખ દેખેછે, તે તે કરે છે. આ પ્રમાણે તે ધૂળધોયાએ પોતાને સુખ મળવાથી તે રોજગાર છોડ્યો નહિ તો મને જેમાં સુખ મળે છે તે મારે શામાટે છોડવો જોઇએ ? એક તો એ જ જોવાનું છે કે પરમેશ્વરને મારી કેટલી ફકર છે ? થોડા દહાડા થાયછે કે વળી એક ઘરાક ઉભું કરી આપે છે ઈશ્વર આપે ને આપણે મોંઢે આવેલો કોળીઓ છોડીએ તો આપણા ભોગ જાણવા. પણ હવે મારે શી રીતે ઘાટ કરવો ? આવો લાગ ફરી ફરીને આવનાર નથી. આ ધર્મમૂર્ત્તિ શરીરે તો મારા કરતાં બળવાન્ જણાયછે, એટલે એને મારીને તો એનો માલ લેઇ જવો ઘણો કઠિન છે. એનું નામ તો બ્રાહ્મણજેવું છે, ને સ્વભાવ પણ બ્રાહ્મણજેવો જ છે. પણ દેખીતો તો કોઈ રાજવંશી ક્ષત્રિયજેવો છે. રૂપમાં પણ દેવતાઇ છે. મેં એને બ્રાહ્મણ જાણીને જાત પૂછી નથી, પણ બ્રાહ્મણ કે ક્ષત્રિય છે એમાં તો વાંધો નથી. જનોઇ તો છે જ. એની કમરમાં તરવાર બાંધી રાખે છે. વળી એક નાનો કટાર પણ કેડમાં ખોસે છે. શૂરવીરજેવો જણાય છે. પછી બ્રાહ્મણ હો કે ક્ષત્રિય. પણ જો કદાચિત્ કપટ કરવા જઇશ, ને એના સમજવામાં આવ્યું તો એકે ઘાએ મારા બે કટકા કરે એવો જુંગો છે. કદાપિ મારાં સઘળાં પાપ ભેગાં થઇને આ વખતે મને ફળ આપનાર હોય તો એમ પણ બને. પણ કહેવત છે કે 'હિંમતે મરદા અને મદદે ખુદા' તેમ હવે તો હિં-

મતથી કામ લેવાનું છે. ખેર, મરવું છે તો એકવાર, પણ ધૂળધોયાની પેઠે ધંધો છોડવો નથી. આવી મજેની ઘોડી છે, સામાન પણ છે, ને ખરચી પણ સામાન ભેગી બાંધેલી જણાય છે, કેમકે જ્યારે ત્યારે માંહેથી છોડીને કાઢે છે. આમ વિચાર કરતો વાવપર આવે છે. જુએ છે તો મોટી ચાર મોંઢાવાળી, અને વચમાં આઠ કોસ કે વખતે સોળ કોસ ફેરવવા હોય તો ફરે એવી મોટો ઘેરાવવાળીવાવ દીઠી. માંહે જુએ છે તો ત્રણ માળ બાંધેલા દીઠા. વચમાં મોટો જંગી કૂવો દીઠો. નજર કરી તો પાણી પગથીયાંથી દશ બાર હાથ હેઠું ઉતરેલું દીઠું. "માંહે ઉતરતાં પણ પગથીએથી પાણી પીવાય કે ભરી લેવાય એમ નથી. તેમજ ઉપરથી ફાંસતાં દોરી છેક પાણીને તળીયે પહોંચે એવી નથી. માટે માંહે તો ઉતરવું પડશે. આ જગાએ લાગ આવે એવો ઘાટ તો છે. પછી તો નસીબની વાત ન્યારી છે, ચાલ પાછો જાઉં ને એમને જોડે વાવ જોવાને બહાને તેડી લાવું, ને માંહે ઉતરીએ. પછી જેવો ઘાટ બેઠો તેવો ખરો. કૂવો ઉંડો છે એટલે મારી ધારણા પાર પડે એમ જણાય છે તો ખરૂં." એવો વિચાર કરીને તે પાછો આવ્યો, ને આ પ્રમાણે કહેવા લાગ્યો! 'ભાઈસાહેબઃ વાવનું કામ ઘણું જોવાલાયક છે. હજારો ગાઉમાં હું ફર્યો છું, પણ આવી વાવ મેં કયાંહી દીઠી નથી. માંહે ત્રણ માળ છે, ને વચલા કૂવામાં પાણી ઘણાં ઉંડા છે. જેથી અંદર ઉતરયા વગર પાણી લેવાય એમ નથી. હું સરખા એકલા માણસને તો માંહે ઉતરતાં બીક લાગે એવું છે. જો તમે આવો તો આપણે બે જણ માંહે ઉતરીએ, તો જોવાશે ને પાણી પણ પીવાશે. એકપંથ અને બે કાજ થશે. માટે ચાલો હુકમ હોય તો આ ઘોડી છોડી લઉં. ત્યાં બાંધવાનો પણ ઘાટ છે. ને આપણે બેસવાનું પણ અહિંના કરતાં ત્યાં ઘણું સારૂં છે. આત્મા પ્રસન્ન થાય એવું કામ છે. માંહે વાવમાં કોઈ દેવસ્થાનજેવું પણ જણાય છે. તો ભલા દર્શન પણ થશે. આ પ્રકારનાં વચન સાંભળીને ભાવિમાં ફળ આપનાર પ્રબળ પ્રારબ્ધના વેગથી તે ધર્મમૂર્તિનીપણ તે વાવ જોવા વૃત્તિ થઇ.

આ સંસારમાં પ્રબળ વેગવાળા, ભવિષ્યમાં ફળ આપનાર કારણને જિતવું અત્યંત કઠિન છે. સમર્થ પણ એ પ્રબળ ભાવિથી બચી શકયા નથી પૂર્વે પુણ્યશ્લોક નળ રાજાએ એ ભાવિના પ્રબળ વેગથી જ ધર્માધર્મને જાણવામાં કુશળ છતાં પણ પોતાના ભાઈ પુષ્કરજોડે દ્યૂત આરંભ્યું હતું, અને અંતમાં તેને રાજ્ય ખોઇને વનવાસ ભોગવવો પડયો હતો. દેવલોક જેની ઇચ્છાથી તપતા હતા એવી દમ-

યતી સ્ત્રીને પણ વનમાં રડવડવું પડયું હતું.

વળી યુધિષ્ઠિર રાજા જે પાંચ પાંડુપુત્રોમાં વડા હતા, તે અ-જાતશત્રુ ધર્મરાજા સર્વ વિચાર માં કુશાગ્ર મતિવાળા છતાં પોતાના પિત્રાઇ કૌરવકુળના વડા દુર્યોધન જોડે સર્વ સભામાં સુજનોએ વારયા છતાં દ્યૂત રમવા બેઠા; અને રાજ્ય તથા સ્ત્રીને હાર્યા છતાં અંતમાં તેમણે વનવાસ સેવવાનું લીધું હતું. પતિવ્રતા દ્રૌપદીને પ-ણ પોતાના પતિસાથે અરણ્ય સેવવું પડયું હતું. આ સઘળું એ ન નિ-વારણ કરી શકાય એવા પ્રબળ ભાવિના સંયોગથી જ થયું હતું.

પૂર્વે ઈશ્વરાવતારસરખા મનાયેલા શ્રીરામચંદ્રજી ભૂતભવિષ્યને જાણવામાં સમર્થ છતાં પણ પંચવટી આગળ કપટવેષથી સોનાના સરખા મૃગને રૂપે આવેલા દૈત્યના ચર્મની સીતાની ઇચ્છાને પૂર્ણ કરવાના નિમિત્તે પ્રબળ ભાવિને વશ થઇ ધનુષ્યબાણ લઇ દોડયા હ-તા અને તેમના ભાઈ શ્રીલક્ષ્મણજી પણ પોતાના ભાઇ રામચંદ્રને સર્વશક્તિમાન્ ઇશ્વરસરખા તથા અજિતપરાક્રમી જાણતાં છતાં, તે-મ જ પોતે સંપૂર્ણ અસ્ત્રવિદ્યાને જાણતાં છતાં પણ સીતાના રુડે પ્રકારે રક્ષણના ઉપાયને રચ્યા વિના અસુરના કપટભરેલા પોકારને પોતાના ભાઇનો પોકાર સમજી એ જ પ્રબળ ભાવિના ભૂલાવાથી ભાઇની પાછળ દોડયા હતા, અને અંતમાં દૈત્યને હાથે સીતાહરણ થવાથી ભારે સંકટના ભોક્તા થયા હતા.

ઈશ્વરાવતારરૂપે મનાએલા શ્રીકૃષ્ણ ભગવાનના કુલ, શીલ તથા વિદ્યાવિનયસંપન્ન કુમારોએ મહામુનિ દુર્વાસાના છળને માટે ગર્ભિ-ણી સ્ત્રીનો વેષ કાઢીને તે મહામુનિસમીપ લાવી પૂછ્યું કે હે ભગ-વન્! આ સ્ત્રીને શું પ્રસવ થશે? ત્યારે તે સર્વજ્ઞ મહાત્માએ તીક્ષ્ણ શરસમાન વચનથી ઉત્તર વાળ્યું કે એ સ્ત્રી એક લોહનું મૂસલ જ-ણશે, અને તેનાથી તમારા સંપૂર્ણ કુળનો એકદમ ક્ષય થશે. આ પ્ર-કારનો બનાવ પણ એ જ ન નિવારણ કરી શકાય એવી પ્રબળ ભા-વિસત્તાના પ્રભાવે બન્યો હતો, ને અંતમાં એ જ પ્રમાણે આખા યદુકુળનો નાશ થયો હતો.

વળી પૂર્વે અસુરનો અંશ મનાયા છતાં બ્રહ્માના કુળમાં ઉત્પન્ન થયેલા રાવણ જેણે બ્રહ્મા, ઇંદ્ર, સૂર્ય, વાયુ, વરુણ, અગ્નિ, યમ આદિ સંપૂર્ણ દેવતાઓને પોતાને અધીન વર્તાવ્યા હતા, તથા જે વિદ્યા, કલા તથા વિચારમાં અત્યંત નિપુણ હતો, તથા રામના પરા-ક્રમને જાણતો હતો તેમ છતાં પણ તેણે પોતાના તથા અન્ય સર્વના વિચારનો ઉપયોગ ન કરીને એ જ પ્રબળ ભાવિના બળે વૃથા

સતી સીતાનું હરણ કર્યું, અને અંતમાં પોતાના મોટા કુટુંબસહિત પોતાનો ક્ષય કરી લીધો હતો.

વળી શ્રીમહાદેવનાં અર્ધાંગના સતી ઉમયા જે ભૂતભવિષ્યને જાણવામાં સમર્થ હતાં તેમ છતાં પણ તેમણે પોતના પિતા દક્ષ પ્રજાપતિને ત્યાં યજ્ઞસમારંભમાં પોતાના પતિ શ્રીશંકરની અનિચ્છા છતાં તથા પિતાના નિમંત્રણવિના પણ જવાનો આગ્રહ કર્યો, અને એ જ પ્રબળભાવિસત્તાના બળે ગયાં. ત્યાં અંતમાં એવું થયું કે પિતાએ એમનું સંમાન ન કર્યું તેથી ક્રોધ થયો, અને યોગાગ્નિ ઉત્પન્ન કરીને ત્યાં યજ્ઞના સમારંભમાં જ પોતાનો દિવ્યસરખો દેહ પ્રજાળી દીધો. અને એ સતીના પિતા દક્ષપ્રજાપતિએ જે ત્રિકાલમાં થનાર વૃત્તાંતને જાણવામાં સમર્થ હતા તેમણે જગદીશ્વર શ્રીશંકરને સમર્થ જાણી પુત્રી પરણાવ્યા છતાં પણ એક વાર મોટા દેવઋષિના સમુદાયમાં તિરસ્કારપૂર્વક ન સહન કરાય એવાં વચનો બોલીને શ્રીશંકરની નિંદા કરી હતી. તથા તે જ દ્વેષને પ્રબળ કરીને પોતે યજ્ઞનો આરંભ કરીને શ્રીશંકરને અપમાન આપવું ધાર્યું હતું, અને તે હેતુથી જ પોતાનાં પુત્રીજમાઇ એ સતી ઉમયા તથા શ્રીશંકરને યજ્ઞમાં આવવા નોતરૂં દીધું ન હતું. આ સઘળું કૃત્ય એ જ પ્રબળ ભાવિના યોગે ત્રિકાલજ્ઞ દક્ષપ્રજાપતિથી કરાયું હતું. એનો પરિણામ એ આવ્યો કે યજ્ઞમાં પુત્રીના મરણનો શોક થયો, તથા તે સતીના મરણના સમાચાર સાંભળીને શ્રીશંકરે વીરભદ્ર નામનો મહા પુરુષ જટામાંથી પ્રકટ કર્યો અને તેણે દક્ષના યજ્ઞનો ભંગ કરી એ જ દક્ષનું મસ્તક યજ્ઞના કુંડમાં હોમી દીધું.

આ વગેરે એવા અસંખ્ય દાખલાઓ છે કે જેમાં પ્રબલ ભાવિના યોગે મોટા સમર્થ પુરુષોએ પણ ભૂલ કરી કહેવડાવી છે, તો આ બિચારા ધર્મમૂર્તિની શી વાર્તા કરવી ? પેલા સત્યવાન્ નામધારી દુષ્ટ દુર્જનના વચનમાં વિશ્વાસવાળો પેલો ધર્મમૂર્તિ બોલ્યો: “ભલેભાઇ સત્યવાન્! તમારી એમ મરજી છે તો આ ઘોડીને દોરી લો. આપણે ત્યાં જઇને વાવ જોઇએ, તથા ત્યાં જ બેશી પાણી પીએ.” એમ બોલી પોતાની તરવાર લેઇને વાવ તરફ ચાલવા લાગ્યો. પેલો નામધારી સત્યવાન્ પણ ઘોડી છોડીને પાછળ ગયો, વાવપાસે ઘોડીને મજબૂત બાંધીને બંને જણા આજુબાજુ કોઈ મનુષ્ય નથી એ જોઇને વાવમાં ઉતરયા. અંદર ઉતરીને જોતાં તો વાવ ઘણી જ રમણીય જણાવા લાગી. ચાર મોંઢાની વચ્ચેના ગળામાં મોટા રમણીય સભામંડપ કાઢયા હતા. માંહે કોતરીને ભાત ભાતની પ્રતિમાઓ કાઢી હતી. વાવનો વચલો

મોટો કૂવો જેમાં છેવટનાં પગથીયાંથી દશબાર હાથ પાણી ઉંડું ગયું હતું, તે કૂવાના ફરતો ચારે બાજુએ આઠઆઠ હાથ પહોળાઇનો ગોળ ફેરાવો રાખ્યો હતો, જેમાં આશરે સો કરતાં વધારે સ્ત્રિયો ઘણા ખુલાસાથી ગોળ કુંડાળું વળીને ફરતાં ગરબા ગાઈ શકે એવું હતું; વાવના કૂવામાં પાણીથી સહજ ઉંચે એક રમણીય માતાનો ગોખ કાઢયો હતો, જેમાં દેવીની મૂર્તિની પ્રતિષ્ઠા કરવામાં આવી હતી. એ મૂર્તિના સમીપ પૂજા કરનાર તથા કરાવનાર બેશી શકે એવી ખુલાસાવાર જગા હતી. જ્યારે પાણી છેક પગથીઆસુધી રહેતું હશે ત્યારે એ દેવીનો ગોખ પાણીમાં ડુબેલો રહેતો હશે.

પેલો ધર્મમૂર્તિ આગળ અને દુષ્ટ સેવક પાછળ એમ જોતાં જોતાં પેલા કૂવાના ફરતા ફેરકુંડાઉપર આવીને કૂવામાં ગોખમાં બેઠેલાં દેવીનાં દર્શન કરવા લાગ્યા. ધર્મમૂર્તિએ દેવીનાં દર્શન કરીને પછી તે મૂર્તિની મનમાં ધારણા કરવાના ભાવથી આંખ મીચીને અંતરમાં સ્તુતિ કરવા માંડી. આ વખતે પેલા લાગ જોઇ રહેલા દુષ્ટ સેવકે એકદમ 'ઓ બાપ રે!' એવી બૂમ પાડતાં જ પાછળથી ધક્કો મારીને ધર્મમૂર્તિને તે વિશાળ તથા ભયંકર કૂવામાં નાંખી દીધો. પણ પરમેશ્વર જેને સહાય છે તેને કોઇથી કાંઈ થતું નથી, એ નિયમથી તે માંહે પડતાં જ જેમ કોઇએ ઝીલી લીધો હોય તેમ પાણીમાં જઇને પડયો. પેલા દુષ્ટે તો ઘણાં પાણી હશે એવું ધારેલું, પણ તે વાર્તા ખોટી પડી. એ વાવમાં પાણી તો અગાધ હતું, પણ મધ્યે વજ્રજેવી લોખંડની ઝીણા વેહની જાળી નાંખેલી હતી, તે જાળીઉપર ધર્મમૂર્ત્તિ ઉભો રહ્યો, ત્યારે તેને છાતીબરાબર પાણી આવી રહ્યાં. તેણે માંહેથી સાવધાનપણે ઉંચું જોયું તો આ દુષ્ટ સેવક ઉપર રહીને મોટેથી રોવા લાગ્યો. ધર્મમૂર્તિએ પૂછયું "ભાઈ સત્યવાન્! તને શું થયું?" તેણે જવાબ દીધો, મેં મારી પાછળ ભયંકર રૂપ દીઠું, તેથી હું બીન્યો અને પાછળ હઠયો, તેનો તમને ધક્કો વાગ્યો. હું ફુટેલા નસીબનો તમને સુખને બદલે દુઃખ આપનાર થયો, તેથી મને ધિક્કાર છે. ધર્મમૂર્ત્તિએ કહ્યું, હશે, થનાર વસ્તુ થઈ તેમાં તું ગભરાઇશ નહિ. હવે મારે અહિંથી ચઢી આવવાનો બીજો લાગ નથી. માટે તું ઉપર જઇને ઘોડીના સામાનમાં મેં બે મોટાં દોરડાં ફાલતુ રાખેલ છે, તે લાવીને આ સભામંડપના સ્તંભે એક છેડો બાધીને અંદર લટકતો નાખજે. એટલે હું ચઢીને ઉપર આવું. આ વચન સાંભળીને પેલો દુષ્ટ તરત ઉપર ચઢી આવ્યો, અને ઝટ ઘોડી છોડી ઉપર સ્વાર થઇને પેલો દોરીલોટો પણ સાથે લઇને ચાલતો થઈ ગયો. પાણીવાળી ઘોડીને ઘણા વેગથી

ચલાવી દૂર નીકળી ગયો. પેલા ધર્મમૂર્તિએ તો થોડીવાર થઇ પણ ન આવ્યો એટલે વારંવાર પાંચસાત બુમો પાડી, પણ કાંઈ જવાબ મળ્યો નહિ, તેમ પેલો આવ્યો પણ નહિ, ત્યારે એના મનમાં શંકા થઈ કે રખેને એ માણસ ઘોડી તથા સામાન લઇ ચાલતો થયો હોય. ઘટિત સમયકરતાં પણ ઘણો સમય થયો ત્યારે એણે નિશ્ચય કર્યો કે મને મારીને ઘોડી લઇ જવાના ઈરાદાથી જ એણે મને આ કૂવામાં નાંખ્યો છે. જોશીએ લાભની વાર્તા કહી હતી તે તો પાછળ રહી; પણ કહ્યું હતું કે વિઘ્નભય પ્રસંગે આવે તો ગભરાશો નહિ, તે વાર્તા તો આં આગળ આવી ! હશે પરમેશ્વર ! આ કૂવામાં નાંખી જનારનું પણ ભલું કરજો. પછી નિશ્ચિંતપણે પાણી પીને પોતાની કમરનું ધોતીયું છોડીને માતાના ગોખની બે બાજુએ દીવા મૂકવા નિમિત્તે ઉપરાઉપરી ત્રણત્રણ ટોલ્લા પથરના કાઢેલા હતા, તેમાં તે ધોતીઆની આંટી ભેરવીને પાસેના ગોખલામાં પગ ટેકવીને ધીરે રહીને માતાના ગોખમાં ચઢી આવ્યો. ત્યાં પછી નિર્ભયપણે બેસીને માતાની સ્તુતિ આ પ્રમાણે કરવા લાગ્યોઃ હે જગજ્જનનિ. હું આ ક્ષણે તમારા શરણમાં આવીને નિર્ભય થયો છું. તમે જ આ જગત્‌ની ઉત્પતિ, સ્થિતિ તથા લયના કારણરૂપ છો. આ દ્રવ્ય, ક્રિયા અને જ્ઞાનરૂપ જગત્ એ જ તમારું મોટા વિસ્તારવાળું સ્વરૂપ છે. તમે આ સંસારમાં પોતાના ભક્તના રક્ષણમાટે તથા દુષ્ટ દૈત્યોના નાશને અર્થે અનેકવાર દિવ્ય અને ત્રિભુવનમોહક લીલાતનુઓ ધારણ કર્યાં છે. આ જગત્‌માં સંપૂર્ણ જીવોના શરીરમાં જૂદા જૂદા વિષયો ગ્રહણ કરવાની જે ભિન્નભિન્ન શક્તિ છે તે સઘળી તમારી જ સત્તા છે. હે ભુવનેશ્વરિ! આ વાયુની વહેવા વગેરે રૂપ શક્તિ, અગ્નિની દાહાદિ શક્તિ, જળમાં દ્રવતા વગેરે શક્તિ, પૃથ્વીમાં ધારણાદિ વ્યાપારના સામર્થ્યરૂપ શક્તિ, સૂર્યમાં પ્રકાશ ઉષ્ણતા આદિ, તથા ચંદ્રમાં શીતલતા આદિ જે જે શક્તિ છે તે તે સર્વ તમારી જ સત્તારૂપ છે. આ બ્રહ્મા, વિષ્ણુ તથા રુદ્ર દેવતાનું તમે જ પરિણામસ્વરૂપ છો. તમે જ આ લોકમાં જીવોનાં નાના પ્રકારનાં કર્મફલોને પ્રવર્તાવો છો. દેવતાઓ તથા મનુષ્યાદિ પ્રાણિઓઉપર આવતાં સંકટોને તમે જ જ્યારે ત્યારે નિવારણ કરવામાં પ્રસિદ્ધ છો. પૂર્વે મધુકૈટભ દૈત્યોએ પ્રથમ બ્રહ્માને અને પછી યુદ્ધ કરતાં વિષ્ણુને સંતાપ આપ્યો છે, ત્યારે તમે જ તે દુષ્ટ દૈત્યોને મોહપાશમાં બાંધીને શ્રીવિષ્ણુને હાથે તેમનો વધ કરાવ્યો છે. તમે જ પૂર્વે પ્રબળ થઈ દેવોને પીડનાર શુંભ તથા નિશુંભ નામના દૈત્યોને લીલાતનુ ધારણ કરી નાશ કર્યો છે. ચંડ, મુંડ, રક્તબીજ, આ દૈત્યોનાં મદ ઉતારીને

તમેજ તેમને કાળને સ્વાધીન કર્યા છે. હે જગદીશ્વરિ! દુષ્ટ મહિષાસુરે જ્યારે દેવતાઓને ભારે ત્રાસ આપીને સ્વર્ગ પણ પોતાને તાબે કરી લીધું હતું ત્યારે સર્વ દેવોનાં દુઃખને નિવારણ કરવા અર્થે તમે જ પોતાની લીલાવડે તે મહા બળવાળા મહિષાસુરને માર્યો હતો, તથા તેની સાથે મોટા પરાક્રમવાળા તામ્ર, બાષ્કલ, દુર્મુખ, ચિક્ષુર, અસિલોમા, અને ધૂમ્રલોચનાદિ અનેક અસુરોનો સંહાર કરી નાંખ્યો હતો. હે માતા! આ વગેરે અનેક ચરિતો જે હુ અલ્પમતિને જાણવામાં પણ નથી, એવાં કર્યાં છે, કરો છો અને કરશો. તમે અનેક ભકતોને મહા સંકટમાંથી ઉગારી અંતે પોતાને શરણ લીધા છે, તેમ મને પણ આજે પ્રાણસંકટમાંથી ઉગારીને તમારે શરણે લીધો છે, તો હવે જેમ અનુકૂળ ભાસે તેમ આગળ મારી ગતિ કરજો. આ જગતમાં મોટાપણાને પામેલા મનુષ્યો પણ શરણાગતને રક્ષે છે તો તમે જગતરક્ષક માતા મારું રક્ષણ, પાલન તથા ઉન્નતિ કરો એમાં શું આશ્ચર્ય છે? હે દેવિ! તમને બે હાથ જોડી ચરણમાં મસ્તક મૂકી એ જ કહું છું કે. નિરંતર સન્મતિ આપજો, અને પાપથી બચાવી લેજો.

આ વગેરે સ્તુતિવચનોને ગદ્ગદ કંઠથી બોલી રહીને નમન કરતાં વિચાર કરે છે, એટલામાં તો રાત્ર પડી ગઈ. માર્ગે જનાર આવનાર કોઈ માણસ એટલામાં ત્યાં આવ્યું નહિ, અને હવે આખી રાત્રિમાં આવશે એવી આશા પણ રહી નહિ, ત્યારે પછી એ ધર્મમૂર્ત્તિ પોતાના મનમાં આ પ્રકારે વિચાર કરવા લાગ્યો; અહોહો! આ જગતમાં જીવોને શુભાશુભ ફળ આપનારી કોઇ અદષ્ટ સત્તા વિલક્ષણ છે. અલ્પજ્ઞ જીવો તે અદષ્ટ સત્તાને જાણવા સમર્થ હોતા નથી તેથી ક્યારે શુભ અને ક્યારે અશુભ ફળ મળશે એનો કાંઇ પણ નિશ્ચય આ જીવો કરી શકતા નથી. ફળ મળવામાં એવો કોઈ ખાસ નિયમ જણાતો નથી કે અમુક પ્રકારનાં કર્મનો આરંભ કરવાથી તે કર્મના અંતસુધીમાં અથવા પછી અમુક ફળ મળશે, અને અમુક ફળ નહિ જ મળશે. કોઈ પણ શુભ કર્મનો શુભ ફળની આશા બાંધી જીવો આરંભ કરે છે, તો તેમાં શુભને બદલે કોઈ વેળા આરંભમાં, કોઈ વેળા મધ્યમાં, અને કોઈ વેળા અંતમાં અચાનક અશુભ ફળ આવીને ઉભું થાય છે; અને કોઈ પણ અશુભ કર્મનો આરંભ જીવો કરે છે તો તેમાં અશુભને બદલે શુભ ફળ આદિ, મધ્ય કે અંતમાં દેખાઈ આવે છે. આઉપરથી ફળનું અનિયમિતપણું દેખાય છે, અને તેથીજ ઘણા ઓછા વિચારના જીવો મોટા ભ્રમમાં પડીને શુદ્ધ માર્ગથી ભ્રષ્ટ થાય છે. વિદ્વાન્ તથા બુદ્ધિમાન્ પુરુષો તો

ભ્રમને પ્રાપ્ત થતા નથી, પણ આ પ્રકારે તેનો નિઃશંક નિશ્ચય કરી લે છે. કર્મમાત્રને પોતાના વિપાકના સમયે જ ફળ આપવાનો નિયમ છે. તેથી આપણે જ્યારે શુભ કર્મનો આરંભ કરીએ છીએ ત્યારે પાછળ આપણાવડે રચાએલાં કોઇ અશુભ કર્મને ફળ આપવાનો સમય થયો હોય છે, તો તે શુભ કર્મમાં અશુભ ફળ પ્રકટાવે છે; અને અશુભ કર્મના આરંભસમયે કોઈ પૂર્વરચિત શુભ કર્મ ફળ આપવાના સંધિમાં આવ્યું હોય છે, તો તે અશુભ કર્મમાં શુભ ફળની પ્રાપ્તિ પણ પ્રસંગે જણાય છે. આમ થવાથી કાંઈ એવી આશા બાંધવાની નથી કે શુભથી અશુભ અને અશુભ કર્મથી શુભ ફળ જ મળશે. અહો! કર્મફળના નિયમોનું જ્ઞાન કેટલું સૂક્ષ્મ છે, એ સૂક્ષ્મ અને સંસ્કારી મતિમાનને, કંઇક અંશે સ્પષ્ટ થાય છે; અને કેવળ સ્પષ્ટ તો માત્ર સર્વજ્ઞ પુરુષોને જ થાય છે. આ મારી જોડે રહી-ત્રણ દિવસમાં દગો દેઈ માલ લઇ જનાર માણસ હાલ તરત તો સારૂં ફળ જોઇને રાજી થયો હશે. પણ કર્મફળ આપનાર ઇશ્વર તો તેને સમય આવ્યે ઘટિત ફળ જ આ કર્મનું આપશે. અરે! એ મૂર્ખ માણસે જો મારી પાસે માગ્યું હોત તો હું એને સર્વ આપી દેવામાં આનાકાની કરત નહિ. હશે, એમાં એનો પણ મારે તો દોષ કાઢવો ઘટતો નથી. કારણ કે એને તથા મને જે કાંઈ પૂર્વનું રચેલું કર્મ ફળ આપવા તૈયાર થયું હશે તેના બળથી આ થનાર વસ્તુ થઇ છે. હવે તો મારે આજની રાત્રિ અત્ર જ ઈષ્ટસ્મરણ કરતાં કાઢવાની છે. ખરે આજે તો શરદ્‌ની પૂર્ણિમાની રાત્રિ છે. ચંદ્રનો નિર્મળ પ્રકાશ આ ઉપર જોતાં સઘળા ભાગોમાં પડતો દેખાય છે. આજે તો લોકો નવા ધાન્યનું નૈવેદ્ય રસના અધિપતિ ચંદ્રમા દેવતાને તથા પોતપોતાના ઈષ્ટદેવતાને ધરાવશે. નવી, ઝીણી, લીલી, અથવા લગાર સુકી ડાંગરના પહુંવા તથા દુધ એમ ધવલ પદાર્થનું આજતે નૈવેદ્ય કરવાનો ચાલ છે. મારી પાસે તો હાલ કાંઈ નથી, એટલે માનસ થાળ કરવાની છે. પૂજા પણ મનોમય જ કરવાની છે. આવા દિવસોમાં તો ઘણું કરીને ગૃહસ્થાશ્રમી પુરુષો વિદેશથી પોતાને ઘેર આવી કુટુંબમાં બેશી આનંદવાર્તા કરતાં ચંદ્રના પ્રકાશમાં જમે છે. મારે તો આજે ઇશ્વરેચ્છાથી એ લાભ લેવાના વાંધા છે. હશે, આગળપાછળની વાર્તા સંભારવાની હવે કાંઇ અગત્ય નથી. આ ક્ષણે તો સઘળું તજીને પરમેશ્વર તથા મહેશ્વરીના સ્વરૂપનું ધ્યાનચિંતન જ કરવું ઉચિત છે. આજની રાત્ર તો ભાગ્યવંતી સુવાસિની સ્ત્રિયોને એકઠાં મળી આનંદવડે ઇષ્ટની સ્તુતિના ગરબા ગાવાની છે. આ શરદ્‌ઋતુની

ચાંદની પિત્તદોષને શમાવનારી છે, તેથી ઘણાં મનુષ્યો તો ઘર છોડીને અગાસે ફરશે, તથા સુશે. મારે તો આજે આ મહામાયાશક્તિના ચરણસમીપ સર્વે દુઃખદોષની શાંતિ કરવાની છે, જેથી એક પક્ષે જોતાં હું પણ કાંઇ ઓછો ભાગ્યવાન્ નથી. એમ બોલી અંતરમાં વૃત્તિ સ્થાપી ઇષ્ટની ધારણા કરતાં જપ કરવા લાગે છે.

આ પ્રમાણે એ ધર્મમૂર્તિ જપમાં બેઠો હતો, અને રાત્ર તો પોતાની મેળે વ્યતીત થવા લાગી. આશરે દોઢ પ્રહર રાત્ર ગયા પછી અને મધ્યરાત્રિના સંધિમાં તેને કાને વારંવાર સ્ત્રિયોનાં નૂપુરાદિ આભૂષણનો ખણખણાટઆદિ ધ્વનિવાળો શબ્દ કાને પડવા લાગ્યો. વસ્ત્રના ફડફડાટ પણ સંભળાવા લાગ્યા. અને જેમ કોઈ આકાશમાંથી વેગવડે મોટું પક્ષી ઉતરી આવતું હોય અને જેવો ઘરઘરાટ થાય તેવો સંભળાવા લાગ્યો. ત્યારે તેણે એકદમ પોતાનાં નેત્રો ઉઘાડી નાંખ્યા, ને જુએ છે તો વાવના ઉપરના મંડપમાં પ્રકાશ થઈ રહેલો જણાયો, અને ઘણી સ્ત્રિયોનો હેરફેર થતો ભાસ્યો. ચંદ્ર ઉંચે આવવાથી વાવના જળમાં પણ પ્રકાશ પડતો જણાયો, અને પછી ધીરેધીરે તો અત્યંત મધુર સ્વરથી સ્ત્રિયો ગાય છે, એવું સાંભળવામાં આવ્યું. પણ હજી સુધી આ સ્ત્રિયોમાંથી કોઇનું એને દર્શન થયું ન હતું તેથી એ પોતાના મનમાં આ પ્રકારના વિચારને કરવા લાગ્યો; અરે ! આશ્ચર્યસરખું જણાય છે ! અહિંથી ગામ તો પાસે નથી ને રાત્ર પડી સ્ત્રિયોને અહિં આવવાનું કારણ શું ? માટે મનુષ્ય તો નહિ જ હોય: કાં તો દેવીઓ હોય. અથવા નહિ તો કોઇ પ્રેતલોક હોય. પ્રેતલોકો હોય તો તેમના આવા આનંદજનક સ્વર ન હોવા જોઇએ. અને અલંકાર તથા વસ્ત્રો પણ જાણે ઉંચા પ્રકારનાં હોય એવો ભાસ મને થયો હતો તે પણ તેવાં ન હોવાં જોઇએ. માટે ખરે આજે પૂર્ણિમા છે અને દેવી ભગવતીના ઉત્સવનો દિવસ છે તેથી કદાચ દેવીઓનો આ સમારંભ થયો હોય તો હોય. અથવા તો દેવલોકની અપ્સરા કે પછી કોઈ તેવા જ ઉચ્ચ લોકની આ લોકમાં ગતિવાળી સ્ત્રિયો હોય, અને આનંદથી રમવા માટે આ લોકમાં ઉતરી આવી હોય તો તેમ પણ હોય. હશે ગમે તેમ હો, પણ મને કોઈ ભયનું કારણ જણાતું નથી. આ પ્રકારનો વિચાર કરતો તે પાછો જપ કરવા લાગ્યો, પણ તેના કાન તો સ્ત્રિયોના શબ્દને સાંભળવા તરફ ખેંચાઈ રહ્યા હતા. ઘણી વારસુધી તો તેણે માત્ર કાનને પ્રિય લાગે એવો ધ્વનિ સાંભળ્યો, પણ તેમાં શું ગાય છે, એ કશું સમજી શક્યો નહિ.

આ એકઠી થયેલી સ્ત્રિયો કોણ છે, એ વાર્તા તો તેના કળવામાં બરાબર આવી નહિ, અને કોઇ પ્રકારે આવે એમ પણ નહતું. એ સ્ત્રિયો તો વનદેવીઓ હતી, તે પોતપોતાની મર્યાદામાંથી આ શરદની રાત્રિએ ઉત્સવઅર્થે આ સ્થાનમાં આવી હતી. એમાં એક તો આ વનનીજ દેવી હતી. એ વનદેવીઓ પોતપોતાની મર્યાદાના સ્થાનમાં રહીને ઉપાસના કરનારને ફળ આપે છે અર્થાત્ સો યોજનની મર્યાદામાં કોઈ પણ ઉપાસક મહામાયાશક્તિની ઉપાસના કોઈ પણ દેવીના નામથી કરે અને તેની ઉપાસના જ્યારે પૂર્ણ થાય, ત્યારે તે વનની એટલે તે સો યોજનની મર્યાદામાં પોતાની આણુવર્તાવતી વનદેવી તે ઉપાસકને દર્શન આપે છે. તથા ઇચ્છિાવર પણ આપે છે. આ પ્રમાણે પ્રત્યેક સો સો યોજન પૃથ્વીને પોતાની મર્યાદા માની તેમાં આ દેવીઓ રમણ કરે છે. કોઈ કોઈ પ્રસંગે તે દેવીઓ એક બીજાની મર્યાદામાં પરસ્પરને મળી આનંદ લેછે. આ એકઠી થયેલી બાર વનદેવીઓ હતી. તે પોતપોતાની મર્યાદામાંથી આ રાત્રિમાં અત્ર આવી હતી. આ લોકના બાર માસની બાર પૂર્ણિમાની રાત્રિઓ હોય છે. તે પ્રત્યેક પૂર્ણિમાએ વારા ફરતી:નિયમ બાંધી એક બીજાની મર્યાદામાં જઇને બારે એકઠાં મળીને મહોત્સવ કરી આનંદ લેતાં. આ આશ્વિન માસની રાત્રિએ આ વનદેવીના સ્થાનમાં સર્વને એકઠાં થવાનો નિયમ હતો. તેથી તે સર્વ અત્ર આવ્યાં હતાં. તે પ્રથમ તો ઉચ્ચ સુસ્વરોએ સર્વે મળીને સુગીત ગાયું, અને પછી પરસ્પરમાં વાર્તા કરવાનો આરંભ કરતાં જ એક દેવીએ આ વનદેવીને કહ્યું કે હે સખિ ! આજે તારી મર્યાદાના આ સ્થાનમાં આપણા સ્વરને સાંભળતો કોઈ મનુષ્યશરીરવાળો પુરુષ છે. તેને અદ્યાપિ તે જાણ્યો નથી કે શું ? તે કોઈ દુષ્ટવડે ફસાયલો આ વાવમાં પડ્યો છે. આ સાંભળી આ વનની દેવી બોલી, હા, તે મનુષ્ય મારા નિમિત્ત સ્થાપન કરેલા પ્રતિમાવાળા ગોખમાં બેશી મારી સ્તુતિ કરતો હતો. અને આ ક્ષણે તો તે આપણે કોણ છીએ, આ વાર્તા જાણવાની આતુરતાવાળો થઇને આપણા શબ્દોને સાંભળવાની આસક્તિપૂર્વક પોતાના ઈષ્ટમંત્રનો જપ કરે છે. ત્રીજીએ કહ્યું હે સખિ ! એ મનુષ્ય સજ્જન છે. પાપરહિત મતિવાળો છે. તારી મર્યાદામાં દુષ્ટવડે ઠગાયો છે, અને આપણા કલ્યાણ કરનાર સુગીતના સ્વર એણે સાંભળ્યા છે. તો હવે એનું ઇચ્છાપ્રમાણે કલ્યાણ કરી અહિંથી સત્વર વિદાય કર એટલે પછી આપણે નિઃશંકપણે રમણ કરીએ. આ વચન સાંભળીને તે વનદેવીએ પોતાના સત્તાબળથી તેને બહાર આણ્યો. તેણે આ સર્વ દેવીઓને તેમના

દિવ્ય સ્વરૂપ તથા વસ્ત્રાલંકારસહ જોઇને પરમ આશ્ચર્ય પામીને નમસ્કાર કરી કહ્યું હે માતા! હું અનાથ બાળકને આ ક્ષણે મહા દુ:ખથી મૂકાવી બહાર કોણે આણ્યો છે. અને મંગળ સ્વરૂપ તમે સર્વ કોણ છો, તે મને કૃપા કરીને કહો. વનદેવી બોલ્યાં, હે ધર્મમૂર્તિ! અમે કોણ છીએ, એ વાર્તા જાણવાની તારે અગત્ય નથી. તું સાવધાન થા. તારા ભાગ્યોદય નો સમય સમીપ આવ્યો છે. એમ બોલી પોતાના સત્તાબળે કોઈ વૃક્ષના પત્ર તથા કોઈ વૃક્ષનાં મૂળ, એમ બે વસ્તુ મંગાવીને તેને કહ્યું, લે આ તારા વસ્ત્રમાં સંભાળથી બાંધી લે. તું હમણા નેત્ર બંધ કરીશ એટલે તને અંતરિક્ષ માર્ગે એક ક્ષણમાં અહિંથી ત્રણસેં કોશઉપર એક કમલવતી નગરી છે તેના પૂર્વથી પ્રવેશ કરવાના દ્વારઆગળ પહોંચાડીશ. ત્યાં સૂર્યોદયપર્યંત નિદ્રા લીધા વિના દ્વાર પકડીને બહાર ઉભો રહેજે અને જેવું દ્વાર ઉઘડે કે તત્કાળ તું નગરીમાં પ્રવેશ કરજે. ત્યાંનો રાજા અસાધ્ય ઉદરરોગથી પીડાએલો છે, શરીરે ભયંકર સોજા ચડ્યા છે. તેણે પ્રતિજ્ઞા કરી છે કે કાલે પ્રાત:કાળે જે પૂર્વના દ્વારથી પ્રથમ નગરમાં પ્રવેશ કરે તેને રાજ્ય આપીને પોતાના પીડાએલા દેહને ગંગાકિનારે લઈ જઈ તપ વડે પાડવો. આમ છે માટે ત્યાંનું, પ્રથમ પ્રવેશ કરવાથી તને રાજ્ય મળશે. આ બે ઔષધિ છે. તેમાંથી આ મૂળનો રસ કાઢી પ્રતિદિવસ ત્રણ ટંક એને પાવો. અને આ પત્રનો રસ કાઢીને તેને સર્વ અંગે ચોપડવો. એથી ત્રણ દિવસે એને સોજા ઉતરી જશે. સાત દિવસ એમ કરવાથી ઉદરરોગનો મૂળથી નાશ થશે. એકવિશ દિવસ કરવાથી જઠરાગ્નિ પ્રદીપ્ત થશે, અને ચાળીશ દિવસ એમ કરવાથી સપ્તધાતુ તથા શરીરના સઘળાં અવયવો પુષ્ટિને પામશે. આ વસ્તુઓનો સ્વતંત્ર રસ કાઢવો અને તેના કુચા રાખી મૂકવા. ને જ્યારે સઘળો સ્વતંત્ર રસ કાઢી લેવાય ત્યારપછી એ કુચાને પાણીમાં વાટી તે પાણી પોવા તથા લેપ કરવામાં લેવું. આ વસ્તુઓને ભીનાશવાળી જગામાં રાખવાથી ત્રણ સપ્તક એટલે એકવિશ દિવસપર્યંત સ્વતંત્ર રસથી એ ભરેલી રહેશે, અને ત્યાર પછી પાણીનો સંબંધ કરી આપજે. હવે સાવધાન થઇ તારાં વસ્ત્ર તથા શસ્ત્રને સંભાળી લઈ નેત્રને બંધ કર. ધર્મમૂર્તિ તેમ કરતાં પ્રથમ હાથ જોડી કહેછે. હે માતા! આપત્તિના સમયમાં આ બાળકની આજની પેઠે રક્ષા કરજો. બીજું કાંઇ મારે માગવાનું નથી. આ વચન સાંભળીને બીજી એક દેવી બોલી કે જ્યારે હવે પછી તને આપત્તિ પડે ત્યારે એ કમલવતી નગરીથી ઉત્તરમાં પચાશ કોશ યોજને એક ચંદ્રમુખી નગરી છે. ત્યાંથી પાંચ યોજન ઉત્તરમાં દેવીનું પ્રસિદ્ધ

મોટું સ્થાનક છે. તે સ્થાનક એક મોટા વટવૃક્ષતળે છે. ત્યાં કોઈ પણ કૃષ્ણપક્ષ અથવા શુક્લપક્ષની અષ્ટમીની રાત્રિએ આવીને મહામાયાશક્તિની સ્તુતિ કરજે. તેથી તારી આપત્તિ દૂર થશે, જા. આટલાં વચન સાંભળીને નેત્ર બંધ કરતાં તરત ત્યાંથી અંતરિક્ષ માર્ગે જઇને કમલાવતી નગરીના પૂર્વ દ્વારપાસે ઉતરી ઉભો. નેત્ર ઉઘડતાં દ્વાર દીઠું તેને ઝાલીને ઉભો રહ્યો. આ સઘળો પ્રસંગ જોઇને ઘણું આશ્ચર્ય પામીને કેટલોક વાર તો દિઙ્મૂઢ જેવો થઈ રહ્યો. પછી ધીરે ધીરે સાવધાન થઇને આ પ્રકારનો વિચાર કરવા લાગ્યો: આજે જાણે હું બીજા જન્મને પામ્યો હોઉં એમ ભાસે છે. ખરે વૃદ્ધ બ્રાહ્મણે કહેલી ભવિષ્યની સઘળી વાર્તા સાચી પડી. દેવીનો પ્રસાદ થશે એવો ભાવ તેમના બોલવામાં હતો તેથી મેં તેમને જોયાં છે, અને જેમના કૃપાબળથી હું અનાથસરખો આજે સનાથ થયો છું, તે અવશ્ય કોઈ દેવીઓ છે. અરેરે! હું કેવો મૂર્ખ છું! મેં આ દુઃખરૂપ સંસારથી છુટવાના ઉપાયને એમની પાસે માગ્યો નહિ. પણ આપત્તિરૂપ સંસારમાં આવતી આપત્તિમાં સહાય થવાનું જ માત્ર તુચ્છ ફળ માગ્યું. મેં ઓછી મતિવાળાએ આ લોકમાં પ્રસિદ્ધ દૃષ્ટાંતવાળા દરાજના દરદથી પીડાયલા રંક બ્રાહ્મણજેવું કર્યું છે. તે દૃષ્ટાંત આ છે:—કોઈ એક બ્રાહ્મણ ઘણા વર્ષથી ક્રમે કરીને વધતી કાળી દરાજના દુષ્ટ વ્યાધિથી પીડા પામતો હતો. તે દરરોજ વધતાં તેના આખા શરીરમાં થઇ હતી. જ્યારે તેમાં રહેલા સૂક્ષ્મ જંતુઓ તેને ડંખે ત્યારે તે છરીથી અથવા ધારવાળા ધાતુપાત્રથી પોતાના શરીરને ખજવાળતો. કોઈ વેળા દૈવયોગથી તે પોતાના શરીરને ખજવાળતો ઉષ્ણ જળથી સ્નાન કરવા બેઠો. તે ખજવાળેલા દરાજવાળા શરીરને ગરમ પાણી નાંખવાથી કાંઇક સુખનો અનુભવ કરવા લાગ્યો. તે પ્રસન્ન મનથી સ્નાન કરતાં ઈષ્ટસ્મરણ કરતો હતો તે સમયે કોઇ ઉગ્ર પૂર્વ પુણ્યના યોગે તેની સ્મરણ કરતાં ઇષ્ટિકાર વૃત્તિ થઇ ગઈ, જેથી તેણે સંમુખ આવી ઉભેલા હોય એમ ઈષ્ટનાં દર્શન કર્યાં. કામનાઓથી ભરેલા તે બ્રાહ્મણને ઈષ્ટે કહ્યું કે હે બ્રાહ્મણ! તું આ ક્ષણે ઇચ્છાવર માગ. ત્યારે દુર્ભાગ્યવડે ભૂલવાએલા, ઓછી મતિવાળા તથા જેની તત્કાળ સુખબુદ્ધિ ઉષ્ણ જળમાં જ થઈ છે, એવા તેણે પ્રસન્ન મુખથી માગ્યું કે હે ભગવન્! જો પ્રસન્ન થયા હો તો આ ક્ષણે મને આવડી ચાર કુંડીઓ સુંદર ઉષ્ણ જળ આપો. અસ્તુ કહી ઇષ્ટ અદૃષ્ટ થયા. પછી તેને પશ્ચાત્તાપ થયો કે અરે! મેં મૂર્ખે આ દુઃખ આપનાર વ્યાધિની નિવૃત્તિ ન માગી, અને જળ માત્ર માગ્યું! તે બ્રાહ્મણની પેઠે

મેં પણ દીર્ઘ રોગરૂપ સંસારસંબંધી જ ફળ માગ્યું. પણ આ દીર્ઘ રોગરૂપ સંસારની નિવૃત્તિ માગી નહિ. હશે, જે થાય છે એ કોઇ પ્રબળ અદૃષ્ટ સત્તાને અધીન થાય છે. માટે હવે મારે એવિષે ખેદ કરવો ઘટતો નથી. ગઇ વસ્તુ અથવા ગયા પ્રસંગમાટે મૂર્ખ મનુષ્યો જ ખેદ કરે છે, કોઇ વિદ્વાન્ કરતા નથી, એવો બુદ્ધિમાન્ પંડિતોનો નિશ્ચય છે. હવે તો આ દ્વાર ઉઘડતા સુધીનો સઘળો સમય ઇષ્ટસ્મરણ કરતાં જ કાઢવાનો છે, એમ વિચારી ઇષ્ટસ્મરણ કરવા લાગ્યો.

હવે પેલો દુરાત્મા દુર્જન પાપપુંજ જે પોતાનું ખોટું સત્યવાન્ નામ ધરી રહ્યો હતો, અને વાવમાંથી દોરડાં લેવા માટે ઉપર આવ્યો હતો અને ઘોડીઉપર સ્વાર થઇને પ્રસન્ન થઇને દોરીલોટાસહિત ચાલી નીકળ્યો હતો તે પાછળથી કોઈ મને પકડે નહિ એવા ભયથી વધારે વિશ્રામ લીધાવિના પાંચ રાત્રિપર્યંત માર્ગ કાપતો આગળ વધી ગયો. તે માર્ગમાં પોતાના મનમાં વારંવાર આ પ્રકારના વિચારને કરતો હતો. હું પણ ખરેખરો નસીબદાર છું. ઘોડી મળી, ને સઘળો પ્રવાસમાં જોઈતો સામાન પણ મળ્યો. હવે મારે કશી અડચણ નથી. હવે હાલ તો હું એક સરખો થયો છું. અઢી દહાડાની નોકરીમાં ત્રણસેંનો માલ આપે એવો શેઠ કોણ મળનાર? આ તો એક વર્ષના રોટલા ત્રણ દહાડામાં લીધા તે. એવા ને એવા શોધશું તો સો જણ મળ્યાવના રહેનાર નથી. અને આપણે સો વર્ષ તો પૂરા જીવવું નથી. પછી લાંબી જંજાળ શું કરવા કરવી જોઇએ? આ ઘણા લોકો બચારા કહે છે કે ભાઈ! અમે ધર્મ ને નીતિથી ચાલીએ છીએ, પણ પૂરૂં પેટ ભરીને અન્ન પણ પામતા નથી. ને મારા સરખો જેણે ધર્મ ને નીતિ બધાને છાપરે નાંખીને 'પડે તેવા દેવા'નો ધંધો લીધો છે તે તો સુખે સારી રીતે ખાઈ પીને મઝા કરે છે. માટે ખરું જોતાં તો આ જ કામ સારું છે. પેલો ધર્મમૂર્ત્તિ તો બિચારો ધર્મનેકોટે વળગીને વાવમાં પડયોછે, તે પૂરો થઈ રહ્યો હશે. રાત પડવાનો વખત તો થયોજ હતો, ને માણસનું જાચ્યું કોઇ એટલામાં જણાતું નહોતું; પછી તે એને કોણ કાઢનાર હતું? જો પાણી ઉંડાં હોત તો તરત જ એના રામ રમી રહેત. પણ પાણી ઓછાં છે તેથી વખતે રાતની રાત જીવે તો જીવે. મેં મૂર્ખે પણ લગાર કામ કાચું રાખ્યું. નહિ તો ઉપરથી એક બે અધમણીયા પથરા જો ગબડાવી દીધા હોત તો પછી ફરી વહેમ જેવું રહેત જ નહિ. પણ હશે, મેં જુક્તિ સારી કરી છે એટલે કાંઈ અડચણ નથી. આવતો તો નથી જ. પણ જો કદાપિ એ પાછો જીવતો મળશે તો એવું કહીશું કે ભાઇ! શું કરૂં? હું ઉપર દોરડાં લેવા આવ્યો ને

દોર કાઢતો હતો એટલામાં તો જેણે મને વાવમાં બીવડાવ્યો હતો તે કાળજેવા પુરુષે મને ઉપર આવીને ડોળા કાઢીને કહ્યું કે છાનોમાનો ઘોડીએ બેશીને ચાલતો થા. નહિ તો હમણાં તને ને એને બંને મારી નાંખીશ અને જો તું જતો રહીશ તો એને હું જીવતો રહેવા દઇશ. આવું સાંભળીને, તમે જીવતા રહેશો તો મારે નવે નિધ છે એવું જાણીને બીકનો મારયો હું ત્યાંથી નીકળી નાઠો, તે દિવસનો આ તમને જ શોધતો ફરૂં છું. આમ કહીને સમાધાન કરીશું, ને વળી તે વખતે જેવા ઘટશે તેવા ઉત્તર દઇશું. એ કામમાં આપણે કાંઈ ડરવા જેવું નથી. આવગેરે અનેક દુષ્ટ વિચારને કરતો જ્યાં ત્યાં ફરતો હતો, તથા માર્ગમાં વળી કોઇને લાગમાં આવે તો ધૂતતો હતો. પેલો રંકસરખો થયેલો છતાં ભાગ્યવાન્ધર્મમૂર્તિ તો ઇષ્ટસ્મરણ કરતો દરવાજો ઝાલીને ઉભો છે, એટલામાં મોટું મળસકું થયું, ને કુકડાઓ બોલવા લાગ્યા. કાગડાના શબ્દો સાંભળવા લાગ્યા. ઘુવડ પક્ષિઓ ભેખડોમાં ભરાઈ બેસવા માંડયા તથા વનવાગળાંઓ દશ દિશામાંથી આવીને પોતાને સ્થાને લટકવા લાગ્યાં. સંપત્તિ જતી રહેવાથી જેમ પુરુષ નિસ્તેજ થઇ જાય છે તેમ ચંદ્રમા તથા તારાઓ નિસ્તેજ થયા જણાવા લાગ્યા. દેવદ્વારમાં તથા રાજ્યદ્વારમાં ચોઘડીઆં તથા નોબતો વાગવા લાગ્યાં, એવાસમયમાં એકદમ દરબાને દરવાજો ઉઘાડયો, તો ખાંધઉપર મૂળ તથા પત્રનો ગાંસડો તથા હાથમાં તરવાર તથા કટારવાળો, આ ધર્મમૂર્તિ દરવાજામાં પ્રવેશતો જોયો રાજાની આજ્ઞાપ્રમાણે તરત જ તેને સન્માન કરી બેસાડયો, અને રાજદ્વારમાં વરધી મોકલી. વરધી પહોંચતા તત્કાળ પ્રધાન સામો આવીને મોટા સન્માનથી વાહનમાં બેસાડીને આ નવા થનાર રાજા ધર્મમૂર્તિને રાજદ્વારમાં રાજાસમીપ તેડી આવ્યો. રાજા, પ્રધાન તથા ઇતર જેણે જેણે આ ધર્મમૂર્તિને જોયો તેમનાં સર્વનાં અંતઃકરણમાં ઘણી પ્રસન્નતા થઈ. વિદ્વાન્ બ્રાહ્મણોને બોલાવીને શુભ લગ્નના સમયે રાજ્યાભિષેક કરાવ્યો. રાજ્ય અર્પણ કરવાનો વિધિ થયા પછી તે રોગપીડિત રાજાએ ગંગાકિનારે જવાની તૈયારી કરાવવા માંડી, તે સમયે આ ધર્મમૂર્તિએ રાજાની ઘણી પ્રીતિવડે પ્રાર્થના કરી કહ્યું કે તમે મારા ધર્મના પિતા છો, માટે થોડા દિવસ મને સેવા કરવાનો લાભ આપીને પછી પધારો. વળી હે પિતા! આ મારી પાસે ઔષધિઓ છે તે અવશ્ય આ રોગને હરનારી છે, તેનો ચાળિશ દિવસનો પ્રયોગ છે તે પૂર્ણ થવા દો. પછી ઇચ્છાનુસાર ગંગાતટે જવા વિચારજો. આ પ્રકારનાં પ્રિય વચનોને શ્રવણ કરીને રા-

જાએ તત્કાળ જવાસંબંધી વિચાર બંધ રાખ્યો, અને ધર્મમૂર્તિની ઇચ્છાપ્રમાણે તે દિવસથી જ ઔષધ સેવવાનો આરંભ કરયો. દેવીની આજ્ઞાપ્રમાણે ઔષધ સેવવાથી ત્રણ દિવસમાં સઘળા સોજા ઉતરી ગયા, અને સાત દિવસમાં તે રાજાના રોગના મૂળનો ક્ષય થયો. તેથી તેના મનમાં સુખ થવા લાગ્યું. ક્રમે કરીને એકવિશ દિવસ થયા ત્યારે તો રાજા રુડે પ્રકારે અન્ન ખાવા લાગ્યો, તથા ચાળિશ દિવસ થતાં તો પોતાની મેળે ઉઠીને ફરવા લાગ્યો. આ ઔષધનો ચમત્કાર તથા ધર્મમૂર્તિનું સ્વરૂપ જોઇને નગરીમાં આબાલવૃદ્ધ 'આ નવો રાજા કોઇ દેવ છે, તે મનુષ્યનું રૂપ લઇને આવ્યો છે,' એમ કહેવા લાગ્યાં. એ નગરીનો જુનો રાજા રોગથી મુક્ત થયા પછી એક દિવસ પોતાનાં મનમાં આ પ્રકારનો વિચાર કરવા લાગ્યો; 'અહો ! હું દુર્ભાગીઉપર ઇશ્વરે કેવી દયા કરી છે ! આ શરીર જેની મને લગાર પણ આશા નહોતી, તેને દિવ્યસરખું કરયું છે. મારી પ્રતિજ્ઞાપ્રમાણે રાજ્ય આપી ચૂકયો છું. મારાં માનેલાં સ્ત્રીપુત્રનો તો પ્રથમ જ નાશ થઈ ગયો છે. હવે તો મારે આ શરીરવડે તપશ્ચર્યા કરીને પરમેશ્વરના પદને પામવું એ જ ઉત્તમ વાર્તા છે. આ ધર્મમૂર્તિ નામવાળો પુરુષ કોઈ દેવ હોય અથવા ઈશ્વર હોય એવું ભાસે છે. પણ હું કે જેણે રાજા થવા આવનાર પુરુષના કુળજાતિને કદાચિત્ પણ ન પૂછવાનો સંકલ્પ કરયો છે, તેનાથી હવે એને પૂછી શકાય નહિ. તોપણ વિના પૂછ્યે મને તો એ મનુષ્ય હોય તથાપિ ઈશ્વરાંશી છે એવો દૃઢ નિશ્ચય થાય છે. જેથી હવે આગળ ઉપર મારી પ્રજાના કલ્યાણની મારે કાળજી કરાવી રહી નથી. આ પુણ્યવાન્ પુરુષને દત્તવિધાનથી મેં પુત્ર કરયો છે તો હવે એવા પુણ્યપ્રભાવથી મારા કલ્યાણમાં પણ કંઇ સંશય કરવા સરખું નથી. તોપણ આ સંસારમાં શરીર ધરીને તે શરીરવડે પરમેશ્વરને પ્રસન્ન કરવા એ જ જન્મની સાર્થકતા છે. માટે હવે મારે તો આ સંસારના મોહનો પરિત્યાગ કરીને એકાંતવાસમાં રહીને પરમેશ્વરની ઉપાસના દૃઢપણે કરીને કૃતકૃત્ય થવું એ જ ઉચિત છે. ઘણા મંદબુદ્ધિ વિષયાસકત પ્રાણિઓ તો મરણના સમયપર્યંત પણ આ જન્મમૃત્યુના કારણરૂપ વાસનાને વધારનાર તથા સ્થિતિ રાખનાર આ ગૃહ, ક્ષેત્ર, ધન, સ્ત્રી, પુત્ર તથા રાજ્યાદિ પદાર્થોમાંથી પોતાની પ્રીતીને ઉઠાવતા નથી. એમ થવાથી તેમને આ જન્મમૃત્યુ, જરા, વ્યાધિ આદિથી થતાં દુઃખ કોઈ કાળે પણ છોડતાં નથી. એક દિવસ અવશ્ય છોડવા પડે છે, એવા આ સઘળા મારા માની લીધેલા પદાર્થોમાંથી મારાપણાનો ત્યાગ થઇને

એમાં રહેલી સુખબુદ્ધિનો ઉચ્છેદ થાય તથા તેની આસક્તિ છુટે તો જ આ જીવ સઘળા કલેશથી છૂટી શકે એમ છે. માટે મારે તો હવે આ મિથ્યા સુખનાં સાધનરૂપ માનેલા સઘળા પદાર્થની પ્રીતિ ત્રોડીને એકાંતવાસમાં અવશ્ય જઇને તપનો આરંભ કરવો જોઇએ. આ વગેરે અનેક પ્રકારના વિચારને કરીને તે રાજાએ ગંગાતીરે જવાની પોતાની ઇચ્છા ધર્મમૂર્તિને જણાવી. ત્યારે ધર્મમૂર્તિએ સવિનય કહ્યું કે આ રાજ્ય મને અર્પણ કરવા છતાં આપનું જ છે. તેમ છતાં જો રાજ્ય ચલાવવાની ખટપટથી હવે વેગળા રહેવાની ઇચ્છા હોય તો ભલે. આપણા રાજ્યની મર્યાદામાં કોઈ સ્થળે રહીને ઇષ્ટઉપાસના કરો. આ વચન સાંભળીને રાજાએ કહ્યું કે હવે આ મારું છે એ જ ભાવના મારા મનમાં રાખવા હું ઇચ્છતો નથી. માટે તમે જો મારી પ્રસન્નતાને જ ઇચ્છતા હો તો મને ગંગાકિનારે જ જવા દો. આ પ્રકારનાં વચનોથી રાજાની ઉત્કટ ઇચ્છા જાણીને રાજાને ઇચ્છા-પ્રમાણે ગંગાકિનારે વસવા પ્રસન્નતા જણાવી, તથા ગંગાતીરઉપર એક સત્પુરુષોને માટે મોટું અન્નક્ષેત્ર સ્થાપવાની ધર્મમૂર્તિએ આજ્ઞા માગી, અને તે અન્નસત્રમાં યથારુચિ ભિક્ષા કરીને એકાંત દેશમાં આપેલી એક મઢીમાં નિવાસ કરવાની પ્રાર્થનાપૂર્વક માગણી કરી. તત્કાળ તો આ માગણી રાજાએ અંગીકાર કરી. ધર્મમૂર્તિએ એક વિશ્વાસુ રાજસેવક રાજાની પરવાનગીથી મેળવીને તેને સઘળી સમજ પાડી. રાજાસાથે જ ગંગાતીરે વિદાય કરયો. તેણે રાજ્યના ખર્ચથી એક એકાંતસેવનઅર્થે તથા એક અન્નસત્રઅર્થે એમ બે સારાં ભવન ખરીદ કરી લીધાં. એકમાં રાજાને નિવાસ કરવા યોગ્ય કરી આપ્યું, અને એકમાં અતિથિમહાત્માઓને પ્રસાદ લેવાને તથા યથારુચિ નિવાસ કરવાને ઘટતી વ્યવસ્થા કરી. આ પ્રકારે વ્યવસ્થા કરયા પછી તેનો રુડે પ્રકારે વહીવટ ચલાવવાની વ્યવસ્થા કરી પછી ગંગાતીરે એ રાજાએ રહીને પોતાનું કલ્યાણ કરવા રુડે પ્રકારે તપનો આરંભ મહાત્માપુરુષની આજ્ઞા પ્રમાણે કરયો. જેથી અંતમાં તૃપ્તિને પામ્યા.

હવે આ ધર્મમૂર્તિએ સઘળા રાજ્યની દોરી પોતાને હાથ આ-વવા પછી રાજ્યસંબંધી કામકાજમાં ડાહ્યા પ્રધાનાદિને પાસે રાખી સઘળા પ્રકારની માહિતી મેળવી લીધી. અને રાજ્યની ઉપજ તથા ખર્ચ વગેરેનાં સઘળાં દ્વારને રુડે પ્રકારે જોઈજાણી લીધાં અને પ્રજા તથા રાજસેવકો જે રીતે સંતોષ પામે તે પ્રકારે યુક્તિથી રાજ્યનો વહિવટ કરવા માંડયો. પોતાની પ્રજા કયાકયા પ્રકારના ઉદ્યોગથી જીવે છે, ત-

થા કેટલાં મનુષ્યો ઉદ્યોગવિના રહે છે, તેની પોતાના સઘળા રાજ્યમાં તજવીજ કરવા માંડી, તથા નિરુદ્યોગી માણસોને વિવિધ ઉદ્યોગમાં જોડવાના પ્રયત્ન જારી કર્યા. પોત્રાની અજ્ઞવસ્થથી દુઃખ પામતી પ્રજાને, તેનાં કારણોની શોધ કરીને તે તે કારણરૂપ અડચણોને દૂર કરીને, અજ્ઞવસ્થનું કષ્ટ ન પડે એવી યોજના કરી. નિરુદ્યમી પ્રજામાત્રને કામે વળગાડવાથી રાજ્યમાં ચોરઠગ વગેરેનું ભય ઓછું થયું. પ્રજાને ભયથી મુક્ત રાખવા તથા તેમનું રુડે પ્રકારે રક્ષણ કરવા પ્રમાણિક રાજસેવકોને શોધી નીમવા માંડ્યા. જૂના નોકરોને નારાજ ન કરતાં તથા રજા ન આપતાં તેમના મનમાં અપ્રમાણિકપણે ચાલતાં સદા ભય રહે એવા સાવધાન પ્રમાણિક પુરુષોને ઉપરી નીમ્યા. પ્રજાને પીડીને જૂદા જૂદા પ્રકારના કરો નાંખીને પ્રજાનું દ્રવ્ય હરીને પોતાના ભંડાર વધારીને તેનો ગમે તે ઉપયોગ કરવો એવો ખોટો વિચાર તેણે રાખ્યો નહતો. તે એમ જાણતો કે મારી પ્રજા અત્યંત દુર્બળ થશે તો રાજ્ય પણ કમજોર થશે. માટે પ્રજાપાસે ઘટતા કર લેવાના રાખ્યા હતા. પોતાની પ્રજાને ધર્માચરણી કરવામાં પ્રીતિવાળો હોવાથી તે પ્રજા જે પ્રકારે ધર્માચરણી તથા સદાચરણી થાય તે પ્રકારે તે પોતે વર્તી બીજાને વર્તાવવા યત્ન રાખતો હતો. પ્રજા પણ પોતાને સુખ આપવામાં પ્રીતિવાળા આ રાજાને પૂજ્ય ગણવા લાગી. આ વગેરે અનેક પ્રકારના ઉત્તમ નિયમોવડે રાજ્યની વ્યવસ્થા કરવાથી પ્રજા તથા રાજસેવકો એકે અવાજે આ રાજાની સ્તુતિ કરવા લાગ્યા. આ પ્રકારે ધર્મમૂર્તિનું રાજ્ય ચાલવાથી લોકો એ રાજ્યને ધર્મરાજ્ય અથવા રામરાજ્યસમ શ્રેષ્ઠ ગણવા લાગ્યા. ધર્મમૂર્તિએ રાજ્યની વ્યવસ્થા હાથમાં લીધા પછી થોડે દિવસે પોતાનાં સ્ત્રીપુત્રને મોટા સન્માનથી વિશ્વાસુ સેવકો મોકલીને ત્યાં બોલાવ્યાં હતાં. તથા તેમને મોટા સુખનો અનુભવ કરાવ્યો. ધર્મમૂર્તિ સદા સદ્વિચારથી જાણતો કે આ જગત્માં કોઇ પણ સ્થિતિ અચલ નથી તેથી તેણે રાજ્ય પ્રાપ્ત થયા છતાં પણ પોતાના વડીલોની કીર્તિને પોતે ચઢતી કળામાં આણી છે. એ જણાવવા માટે પોતાના વતનમાં રાજસેવકોને મોકલીને રમ્ય ભવનો કરાવ્યાં, તથા તે સ્થળના રાજકર્તાની સાહાય્યથી ત્યાં મોટી જાગીરો વસાવી લીધી. પોતાનાં સ્ત્રીપુત્રોને ઉત્તમ વસ્ત્રાલંકાર તથા ઘટિત ઇચ્છાપ્રમાણે ધનાદિ પદાર્થ આપીને વળી પોતાના વતનમાં મોકલ્યાં, તથા જ્યારે જ્યારે આજ્ઞા થાય ત્યારે ત્યારે આવવાની સૂચના આપી. બીજા કુળવાન્ રાજાઓતરફથી આ ધર્મમૂર્તિને તથા એના પુત્રને કન્યા આપવા મા-

ગણીઓ વારંવાર આવવા લાગી. પણ પોતે પુનઃ લગ્ન કરવાની ઇ-ચ્છા ન જણવીને પોતાને માટે આવતી માગણીઓ પાછી વાળી, અને પુત્રની માગણીઓ સ્વીકારી.

એક વેળા વડા પ્રધાને ધર્મમૂર્ત્તિની પ્રસન્નતા જોઇને પૂછ્યું કે મહારાજ! અવિનયની ક્ષમા યાચી સંશય ટાળવા અર્થે આપની આજ્ઞા હોય તો પૂછું. ધર્મમૂર્ત્તિએ આજ્ઞા આપવાથી પૂછ્યું કે આપનો જન્મ બ્રાહ્મણ કુળમાં છે કે ક્ષત્રિયના કુળમાં છે, એ વાર્તાને અમે મંદબુદ્ધિ હજી જાણતા નથી. આપની સઘળી રીતભાત તો મોટા મહાત્મા ઋષિમુનિ અથવા શુદ્ધ બ્રાહ્મણજેવી છે, અને આપનું શરીર ધૈર્ય તથા હિંમત વગેરે સદ્‌ગુણોથી તથા સ્વરૂપથી તો ઉત્તમ ક્ષત્રિયના સરખું ભાસે છે. આ પ્રકારના અનુભવથી અમે કાંઈ અનુમાન કરી શકતા નથી. આ આપની પ્રજા તથા અમે તો આપને દેવરૂપ જાણીએ છીએ, જેથી આ પ્રશ્નનું પ્રયોજન નથી, તોપણ પૂછ્યું છે તે ક્ષમા કરી ઘટિત હશે તો ઉત્તર આપશો.

ધર્મમૂર્ત્તિએ પ્રસન્ન થઇને કહ્યું કે મારો જન્મ તો ક્ષત્રિયના કુળમાં છે. પરંતુ વડિલ નાના હોવાથી રાજ્યના અધિકારી નહોતા, પણ ગ્રાસના અધિકારી હતા. તે ગ્રાસના અધિકારીને પાંચ છ પેઢી તથા વંશની વૃદ્ધિ હોવાથી મારા પિતાને ઘણો નાનો ભાગ રહ્યો હતો, તેમજ તેઓ ઇશ્વરભક્ત હતા તેથી નવીન સંપાદન કરવામાં યત્ન કરનાર થયા ન હતા. અમારા વડિલોથી ઘરમાં સઘળાં ધર્મ, કર્મ તથા આચાર બ્રાહ્મણના સરખા પળાતા. અમારા પિતાએ વેદોનું અધ્યયન કરેલું અને તેમાં તે કુશળ ગણાતા. તેથી વિદ્વાનોએ તેમનું વેદમૂર્ત્તિ એવું નામ રાખેલું તે આજપર્યંત લોકમાં પ્રસિદ્ધ છે. ક્ષત્રિયને વેદ ભણવા તથા વૈદિક કર્મ કરવાનો અધિકાર છે, તેથી તેમણે મને પણ પ્રથમથી કુળાચારપ્રમાણે ધર્મ, કર્મ તથા આચારનું શિક્ષણ આપ્યું હતું. આમ છે માટે હું ક્ષત્રિયકુળમાં જન્મ્યો છું, અને મારો આચાર સઘળો બ્રાહ્મણસરખો છે. એ સંબંધમાં સંશયસરખું કાંઈ નથી. આ વચનો સાંભળીને પ્રધાન પ્રસન્ન થયો.

આ પ્રકારે રુડી રીતે રાજ્ય કરતાં ચાર વર્ષ નીકળી ગયાં, તો પણ પેલા સત્યવાનને આ ધર્મમૂર્ત્તિએ વિસાર્યો ન હતો. સજ્જનનો એવો ધર્મ છે કે દોષવાનના દોષનું વધારે સ્મરણ ન કરવું, પણ ગુણવાનના ગુણનું સ્મરણ કરવું. અપરાધીનો અપરાધ સંભારી તેનું અનિષ્ટ ચિંતન ન કરવું, પણ તેણે કરેલા નાના સરખા ઉપકારને પણ સંભારી રાખી તેનો બદલો આપવા વિચારવું. આ પ્રકારના સ્વભાવવાળો તે ધ-

ર્મમૂર્ત્તિ એવો વિચાર કરતો કે એણે જો મને વાવમાં નાંખ્યો ન હોત તો આ રાજ્ય મને મળત નહિ. માટે આ રાજ્ય મને એના સંબંધથી મળ્યું છે, તેથી જો એ હવે મને આવી મળે તો આ સમયમાં હું એનાં સઘળાં દુઃખનો તથા દારિદ્રનો. નાશ કરી નાંખું, અને ઉત્તમ પ્રકારના રાજવૈભવનાં સુખ દેખાડું.

આવગેરે અનેક પ્રકારના વિચારને તે ધર્મમૂર્ત્તિ પ્રસંગ મળવાથી વારંવાર કરતો. એમ કરતાંએક દિવસ તે ધર્મમૂર્તિ છડીસ્વારીએ મોટા બજારમાંથી નિત્યનિયમપ્રમાણે દેવાલયે દર્શન કરવા જતો હતો, તેવામાં તેણે કોઇ મુસાફરસરખા પુરુષને હાથમાં ઘોડીની લગામ ઝાલી બજારમાં ઉભેલો જોયો. તેણે સ્વારી અટકાવી તજવીજ કરાવી કે આ ઘોડી લઇને આ માણસ રાજમાર્ગમાં કેમ ઉભો છે? તજવીજથી જણાયું કે આ ઘોડી વેચવાને ઉભો છે, પરદેશી માણસ છે, ખરચી ખુટી છે, માટે ઘોડી વેચવા ધારે છે. ધર્મમૂર્ત્તિએ ચોકસ નજર નાંખીને ઓળખી કે આ ઘોડી તો મારી જ છે, પણ આ માણસપાસે ક્યાંથી આવી છે એ તજવીજ કરવાથી પેલા ભાઇની ખબર મળશે. પણ માર્ગમાં આ ક્ષણે તજવીજ કરવી ઘટતી નથી. એવો વિચાર કરીને એક સેવકને આજ્ઞા કરી કે આ માણસને ખાવાપીવાનો બંદોબસ્ત કરી આપીને પાંથશાળામાં એને ઉતારો આપ, અને એક સેવકને એની પાસે દેખરેખમાટે રાખ, અને જ્યારે હું આજ્ઞા કરૂં, ત્યારે એને મારી પાસે લાવવા તેને ખાસ હુકમ આપ. આ માણસને કહેજે કે રાજદ્વારમાં ઘોડી રાખવી છે, માટે કાલે અવકાશે જોઇને રાખશે. આ પ્રમાણે હુકમ આપી પોતે ચાલતા, થયા, અને સેવકે આજ્ઞાપ્રમાણે સઘળી વ્યવસ્થા કરી.

પેલા પ્રવાસીને ઉતારામાં સઘળું સુખ જોઇને તથા મને રાજદ્વારમાં ઘોડી રાખવાથી વધારે પૈસા મળશે એ વિચારથી તો ક્ષણમાં હર્ષ થવા લાગ્યો, પણ રખેને કોઇ ઘોડીનો માલિક આવી પહોંચે, અથવા આ ઘોડી ક્યાંથી આણી છે એવિષે તજવીજ ચાલે ને મારો અપરાધ પ્રસિદ્ધ થાય તો મને ભારે સજા થશે એવા વિચારોથી તેને બીજી ક્ષણે ભયશોક થવા લાગ્યા, પણ હવે નાસવાનો પણ ઉપાય રહ્યો નથી, તેથી જે થાય તે ખરું એવું ધારી રહ્યો.

ધર્મમૂર્ત્તિ રાજાએ રાત્ર વીતી ગયા પછી પ્રાતઃકાળે પોતાનાં નિત્ય કરવાનાં કાર્યથી પરવારીને પછી સેવક મોકલીને પેલી ઘોડીસહિત પેલા માણસને પોતાના એકાંત સ્થાનમાં બોલાવ્યો. પોતે જાતે ચોકસી કરીને જોવાથી જાણ્યું કે અવસ્ય આ ઘોડી તો મારી જ છે, પણ

મારી પાસેથી લઇ જનાર માણુસ આ નથી. પછી એકાંતમાં બોલાવીને પેલા માણુસને પૂછ્યું કે આ ઘોડી કયાંથી તમે લાવ્યા છો, ને ક્યારથી તમારી પાસે છે તે ખરેખરું કહો. પછી તમને એનું જે મૂલ્ય થશે તે આપીશું, પણ સાચેસાચું કહેજો. પેલો માણુસ આ વાર્તા સાંભળીને ગભરાયો તો ખરો પણ ધીરજ રાખીને બોલ્યો, મહારાજ ! ત્રણ વર્ષ થયાં એ ઘોડી મારી પાસે છે. હાલ મારો હાથ ભીડમાં છે. તેથી વેચવા કાઢી છે. સઉથી પહેલાં તો એ ઘોડી કોની હશે એ મારા જાણુવામાં શી રીતે આવે ? મને તો માર્ગમાંથી કોઇપાસેથી મળી છે. પણ તે ધણીનીજ મૂળ આ ઘોડી હશે, એમ મને જણાતું નહતું. આ સાંભળી ધર્મમૂર્તિ રાજાએ કહ્યું કે આ ઘોડીના મૂળ માલિકને હું જાણું છું, અને બીજી પણ બધી વાર્તા જાણુવામાં છે, માટે સાચેસાચું સઘળું બોલશો તો તમને માફી મળશે, નહિ તો ભારે શિક્ષા થશે. રાજસેવકોને સોંપીશ તો તમને ત્રાસ દઇને સઘળું મનાવશે, તે કરતાં મારી પાસે માન્યે હું તમને માફ આપીશ.

આ સાંભળીને પેલો માણુસ ધ્રૂજતાં બોલ્યોકે મહારાજ ! મને અભય આપો છો તો હવે ખરેખરૂં કહું છું કે કોઇએક માણુસ આ ઘોડીએ બેશીને જતો હતો. (રૂપરંગ પૂછતાં સસવાનને મળતું કહેછે.) તેને અમે બે જણે મળીને રોકયો. તજવીજ કરતાં જણાયું કે એ ઘોડી તેની નહોતી. તેને અમે ઘણો માર મારીને કબુલ કરાવ્યું કે તેણે આ ઘોડી સામાનસહિત કોઇને ઠગીને આણી છે. પછી તે ધણીને દયા આણી અમે જીવતો મુકયો છે. અને અમે બે જણે આ ઘોડી તથા તેનો થોડો સામાન હતો, તે લીધો. તે સામાનમાંથી થોડા કપડાંવાસણ મારા સોબતીપાસે રહ્યાં છે અને થોડાં હું લાવ્યો છું. તે વસ્ત્ર તો સઘળાં ફાટીને ચુંથા થવાથી કંઈક ગયાં ને કંઇક છે. પણ વાસણ સઘળાં છે. ધર્મમૂર્તિએ તે સામાન મંગાવી જોતાં પોતાનાં વાસણો વગેરે ઓળખ્યું. ત્યાર પછી ફરી પૂછ્યું કે તે બીજો માણુસ કયાં છે ? ત્યારે આણે જવાબ દીધો જે તે ધણીએ એક વાર મને દગો આપવાનો પ્રયત્ન કરયો હતો તેથી તેને સુતો મૂકીને હું આજ એક વર્ષ થયાં છૂટયો છું. તે હવે કયાં હશે તેની મને ખબર નથી. આ સર્વે હકીકત સાંભળીને પેલાને કહ્યું કે થોડા દિવસ તમારે આ સ્થળે રહેવું પડશે. તમને અભય આપ્યું છે માટે તમને લગાર પણ દુઃખ આપવાનું નથી. એમ કહી સેવકને આજ્ઞા આપી કે આ માણુસનો ખાવાપીવાનો બંદોબસ્ત રાખવો તથા મારી આજ્ઞા થતાં સુધી એને આ ઘોડાસહિત હયશાળાના કોઇ મો-

કળા ભાગમાં એકાંતે રાખો.

આ પ્રમાણે તે માણસને રાખ્યા પછી કેટલાએક દિવસ જતાં એક વેળા રાજા મોટી સ્વારી ભરીને ઉત્સવનો દિવસ હોવાથી ગજારૂઢ થઇને દેવદર્શને જતો હતો. માર્ગમાં લોકોની ઠઠ રાજાના દર્શન કરવાને માર્ગની બંને બાજુએ જામી હતી, વસ્ત્રાલંકારથી શોભતી નગરીની સ્ત્રિયો પોતપોતાની અટારીઓથી પિતાસમાન રાજાને પુષ્પથી વધાવતી હતી; રાજા બંને બાજુ ઉભેલા લોકોના વિનયપૂર્વક કરાતાં નમનને પોતાના બંને હાથથી સ્વીકારતો હતો. તથા અમૃતભરી દૃષ્ટિવડે પ્રસન્ન મુખ રાખી બંને બાજુ ઉભેલી પોતાની પ્રજાને જોતો હતો: એમ કરતાં સ્વારી આગળ ચાલી એટલામાં એક સ્થળે મનુષ્યની ઓછી ભીડમાં આગળ ઉભેલો સત્યવાન્‌સરખો કોઇ મનુષ્ય આ ધર્મમૂર્તિની દૃષ્ટિએ પડયો. રાજાએ ખાસ કરીને જોયું તો જીર્ણ મેલાં લૂગડાંવાળો તથા હાથમાં લાકડી અને ખભે પોટલીવાળો ઉભેલો માણસ તે પેલો સત્યવાન્ જ છે એવો નિશ્ચય થયો એટલામાં પરસ્પરની દૃષ્ટિ મળવાથી રાજાને ખાતરી થઈ, તેમ જ પેલા દુષ્ટને પણ મનમાં સંશય થયો કે આ રાજા પેલા ધર્મમૂર્તિસરખો છે. વખતે તે પણ હોય. પોતાના સામું જોયું તે જ વખતે નીચા વળીને નમન કર્યું. પણ લજ્જાથી કરમાયા સરખું મોઢું થઇ ગયું એવું ધર્મમૂર્તિને ભાસ્યું. તેણે તત્કાળ પોતાના હજુરના એક સેવકને આજ્ઞા કરી કે પેલા માણસને તેડીને પરોણાને ઉતારવાના સ્થાનમાં ઉતારો આપ, તથા એને સ્નાન વગેરે કરાવી બીજાં સારાં વસ્ત્ર ખાનગી કારભારીપાસે અપાવ. એટલામાં સ્વારી પાછી ફરી આવે ત્યારે મને કરેલા કાર્યની વરધી આપ. સ્વારી તો ચાલતી થઇ પણ સેવકે જઇને ઉભેલા સત્યવાન્‌ને કહ્યું કે ધર્મમૂર્તિ મહારાજની તમારા ઉપર દયા થઈ છે, માટે મારી જોડે ચાલો. પેલો અંતરમાં ભયભીત થયો, પણ હવે બીજો ઉપાય નથી એમ જાણી સેવકસાથે ચાલવા લાગ્યો. માર્ગે જતાં ધર્મમૂર્તિને રાજ્ય શી રીતે મળ્યું છે એ વિષે પટાંતરાંથી પૂછી લીધું. સેવકે તો આજ્ઞાપ્રમાણે સંમાનથી આ ભાઇને ઉતારામાં ઉતારયા. અન્ય સેવકપાસે સ્નાન વગેરેની તજવીજ કરાવી આપી, અને નવાં વસ્ત્ર પણ આણી આપ્યાં. ખાવાની પણ તજવીજ કરાવી આપી. આ ભાઈને તો જીવમાં ફડફડાટ પેઠો છે. તોપણ મનમાં આનંદ ભાસવા લાગ્યો: પૂછશે ત્યારે શું ઉત્તર આપશું; અને હવે પછી એ રાજા થયા છે, એટલે ધારશે તો મને ગરદન મરાવશે. આ સમો કપરો આવ્યો છે. મારા ભોગ લાગ્યા કે હું

બીજે માર્ગ જવાનું છોડીને આ માર્ગ આવ્યો; આ વગેરે અનેક વિચારને કરતો હતો એટલામાં સ્વારી પાછી આવી અને સેવકે રાજાને વરધી આપી. રાજસભા વિસર્જન થયા પછી તે પોતાના એકાંત ગૃહમાં આવ્યા ત્યારે પોતાના ભોજનાદિ વ્યવહારથી મોકળા થઇને પછી સેવકને આજ્ઞા કરી પેલાને બોલાવ્યો. તેને એકાંતમાં લઈ જઇને રાજા ઘણા પ્રેમથી ભેટયો, ત્યારે પેલાનું અંગ તથા હૃદય ધ્રૂજતું જણાયું. પછી તેને પોતાના સંમુખ આસન આપીને આ પ્રકારે પૂછવા લાગ્યો કે અરે ભાઈ સત્યવાન્! તું આ દશામાં કયાંથી આવ્યો ? મને વાવના કૂવામાંથી કાઢવાને દોરડાં લેવા ગયો ત્યાર પછી તારું શું થયું ? તું કયાં ગયો અને તને શું દુઃખસુખ પડયું, એ સઘળું મારા આગળ ખરેખરું કહે. આ વચન સાંભળીને સત્યવાન્ તો એકદમ ધ્રૂજીને રડી પડયો, અને ઉભો થઇને રાજાને સાષ્ટાંગ કરીને પોતાનું માથું તેના ચરણ આગળ મૂકીને બોલ્યો મહારાજ ! હું સઘળું કહું છું. તે સાંભળીને પછી જો મારો વાંક જણાય તો મને શૂળીએ ચઢાવજો. વાવમાંથી દોરડું લેવાને ઉપર આવીને દોરડું છોડું છું એટલામાં પેલો કાળસરખો પુરુષ જેણે મને અંદર બીવડાવ્યો હતો તેણે ઉપર આવીને ડોળા ઘુરકાવીને મને કહ્યું કે જો તું હવે વાવમાં પેઠો તો તારો તથા એનો બંનનો જીવ લઈશ. માટે જો તારે એને જીવાડવો હોય તો તું આ ઘોડીએ બેશીને ચાલતો થા. આ સાંભળી મેં જાણ્યું કે મારો જીવ જશે તો ચિંતા નથી, પણ તમારો જીવ બચશે તો ઘણું છે. એમ જાણી હું ઘોડી લઇને આગળને ગામ જઇને પાંચ દિવસસુધી તમારી વાટ જોતો બેઠો. પણ તમે આવ્યા નહિ ત્યારે હું નિરાશ થઇને ભટકતો તેમને શોધતો આસપાસ ફરવા લાગ્યો. વનમાં ને વસ્તીમાં, ધર્મશાળામાં અને પ્રવાસીનાં ઉતરેલાં ટોળાંઓમાં તમને શોધતો ફર્યો. સાધુઓની ઝુંડોમાં, અને માર્ગમાં આવેલા પર્વતની ગુફાઓમાં મેં તમને શોધ્યા પણ મારા ફુટેલા નશીબથી તમે મને જડયા નહિ. પછી થોડે દહાડે વનની વાટે જતાં મને બે ચોરોએ માર મારી લૂટી લીધો. ઘોડી તથા સામાન સઘળું લેઈ ગયા. પણ તમારા પુન્યથી મને જીવતો મૂકયો. ત્યારપછી હું તીરથજાત્રા કરતો ભીખ માગીને પેટ ભરતો અહિં આવ્યો છું. હવે આપની ધ્યાનમાં પહોંચે તેમ મને કરો. હું અપરાધી છું. આપ તો મોટા દેવ છો. મારા જેવાના ઉપર દયા કરવી એ આપનો ધર્મ છે. આ પ્રકારનાં વચનો સાંભળીને દયાળુ સજ્જન તે ધર્મમૂર્તિને દયા આવી, અને તેણે જાણ્યું કે આ જૂઠું બોલે છે; તો પણ એનું કલ્યાણ કરવું.

એવું ધારીને તેણે કહ્યું તમે નિર્ભય થઇનેરહો. તમને આ રાજ્યમાં ચાકરી આપીશ, તેથી તમારું દુ:ખ જશે. એમ કહીને તેને રહેવાની એક જગા અપાવી, તથા રોજી ચાલતી કરીને તરત તો કચેરીમાં આ-વીને રોજ બેસવાની આજ્ઞા આપી. રાજસભામાં શોભે એવા સારા પોશાક આપ્યા. ઘરમાં ઘરવાખરો ભરાવી આપ્યો પછી એક દિવસ પોતાના એકાંત સ્થળમાં બેશીને પેલા દુષ્ટને તથા પેલા ઘોડીવાળાને બંનેને બોલાવ્યા. પેલા બંને જણે એકબીજાને ઓળખ્યા. ચોરે કહ્યું આ ધણીપાસેથી ઘોડી લાવ્યો છું. પેલે કહ્યું, મને ઘણો મારમારીને એણે મને લૂટયો છે, માટે એને ભારે સજા આપવી જોઇએ. આ-પની ઘોડી પણ એણે લીધી છે. પછી ધર્મમૂર્તિ રાજાએ પેલાને કહ્યું કે આ વખત તમને માફ કરું છું. ફરી એવો ગુન્હો કરશો તો ભારે સજા થશે. બોલો તમારે આ રાજ્યમાં નોકરી કરી રહેવું છે ? ઉદ્યમવગર બુદ્ધિ બગડે છે, ને ખોટે માર્ગે દોરી લઈ જાય છે, માટે નેકીથી નોકરી કરી સુખી થવું હોય તો થાઓ. તેણે હા પાડી, તેથી તેના લાયક તેને નોકરી આપી, તે લઇને ઘણો રા-જી થયો, અને સુખી થયો. રાજાએ તેને કહ્યું કે આટલાદિવસસુધી સુખથી ખાવાનું મળ્યું એ ઘોડીની કિંમત જાણજો. અપરાધીઓને શિક્ષા કરવી એ મારો ધર્મ છે. અપરાધીને જાણ્યા છતાં શિક્ષા આ-પ્યા વિના છોડી દેવો એ અધર્મ છે, તો પણ આ પ્રસગ જૂદો જાણીને તથા પ્રથમથી અભય આપ્યું છે તેથી તમને કરેલા અપ-રાધની શિક્ષા આપી નથી. પણ હવે પછી જો કોઈ પણ પ્રકારના અપરાધમાં આવ્યા તો તમને ભારે શિક્ષા કરવામાં આવશે. આ પ્રકારનાં વચનો સંભળાવી તેને પ્રમાણિક ઉપરીના તાબામાં હુકમ આપી મોકલ્યો.

પેલો નામધારી સત્યવાન્ તો સારાં સરદારજેવાં વસ્ત્ર પહેરીને રોજ સભામાં જઇને પોતાને દેખાડેલી માનવાળી જગાએ બેસે, અને ઇચ્છામાં આવે ત્યારે રાજાના ઉઠયા પછી ઉઠી જાય. લોકોમાં આ ભાઈની આબરૂ ઘણી વધી પડી. સઉએ જાણ્યું જે આ કોઈ રાજા-ના માનીતા છે. અધુરામાં પૂરૂં એક દિવસ પ્રસંગઉપર વાત નીકળ-વાથી સભાવચ્ચે રાજાએ કહ્યું કે આ રાજ્ય મળવામાં આ ભાઇનો પણ મારા ઉપર ઉપકાર છે. આ વચન સાંભળ્યા પછી પ્રધાનવગેરે પણ આ દુષ્ટને રાજાની પ્રીતિનું માણુસ જાણી માન આપતાં. ધીરે ધીરે આખા રાજ્યના મોટા મંડળમાં એની ઓળખાણ વધી પડી. પ્રજા પણ જાણવા લાગી કે આ માનવંતું માણુસ છે. હલકું માણુ-

સ મોટો અધિકાર આવવાથી ફાટી જાય છે, એ નિયમપ્રમાણે આ ભાઇને પણ ધીરે ધીરે પોતાનાં પોત કાઢવા માંડયાં. અર્થવાન્ લોકોને આડીઅવળી આશાઓ આપીને પૈસા તથા પદાર્થ છુપી રીતે લેવા માંડયા. અધિકારિઓમાં વજન પડેલું હોવાથી ધારયું કામ પ્રસંગે પાર પણ પાડી આપે. આપ્રમાણે કેટલાએક દિવસ જતાં કોઇ એક દેશના મોટા વણજારા વ્યાપારી પોઠો લઇને આ માર્ગે થઈ જતા હશે તે જયારે જયારે આવતા ત્યારે આ રાજ્યમાં પોતાના માલનું રાહદારી દાણ ચુકવતા, તેથી તથા પ્રસંગે માલ વેચવા ખરીદવા અર્થે થોડા દિવસ મુકામ કરતા; અને તેટલા દિવસમાં એક બે વાર જે રાજા હોય તેની મુલાકાત લેતા. તથા નજરાણા ધરતા. અને તેના બદલામાં રાજ્યતરફથી તે શેઠને સંમાનાર્થે પોશાક મળતો. આ સમયે પણ તેમનો મુકામ આ રાજ્યનગરીમાં આવ્યો હતો. એક દિવસ એકાંતમાં રાજા તથા પેલો સત્યવાન્ બે બેઠા હતા એટલામાં સેવકે અંદર આવી શેઠના આવવાના સમાચાર કહ્યા. રાજાએ અંદર બોલાવી લાવવા આજ્ઞાઆપી એટલે તરત અંદર આવ્યા. રાજાએ સંમાનથી બેસાડયા. પેલા શેઠ ભેટ મૂકીને નમન કરીને બેઠા. મુનીમગુમાસ્તા પાછળ ઉભા. પેલો શેઠે આ દુષ્ટ સત્યવાનને પોતાના દેશનો હોવાથી ઓળખ્યો. તેનાં પ્રસિદ્ધ કૂડાં કર્મને જાણનાર હોવાથી એક વાર તો એના સામે શેઠે ધારીને જોયું. પેલાએ પણ આ શેઠને ઓળખ્યા, પણ જાણી જોઇને આડી નજર કરી બેશી રહ્યો, પણ દૈવયોગથી એકબીજાની નજર મળી ગઈ. ત્યારે શેઠે કહ્યું, કેમભાઇસાહેબ પાપપુંજ ! કાંઇ ઓળખાણ પડે છે કે? આ રાજદરબારમાં તમે કયાંથી ? તમને અહિં જોઇને અમે રાજી થયા. પેલે જાણ્યું, જો ઓળખાણની ના કહીશું તો વાત વધશે, ને તેમાંથી પોકળ નીકળશે, તેથી બોલ્યો કે વાહ ! શામાટે ઓળખાણ નહિ પડે! હવે મેં બરોબર ઓળખ્યા. પછી રાજાતરફ જોઇને કહ્યું, અમારા નગરના મોટા ધુરંધર શેઠ આ છે. કરોડાપતિ છે. એમના પિતા હાલ નગરશેઠના તખતે બિરાજે છે, દેશદેશમાં એમનો મોટો વેપાર ચાલે છે. ધરના વૈભવમાં બીજા રાજાજેવા છે. આટલું બોલી શેઠને કહ્યું કે નવરાશે હું મુકામઉપર આવીશ. આ પ્રમાણે કહી રાજાની પાસે કામના બહાનાથી રજા માગી ઉઠયો. તેના ગયા પછી શેઠજોડે બીજી વ્યાપારસંબંધી રાજાએ ઘણી વાતચીત કરી. પછી શેઠ ઉઠતી વખતે પોતાના મુનીમગુમાસ્તાને બહાર કાઢી રાજાને ખાનગીમાં કહ્યું કે આ ભાઈ બેઠા હતા એમનું નામ પાપપુંજ છે. એ તો આપ જાણતા હશો. પણ મારી એક

વિનંતિ છે કે એમનો કોઇવાર ભરોસો કરશો નહિ. જે ઝાડતળે વિસામો ખાવા બેસે, તેનાં મૂળ છેદી નાંખે એવો એનો સ્વભાવ છે. બીજી તો ઘણી વાતો છે પણ તેનું કાંઈ આ ઘડીએ કામ નથી. આપ મહારાજાને લગાર જાહેર કરવાનું મનમાં આવ્યું તેથી કરયું છે. આપ તો દેવસ્વરૂપ છો. તકસીર માફ કરજો, એમ બોલી રજા માગી ઉઠ્યા. રાજાએ તેમની વાત સાંભળી લઈ ઘણું સારૂં એમ કહી માનપૂર્વક શેઠને રજા આપી. શેઠ પોતાને ઉતારે ગયા.

પેલા **પાપપુંજ**ને પોતાના અંતરમાં ભારે સંતાપ થવા લાગ્યો તેથી એકાંતમાં બેશીને આપ્રમાણે વિચાર કરવા લાગ્યોઃ અરે! મારૂં **પાપપુંજ** નામ હવે પ્રસિદ્ધ થયું. મારી સઘળી વાર્તા રાજાઆગળ કરી હશે તો જરૂર મારૂં નશીબ ફુટયું જાણવું. મારાં સઘળાં પાપ ઉઘાડાં કર્યાં હશે તો મને મહાપાપીતથા નિમકહરામ જાણીને કોણ જાણે કેવી દશા કરશે? કદાચિત્ એ શેઠે મારી સઘળી વાર્તા ન કહી હશે તો મારૂં નામ પાપપુંજ છે ને મેં **સ**ત્યવાન્ કહ્યું છે તેથી રાજાના મનમાં કાંઇ પણ મારા વિષે નબળા વિચાર આવ્યા-વિના રહેનાર નથી. હવે તો મારે સાવધાન થઇને ઘટતા ઉપાય કરવા જોઈએ. તેમાં પ્રથમ તો એ જ કે રાજાના મનમાં મારે વિષે માઠી અસર થઈ હોય તો તે ફેરવવી જોઇએ. વળી આ દાણ ચુકવવાનો અધિકાર મારે હાથ આવે એવો ઉપાય કરવો જોઈએ. જેથી આ શેઠને પણ લગાર પાધરા દોરજેવા કરી મૂકાય; અને છેવટે તો કોઇ એવો ઉપાય કરાય કે આ રાજ્ય જ આપણા હાથમાં આવે. જો મારું જ રાજ્ય થાય તો પછી તો એ શેઠની જન્મની ખોડ તોડી નાંખું. પણ હવે એવો શો ઉપાય રચું કે મારો ધારેલો સઘળો મનસુબો પાર પડે ! ઠીક છે વળી વિચાર કરીશ. પણ હમણાં તો રાજાનો વિચાર માત્ર ફેરવી આવું. એમ કહી કાંઈ અગત્યનું કામ પૂછવાને બહાને રાજાપાસે જાય છે.

રાજાસાથે કામસંબંધી વાતચીત કરી ને પછી આડીઅવળી વાતો કરતાં બોલ્યો, મહારાજ! પેલા શેઠ અમારા ગામના છે માટે મારે લગાર એમની સરભરા વિવેકને ખાતર કરવા જવું પડે એમ છે. ખરૂં જોતાં તો એ તેવા સજ્જન નથી કે એમને કાંઈ કરવું ઘટે પણ એક ગામના છે, એટલું છે, એ પૈસાવાળા છે પણ બચારા ગરીબોનાં ગળાં રેંશીને દગાફટકા કરીને થએલા. આપ જાણો જ છો કે એવું કરયા વગર આજના વખતમાં આવડા મોટા ધનવાન્ કેમ થવાય ?

મારા ઉપર તો એમની લગાર કરડી નજર છે, પણ આપની દયા છે એમ જાણ્યું એટલે એ કાંઈ બોલ્યા નહિ. બાકી બીજો હોય તો પાછળથી એ ખોટી ખોટી વાતો મૂકીને સામાનું મન ફેરવી નાંખે.

રાજા કહેછે, તમારા ઉપર એમની ઇતરાજીનું શું કારણ છે? પેલો બોલ્યો, અમારા રાજ્યની પાસે જ બીજા રાજ્યની હદ આવે છે-ત્યાં તે રાજાના તરફથી મને દાણીની જગા મળેલી તે વખતે એમનું રાહદારી દાણ મેં ચુકવેલું. પ્રથમ એમણે મને કેટલુંક ધન આપવા કહીને સમજાવ્યું કે અમારી રીત ચાલે છે તેમ તમે દાણની ચુકાત કરી આપજો. તે રીત આ છે. જે રકમ દાણની થાય છે, તેનો અર્ધ ભાગ અમે આપીએ છીએ. તે અર્ધ ભાગનો પોણો ભાગ સરકારમાં જાય છે, અને પા ભાગ ચુકાત કરનારને જાય છે. આ સાંભળીને મેં કહ્યું કે આપ્રમાણે તો અર્ધો અર્ધ દાણ સરકારના ઘરમાં ઓછું આવે છે. શેઠ બોલ્યા, સરકારના ઘરમાં શો ટોટો છે? ને સરકારના ઘરમાં ઓછું આવે ત્યારે તમારા ને અમારા ઘરમાં આવે કેની? મેં કહ્યું એ વાત નહિ બને. નિમકહરામ મારાથી નહિ થવાય. પછી તે સાલ મેં બરોબર દાણ લીધું, પણ રાજાને કદર નહિ તે બીજું વરસ આવતા પહેલાં તો આ શેઠે ખોટી ખટપટ કરીને રાજાનું મન ઉંચું કરાવ્યું. તે મારા જાણવામાં આવ્યું ત્યારે મેં પણ આ બેગુજ રાજાની નોકરી કરવામાં સાર નથી એમ જાણીને ચાકરી છોડી દીધી. એવા એવા એક બે વાર દાખલા મળવાથી એમણે મારું નામ **પાપ**પુંજ પાડ્યું છે, તે વખતે હસતાં હસતાં કહે છે. ગામનો સંબંધ રહ્યો અને પૈસે મોટા એટલે કહ્યું, હશે એમાં આપણું શું બગડે છે. આપે સાંભળ્યું હતું કેની, કાલે મને એમણે એ નામથી જ બોલાવ્યો હતો. આપ તો જાણો જ છો કે લોકો પોતાનો સ્વાર્થ સાધવામાં જ સાવધાન હોય છે. આ આપણા રાજ્યમાં પણ એ દર વખત એમ જ કરતા હશે, પણ એમનું કોણ તપાસી જુએ કે ખરું ખોટું જણાય. આ વગેરે વાર્તા કરી રજા માગી ગયો.

**ધ**ર્મમૂર્તિ રાજાએ આ **પાપ**પુંજના વચનો સાંભળીને મનમાં વિચાર કર્યો કે આ માણસ દુષ્ટ સ્વભાવનો જણાય છે તો ખરો, પણ એના દુષ્ટપણાનું ફળ એને કર્મફળ આપનાર ઈશ્વર આપશે. આ જગતમાં સજ્જન પુરુષોનો એવો ધર્મ છે કે આપણું ભુંડું કરનારનું પણ ભુંડું કરવાની ઇચ્છા કરવી નહિ. સજ્જન પુરુષે તો નિર્વૈરપણે સઉનું ભલું કરનાર જ થવું જોઇએ. એમ વિચારી પોતાને કામે લાગ્યા.

પેલા **પાપ**પુંજે શેઠને ઉતારે જઇને તેમની સરભરા કરવા તથા

પોતાનું રાજ્યમાં કેટલું ચલણ છે તે જણાવવા ઘણી વાતચીત કરી, તથા જોઈતા પદાર્થો આણી આપવા કહ્યું, તથા શેઠને મંડળસહિત સુમવાનું કહ્યું પણ તે સર્વ વાર્તાવિષે શેઠે વિવેકથી ના પાડી. કારણ કે આ દુર્જન મનુષ્ય કયે સમયે કેવું છળ કરીને શું અનર્થ કરશે એ વિષે કશું કળી શકાય એમ ન હતું. આ જગતમાં જેટલું દુર્જનનું ભય છે એટલું કોઈનું નથી.

આ શેઠ તો થોડા દિવસમાં પોતાને માર્ગે ચાલતા થયા. એમને માર્ગમાં જતાં નુકસાન પહોંચાડવાના ઘણા વિચાર કર્યા, પણ તરત તેનો કશો અમલ થયો નહિ. કેટલાક દિવસ ગયા પછી તેણે પોતાના મનમાં આ ધર્મમૂર્તિનું રાજ્ય પોતે લેવાવિષે વિચાર કરવા માંડયા. અને ધીરેધીરે પોતાની ધારણા પાર પડે એવો ઘાટ કરવા માંડયો. રાજ્યના વડા પ્રધાનવિના મોટા મોટાજોડે એણે ગાઢ સ્નેહ બાંધ્યો. તેમાં પોતાનાં સ્વભાવલક્ષણ મળતાં આવે એવા રાજ્યના કેટલાએક કામદારોને તો પોતાના ખાસ મિત્ર કરી લીધા. ઘણો સ્નેહ વધવાથી તે લોકોએ આ પાપપુંજને વારંવાર પૂછવા માંડયું કે રાજા તમને આટલું બધું માન આપે છે, એનું કારણ શું? તમે તેમના મિત્ર છો, સગા છો કે ભાઈ છો? વળી એમણે એક દિવસ કહ્યું હતું કે આ રાજ્ય મને એમના વડે મળ્યું છે એ શું? આ વાર્તાનું ઉત્તર આગળ આપીશ, એમ રોજ વાયદો કરે. પણ એક દિવસ તે સઘળા મિત્રો એકઠા મળીને તેને આગ્રહથી પૂછવા લાગ્યા ત્યારે તેણે કહ્યું કે કોઇને પણ એ વાર્તા ન કહેવાનું તમે મને વચન આપો અને કપરી પ્રતિજ્ઞા કરો તો કહું. તે સઘળાએ એની ઇચ્છાપ્રમાણે કબૂલ કરયું. ત્યારે તેણે આ પ્રકારે ખોટી ગોઠવણી કરીને વાત કહીઃ

આ ધર્મમૂર્તિ રાજા જે તમારા ઉપર રાજ્ય કરે છે તે જાતનો ચાંડાલ છે. અહિંથી આશરે ત્રણ હજાર કોશને અંતરે એક ચાંડાલપરૂં કરીને ચાંડાલ લોકને વસવાનું ઠામ છે. તેના પાસે એક મહારાજનગર છે તે નગરની વસ્તીની નીચ સેવા કરીને એ લોકો જીવે છે. ચાંડાલ લોકની જાતના પટેલનો આ દીકરો છે. હું જાતે વૈશ્ય છું. તે વ્યાપારને અર્થે એ નગરમાં મારા પિતાજોડે ગયેલો ત્યાં અમારા ઉતારા આગળ આ છોકરાને એનો બાપ ઝાડું કાઢવા તથા નીચ સેવા કરવા મૂકી ગયો. અમે રહ્યા ત્યાં સુધી એને ખાવાપીવાનું આપતા. આ છોકરાનું રૂપ સારૂં ને એનો સ્વભાવ પણ તે દહાડે ઠીક જણાતો. કેટલેક દહાડે અમે ત્યાંથી નીકળ્યા. પછી એનાં માબાપ મરી ગયાં હશે ત્યારે એ પોતાના બાપનો પૈસો હશે તે લઇને ઘણે

દૂર બીજા શહેરમાં આવીને વસ્યો. ત્યાં પોતાનો વેષ સઘળો બદલી-ને જાતનો ક્ષત્રી છું એમ કહીને લોકમાં રહેતો થયો. ત્યાં રાજાના તરફથી હલકી સિપાઇની ચાકરી લઇને થોડા દિવસ રહ્યો. લોકમાં જાણીતા થયા પછી પોતાનો પૈસો ઠીક હતો ને વળી કમાયો, એટલે સાધારણ ક્ષત્રીલોકમાં એણે સારો ખરચ કરીને વહેવાર બાંધ્યો. તેથી થોડે દહાડે કોઇ ગરીબના ઘરની કન્યા એને મળી ને ઘર માંડી રહ્યો. દૈવજોગથી અમે પાછા એ દેશમાં માલ ભરી ગયા ત્યારે એના ઉપરી કામદારનો કાંઇ કામનો કાગળ લઇ અમારે ઉતારે આવ્યો ત્યારે અમે એને ઓળખ્યો. એણે મારા બાપના ઘણા કાલાવાલા કરયા. મારા બાપ ઘણા દયાળુ હતા. તેમને એની દયા આવી. તેથી એની વાત અમે ઉઘાડી પાડી નહિ. પછી અમે ત્યાંથી નીકળ્યા ત્યાર પછી એણે થોડો પૈ-સો પોતાની પાસે વધારીને પાકો રાજવંશી ડોળ કરયો. ને ત્યાંથી મુકામ ઉપાડી વળી બીજા રાજ્યમાં ગયો. ત્યાં રાજાએ એને કુલીન ક્ષત્રી જાણી-ને સારો પગાર કરી આપ્યો, તેથી ઘર તથા જાગીર એણે મેળવી. પોતે જાતે ક્ષત્રી છે એમ લોકને કહે, ને બ્રાહ્મણને પાસે રાખીને સઘળો બ્રાહ્મણનો આચાર શીખી લીધો. પછી ઘરમાં બધો બ્રાહ્મણજેવો આ-ચાર પાળવા માંડયો. ત્યાં પણ એક વાર અમે એને જોયો. પણ દયા આણીને એની વાત અમે પ્રકટ કરી નહિ. તેથી એણે અમારો મોટો ઉપકાર માન્યો. મારા પિતા ગુજરી ગયા પછી હું એકલો પડ-વાથી મોટો વેપાર કરવો છોડીને થોડા દહાડાથી જાત્રાએ નીકળ્યો હતો, તે દરિયામાં વહાણ બુડયું, તેમાં મારો સામાન તથા માણસો બુડી ગયાં. હું પણ દરિયામાં પડેલો, પણ એક લાકડું હાથ આવવાથી સા-ત દહાડે બહાર નીકળ્યો, તે એક દયાળુ શેઠે પોતાને ઘેર લેવડાવી મને સારો થતા સુધી રાખ્યો. ત્યાંથી નીકળી ઘેર જતો હતો, તે માર્ગમાં તેણે આપેલું સઘળું ચોરોએ લુંટી લીધું. ત્યાંથી રખડીને આ નગરમાં હું આવ્યો. આ તમારા રાજાએ સવારીમાં હાથીઉપરથી મને જોયો કે તરત મારો બંદોબસ્ત કરવા સેવક મોકલ્યો. તે પછી તો બધી વાત સઉ જાણે છે. આ કારણથી એ અમારો ઉપકાર મા-ને છે, ને એમને મારા વડે રાજ્ય મળ્યું છે એમ કહ્યું તેનું કારણ એ જ કે જો એની વાતને ઉઘાડી પાડત તો એને આ રાજ્ય મળવા વારો આવત નહિ. આ સઘળી વાર્તા આજ લગભગ અઢાર કે વિશ વર્ષે મેં તમને કહી છે માટે પેટમાં રાખજો. મારાથી એની ઉમર બે ત્રણ વર્ષે નાની છે, તો પણ આજે એને પાંત્રિશેક વર્ષ થયાં હશે. આ પ્રકારે વાત કહી ને પાછા સઉને સમ દીધા કે તમે કોઇ આ-

ગળ કહેશો નહિ. પછી સઉ સઉને ઘેર ગયા. માણસના અંતઃકરણમાં વાર્તા ટકવી એ ઘણું કઠિન કામ છે. સઉ સાંભળનારાના મનમાં પોતાના ઉપર ચાંડાલ રાજ્ય કરે છે, એ સાંભળી ભારે ચણચણાટ પેદા થયો. આ વાત સાચી હશે કે જૂઠી, એવો કોઈ કોઇને સંદેહ થયો. પણ આ માણસ રાજાની પ્રીતિનું છે ને એને જૂઠું બોલવાનું કારણ શું ? માટે વાત સાચી જ હશે, એવું સર્વને અનુમાન થવા લાગ્યું. કોઈ કોઇના મનમાં સંતાપ વધારે થવાથી અને મનમાં વાત શમાવવાનું બળ ન હોવાથી પ્રસંગ લાવીને સ્ત્રીઆગળ, મિત્રઆગળ એમ છાની છાની વાતો કરી. કહેવત છે કે 'છ કાની વાત છૂપી રહે નહિ,' એ નિયમથી કાનોકાન વાત ચાલવા માંડી. જે સાંભળે તે મોંમાં આંગળિયો ઘાલે, જીભ દાંતતળે દાબે ને કહે, હાય હાય, આ શું ? આ તો તમામ લોકોના અવતાર બગડયા ! પસગુપત વિદ્વાન્ બ્રાહ્મણોમાં પણ આ વાત ચાલવા માંડી. તેમને પણ મનમાં કલેશ થવા લાગ્યો. અરેરે ! આપણે ભ્રષ્ટ થયા. આપણે ચાંડાલપાસે દાન લીધાં, અને આશીર્વાદ વેદમંત્રથી દીધા. એનું અન્ન જમ્યા. હવે મોટું પ્રાયશ્ચિત્ત લીધાવિના આ આખા નગરની ઉચ્ચ વર્ણની શુદ્ધિ થવાની નથી. આપ્રમાણે વધતાં નગરના ઘણા ભાગમાં ધીરે ધીરે વાત ચાલી, ને એકબીજાને મળેને કહે, કેમ ભાઈ, આ વાત તે સાચી કે ખોટી? સામું માણસ ઉત્તર આપે કે ભાઇ ! પંચવાયકા ખોટી પડે નહિ. કોઈ કહે કે ભાઇ ! સાચી જૂઠી તો રામ જાણે ! પણ લોકો કહે છે તો ખરા. આ વાર્તા વળી થોડા દિવસમાં તો લગભગ આખા નગરમાં ફેલાઇ ગઇ. વડા પ્રધાનને કાને આવી. તે પોતાના મનમાં ઘણો વિચાર કરવા લાગ્યો કે અરે ! આ મિથ્યા વાર્તા કોણે ઉડાડી હશે ? જે માણસો આ ધર્મમૂર્તિના વતનમાં ગયા હતા, તેમને બોલાવી તજવીજથી પૂછી જોયું તો આ વાતના ખરાપણા વિષે તેમાંથી કાંઇ નીકળ્યું નહિ. કોઇ જડભોમિયાએ તેમને કહ્યું કે એ તો એમનું ચોથું ઠેકાણું કે ત્રિજું હશે, ત્યાંથી મૂળની શી ખબર પડે ! માટે વાત તો સાચી જ હશે. વધારે ચર્ચાથી ધર્મમૂર્ત્તિને કાને પણ આ વાર્તા આવી કે આખું નગર સંતાપમાં પડ્યું છે, અને આ રાજા ચાંડાલને ઘેર જન્મેલા છે, એવી વાર્તા ઘેરેઘેર થવા માંડી છે.

ધર્મમૂર્ત્તિ આ વાર્તા જાણીને એકાંતમાં બેશીને પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો, અહો ! આશ્ચર્ય છે ! આ લોકમાં જે વાર્તાનો સ્વપ્નમાં પણ વિચાર આવવો સંભવતો નથી તે વાર્તા સત્યની પેઠે દરેકના મનમાં ઠસી ગઇ છે. આ રાજ્ય લીધા પછી આજપર્યંત મેં સઘળાંના મનને સં-

તોષ પમાડયો છે, તે છતાં આ લોકમાં મારીઆવી અપકીર્ત્તિ મિથ્યા પ્રકટ કરનાર કોણ હશે? હશે ગમે તેમ હો, પણ કંઇ કાળબળવિના બનતું નથી. પેલા જોશીએ કહેલું તે આ આપત્તિનો જ સમય સમજવો. માણુસને નિર્બળ દિવસ આવ્યાવિના ખોટે પ્રકારે અપકીર્ત્તિ થવી સંભવતી નથી. મારા સઘળા કામદારો ઘણુંકરીને આજકાલ બેદિલ થયાસરખા વર્તે છે, એનું કારણ આ જ છે. પણ આ સર્વનું કારણ તો કોઇ દુર્બળ સંસ્કાર જ છે. માટે હવે મારે શું કરવું એ સત્વર નિર્ણીત કરવું ઘટે. કેટલાએક બુદ્ધિમાન્ પુરુષોનો એવો નિશ્ચય હોય છે કે આ લોકમાં અપકીર્તિ થઈ તો પછી મૃત્યુમાં શો ફેર? મતલબ કે અપકીર્તિ થાય તો મરણને સ્વીકારવું સારું છે. પણ આ નિશ્ચય સર્વ પ્રકારે માનવાયોગ્ય નથી. કારણ કે આ લોકમાં ખોટી તથા ખરી બે પ્રકારની અપકીર્તિ થાય છે. ત્યાં ખોટી થવાથી ભય ધરવાનું કારણ નથી. માત્ર ખરી અપકીર્તિથી મોટી હાનિ છે. ઉપરના નિશ્ચયમાં અપકીર્તિ મૃત્યુથી પણ હાનિકર છે, એ વાર્તા સાચી છે. અને તેથી જ બુદ્ધિમાનોએ ઉપલા નિશ્ચયથી એ સૂચવ્યું છે કે મરણપર્યંત પણ અપકીર્તિ ન થવા દેવા યત્ન રાખવો. ઘણા દુર્જનો સજ્જનોની ખોટી અપકીર્તિ ગાય છે, તે સ્થળે ઉપાય નથી. વળી બુદ્ધિમાનોએ આપઘાત કરવો એ મોટું પાપ છે એમ માન્યું છે. તો અપકીર્તિ સાંભળીને આપઘાત કરી મરવું એથી તો બે દોષવાળા થવું પડે છે, અને મહાપાપી થવાય છે. માટે કોઇએ પણ મરવું એ તો રુડું નથી જ. જો ખરી અપકીર્તિ થાય તો તેણે પોતાનું શ્યામ મુખ સજ્જનોને ન દેખાડતાં દેશાંતરે જવું, અને થયેલા પાપના નિવારણાર્થે પશ્ચાત્તાપ કરી પ્રાયશ્ચિત્ત કરવું, અથવા રાજાપાસે શિક્ષા લેવી, અને ફરીથી તેવું કર્મ ન કરવા નિશ્ચય કરવો. ખોટું કલંક આવે ત્યારે જો એકાએક દેશાંતરે જાય તો તે કલંક સાચું ઠરે છે, માટે ખોટું કલંક નિવારણ કરતાં સુધી દૂર દેશ જવું પણ ઉચિત નથી. કોઈ પ્રસંગે એમ બને છે કે દુર્જનોની પ્રબળ સત્તા આસપાસ ફેલાઇ હોય અને આપણે નિષ્કલંકી છતાં પણ આપણને કલંકી ઠેરવી કષ્ટ આપે એમ હોય, અને આપણે નિષ્કલંક છીએ એવું સિદ્ધ કરવાનો યોગ્ય અવસર આપણને દુર્જનો આપે એમ નજ જણાય તો તરત પોતાના રક્ષણાર્થે દૂર જવું યોગ્ય ગણાય. હવે આ ક્ષણે મારે શો વિચાર કરવાનો છે, તે સત્વર કરવો જોઇએ. પ્રથમ તો માણુસ માત્રે આપત્તિના સમયે કોણ આપણને ત્યજનાર નથી એવો સજ્જન છે, તેનો વિચાર કરવો, અને તેવા સજ્જનની સલાહથી પોતે આપત્તિ દૂર કરવા શું કરવું, એનો નિર્ણય કરવો. આ

રાજ્યમાં મેં ઘણું કરીને મારે હાથે રાખેલા સઘળાનેજ સજ્જન જાણીને રાખ્યા છે. પણ આ સમયે તેઓ સઘળા ખરા સજ્જન નીવડશે કે કેમ એવિષે શંકા રહે છે. પ્રથમના માણસોમાં પણ મેં ઘણાને સજ્જન માનેલા છે, પણ તેઓ સર્વ આ સમયે કેવે રૂપે પ્રકાશશે એ નક્કી કરવું હાલ કઠિન છે, ખરો સજ્જન તો તે જ છે કે જે પોતાના માનેલા અધિમિત્રને પ્રયોજન પડતાં પ્રાણ આપવાને પણ વિલંબ ન કરે. આ પ્રકારનો સજ્જન તો માત્ર આ વડો પ્રધાન છે, એમાં લગાર પણ સંદેહ નથી. કદાચિત્ બીજાઓ પણ હશે, પરંતુ કામ પડ્યાવિના લગાર અંતરે રહેનારની ખાતરી થાય નહિ. આ વડો પ્રધાન અત્યંત સૂક્ષ્મ બુદ્ધિવાળો, મોટો સજ્જન, ઘણા પ્રકારના અનુભવવાળો, અને નિરભિમાન રાજભક્ત છે. તેથી આ ક્ષણે તો એની સાથે સલાહ કરીને જે કરવું ઘટતું હોય તેનો નિશ્ચય કરૂં. એમ વિચારીને તેને બોલાવે છે, તથા તે આવે છે ત્યારે તેને આપ્રમાણે રાજા પૂછે છે.

રાજા કહે છેઃ આજકાલ આપણા નગરમાં શી ચર્ચા ચાલે છે? પ્રધાન કહે છેઃ મહારાજ! દુષ્ટજનોના સ્વભાવાનુસાર દુષ્ટચર્ચા ચાલે છે. તે વાર્તા આપને કાને પણ આવી હશે.

રાજા કહે છેઃ વિવેકી પુરુષોનો આ ચર્ચામાં શો અભિપ્રાય છે?

પ્રધાન કહે છેઃ સુજ્ઞ પુરુષો તો એ ચર્ચા નિરાધાર માને છે, તથા એ વાર્તા પ્રવર્તાવનાર દુષ્ટની ખોળમાં છે. કેટલાએક વિશ્વાસપાત્ર સરખા ગણાએલા રાજસેવકો આ વાર્તાના પ્રવર્તકરૂપે સંભળાય છે. ઘણા મધ્યસ્થના મનનું સમાધાન કરી મેં તેમને દુષ્ટની ખોળમાં ઉદ્યોગે લગાડ્યા છે. બીજા સઘળા પણ મારી પાસે આવે છે ત્યારે તો મર્યાદા લોપતા નથી, ને અનુકૂળ જ બોલે છે. પણ કોઈ કોઇના અંતઃકરણમાં દુષ્ટે પ્રબળ સંશય મૂક્યો છે, તેથી તેમના મનની દમદગ હજી મટતી નથી. પ્રજામાં પણ હવે બે ભાગ પડ્યા છે. પ્રથમ તો સર્વ વિરોધ પક્ષને જ બળવાન્ ગણતા હતા.

રાજા કહે છેઃ હવે આ કામમાં આપણે વધારે કાંઈ કર્તવ્ય હોય તો તે કરીએ. મારો વિચાર આજકાલ ક્ષેત્રઉપર જવા નીકળવાનો હતો. વૃદ્ધ રાજાનાં દર્શન કરવા તથા ત્યાંની વ્યવસ્થાને જોવાનો ઘણા દિવસથી વિચાર ચાલે છે. પણ આ સંભવ થવાથી હાલ અટકવું પડ્યું છે. માટે એમાં તમારી શી સલાહ છે?

પ્રધાન કહે છેઃ આપ સ્વતંત્ર છો. ઇચ્છાપ્રમાણે પધારવામાં કાંઈ ચિંતા નથી. માત્ર લોકાપવાદ નાખવાથી અજ્ઞાન લોકમાં આપના પ્રચાર-

વાથી કાંઈ વિરુદ્ધ ચર્ચા ચાલવાની શંકા હોય તો તેની નિવૃત્તિમાટે એક ઉપાય છે. તે એ કે આજે પ્રસિદ્ધિપત્રથી ખબર આપીને કાલે એક મોટી સભા ભરવી. તેમાં પ્રમુખ રાજસેવકો, પ્રમુખ હકદારો—તેમાં નિમણુક ખાનાર સરદારો વગેરે આવશે. તથા પ્રમુખ નગરનિવાસીઓ—તેમાં શેઠ લોકો તથા વિદ્વાન્ બ્રાહ્મણો પણ આવશે. એ સભામાં આ વાર્તા ખોટી છે એમ કહેવાનું છે. તે સાથે એ જણાવવાનું કે ખોટી વાર્તા ચલાવનાર મૂળ માણસને જે પકડી આપશે તેને ભારે ઈનામ મળશે. અને આ વાર્તા કદાચિત્ સાચી છે, એમ જો કોઇ જાણતું માનતું હોય ને સઉની ખાતરી થાય એ પ્રકારે શાબીત કરી આપશે તો તેને પણ રાજ્યથી ભારે ઈનામ આપવામાં આવશે. વિશેષમાં એ જણાવવાનું કે આપ મહારાજની સ્વારી વૃદ્ધ મહારાજનાં દર્શનાર્થે તથા ત્યાંની વ્યવસ્થા જોવાઅર્થે તથા એ પ્રદેશમાં રહેલી આપણી પ્રજાના નિર્ભયપણે થતા રક્ષણની તપાસઅર્થે નીકળનાર છે, તે પાછા પધારતા પર્યંત સર્વ અધિકાર વડા પ્રધાનને હાથ રહેશે. આ ખોટી ઉઠેલી ચર્ચાની સઘળી તપાસ વગેરેનો સઘળો અધિકાર એમને આપ્યો છે, માટે એ સંબંધી સઘળાં વર્તમાન એમને જણાવવાં.

આ પ્રકારનું આપના તરફનું પ્રસિદ્ધિપત્ર એ સભામાં જણાવ્યા પછી આપે ઇચ્છાપ્રમાણે પધારવું. આપને પધારવા વિષે મારી અધિક પ્રસન્નતા છે. એનું એક કારણ આપને નિવેદન કરવાનું છે તે આ છેઃ આ ખોટી ઉઠેલી ચર્ચામાં જે જે દુષ્ટ મનુષ્યોનો હાથ છે, તેમની કંઈક ભાળ આવી છે, ને થોડા વખતમાં સઘળું ખુલ્લું થશે. એ સમયે તે દુષ્ટની મોટી દુર્દશા કરવાનો પ્રસંગ આવશે. તે વેળા આપને તેની ઉપર દયા આવશે, જેથી અપરાધીને યોગ્ય શિક્ષા કરાશે નહિ. માટે આટલી સભાની વ્યવસ્થા કરીને આપ સુખેથી પધારો.

આ પ્રમાણે વિચાર થયા પછી સઘળી વ્યવસ્થા તે જ પ્રમાણે બીજે દિવસે કરી. સભામાં નગરનાં જાણીતા તમામ ગૃહસ્થો આવ્યા. તે સર્વને આ સભામાં જણાવેલા સમાચારથી ઘણો સંતોષ થયો, અને દુષ્ટના હૃદયમાં ભય પેઠું. આખા નગરમાં આ સભાની વાર્તા ચર્ચાઈ, અને હવે દુષ્ટ પકડાશે કે ખરી વાત નક્કી થશે એવી ઠામ ઠામ વાતો ચાલી. ઠરાવ પ્રમાણે રાજા પોતાનાં અનુકૂળ ઘટતાં મનુષ્યોને સાથે રાખી રીતપ્રમાણે નીકળ્યા. સ્વારી નીકળતી વખતે પાછો પોતાની પ્રજાનો પ્રેમ રાજાને જણાયો, તેથી ઘણો સંતોષ થયો.

ધર્મમૂર્તિ રાજાની સ્વારી ગયા પછી પાછી બીજે દિવસે પ્રધાને

સમગ્ર રાજ્યસેવકોની મોટી સભા ભરી, અને આ પ્રમાણે જણાવ્યું:

૧ આપણા નવા મહારાજ ધર્મમૂર્તિ શુદ્ધ ક્ષત્રિય છે એ વાર્તા તો સિદ્ધ થયેલી છે. તેની ખાતરી કરવા જેને જવાની ઇચ્છા હશે તેને રાજ્યના ખર્ચથી લઈ જવા લાવવામાં આવશે. મહારાજશ્રીનાવતનમાં જવું પડશે.

૨ જે દુષ્ટ માણસે આ વાર્તા ખોટી ચલાવી છે, તેની જાણવા જોગ ખબરો આવી ચુકી છે. તેમાં કેટલાક નિમકહરામ રાજસેવકો પણ સામેલ છે. તેઓ દુષ્ટને જાણતાં છતાં આજપર્યંત ખુલ્લો કરતા નથી, જેથી તેમને પણ મોટું નુકસાન થવાનો સમય પાસે આવ્યો છે.

આજે સર્વને ખબર આપવામાં આવે છે કે જાણનારા રાજસેવકો જો કાલ સાંયકાળસુધીમાં પોતાનું જાણવાપણું જણાવી નહિ જશે તો પછી આવેલી બાતમીપ્રમાણે પરમ દહાડાથી રીતસર તપાસ ચલાવવામાં આવશે.

મને આશા છે કે આપણા વિશ્વાસુ રાજસેવકો આ કામમાં વખતે પોતાની ભૂલ થઈ હશે તોપણ તે કબુલ કરીને કાલના દિસમાં પોતાની આબરૂ જાળવવાને યત્ન કરશે. આ પ્રમાણે જણાવીને સભા વિસર્જન કરી. પછી પેલા પાપપુંજને તથા તેના સોબતીઓને મનમાં મોટું ભય પેદા થયું. તેઓએ એકઠા મળીને પાપપુંજને પૂછ્યું, કહો ભાઇ! આ તમારી કહેલી વાર્તા સાચી છે? જો હા, તો એમ સિદ્ધ કરી આપવાનો સમય આવ્યો છે, તે કરવા હિંમતથી બહાર પડો, નહિ તો તમારે તથા અમારે દુર્દશાથી મરવાનો અવસર આવ્યો છે. માટે હવે ખુલ્લા પડી, બોલેલું ખરું કરો, નહિ તો અમારે તમારૂં નામ કાલ સવારે આપ્યા વિના છુટકો નથી. આ વડોપ્રધાન કાળજેવો છે, એમ જાણજો. તમારો બચાવ કરનાર રાજા ગયો છે. હવે આ કસાઇને હાથ કામ છે.

આ સાંભળીને પાપપુંજ મનમાં ગભરાયો, તોપણ બહારથી સાવધાનપણે બોલ્યો કે એ વાર્તા સિદ્ધ કરી આપવી કઠિન છે. કેમકે ઘણો કાળ ગયો છે. માટે આગળ પડવાની વાત તો બોલવી જ નહિ. ગમે તો એમ કરો કે કોઈ માનેલો આપણો શત્રુ હોય તેનું નામ આપણે વડા પ્રધાનઆગળ પ્રકટ કરીએ, ને કહીએ કે આ માણસ ખોટી વાત ઉડાવનાર છે. આ વાતમાં પેલા સઉએ ઉપરથી તો હા ભણી, પણ અંદરથી કોઇને ગમ્યું નહિ. કારણ કે ખોટી વાત શાબિત કરવા જતાં આપણે જોખમમાં આવી જઇશું, તો જન્મ બગડશે, ને આપણા કુળને મોટું લાંછન રહેશે. આ પ્રકારે વિચાર કરતા એકે કહ્યું કે હવે રાત્ર ગઇ છે, માટે કાલે નક્કી વિચાર કરીશું. સઉ હા કહી પોતપો-

તાને ઘેર ગયા.

પેલો ધર્મમૂર્ત્તિ રાજા તો માર્ગે ચાલતાં વિચાર કરવા લાગ્યો કે આ કામ પેલા પાપપુંજનું જ છે એમાં સંદેહ નથી. પણ એનું મારે હાથે ભુંડું થાય એ ઘણું ખોટું. કેમકે એણે મને વાવમાં નાંખીને મોટો ઉપકાર કર્યો છે. વળી પાપીને પાપની શિક્ષા આપનાર રાજા તથા યમ એ છે એમ કહેવાય છે. ઘટિત પાપની ગુરુ પણ પ્રાયશ્ચિત કર્મ કરાવવારૂપ શિક્ષા આપે છે એ પ્રસિદ્ધ છે. તોપણ એક પ્રકારે જોતાં જણાય છે કે આ જીવો જે જે કર્મ કરે છે તે તે કર્મો પોતાની વિપાક દશામાં અવશ્ય ફળ આપે છે. કર્મો જડ છે, માટે કર્મફલપ્રદાતા ઈશ્વરે કર્મફલપ્રવર્તક સત્તા કર્માશય માત્રમા સ્થાપી છે, તે પ્રત્યેક કર્મને યથાનિયમે ઉદ્‌ભૂત કરી ફલદાવસ્થામાં સ્થાપી પરિણામને પમાડે છે. તો એ નિયમથી એ પાપપુંજને પણ એનાં કર્મો ફળ આપશે. હવે મારે જે કરવું ઘટે છે તેનો વિચાર કરૂ. મને દેવીએ વર આપ્યો છે કે તું આપત્તિના સમયે અમુક સ્થળમાં આવજે. તો હવે આ પણ મોટી આપત્તિનો સમય છે એમાં સંદેહ નથી. માટે મારે પ્રથમ તો એ દિશા સાધીને જ પ્રયાણ કરવું જોઇએ. આપ્રમાણે વિચાર કરતાં તે દિશામાં જ ઉતાવળે પ્રયાણ કરવા માંડ્યું. પોતાની સાથેનાં કેટલાંક પાળાં માણસોને પોતાની હદમાં જ રાખીને કેવળ સ્વારોને સાથે રાખીને મજલ કાપવા માંડી. થોડા દિવસમાં દેવીએ કહેલી ચંદ્રમુખી નામની નગરી આવી પહોંચી ત્યારે આ ધર્મમૂર્ત્તિના મનમાં ઘણો હર્ષ થયો. ત્યાંથી પાંચ યોજનને અંતરે દેવીનું પ્રસિદ્ધ સ્થાન છે કે કેમ, એ જાણવાને લોકોને પૂછતાં જણાયું કે મોટું જગદંબાનું સ્થાન છે. પછી ત્યાંથી બીજે દિવસે નીકળી જવાનો વિચાર રાખ્યો. કારણ કે અષ્ટમીની રાત્ર આવવાને વચમાં એક રાત્ર આડી હતી. ચંદ્રમુખી નગરીમાં એક રાત્ર સુખથી રહીને બીજે દિવસે નીકળી અષ્ટમીને દિવસે ત્યાં આવી પહોંચ્યા. દૂરની સ્વચ્છ પાંથશાળામાં પોતાનાં માણસોનો તથા પોતાનો જૂદો જૂદો મુકામ કરયો. દેવીનાં દર્શન કરયાં. રાત્રે મહાપૂજન કરવાને સઘળી પૂજાની સામગ્રી મંગાવી તૈયાર રાખી. એ દિવસ મોટા મેળાનો ન હતો, અને જંગલનું સ્થાન હોવાથી એ રાત્રે માત્ર ત્યાંના પૂજારી માણસોવિના બીજું કોઈ ત્યાં ન હતું. પૂજારીને સારી દક્ષિણા આપી પરવાનગી મેળવી લીધી કે આજે એક પ્રહર રાત્ર ગયા પછી દેવીના સ્થાનમાં કોઈ મનુષ્યનો પ્રવેશ કરવા દેવો નહિ. પોતાનાં માણસોનો આજુબાજુ દૂરથી બંદોબસ્ત રાખીને પોતે પૂજાનો થાળ લેઇને દેવાલયમાં ગયો.

વિધિવડે પૂજન કરીને પછી હાથ જોડી ઉભા રહીને આ પ્રકારે સ્તુતિ કરવા લાગ્યોઃ

હે ભુવનેશ્વરિ ! આ ત્રિભુવન જેમાં છે એવાં અનેક બ્રહ્માંડમાં અનેક રૂપે તમે વ્યાપી રહ્યાં છો. આ અસંખ્ય જીવોને અંતર્ તથા બહિર્થી શરીરી અવસ્થામાં તમે જ ભિન્નભિન્ન સત્તારૂપે રહીને રક્ષો છો. આ જીવો તમારા અનુગ્રહથી જ ક્લેશોથી છૂટીને પરમાત્મસ્વરૂપના સાક્ષાત્કારને પામે છે.

તમારા અનુગ્રહને ન પ્રાપ્ત કરનાર જીવો જ ઉત્તરોત્તર અધોગતિને પામે છે. આ વિશ્વપ્રપંચ જે સત્તાથી પ્રકટે છે તથા જે સત્તાથી સ્થિર થાય છે તથા જે સત્તાથી ક્રમે કરીને લયાવસ્થાને પામે છે તે ત્રણે સત્તારૂપ પણ તમે જ છો. આ પૃથિવીઆદિ અસંખ્ય ગોળાઓને તમે જ રમતના દડાની પેઠે ઉછાળો છો અને જ્યાં ત્યાં સ્થાપો છો, તથા ક્રમમાં ગોઠવી તેને ગતિમાં મૂકો છો તથા નિયમિત કાળે તેને કારણમાં લય પમાડો છો. હે જગજ્જનનિ ! તમારા પ્રાકૃત જીવોથી ન કળી શકાય એવા સ્વરૂપને હું મંદમતિ યથાવત્ ન જાણ્યા છતાં પણ જેવેતેવે પ્રકારે વર્ણવી નમન કરૂં છું તે સ્તુતિનમસ્કારને પ્રસન્ન થઇને સ્વીકારજો. હે માતા ! જેમ અજ્ઞાન બાળકના યોગ્યાયોગ્ય વા શુદ્ધાશુદ્ધ ભાષણને શાંતિથી આ જન્મ આપનાર માતાઓ શ્રવણ કરે છે તથા ક્રોધરહિતપણે પયપાનાદિથી રક્ષે છે તેમ તમે પણ મારી રક્ષા કરજો. હે મહાશક્તિ ! આ સંસાર જે ખરું જોતાં વિલક્ષણરૂપે વિસ્તરેલું તમારું જ સ્વરૂપ છે, તેમાં આ અસંખ્ય નામરૂપવાળા શરીરી, અભિમાનીસત્તારૂપ પોતાને તમારાથી ભિન્ન માનીને ભ્રાંતિથી સુખી, દુઃખી તથા ભયવાળી અવસ્થામાં પડેલા જુએ છે તથા જાણે છે એ જ તમારો ન કળી શકાય એવો સ્વાભાવિક ચમત્કાર છે.

આ જીવરૂપ અમે જે તમારૂં સ્વરૂપ નિર્ણય કરવા જતાં અવસ્તુરૂપ જ ઠરીએ છે તે તમારા કોઈ આશ્ચર્યકારક પ્રભાવના બળે આ અજ્ઞાનાવસ્થામાં અમને પોતાને કાંઈ વસ્તુરૂપ માની રહ્યા છીએ. આ સઘળું છતાં પણ તમારા સ્વરૂપને ન જાણતાં પર્યંત અમે આ ભ્રમાત્મક સંસારચક્રમાં જન્મમમરણાદિ અવસ્થાઓને પ્રાપ્ત થતાં ભ્રમીએ છીએ, એમાં કાંઈ સંદેહ અમને તે તે જન્માદિ કાળે પડતો નથી. તેથી અમારે તો આ બંધનથી છૂટવાનિમિત્તે તમારી પ્રસન્નતા અર્થાત્ અમારી તમારા સ્વરૂપપ્રતિ અભિમુખતા નિરંતર રાખવી ઘટે છે.

હે વિશ્વમાતા ! હું અલ્પમતિ ક્યા યોગ્ય શબ્દોવડે તમને પ્રસન્ન કરી

શકીશ તે જાણુતો નથી. માટે હું દીનના દીનપણે કરાતી આ નમસ્કાર-થી પ્રસન્ન થજો. એમ બોલતાં સાષ્ટાંગ દંડવત્ નમન કરે છે. એટલામાં એક શબ્દ થાય છે કે તું નેત્ર બંધ કરીને ઉભો રહે. તારું ઇષ્ટ થશે. તેપ્રમાણે એ નેત્ર બંધ કરીને થોડીવાર ઉભો રહ્યો. ક્ષણમાત્ર-માં તે દૈવી સત્તાના બળે સ્થાનાંતરને પામ્યો. પછી પાછો એણે શબ્દ સાંભળ્યો કે હવે નેત્ર ઉઘાડ. તેણે નેત્ર ઉઘાડ્યાં તો આજુબાજુ મોટું ભયંકર અરણ્ય જણાયું. લગાર વિકળ થઈ આસપાસ જોવા લાગ્યો એટ-લામાં જેમ અભ્રની ઘટામાંથી પ્રકાશસ્વરૂપવાળી વિજળી નીકળે છે તેમ એક દિવ્ય રૂપવાળી શક્તિ વૃક્ષના મોટા થડપાછળથી પ્રસન્ન વદને તેના પ્રતિ જોતી નીકળી સંમુખ આવી બોલી, હે ધર્મમૂર્ત્તિ ! તું ભય પામીશ નહિ. તે દિવસે તને વર આપનાર હું હવે સમીપ છું. આ સાંભળીને તે હર્ષથી બોલી ન શકતાં દંડવત્ કરવા લાગ્યો. દેવીએ તેને હાથ ધરી ઉઠાડ્યો, અને આપ્રમાણે કહ્યું: હે ધર્મમૂર્ત્તિ ! આ જગતમાં જે પ્રાણિને દૈવ અનુકૂળ છે અર્થાત્ બળવાન્ અદૃષ્ટ જેને પ્રાપ્ત છે તેને આ લોકમાં વર્તમાન પ્રયત્ન ન કરવાથી પણ શું અનિષ્ટ પ્રાપ્ત થનાર છે ? કાંઈ જ નહિ. હે રાજન્ ! આ સ્થળે તારું પૂર્વ જન્મનું રાજનગર છે તેને તું જાણતો નથી. તેં મહામા-યાશક્તિની મોટી અવજ્ઞા કરવાથી તને રાજ્યભ્રષ્ટ કર્યો હતો. તારા દોષથી આ પ્રજામાં દૈવકોપ થયો હતો, તેથી સંપૂર્ણ પ્રજા અષ્ટ-દિશામાં ભાગી ગઈ હતી. તારું ઉદ્વસ્ત થયેલું નગર મહામાયા-શક્તિએ સકારણ કરેલા કોપના સમયે ભયંકર પાદપ્રહાર કરેલો, તે પાદપ્રહારના યોગે થયેલા ભારે ભૂકંપથી જેમનું તેમ પૃથિવીમાં અદ્યાપિ દટાઈ રહેલું છે. તેં પદભ્રષ્ટ થયા પછી મહામાયાશક્તિને તપોબલથી પ્રસન્ન કર્યાં હતાં. તેથી તને આપેલા વરથી આ જન્મ-માં તને અમારાં દર્શન થયાં છે. મહાશક્તિનાવરપ્રદાનથી આ તારું નગર જેમનું તેમ ઉપર આવશે. ધનભંડાર જેમના તેમ ભરેલા છે. નગર-વાસીનાં ઘરો પણ જેમનાં તેમ છે. હાલ આ પૃથિવી ઈશ્વરીના સત્તાબળથી તારા નગરને પૂર્વની પેઠે ઉપર આણી ધારણ કરી રાખશે. હાલ આ પૃથિવી કોઈ રાજા સત્તાથી વાપરતા નથી, કારણ કે તારા તાબાના સર્વ રાજા મહાશક્તિના કોપની વાર્તા જાણે છે. આજ રાત્રિમાં મેં ચંદ્રમુખીના રાજાને સ્વપ્ન આપ્યું છે. તે આવતી કાલે ત્યાંથી મોટાસ-મારંભસાથે અહિં આવવા નીકળશે. તે આવીને મોટા માનથી તને રાજ્યાભિષેકનો સમારંભ ભરશે. રાજ્યારૂઢ થઈને મહાશક્તિનો મહોત્સવ કરજે. તેથી આ નગર પ્રકટ થવાની પ્રસિદ્ધિ થશે, અને થોડા કાળમાં

વસતિ આબાદ થશે. તારા સ્વાર માણસોને લઇને તું પણ પ્રાતઃકાળમાં આ સ્થળે આવવા નીકળજે. તારો અશ્વ આ સ્થળના ખરા માર્ગે જ ચાલીને આ સ્થળે તને લાવશે. કાલ રાત્રે આ નગર પ્રકટ થશે. તારા ઉપર આવેલું આળ ઉતરશે. ત્યાંથી તને શોધવા આવશે. તે રાજ્ય તારા પાટવી પુત્રને આપજે. તારો તથા તેનો વિજય થશે. હવે તું નેત્ર બંધ કર. રાજાએ નેત્ર બંધ કર્યાં. દેવી અંતર્ધાન થયાં. રાજાએ પછી થોડીવારે નેત્ર ઉઘાડી જોયું તો મહાશક્તિની પ્રતિમાસમ્મુખ મંડપમાં પોતાને ઉભેલો જોયો. પ્રસન્ન થતો નમસ્કાર કરીને પૂજન પૂર્ણ કરીને પોતાને સ્થાને જઈ સુતો. પ્રાતઃકાળમાં ખાવાપીવાનો બંદોબસ્ત કરી, મહાશક્તિનાં દર્શન કરી પોતાના ઘોડાને તેની ઇચ્છાપ્રમાણે આગળ કરી, સ્વારો ને પાછળ રાખી, ચાલતો થયો. ત્રણ દિવસ ચાલતાં ચોથે દિવસે ચોથે પ્રહરે તેને આ નગર દૂરથી દેખાવા લાગ્યું. સર્વ કરી શકનાર મહાશક્તિના પ્રસાદથી તે નગર જાણે નવીન રચાયું હોય એવું શોભિતું જણાવા લાગ્યું. જેમ જેમ સમીપ આવ્યો તેમ તેમ મોટો હર્ષ થવા લાગ્યો. નગરબહાર દેવીનું મંદિર અપૂજિત દૃષ્ટિએ પડયું. ત્યાં ઉતરી પ્રેમવડે નમન કરયું. ત્યાંથી પછી નગરપ્રવેશ કરયો. સઘળું નગર શોભાવાળું છતાં ઉજડ જોયું. રાજદ્વારઆગળ આવી સ્વારોને ઉતારો કરવા આજ્ઞા આપી. એ સ્વારો તો પોતાના મનમાં ઘણું આશ્ચર્ય પામવા લાગ્યા. પોતાના રાજાને આ કોઈ દેવ જ છે, એવું માનવા લાગ્યા. એક દિવસ ત્યાં મુકામ કર્યો. પોતાની પાસેથી ખાવાનો બંદોબસ્ત કરી લીધો. બીજે દિવસે તો સાયંકાળ થતાં ચંદ્રમુખીના રાજાની દડમજલ ચાલતી સ્વારી આવી પહોંચી. ધર્મમૂર્ત્તિને માનપૂર્વક નમન કર્યું. ધર્મમૂર્ત્તિએ સામા ચાલી તે ચંદ્રમુખીના રાજાને આલિંગન દીધું. પછી પ્રસન્નપણે વાર્તા કરતાબેઠા. ચંદ્રમુખીના રાજાનાં બીજાં માણસો તથા સઘળા પ્રકારનો જોઇતો સામાન મંગાવ્યાપ્રમાણે ધીરે ધીરે આવી પહોંચવા લાગ્યો. વધારે માણસોથી નગરી થોડે થોડે શોભવા લાગી. સઘળી તૈયારી કરીને આણેલા વિદ્વાન્ બ્રાહ્મણોપાસે રાજ્યાભિષેકની સઘળી ક્રિયા કરાવી. નાના પ્રકારનાં વાદ્યંત્રો વાગવા લાગ્યાં, અને વિધિપ્રમાણે સિંહાસને ધર્મમૂર્ત્તિ બેઠા. નગરમાં ધર્મમૂર્ત્તિની આણ વર્તાવી. પછી આજુબાજુના દેશોમાં હલકારા મોકલીને પ્રસિદ્ધિપત્રો મોકલાવ્યાં કે પૂર્વે શ્રી મહાશક્તિના કોપવડે બેદાનમેદાન થઇ ગયેલું સોમનગર પાછું શ્રી મહાશક્તિની દયાથી સ્થપાયું છે, અને તેનો મહોત્સવ બે માસપર્યંત થનાર છે, તે મહોત્સવનો આરંભ આ પત્રિકા-

-ની મિતિથી પંદર દિવસ પછી થશે. ત્યાર પછી બે માસ ચાલશે, માટે જેની ઇચ્છા હોય તેણે આ મહા સમારંભ જોવા તથા શ્રીમહા શક્તિના દર્શનાર્થે આવવું.

આ પ્રકારનાં પત્ર ફરી વળવાથી અનેક લોકો ત્યાં આવવા લાગ્યા. રાજા ધર્મમૂર્તિએ ખજાનો ખોલી અસંખ્ય ધન કાઢયું. વ્યાપારીઓ વિવિધ માલ લઈ આવ્યા. પૃથ્વીમાંનું સઘળું વારસવિનાનું ધન રાજાનું તેથી જ્યાં ત્યાંથી નગરનાં ઘરોનાં સ્થાન અથવા પૃથ્વી ખોદતાં નીકળતું ધન ભંડારમાં આવવા લાગ્યું. નવા નોકરો રાખી લીધા. હાથી ઘોડા રથ વગેરે વાહનો ખરીદ કરી લેવા માંડયાં. દેશોમાંથી આવે તેમ લેવા લાગ્યા. બીજા રાજાઓને ચંદ્રમુખીના રાજાએ વર્તમાન જણાવ્યાથી તે પણ ભેટો લઇને આવવા લાગ્યા. ધારવાપ્રમાણે મહોત્સવનો આરંભ કરયો. વિદેશથી બ્રાહ્મણો બોલાવ્યા. આવનાર લોકોને માટે નગરબહાર પણ ઉતારા કરવામાં આવ્યા. કોઈ કોઇ પોતાના વડિલોના દાખલા લઇ નિશાની ચત્તાબંધ પોતાનાં ઘર વગેરે મિલકતોને જણાવતા આવ્યા, તેમને તે તે ઘર સ્થાન વગેરે હવાલે કરવામાં આવ્યું. આપ્રમાણે ત્યાં સોમનગરમાં મોટો આનંદ થઇ રહ્યો. આ મોટા સમારંભમાં આ સોમનગરનું હવે પછી મહાધર્મનગર નામ પાડયાનું પ્રસિદ્ધ થયું, તેથી લોકો એને મહાધર્મનગર કહેવા લાગ્યા.

ધર્મમૂર્તિ રાજા કમલવતી નગરીથી નીકળ્યો ત્યારે તેણે સઘળી સત્તા વડા પ્રધાનને સોંપી હતી. તે અપરાધીને પકડવાની તજવીજમાં હતો. પેલો પાપપુંજ પોતાના મિત્રમંડળસાથે વિચાર કરી શય્યામાં સુતો, અને બીજાઓ પણ પોતપોતાના ઘેર ગયા. પછી તે પાપપુંજને વિચાર આવ્યો કે આ ઠેકાણે રાજાવિના મને બચાવનાર કોઇ નથી. રાજા તો ગયો છે. ભોગજોગે જો મારું નામ ઉઘાડું પડયું તો એક ઘડીના છટ્ઠા ભાગમાં મારું પીલીને તેલ કાઢી નાંખશે: માટે હવે શો ઉપાય કરું? ગમે તેમ થાઓ પણ હવે અહિં પડી રહેવામાં માલ નથી. એમ વિચારીને તરત ઉઠયો. ઉઠીને ઘોડો તૈયાર કરી પોતાના નોકર પાસે મંગાવ્યો. પછી તૈયાર થઇને નીકળ્યો. 'ધર્મમૂર્તિ રાજાપાછળ જઇને તેને મળું અને તેની સાથે પાછો આવીશ' એવો વિચાર કરીને પેલા મિત્રોને ઘેર ફરી મળ્યાવિના જ માર્ગે પડયો. પોતાનાં માણસોને હુકમ આપ્યો કે મારા પાછા આવતાસુધી ઘરની સંભાળ રાખજો. આપ્રમાણે પાપપુંજના ચાલવા પછી તરત જ તેના મુખ્ય સેવકને વિચાર આવ્યો, તે એકદમ જઇને

તેના ત્રણ ચાર મિત્રોને ખબર કહી આવ્યો કે અમારા અધિકારી ઘોડેસ્વાર થઈ કહીં પરગામ ગયા એમ જણાય છે. તેમને આ સાંભળીને ફાળ પડી. તે ગભરાટથી પરસ્પરને મળ્યા, અને વિચાર કરી વડા પ્રધાનપાસે ગયા, અને જાહેર કર્યું કે અપરાધી ભાગે છે, માટે તજવીજ કરો. આ સાંભળીને તરત જ પ્રધાને સ્વારોને સમજાવી દોડાવ્યા કે જે દરવાજે એ નીકળ્યો હોય તે દરવાજે તજવીજ કરી એની પાછળ જાઓ, અને મારી પાસે 'જરૂરી કામ છે માટે બોલાવે છે,' એમ કહી તેડી લાવો. સલાહથી નહિ આવે તો જબરાઈ કરીને પણ લાવજો,' આ હુકમ સાંભળતાં જ ઘણા સ્વારો છૂટયા, તે તજવીજ કરીને તે ગયો એ દરવાજેથી એની પાછળ પડયા. તે દિવસ ઉગતાં એક નદીપર મુખ ધોવાને ઉભેલા પાપપુંજને આવીને તેમણે સલામ કરી કહ્યું કે આપને પ્રધાન બોલાવે છે. એણે જવાબ દીધો કે મહારાજે મને હુકમ આપ્યો છે માટે તેમની પાસે જાઉં છું. સ્વારોએ કહ્યું, આપ ન આવે તો ખાસ બળથી તેડી જવાને હુકમ છે, માટે ત્યાંસુધી આવીને રજા લઇને જાઓ. પાપપુંજ મનમાં સમજ્યો કે હવે નાસવાથી બચવું નથી, માટે ચાલો પાછા. પછી સ્વારોજોડે પાછો ફરી પ્રધાનપાસે આવ્યો. પ્રધાને તેને એકાંતમાં લઈ જઇને સારીપેઠે ભય આપી કહ્યું કે આ ખોટી વાત ચલાવનાર તમે જ છો, એ ખાતરી થઈ ચુકી છે. માટે જો જીવતા રહેવાની ઇચ્છા હોય તો મારા આગળ સાચેસાચું કબુલ કરો. નહિ તો આજ ને આજ પ્રાણ ખોશો. આ સાંભળીને ભયથી કંપતાં જવાબ દીધો કે હું અપરાધી તો છું. મને બચાવનાર તમે માબાપ છો. પછી પ્રધાને સઘળી વાર્તા પૂછીને લખી લીધી. તેની નીચે 'આ વાત સાચી છે અને મેં લખાવી છે' એવા શબ્દો લખાવી તેની સહી કરાવી લીધી. પછી તરત તેને નજરકેદમાં સોંપ્યો. તેના ઘરઉપર રાજસેવકો મોકલી સઘળા સામાનની નોંધ કરાવી, બારણે રાજસેવકોને ચોકસી કરવા મૂકયા પછી આખા નગરમાં પ્રસિદ્ધિપત્ર તથા પાપપુંજે લખાવેલી હકીકતની પ્રતિઓ કરીને ચોઢાવી. તેથી લોકોએ જાણ્યું કે આ વાર્તા જુઠી છે. ધર્મમૂર્તિને વાવમાં નાંખી દીધાની વાર્તા પણ સઘળી હકીકતમાં આવી હતી. એ સઘળું જાણીને લોકો ધર્મમૂર્તિનાં વખાણ કરવા લાગ્યા, અને આ પાપી પાપપુંજને ધિક્કારવા લાગ્યા.

પછી વડા પ્રધાને વિચાર કરયો કે જો ધર્મમૂર્તિ મહારાજ આવશે તો આ દુષ્ટને શિક્ષા કરવા દેશે નહિ. માટે એનો પ્રથમ જ ઘાટ ઘડી લેવું. એવું ધારીને તેણે પાપપુંજનું અર્ધું મસ્તક મુંડાવ્યું.

મુખઉપર મેંશ ચોળીને ગર્દભઉપર અવળે મોંઢે બેસાડ્યો; માત્ર એક પંચીયું પહેરાવીને ઉઘાડે શરીરે તેને નગર આખામાં ફેરવ્યો. હરેક ચકલે તેના મસ્તકે ઉપાનકનો માર, ધૂળનો વર્ષાદ, ને પીઠમાં ત્રણ કોરડા, આપ્રમાણે મારતા નગરબહાર કાઢી સેવકોને સોંપી કહ્યું કે એને દક્ષિણ દિશામાં આપણા રાજ્યની હદબહાર કાઢી મૂકો. તેપ્રમાણે સેવકો લઈ ગયા, અને આખા નગરમાં પ્રધાન તથા રાજાના ગુણ ગવાવા લાગ્યા.

આપ્રમાણે કેટલાક દિવસો ગયા, પણ રાજાતરફના કશા સમાચાર ન આવવાથી વડા પ્રધાનને ઘણી કાળજી થવા લાગી. પોતે રાજાને તેડવા પત્ર લખી સ્વારો મોકલ્યા. તે થોડે દિવસે ક્ષેત્રભૂમિપર્યંત જઇને પાછા આવ્યા કે આતરફ હજી મહારાજ પધાર્યા નથી. આ સમાચાર સાંભળી પ્રધાનને ઘણું દુઃખ થયું. નગરમાં એ વાર્તા ચાલી કે આપણા રાજા કયાં ગયા તેના સમાચાર નથી. આથી રાજભક્ત પ્રજાને ઘણો સંતાપ થવા લાગ્યો. ઘણું કરીને સઘળી પ્રજા ઉદાસ થઇ ગઈ. ઘેરઘેર રાજાની સ્તુતિ કરી લોકો નેત્રમાં જળ આણવા લાગ્યા. ઘણા લોકો તો એમ બોલતા કે એ તો દેવતાઇ રાજા હતા તે કયાંહી અલોપ થઈગયા હશે. આ બિચારી રંક પ્રજાને એવો રાજા કયાંથી છાજે? આ વગેરે વાતો કરતી પ્રજા દુઃખ ધરવા લાગી. પ્રધાન ગાદીને માન આપી રાજ કાજ કરે. પણ જીવ સ્થિર રહે નહિ. કેટલેક દિવસે ધર્મમૂર્તિએ પોતાની સાથે લીધેલા માણસો જેમને પોતાની રાજ્યમર્યાદામાં છોડયાં હતાં તે પાછાં આવ્યાં. તેમણે સમાચાર કહ્યા કે મહારાજ આગળ પધાર્યા છે, પણ હજી પાછા ફર્યા નથી; સ્વારો સાથે છે. આ સાંભળી પ્રધાન રાજી થયો. અને પાંચ મુખ્ય વિશ્વાસુ અધિકારીઓને શોધ કાઢવા કેટલાક સ્વાર આપી વિદાય કર્યા. માણસો આવ્યાથી રાજા કુશળ છે એમ જાણી પ્રજામાં સંતોષ પ્રસર્યો. પેલા અધિકારીઓ સ્વારસહિત મુકામે મુકામે તજવીજ કરતા ચાલ્યા.

પેલો પાપપુંજ પોતાના મનમાં દુઃખ ધરતો, જયાંત્યાંથી માગી કે કોઇને ઠગીને પેટ ભરતો, પાછો વસ્ત્ર વગેરે મેળવીને, મુસાફરી કરવા લાગ્યો. ઘણે દિવસે મજલ કાપતો દૈવયોગથી પેલા મહાધર્મનગરને માર્ગે ચઢયો, તે ફરતો ફરતો ત્યાં આવી પહોંચ્યો. એક દિવસ રાજા ધર્મમૂર્તિ હાથીએ બેશીને એકલો નગરબહાર ફરતો હતો, એટલામાં હાથમાં લાકડી ને ખાંધે પોટલીવાળો આ પાપપુંજ આવતો તેની નજરે પડ્યો. પોતાનો હાથી તેના સામો ચલાવ્યો. પાસે આ-

વતાં ઓળખ્યો એટલે હાથીને બેસાડી પોતે નીચે ઉતર્યો. સમીપ આવતાં પાપપુંજે જાણ્યું કે અરે! આ ધર્મમૂર્તિ રાજા છે, એમાં ફેર નથી. ઉતાવળે ચાલી પાસે આવતાં ઓળખીને છેટેથી પગે લાગી રડી પડ્યો. ધર્મમૂર્ત્તિએ તેને પાસે જઈ હાથ પકડી હૃદયે દાબી શાંત કર્યો અને કુશળ પૂછ્યું, તથા પૂછ્યું કે તને રાજ્યનો અધિકાર આપ્યો હતો અને તારી આ દશા કેમ થઇ? પેલો રડતાં બોલ્યો કે મહારાજ! તમારાવિના મારી આ દશા થઈ છે. પાપપુંજે માર્ગે આવતાં ધર્મમૂર્ત્તિ રાજા ખોવાયા છે, અને હજી જડ્યા નથી એવું લોકને મોંઢે સાંભળેલું તેથી જાણતો હતો કે હજી એમને મારી વાર્તાની ખબર પડી નહિ હશે. પછી ધર્મમૂર્ત્તિએ તેને પોતાની સાથે હાથીની ઉપર બેસાડીને પોતાના મહાલયમાં આણ્યો. સમાચાર પૂછતાં જણાવ્યું કે તમારા આતરફ પધાર્યા પછી પેલી ખોટી વાર્તા ચલાવનારની તપાસ ચાલતાં મારા જાણવામાં આવ્યું કે આપણા વડા પ્રધાન અને તેમના મસલતીઆઓએ આ વાર્તા ચલાવી છે. તેમને આખું રાજ્ય પચાવી પોતે રાજા થવાની ઇચ્છા થયેલી. આ વાર્તા જાણીને હું આપને જણાવવા આવવા નીકળ્યો, એટલે મને પાછો પકડી મંગાવી મારી ઘણી બેઆબરૂ કરીને મને હદપાર કર્યો, ને મારું ઘર લૂંટી લીધું, ત્યારથી હું દુઃખનો માર્યો આપને શોધતો ફરતો આજે અહિં આવ્યો છું. હવે મને સુખ થયું છે.

ધર્મમૂર્ત્તિ બોલ્યાઃ હે ભાઇ! તું ચિંતા કરીશ નહિ. મારા નીકળ્યા પછી જો વિનાકારણ તને કોઇએ કષ્ટ આપ્યું હશે તો તે કર્મનું ફળ તેને જરૂર મળશે. તું જાણે છે, આ સંસારમાં જે જે માણસ જે જે પાપ કે પુણ્ય કર્મ કરે છે તે તે કર્મનું યોગ્ય સમયે કર્મફલપ્રવર્તક ઈશ્વરની સત્તાના બળવડે ફળ મળ્યાવિના રહેતું નથી. માટે જો તેં કોઇનું ભુંડું કામ નહિ કરયું હશે તો તારું ભુંડું કદાચિત્ પણ થનાર નથી. આ મૂર્ખ લોકો નઠારાં કર્મ કરે છે તેઓ એમ જાણતા નથી કે સઘળું જાણનાર પરમેશ્વર આ આપણાં એકાંતમાં કરેલાં પાપને પણ જાણે છે, અને એનું ફળ તે પરમેશ્વર જરૂર આપશે— હે દુઃખથી કાયર થયેલા! જો તારું નામ સત્યવાન્ હશે અને તે નામપ્રમાણે તું સન્માર્ગે આજપર્યંત ચાલ્યો હઇશ તો તારું આગળ ઉપર કલ્યાણ જ થશે. તું નક્કી જાણજે કે માણસે કરેલું પાપ તો શત્રુની પેઠે તેની પાછળ પગલાં દાબતું જ ચાલ્યા કરે છે, અને તેની વેળા આવે છે કે તરત ફળ આપે છે. એ જ પ્રમાણે પુણ્ય પણ મિત્રની પેઠે પાછળ ચાલીને ફળ આપે છે. ઘણા મૂર્ખ મનુષ્યો પાપ

કરીને તરત સારું ફળ દેખીને હરખાય છે, પણ એ સારું ફળ કાંઈ એના તરત કરેલાં પાપનું ફળ નથી, પણ પ્રથમ કરેલા કોઈ પુણ્યનું ફળ છે. તેમ જ સત્કર્મ કરનારને કદાચિત્ તરત દુઃખ થાય તો તે કાંઈ એ જ કર્મનું ફળ નથી. એ તો પૂર્વરચિત પાપનું ફળ છે. આ પ્રમાણે કર્મ કરનાર ભૂલથી વિપરીત સમજીને જો પાપકર્મ કરવા મચે છે, તો અંતે તેનું ભુડું જ થાય છે. માટે હે ભાઇ ! તેં પાપ ન કરયું હોય તો તું ડરીશ નહિ. ઉઠ હવે ભુખ્યો હોય તો ખા, અને સુખથી વિશ્રામ લે. પાપપુંજ બોલ્યો, તમને જોયા ત્યારથી મારી ભુખતરસ મટી ગઈ છે. મારાં પાપ હશે તો તે પણ છૂટી ગયાં ને મને સુખ થયું છે. પણ મને સાચી વાત કહો કે આ રાજ્ય તમને સાથી મળ્યું છે ? ધર્મમૂર્તિ કહે છે, ભાઇ ! આ રાજ્ય પણ મને તારા સંગના બળથી મળ્યું છે, અને પેલું રાજ્ય પણ તમારા સંગબળથી જ મળ્યું હતું. પાપપુંજ બોલ્યો, ના ના સાચું કહો. હું ગરીબની હાંસી કરશો નહિ. મારાથી મળતું હોય તો મને કેમ મળતું નથી ? માટે ખરું કારણ હોય તે કહો.

ધર્મમૂર્તિ કહે છે. જુઓ ભાઈ ! પેલી વાવમાં તમે બીને મને અથડાયા અને હું માંહે પડયો. તેમાં દેવી હતાં, તેમના પ્રતાપથી જ્યાં જાઉં છું ત્યાં મને રાજ્ય મળે છે. જો એ વાવમાં હું પડત નહિ તો મને રાજ્ય મળત નહિ. આ ખરેખરી વાર્તા છે. આ સાંભળીને પાપપુંજ મનમાં વિચાર કરવા લાગ્યો કે જેમ હું અહિં આવ્યો છું તેમ થોડા વખતમાં પેલા પ્રધાનતરફથી પણ માણસો ધર્મમૂર્તિની શોધ કરતા અહિં આવશે, અને મને જોશે તો મારી સઘળી વાર્તા ઉઘાડી પડશે, ને વખતે હું લાગમાં આવીશ તો તે લોકોને હાથે મારો જીવ જશે, માટે હાલ તરત અહિં રહેવામાં માલ નથી. આ ભાઇપાસે કાંઈ થોડું ધન માગી લઉં, ને પછી અહિંથી જઇને હું પણ એક વાર એ વાવમાં ભુસકો મારી જોઉં. જો મને દેવી પ્રસન્ન થાય તો આ બીજાના ઓશિયાળા રહેવાની ભાવટ જાય. ને જો ભોગજોગે કોઈ રાજ્ય મળી જાય તો પછી પેલા વડા પ્રધાનનો એ રાજ્યપર ચઢાઇ કરીને બદલો વાળું. આ ધર્મમૂર્ત્તિને પણ પછી મારા ઉપરથી સેવકભાવ ઉઠી જાય. આપ્રમાણે વિચાર કરીને બોલ્યો, ભાઈ ! જો તમને મારી દયા આવે તો મને થોડું ધન આપો. ઘણાં વરસ થયાં હું ઘેર ગયો નથી. એક વાર સૌને મળી આવું. તમારી દયા છે તો વળી થોડે દહાડે પાછો આવીશ. મારી પાસે સારાં વસ્ત્ર કે વાટખરચી પણ નથી. ધર્મમૂર્તિએ કહ્યું, કાલે સવારે તમને વિદાય કરીશું,

આજે તો કાળજી લઇને જાઓ જમીને સુઓ. સેવકને આજ્ઞા આપી, તેણે એનો ખાવા, સુવાનો બંદોબસ્ત કર્યો.

પ્રહર રાત્રિ જતાં વરધી આવી કે કમલવતી નગરીથી આપની શોધ કરતા સ્વાર આવ્યા છે. આ સાંભળી તેમને પોતાની પાસે બોલાવી લાવવાની આજ્ઞા આપી. વડા પ્રધાને શોધવા મોકલેલા કામદારો તજવીજ કરતા માગે માર્ગે શોધતા આવી પહોંચેલા છે એવું નજરે જોતાં તથા પૂછતાં જાણ્યું. તે કામદારોને પ્રસન્નતાથી મળ્યા. તેમણે સઉના સુખસમાચાર કહ્યા, તથા પાપપુંજનાં પાપ પ્રકટ થયાની સઘળી વાર્તા કહી સંભળાવી. આ આવેલાં સર્વને ઉતારો આપવાનો બંદોબસ્ત કરીને પછી સુતા. પ્રાતઃકાળે પેલા પાપપુંજને બોલાવ્યો, તથા પેલાં આવેલાં માણસોને બોલાવ્યાં, તથા આ રાજ્યના કારભારીઓને બોલાવ્યા. મોટો દરબાર ભરીને પછી પાપપુંજને કહ્યું, ભાઇ સાંભળો. આ અધિકારીએ આવીને મને સઘળી ખબર કહી. તમે મને ચાંડાલનો દીકરો બનાવ્યો. મેં તમને ભલા જાણીને સુખ આપવા પાસે રાખ્યા ત્યારે તેનો બદલો આપ્રમાણે આપ્યો. પણ જાઓ તમારા કરવા સામું હું જોતો નથી. કારણ કે તમે મને વાવમાં નાંખ્યો તો આ રાજ્ય મળ્યાં. અને વળી મને ચાંડાલ ઠેરવ્યો ત્યારે આ રાજ્ય હમણાં તરત મળ્યું. માટે હું તો તમારો ઉપકાર માનું છું. ભલા માણસે ભલાઈ મૂકવી ઘટતી નથી. એમ બોલીને સઉ સભા દેખતાં સારાં વસ્ત્ર, એક સારી ભારે કંઠી, તથા એક કિમતી વીંટી તેને આપ્યાં. તે કાળે ચાલતા એક હજાર રૂપાના સિક્કા આપ્યા, અને એક ઘોડું આપીને વિદાય કર્યા. તે સર્વ નીચું જોઇને લઇને પછી માથું નમાવી ચાલતા થયા, પણ મનમાં એવો દંશ રાખ્યો કે જો એકવાર રાજ્ય મળે તો આ ધર્મમૂર્તિને પણ લગાર ચમત્કાર દેખાડું. એમ ધારી ચાલતાં કેટલેક દિવસે પેલી વાવઆગળ સાંજના સમયે આવી પહોંચ્યા. ધર્મમૂર્તિની ઘોડી બાંધી હતી ત્યાં ઘોડું બાંધ્યું ને લગાર હવા ખાવા બેઠા. વિચાર કરે છે કે આપણે પંદર હાથસુધી ભુસકો મારવાનો તો અભ્યાસ છે. તે દહાડે પેલા બ્રાહ્મણને માર્યો હતો, ત્યારે તેની બારીથી પંદર હાથ નીચે જમીનઉપર કુદ્યો'તો, તોપણ કાંઇ થયું નહોતું ને આ તો પાણીમાં પડવું છે, એટલે કાંઈ ચિંતા નથી. પાણી પણ વધારે નથી એટલે બુડવાની ચિંતા નથી. આમ વિચાર કરે છે એટલામાં હથિઆર હાથમાં ઝાલેલા ત્રણ જણા વાવમાંથી બહાર નીકળ્યા. તેમણે આજુબાજુ જોઇને આ શેઠને દીઠા, એટલે પાસે આવીને કહ્યું કે કપડાં ઉતારી આપો. પાપપુંજ ગભરાઇને બોલ્યો,

મને મારશો નહિ. હું બધું આપું છું. પેલા ત્રણે તરવારો ખેંચીને સામા ઉભા, અને કહ્યું કે બધું આપશો તો જીવતા છોડીશું. પાપપુંજે કહ્યું, આ બધું લો, ને મને જીવતો છોડો. કપડાં, કંઠી, વીંટી ને ધન આપતાં જીવમાં મોટો સંતાપ થયો. પણ જીવસાટે આપી, રાજ્યની આશાએ વાવમાં પડવા છૂટયો. એક પંચીયું પહેરાવીને બાકીનું સર્વ ઘોડાસહિત લઇને ચોરો માર્ગે પડયા. પછી પાપપુંજ વાવમાં ઉતરયો. પાણી લગાર ઉંડાં જણાયાં, પણ હિંમત ધારીને માંહે કુદી પડયો. દૈવયોગથી એમ થએલું કે પાણી ઓછું થવાથી ઉપરની ઝીણા વેહેની જાળી કાઢી લેવામાં આવેલી અને છેક ઉંડા મોટાં ચોરસ બાકાંવાળી જાળી નાંખેલી કાયમ રાખેલી, તે તો વાંસજાળ પાણીનીચે હતી. પાપપુંજ પડતાં જ નીચે ગયો તે પેલી જાળીમાં પગ ભરાઇ ગયો, અને ફરી ઉંચો આવી શકયો નહિ. તેથી પાણીમાં જ ગભરાઇને પ્રાણ છૂટી ગયા.

પેલા ધર્મમૂર્ત્તિને તેડવા આવેલા મનુષ્યોના આગ્રહથી આ રાજ્યવ્યવહાર પ્રધાનને સોંપી મોટી સ્વારી કાઢીને તે કમલાવતીએ જઈ પહોંચ્યા. ત્યાં સમસ્ત પ્રજાએ મોટા પ્રેમથી પુષ્પોવડે વધાવ્યા. તથા તે દિવસે ઘેરેઘેર આનંદોત્સવ કરયો. બીજું રાજ્ય મળ્યાની વાર્તા જાણી સર્વ પ્રસન્ન થયાં. ધર્મમૂર્ત્તિના ઉજ્જવલ યશ સ્થળે સ્થળે ગવાવા લાગ્યા. ધર્મમૂર્તિએ પોતાનાં સ્ત્રીપુત્રાદિને તથા પેલા વૃદ્ધ જોશીને તેડાવ્યાં. પ્રધાનની સંમતિથી પુત્રને પટ્ટાભિષેક કરયો. પેલા વૃદ્ધ જોશીનું દારિદ્ર છેહ કરી નાંખ્યું. એક સુંદર ઘર, દશ ક્ષેત્ર, સ્ત્રીપુરુષનાં વસ્ત્ર તથા ભારે અલંકારો, દક્ષિણા, અને દશ મનુષ્યનું પોષણ થાય એટલું વર્ષાશન બાંધી આપ્યું. પોતે પોતાની સ્ત્રીઆદિને તેડીને મોટા વૈભવથી પાછા મહાધર્મનગરમાં આવ્યા અને સુખથી રાજ્ય કરીને નાના ધર્મદાન કરીને અંતે પરમેશ્વરના પદને પામ્યા.

આપ્રમાણે પાપી દુર્જનનો દુષ્ટ સ્વભાવ હોય છે, અને તેનું ફળ પણ તેવું જ હોય છે. માટે સર્વ સારાં માણસોએ એવો નઠારો સ્વભાવ ત્યજવો જોઇએ. એવાં માણસોનો સંગ પણ તેને ઓળખ્યા પછી વધારે સેવવો નહિ. કોઇનો પણ ઉપકાર ભૂલવો નહિ. અપકાર કરનારઉપર પણ આપણો સમય આવે તો ઉપકાર કરવો. જય જય શ્રીસદ્ગુરુ દેવ. (પછી નિયમપ્રમાણે પદ બોલે છે, ને સઉ ઝીલે છે)

**પદ. ગરબી.**

શીખામણ માનજો આ સારી રે,
કો પ્રમાદે ન દેશો વિસારી, શીખામણ૦ ટેક.
પ્રેમ પ્રભુપદપ્રતિ હોય સાચો રે,
એવા સુજનનો સંગ કરી રાચો રે,
મૂઢ જનપાસે સુમતિ ન યાચો, શીખામણ૦ ૧
છે આ સંસાર તો દુ:ખદરિયો રે,
છે વિષયરૂપ જળથી એ ભરિયો રે,
વિણ પ્રભુભક્તિ નથી કો એ તરિયો, શીખામણ૦ ૨
દોષ હૃદયના પ્રથમ તો ટાળો રે,
ધીરે ધીરે પ્રભુપ્રતિ ચિત્ત વાળો રે,
વૃત્તિ વિષયમાં વહેતીને ખાળો. શીખામણ૦ ૩
ત્યજી આલસ્ય આદિએ દેજો રે,
વર્ણાશ્રમધર્મ મનમાં લેજો રે,
શુદ્ધ નીતિને પંથે સદા વહેજો, શીખામણ૦ ૪
માત તાત ગુરુની આજ્ઞા પાળી રે,
નિંદ્ય અભિમાનને ઉરમાં ગાળી રે,
શસ્ત્ર ધરી કામ ક્રોધને ઢાળી, શીખામણ૦ ૫
લોભ મોહ મદ મત્સર મોટા રે,
નથી દુર્ગુણમાં એના કો જોટા રે,
છે દુ:ખદ માટે ત્યજો ગણી ખોટા, શીખામણ૦ ૬
કરી સત્કર્મને મળ બાળો રે,
કરી ઉપાસના ઇષ્ટને ભાળો રે,
હણો વિક્ષેપરૂપ સર્પ કાળો, શીખામણ૦ ૭
આવરણને હણી સુખી થાજો રે,
સદ્‌ગુરુવચને સદા ધાજો રે,
મનહર પ્રભુપદ નિત્ય ન્હાજો, શીખામણ૦ ૮

**વિઠ્ઠલજી**—જય જય **શ્રીસદ્‌**ગુરુ દેવ. (સર્વ બોલે છે. પછી દાસને) **દાસ** ! આજે **ભટ્ટ**જીને ભોજનઉપર ઘણો શ્રમ આપ્યો છે, માટે હવે સર્વ ઉઠવાનો વિચાર કરો.

**દાસ**—હા, જેવો આપનો હુકમ. બોલો **સીકુંજ**બિહારીલાલકી જે.

**ચંચળા**—(વિજળીએ **ચં**ચળાને પેલા માતાવાળા બ્રાહ્મણની ખરી ખોટી વાત નક્કી કરવાને કથાની પાછળ વાત કાઢવાનું કહેલું, તથા તેણે બાળમુકુંદદાસને કહી મૂકેલું, પણ તેમણે કંઇ વાત કાઢી

નહિ એટલે), કેમ પેલું પૂછવાનું ભૂલી ગયા કે ?

**દાસ**—ના ના, ભૂલી નથી ગયો. પણ આજે **ભટ**જીને બહુ મહેનત થઇ છે, ને વખત પણ થઇ ગયો છે, માટે કાલે.

(પછી **વિઠ્ઠલ**જી નમન કરીને ઉઠે છે. બીજાં પણ સઉ કથાની વાતનાં વખાણ કરતાં પોતપોતાને ઘેર જાય છે. **ભટ્ટ**જી તથા **વિજ**યા પણ સઉના ગયા પછી જાય છે. **દાસ** **ભટ્ટ**જીને તથા પાછળથી **ચં**ચળા [વિજયાલક્ષ્મીને તેમના ઘરમાં સાથે જઇને વિવેકથી નમી પાછાં પોતાને ઘેર આવે છે. **મ**નોહર તથા **વિ**જયા પણ જળપાન કરીને **ઈ**ષ્ટિસ્મરણ કરતાં નિદ્રાવશ થાય છે.)



# दिवस २४.

**ચંદન**—(પ્રાતઃકાળે ઉઠીને પોતાનું કચરા વાળવાવગેરે કામ કરતાં કરતાં પ્રભાત ગાય છે.)

**પ્રભાત.**

જાગોને જગના પતિ વહેલા, દિવસપતિ આ ઉગ્યા રે,
એવું શું રજનીમાં જાગ્યા જે, દિવસ ઉગ્યે પણ ઉંઘ્યા રે, જાગોને૦
કરી વલોણાં મહીઆરીઓ, મહી વેચવા ચાલી રે,
નાનાં બાળક જાગ્યાં તેને, ધવરાવે મા વ્હાલી રે, જાગોને૦
વટેમારગુ વાટે ચાલ્યા, રથ જોતરી રુડા રે,
કાક કુકડા ને વળી બોલે, ચકલા ચકલી સુડારે, જાગોને૦
સોનાની થાળીજેવા આ, ભાનુ ઉંચા આવ્યા રે,
કેમ હજી ન જાગો જગજીવન ! શું મન ભક્ત ન ભાવ્યા રે? જાગોને૦

**કૃષ્ણદાસ**—(જે લગાર વારથી પથારીમાં જાગતો જ ઓઢીને સુતો હતો તે એકદમ ઉઠીને મોટેથી) એ કુભારજા ! તને સવારના પો'રમાં મારા મોંમાંથી કાંઇ સાંભળવાનું મન થયું કે સું ? તને કહી કહીને થાકીએ છીએ પણ પથ્થરઉપર પાણી ! આ તે તારા મગજમાં પવન ભરાયો છે કે તારી બુદ્ધિ બળી ગઇ છે ?

**ચંદન**—(સાંભળતાં જ ચમકીને કૃષ્ણદાસના સામું જોઇને) કેમ વારું ? તમને તે આ રોજ ઉઠીને કંઇ વ્હાઇ આવે છે કે શું ? જેમ કંઈ ભૂત ભરાયું હોય તેની પેઠે ભડકી ઉઠો છો ને મોટા ઘાંટા કાઢો છો ! સામાને ભડકાવો છો ! દા'ડે દા'ડે છેક આમ નાના બાળકજેવા શું થતા જાઓ છો? લગાર ભારેખમઈ તો પકડો. વગર

વાંકે આવડો તડુકો કરો તે કોણ ખમે ?

કૃષ્ણ૦—(દાંત પીસીને) અરે સંખણી ! વગર વાંકે તડુકો કહે છે ! મને તે તું મૂરખ જાણે છે કે છે સું ? જો મોટી કારણની સમજનારી ! બીજાને કહે છે કે વગર કારણે ! તને લાજ નથી કે સવારના પો'રમાં આવો જૂઠો લવારો કરે છે, ને વળી કહીએ ત્યારે તડુકો ! જા આજનો દિવસ તો બોલીને જ તને ઠબકારૂં છું, પણ હવે પછી જો આવો જૂઠો લવારો સવારના પો'રમાં કરતાં સાંભળીસ તો તારી જીભ જ તાણી કાઢસ !

ચંદન—(પોતાનો વાંક શું પડયો એન સમજતાં ચીડાઇને) કેમ. વારુ, તમારે હાથ છે ને બીજાંને નથી કે શું ? બીજાં જૂઠો લવારો કરે છે તમે તો સવારના પો'રમાં આ સાચો લવારો કરતા હશો કેમ ? કલ્યાણ થાય એવાં ધોળમંગળ ગાતા હશો કેમ ?

કૃષ્ણ૦—(એકદમ ઉભો થઇને) કેમ રે કમજાત ! તારે તમાસો જોવો છે ? સું તું મારી જીભ ખેંચી કાઢવાનું સામું કહે છે ! તને રોજ માઝી આપું છું તેમાં છાકી ગઇ છે કે ? બસ મારી મરજીપ્રમાણે ચલાય ને સામી ખોટી ટેચ કરવાનું છોડવા કબુલ હોય તો જ આ ઘરમાં તારે રહેવાનું. નહિ તો સાફ કહું છું કે આ ને આ ઘડીએ તું તારે રસ્તે પડ. મારે તારા જેવાં નઠારાં માણસની બિલકુલ ગરજ નથી.

ચંદન—તમારે ગરજ નથી, તો મારી એકલીની ગરજ હોય તોએ શા કામની ? ત્યારે જાઓને હું કંઈ કોઈની ઓશિયાળી નથી ને મારે કંઈ રસ્તે પડવાનું છે નહિ. મને તો મારે મારાં સાસુજીએ આ ઘર ને એમનો જીવનગાળો આપવા કહીને આણી છે, તે હું તો મારે ઘરમાં રહીશ. તમે ના કહેશો તો હવે પછી તમારી આ મેડીઉપર નહિ આવીએ. એમ જાણી મન વાળીશ કે જાણે કોઇને આ મેડી ભાડે આપી છે. પણ રડયું હાલતાં ચાલતાં વગર વાંકે ન ખમાય એવી ગાળો સંભળાય નહિ.

કૃષ્ણ૦—(લગાર નરમ પડતાં) ગાળો ન ખવાય તો સખણાં રહીએ. સામાની મરજીપ્રમાણે ચાલીએ તો કોઇએ ગાળો નહિ દે.

ચંદન—૦અમે તે કંઈ પરમેશ્વર છીએ કે અમારા પેટમાં કંઈ દેવ ધુંમે છે કે ઘડીએ ઘડીએ, તમારી મરજી કેવી થઇ છે, તે જાણીએ ! તમારી મરજી તો દા'ડાની સો થાય તેને હું શી રીજાણું ! બળ્યું જેમાં તેમાં તમારી મરજી ફરી જાય છે, ત્યારે એને તે હું કેમ કરીને સાચવું ? તમારી મરજીનું તે કંઇ ઠામઠેકાણું છે?

**કૃષ્ણ૦**—બેસ બેસ છાની માની, તું જ બહુ સમજે છે કે કેમ ? મરજીનું ઠામઠેકાણું નહિ ! આટલા દા'ડાથી પાસે રહે છે, ને મારી મરજી સંભાલી સકતી નથી, ત્યારે તું તે માણસ છે કે ઢોર?

**ચંદન**—ત્યારે તમે આટલા દિવસથી મારા સાથે રહો છો પણ હજી બરાબર જાણતા નથી કે હું તે માણસ છુ કે ઢોર ! ત્યારે તમારી મને નહિ દેખાય એવી તમારા મનમાં રહેલી મરજીને હું શી રીતે જાણીને સંભાળી શકું ?

**કૃષ્ણ૦**—કેમ પાછું સામું ડા'પણ ડોલવા આવે છે કે ? હજી હું કહું છું તે તને સમજાતું નથી કે ?

**ચંદન**—મને બરાબર ધીમા પડીને સમજાવો. તમે ઘાંટા કાઢીને મને ગભરાવી નાંખો છો એટલે મારી સમજણ તો બહેર મારી જાય છે. એટલે પછી મને કશું સૂજ પડતું નથી, ને જે મનમાં આવે છે તે બોલું છું.

**કૃષ્ણ૦**—તુ રોજ રોજ ગુન્હો કરે, તને સીખામણ આપીએ તે ધ્યાનમાં રાખે નહિ, ત્યારે પછી ઘાંટા નહિ કાઢે તો સું કરે ?

**ચંદન**—( લગાર પાસે આવતાં ) લો કહો વારુ, આજે વા'ણાના પો'રમાં તમે તો ઉઠ્યાએ નો'તા ત્યાર પહેલાં તે એવો શો મેં ધ્રુનો કરયો કે પેલા ગાંડા માણસની પેઠે મોટો ઘાંટો પાડીને પથારીમાં ઉઠીને બેઠા થયા ?

**કૃષ્ણ૦**—કેમ હજી આડું ને આડું બોલે છે? તેં આજ મારી મરજીવિરુદ્ધ કંઈ નથી કર્યું ? સાચું બોલ.

**ચંદન**—આજ ઉઠીને હું નીચે સરખીએ ગઇ નથી. તમારી મરજીવિરુદ્ધ કંઇ પણ કામ તે મેં કયારે કર્યું ? લાવોને ના માનો તો કહો તેવા સમ ખાઉં.

**કૃષ્ણ૦**—અરે ! વળી ખોટા સમ ખાવાની વાત બોલી ! એવા સમ તો સવાયાના સો ખવાડવા હોય તો ખાનાર મળે ! મેં તને લાખ વાર કહ્યું છે કે સમ ખાવાની વાત મારા આગલ કરવી નહિ. મને એ બિલકુલ પસંદ નથી.

**ચંદન**—સમ નહિ તો રહ્યું. તમે જ કહો કે મેં શો ધ્રુનો કરયો?

**કૃષ્ણ૦**—સાચું બોલજે, અત્યારના પો'રમાં રાગડા તાણીને ખોટું ખોટું સું ગાતી'તી ?

**ચંદન**—હાયહાય તમારો છેક આવો નઠારો વહેમી સ્વભાવ છે! લો આમાં મેં શું ખોટું ગાયું ? (ફરીથી ગાઇ બતાવે છે.)

**કૃષ્ણ૦**—('જાગોને જગના પતિ વહેલા, દિવસપતિ આ ઉગ્યા રે,

એટલું સાંભળતાં જ) બસ બસ, અહિંથી જ રાખ. આ તેં સું ગાયું? એ સાચું ગાયું કે જૂઠું ગાયું તેનો તને કંઇ વિચાર છે? મારો મુદ્દો આટલી ટુકમાં પણ આવી જાય છે.

**ચંદન**—પરમેશ્વરને-ભગવાનને જગાડવાનું કીર્તન છે. એમાં શું ખોટું ગાયું તે કંઈ જણાય?

**કૃષ્ણ૦**—અરે ઉઠ મોટી ભગવાનવાળી ને પરમેસ્વરવાળી! સું પરમેસ્વર આપણા માણસની પેઠે ઉંઘે છે, ને તું જગાડે ત્યારે જાગે છે કેમ? એવી ખોટી વાત હું માનતો નથી. દોઢ સેર ખાય ને રાત પડે ત્યારે ઉંઘે, ને વા'ણે વાયે જગાડે ત્યારે જાગે એવો પરમેસ્વર તારા બાપનો હસે તે તારા બાપને ઘેર! સમજી કેની? અમે એવા ઉંઘતા પરમેસ્વરને માનતા નથી! આજ પછી જો સવારના પો'રમાં આવું ખોટું ભાસણ મોંઢામાંથી કાઢયું તો પછી મારાથી ભુંડું કોઈ નથી. એમ જાણજે.

**ચંદન**—લો આ બોલ્યા એટલે સમજાયું. આવા તમારા પેટના ને મનના મેલની મને શી રીતે સમજણ પડે તે કહો. તમે મને કોઈ દા'ડોએ વાત કહી છે કે તમે કેવા પરમેશ્વરને માનો છો? સાચે સાચું બોલજો. હજી વા'ણાનો પો'ર છે.

**કૃષ્ણ૦**—ના ના તે નથી કહ્યું તેમાં સું થઇ ગયું?

**ચંદન**—થઈ ગયું તે એ જ કે તમારી કસુરબદલનો ઠપકો મારે ખાવો પડયો, ને ખોટી ગાળો ખાવી પડી!

**કૃષ્ણ૦**—તેનું હવે સું કરવું છે જે? વખતે ઠપકો પણ ખાવો પડે.

**ચંદન**—ખોટો ઠપકો તમારે આપવો ને ગાળો દેવી ને મારે વગરબોલ્યે ખમવી, એ વાત તમે વ્યાજબી ગણતા હો તો પછી મારે કંઈ બોલવાનું નથી. નહિ તો આજે તમે ભૂલ કરી છે એમ કબુલ કરો એટલે બસ.

**કૃષ્ણ૦**—(હેં હેં હેં એમ લગાર હસીને) જા જા એમાં સી મોટી ભૂલ! એ તો સાધારણ અક્કલથી જ તારે વિચારવું જોઈએ કે માણસની પેઠે ઉંઘે ને જગાડીએ ત્યારે જાગે એવા ઈસ્વર હોય જ નહિ. આ બાબતનો વિચાર કર્યાવગર રાગડો તાણ્યો ત્યાંથી તારી ભૂલ તો ખરી જ. નહિ તો તારે મને પૂછવું'તું જે ઇસ્વર કેવા હોય?

**ચંદન**—જ્યાં સુધી અમને તો કોઇ નવું ખરું સમજાવે નહિ ત્યાં લગી જે ઘરડાંથી ચાલતો આવેલો ચાલ હોય તે ખરો જ છે એમ જાણીને ચાલીએ, એટલે આમાં મારી ભૂલ નથી. પણ તમે

નવા ઈશ્વરને નક્કી કરનારા થયા છતાં મને સમજાવી નહિ એ તમારી તો ભૂલ ખરી. પણ હવે તમે મોંઢે કબૂલ ના કરો તો લાચાર. હશે, આજે હવે પૂછું છું કે તમે કહો છો તે પરમેશ્વર કેવા હોય છે?

**કૃષ્ણ૦**—પરમેસ્વર તો વલી નિરંજનનિરાકાર હોય ને તે તો બધેજ વ્યાપી રહ્યા હોય છે. કંઇ એક જગાએ સુઇને ઉંઘે એવા નથી!

**ચંદન**—આપણા ઘરમાં ને આપણામાં પણ છે ખરા કે?

**કૃષ્ણ૦**—હા હા એ તો બધે વ્યાપક છે.

**ચંદન**—ત્યારે આ તમને, મને ને આખા જગતને કોણે એ ઈશ્વરે જ બનાવ્યાં કે કોઇ બીજાએ?

**કૃષ્ણ૦**—એ ઈસ્વરે જ બનાવ્યાં છે. તેથી જ એમને સ્રસ્ટા, સૃજનાર એવાં એવાં નામો અપાયાં છે.

**ચંદન**—હાથ પગ ને શરીરવગર પરમેશ્વરે આ બધાંને શી રીતે બનાવ્યાં હશે? હું તો જાણું જે જેમ આપણાં માબાપ હાથપગ ને શરીરવાળાં હોય છે તેમ આ આખા જગતનાં માબાપ પણ હાથપગવાળાં હશે. મેં તો સાંભળ્યું છે કે ઇશ્વર જગતના પિતા છે ને આ માયાશક્તિ જગદંબા તે તો જગતની માતા છે. એ બધું ખોટું કે?

**કૃષ્ણ૦**—એ બધું ખોટું. ખોટાંને માથે કાંઇ સીંગડા ઉગે છે કે? લગાર અક્કલ રાખ ને સાંભલ. ઈસ્વરને કંઇ કુંભારની પેઠે ઘડીને માણુસ કરવા પડે છે? એ તો સર્વસક્તિમાન્ છે. અનંતસક્તિવાલા છે, તે પોતાની સક્તિથી જ કરે છે, પણ તે સક્તિ તે તારી માની પેઠે સરીરવાલી જૂદી નહિ હોં!

**ચંદન**—એમ કે? ત્યારે સર્વશક્તિવાળાને અનંતશક્તિવાળા જે ઈશ્વર પોતાની શક્તિવડે આ આખું આવું જગત્ કરે છે ત્યારે મહીં એક ખાય પીએ ને સુએ જાગે ઉંઘે એવું રૂપ પ્રકટ કરવું હોય તો કરી શકે ખરા કે નહિ? જો નહિ કરી શકતા હોય ત્યારે તો સર્વશક્તિવાળા કેમ કહેવાય? ને એવું રૂપ પુરુષના આકારમાં પ્રકટાવે તેવું એક સ્ત્રીના આકારમાં પણ તે પુરુષની જોડે પ્રકટાવવું હોય તો પ્રકટાવી શકે ખરા કે નહિ?

**કૃષ્ણ૦**—એ તો બધું કરી સકે. તરણાનો મેરુ ને મેરુનું તરણું કરી સકે. પણ તે કરવાને કંઈ કારણ જોઇએ કેની? પોતે નિરાકાર સ્વરૂપે સઘલું કરી સકે છે એટલે પછી આકારવાલું સરીર સા માટે પ્રકટ કરે?

**ચંદન**—એમ જ્યારે કહેશો ત્યારે એ નિરાકાર સ્વરૂપે જ જો

બધું કરી શકતા હોય છે તો પછી આપણને બધાંને નિરાકાર જ કેમ ન કરી શક્યા? અને આપણને સઘળાંને ઉત્પન્ન કરવાનું એ નિરંજનનિરાકારને શું કારણ પડ્યું તે કારણ મને કહો. અને જો કારણવના આપણા જેવાં આ બધાંને પ્રકટાવ્યાં છે તો તેવું જ કારણવના એક તેમનું પોતાનું રૂપ પણ પ્રકટાવે એમાં શી મોટી નવાઇની વાત છે?

**કૃષ્ણ૦**—તે પોતાને નિરાકાર સ્વરૂપે રહીને બધું કરી સકે છે એટલે એવું રૂપ પ્રકટાવવાનું કારણ સું?

**ચંદન**—ત્યારે મારે એ જ પૂછવાનું છે કે તે પોતાને નિરાકાર-સ્વરૂપે રહીને બધું કરી શકે એવા છે પણ કારણવિના કશું કરતા નથી ત્યારે આ આખું જગત્ શા કારણમાટે બનાવ્યું તે મને કહો. ને અહિં તમારો ને મારો તે પરમેશ્વરને શો ખપ પડ્યો કે બનાવ્યાં? બરાબર વિચારીને મને કારણ સમજાવો.

**કૃષ્ણ૦**—લે જા જા હવે દાતણપાણી લાવ. વા'ણાના પોર'માં નકામી વગરસમજણની ટેચ કરાવે છે તે!

**ચંદન**—જવાબ દેવાનું સૂજતું નથી ત્યારે ટેચ! કેમ? આ ટેચ તે તમે કાઢી કે મેં? હવે મને કારણ કહો.

**કૃષ્ણ૦**—હમણાં મારે બીજા કામની ઉતાવળ છે, માટે બીજા નવરાસના વખતે કહીસ જા.

**ચંદન**—ત્યારે મને ખરું સમજાવશો ત્યાં લગી હું મારી મેળે જે સમજીને ગાતી હોઉં તેમાં વાંધાસાંધા કાઢીને ખોટી બૂમો ના પાડશો હોં કે?

**કૃષ્ણ૦**—ઠીક છે ઠીક છે. જા હવે લાવ જલદી. (**ચંદન** દાતણપાણી લાવી આપે છે ને પછી પોતાને કામે જવા માંડે છે એટલે) બેસ બેસ, લગાર પાનની બીડી તો બનાવતી જા.

**ચંદન**—(બેશીને પાન કરતાં) કેમ વારુ, કાલે આપણા પેલા **બાળમુકનદાસને** ઘેર તમે જમવા આવ્યા'તા તે કંઇ જમવાની મજા પડી'તી કે નહિ?

**કૃષ્ણ૦**—હા ઠીક હતું. રસોઇબિસોઈ ઠીક થઇ'તી. ભલો એણે આવડો બધો ખરચ કરયો! બાકી એ તો ઘીમાંની માખી નીચવી લે એવો માણસ છે.

**ચંદન**—લો જુઓ, તમને જમાડ્યા ત્યારે આ તમે તેને સરપાવ આપ્યો કે? પણ જાણો છો કે કાલે તમને મિષ્ટાન્ન શાથી મળ્યાં તે?

**કૃષ્ણ૦**—એમાં સું વળી ? મોલ્લાનાં બધાંને જમાડ્યાં હસે તે મહીં આપણને પણ કહ્યું હસે.

**ચંદન**—બધાંએ કામમાં આવીને આવી જ ખરી ચોકસી કરીને વાતો કરો છો કે ? મોલ્લાને કહ્યું હોય તો આ બીજાં ઘણાંએ છે તેમને કોઇને કેમ નો'તું કહ્યું ? આ એમનાથી ત્રીજે ઘેર ગોદાવરી રહે છે, તેને કે તેના છોકરાને કે વહૂને કોઇનેએ નો'તું કહ્યું, તો આપણે તો એનાથીએ છેટે રહીએ છીએ. ને આપણે ને એને કંઈ જમવાજમાડવાનો વહેવાર બાંધેલો નથી. પણ તમને એ વાતની શી ખબર છે જે ? તમે તો બચારા અજ્ઞાની ગાવડીજેવા છો ! (હસતાં પાન આપે છે.)

**કૃષ્ણ૦**—કહેને ત્યારે તું જાણતી હોય તો. આપણને સા સંબંધમાં જમાડ્યાં ?

**ચંદન**—એ તો અમારા પુનપરતાપથી કાલે તો તો તમને પરસાદ મળ્યા છે ! હવે સમજણ પડી ?

**કૃષ્ણ૦**—સો ખોટો ખોટો વગર સમજણનો લવારો કરે છે. પાધરે પાધરૂં હોય તે બોલની.

**ચંદન**—ના સમજાયું ? ત્યારે હવે કહું છું: એ તો પેલી રોજ કથા થાય છે તેમાં જેટલાં આવે છે તેમને સઉને જમવાનુંહતું તમે કથામાં આવતા નથી, ને અમે બે દા'ડા ગયાં'તાં, પણ તમારા વના અમે એકલાં જમવા જઇએ નહિ તેથી સૌઅકું નોતરૂં દીધું. હવે સમજણ પડી કેની ? કે અમારી જોડે આંગળીયામાં તમને જમવાનું મળ્યું છે ! જોજો વળી સાચું કહેતાં ચીડાતા નહિ.

**કૃષ્ણ૦**—પગથી તે માંથાલગી માણસને ચીડ ચદે એવું કડવું ઝેરજેવું બોલે છે, ને વળી કહે છે કે ચીડાતા નહિ !

**ચંદન**—ખરૂં પૂછો તો તમારી એવું બોલવાની ટેવ જોઇને મને એવી ટેવ પડી છે. પણ મને લાગે છે કે જો તમે જવા દેશો ને થોડા દા'ડા જીવ ઠેકાણે રાખીને હું આ કથામાં જઇશ તો મારી એ ટેવ સુધરશે ખરી. સાચે સાચું કહું છું કે જો એક દા'ડો પણ હું કથામાં ના ગઇ હોત તો આજ તમારી જોડે મારે મહાભારતજેવી લડાઇ થાત, ને હું પણ તમારાથી બમણો ઘાંટો કાદત. પણ લગાર વિચાર આવ્યો ને મેં ખમોસ ખાધી, તે એ કથાના પરતાપ હોં. લો હશે ખોટું લાગ્યું હોય તો માફ કરજો. (એમ બોલી નીચે જાય છે ને કૃષ્ણદાસ કામે લાગે છે.)

**ચંચળા વગેરે સ્ત્રિઓએ ઘણા દિવસ વિજયાલક્ષ્મીની કથા સાં-**

ભળવાની આતુરતામાં ને આતુરતામાં કાઢ્યા છે, તે આજે હવે ક્યારે જમી પરવારીએ કે જઇએ એવા ઉમંગમાં ને ઉમંગમાં રોજ કરતાં વહેલાં જમી પરવારે છે. તથા જેમ જેમ પરવારે છે તેમ તેમ વારા ફરતી વિજયાલક્ષ્મીપાસે જાય છે. વિજયા પણ આજે સર્વ વહેલાં આવશે એવા અનુમાનથી નિત્ય કરતાં કંઈક ઉતાવળે જમીને પરવારે છે, તથા સર્વ આવવા માંડે છે, એટલે તેમને આવકાર દેતી ત્યાં બેસે છે પછી.

**ચંચળા**—હેં બહેન વિજયાલક્ષ્મિ! તમે અમને સંભારીને કોઇ વાર આંખમાં પાણી આણ્યાં'તાં કે નહિ?

**ભાગીરથી**—જુઓ ચંચળ બ્હેન! હવે એવી દિલગીરીની ગયેલી વાર્તાને સંભારશો નહિ. એ તો ઉઘાડું જ છે કે જેમ આપણને થયું'તું તેમ એમને પણ થયું હશે જ. પણ તેમાં સઉથી તમને ઘણું દુઃખ થયું છે. તેનું કારણ એટલું જ કે તમે સાચા પ્રેમવાળાં, ચોખા મનનાં ને કોમળ હૃદયવાળાં છો. હવે તો કંઇ એવી વાર્તા કાઢો કે આપણી ઘણા દિવસની ભુખ ભાગે ને કાન પવિત્ર થાય.

**ચંચળા**-- હા હા ખરી વાત. મારી ભૂલ થઈ. હવે તો આપણું બાકી છે ત્યાંથી ચાલાવવાની વાત જ કરો.

**વિજયા**—ના ના ચંચળ બહેન! એમાં તમે કંઇ ભૂલ નથી કરી. મારા મનની ને સ્નેહની પરીક્ષા કરવા તમે પૂછ્યું એ કંઇ ભૂલ નથી. પણ ભાગીરથી બહેને કહ્યું એ પણ ઠીક છે. કારણ કે હવે એ વાતમાંથી આપણને તરત કંઇ લાભજેવું નથી. ત્યારે હવે આપણા નિયમપ્રમાણે પદ બોલું પછી અધુરી કથા ચાલતી કરું. બોલો જય જય શ્રીસદ્ગુરુદેવ. (સઉ બોલે છે.)

**પદ. ગરબો.**

કે પ્રભુપદ પ્રેમવડે નિત્ય સેવીએ રે,<br>
અંતર ધારી સ્વરૂપ અખંડ જો,<br>
આ ભટકતી વૃત્તિ શમાવીને રે,<br>
કે જાય જેથી જન્મમરણનો દંડ જો, પ્રભુપદ૦ ૧<br>
જગમાં મોહ ધરી નવ ચાલીએ રે,<br>
કે મોહે પરવશ અધિક થવાય જો,<br>
તેથી ક્રોધ વધે છે કારમો રે,<br>
જેથી પાપી પદમાં જવાય જો, પ્રભુપદ૦ ૨<br>
પાપે કુમતિ અંતર ઉપજે રે,<br>
તેથી કામ લોભ દે પીડ જો,

તેથી વધતી ઝાઝી વાસના રે,
તેથી ક્ષણુ ક્ષણુ પડતી ભીડ જો, પ્રભુપદ૦ ૩
વિવેકવિચારથી મનને રોકીએ રે,
તો તો પ્રતિદિન વાધે સુખ જો,
ઝાઝાં કારણુ ટળીને ક્લેશનાં રે,
નિશદિન ભાસે પ્રસન્ન મુખ જો, પ્રભુપદ૦ ૪
કે ત્યજી આળસ રહીએ વ્યવહારમાં રે,
કરીએ કુળાચારનાં કામ જો,
હરતાં ફરતાં ઇષ્ટ સંભારીએ રે,
મનહર ગણી પ્રભુપદ વિશ્રામ જો, પ્રભુપદ૦ ૫

**ચંચળા**—જય જય **શ્રીસદ્‌ગુરુદેવ**. (સર્વ બોલે છે.)

**ભાગીરથી**—તે દિવસે કથાના અંતમાં પેલા **પ્રબુદ્ધ** પુરુષે પોતાની **સત્ત્વમતિ** સ્ત્રીને આપ્રમાણે કહ્યું હતું કે 'હવે આપણે ઘણું ખરું ઋણથી મુક્ત થયાં છીએ. આ પુત્ર આવવાથી પિતરોના ઋણથી છૂટાં થયાં છીએ. (શાસ્ત્રમાં પુત્ર પ્રસવ થયાની વાર્તા કાને શ્રવણુ કરવા માત્રથી જ તેનો પિતા પિતૃઋણથી મુક્ત થાય છે એમ કહ્યું છે.) આ દાનપુણ્ય તથા આ યજ્ઞ વગેરે કર્મોથી દેવ તથા મનુષ્યઋણથી પણુ છૂટ્યાં જેવાં છીએ. તને પણુ ઇચ્છાપ્રમાણે ધનાદિ પદાર્થની ઘટતી યોજના કરી આપી છે. તો હવે મારે આ સંસારને ઘણો કાળ સેવવો એ અગત્યનું જણાતું નથી. માટે જો તું પ્રસન્ન થઇને કહે તો હું એકાંતમાં રહીને સદા નિવૃત્તિથી પરમેશ્વરપરાયણુ બુદ્ધિ કરું. તેં પણુ સર્વથા દાનાંતે ધ્યાન કરવાનું કહ્યું હતું. ધ્યાનના અંતમાં જ્ઞાન છે. ધ્યાનમાં વિરોધી આ સઘળો વ્યવહાર છે. તો આ સર્વ વ્યવહારથી વેગળો એકાંતમાં રહીને જો હું ધ્યાનનો દૃઢ અભ્યાસ કરું તો તેમાં તારી પ્રસન્નતા છે કે કેમ તે તું સ્પષ્ટ કહે.' આવા ભાવનાં **પ્રબુદ્ધ**નાં વચન સાંભળીને તે **સત્ત્વમતિ** આ પ્રકારનાં પ્રિય તથા હિતકર વચનને કહેવા લાગી' એટલેથી અધુરૂં રહ્યું છે.

**વિજયા**—(જય જય બોલીને) પછી તે **સત્ત્વમતિ** આ પ્રમાણે પોતાના પ્રાણુપ્રિય પતિને કહેવા લાગી.

**સત્ત્વમતિ** કહે છેઃ હે પતિ! આપ સર્વપ્રકારે સ્વતંત્ર છો તેમ છતાં પણુ શાસ્ત્રની તથા વડિલપરંપરાથી ચાલતી આવતી નીતિની મર્યાદાને કદાચિત્ પણુ ઉલ્લંઘન કરવી નહિ એવા નિશ્ચયવાળા છો તેથી આ પ્રકારની મારી પ્રસન્નતા જાણવા ઇચ્છો છો, તો હું કે જેનો ધર્મ નિરંતર આપની પ્રસન્નતા જાળવવી એ જ સમજું છું તેણે

આપને 'હા આમ કરો, અથવા 'ના આમ ન કરો' એવું કહેવું એ વધારે વિચારથી ઘટિત ગણાય નહિ. તેમ છતાં પણ આવા વિષયમાં શાસ્ત્રે પુરુષની સ્વતંત્રતા કાંઇક અંશે ઓછી કરી છે, અને સ્ત્રીના અભિપ્રાયની અગત્ય રાખી છે તેથી શાસ્ત્રને માન આપવા અર્થે તેમ જ આપની આજ્ઞાનું પાલન કરવા અર્થે આપે પૂછ્યું તેના સંબંધમાં મારા અંતઃકરણમાંથી આ ક્ષણે જે વિચારો આવે છે તેને જણાવું છું, તેમાં યોગ્ય અયોગ્યની ઘટે તો મને ક્ષમા આપજો. કોઇ પણ મનુષ્યને પોતાનું કલ્યાણ કરવાનો ખરો માર્ગ જણાય અને તે માર્ગે તે ચઢવા ઇચ્છે તો તેનું શુભ ઇચ્છનાર બીજાં નિકટનાં સંબંધીઓએ તેમાં વિનાકારણ અથવા કેવળ પોતાનો ક્ષુદ્ર સ્વાર્થ સાધવાને અર્થે વિઘ્ન નાંખવું ઘટતું નથી. તોપણ સર્વ મનુષ્ય પોતાનો સ્વાર્થ સાધવામાં પ્રીતિવાળાં હોય છે તેથી પોતાનો બિગાડ થવાનો પ્રસંગ જાણે તો સામાના કલ્યાણમાં વિઘ્ન નાંખવા ડરતાં નથી. પરંતુ એ વિચાર મને અધિક યોગ્ય જણાતો નથી. આ પ્રસંગ તો એવો છે કે આપના કલ્યાણમાં મારું કલ્યાણ શમાયેલું છે, તેમ જ આપના એકાંત વાસમાં રહેવાથી વ્યવહારદૃષ્ટિથી મનાતો મારો ક્ષુદ્ર સ્વાર્થ બિગડવાનો પણ સંભવ છે. જેથી વિચાર કર્યા વિના જ પ્રસન્નતા કે અપ્રસન્નતા જણાવવી એ ઠીક લાગતું નથી. માટે હવે લાભહાનિના આ પ્રસંગે જે વિચાર કરવા યોગ્ય છે તે આપ્રમાણે છે. તે કૃપા કરીને શ્રવણ કરો.

શાસ્ત્રમાં પ્રથમ બ્રહ્મચર્ય આશ્રમ કહ્યો છે. તે આશ્રમમાં રૂડે પ્રકારે વિદ્યા સંપાદન કરાય છે, તથા શરીરનાં સઘળાં અંગ તથા ઉપાંગો પૂર્ણ થાય છે, તથા એ આશ્રમમાં પાળવાયોગ્ય નિયમો જો બરાબર તેટલો કાળ પળાય તો તેથી શરીરબળ, બુદ્ધિબળ, તથા આયુષ્ય અધિક કાળ નિર્વિઘ્ન ટકે એવું બંધાય છે, અને તેથી આગળના આશ્રમમાં સુખનો અનુભવ કરાય છે; અને જો તે શાસ્ત્રની આજ્ઞાનો ભંગ કરીને ઉલટા ચાલે છે તો તે દુર્બળ તથા અલ્પજીવી થઇને દુઃખનો અનુભવ પાછળથી કરે છે. આ જ કારણથી તે આશ્રમને તથા તેમાં પાળવાયોગ્ય કહેલા ધર્મોને બુદ્ધિમાન્ પુરુષો આજપર્યંત પાળતા આવ્યા છે અને હાલ પણ પાળે છે.

એ પછી બીજો આ ગૃહસ્થાશ્રમ છે કે જેને આપણે હાલ પાળીએ છીએ. એ ગૃહસ્થાશ્રમનો અવધિ એક નિયમથી સાઠ વર્ષનું વય થવે થાય છે. બીજા નિયમથી જ્યારે પુરુષનેઆ સઘળા વિષયોમાં તથા તેથી થતા સુખમાં તીવ્ર વિરાગ થાય છે ત્યારે અ-

ર્થાત્ સંપૂર્ણ વિષયસુખની અત્યંત અસ્પૃહા થાય છે ત્યારે અવધિ ગણાય છે. અને ત્રિજું તો નિરુપાયથી મરણ થાય છે ત્યારે અવધિ મનાય છે. એ કંઈ ખરો અવધિ નથી.

પ્રથમ નિયમથી વય જોઇએ તો આપને હજી ઘણું તો પાં-ત્રિશની અંદર પણ ઉપર વર્ષ થયાં નથી. માટે આશ્રમને છેડે જવાની હજી વાર છે. બીજો તીવ્ર વિરાગ; તે મારા સમજવાપ્રમાણે હજી તીવ્ર વિરાગ પણ ગણાય નહિ. કારણ કે હજી આપણને આ આપણા શરીરમાં મમત્વ જણાય છે. આ શરીરની આપણને સ્પૃહા છે, તેમ જ શરીરના સંબંધીઓનાં સુખદુઃખથી આપણા અંતઃકર-ણમાં લગાર પણ સારી નઠારી અસર થાય છે ત્યાં લગી તીવ્ર વિ-રાગ થયો ગણાય નહિ. જેથી આ બીજે પક્ષે પણ આ આશ્રમના અંતનું અનુમાન થતું નથી, અને ત્રિજું મરણ; એ તો તેના કારણને અધીન છે, એટલે તે સંબંધમાં તો કશું જોવાનું જ નથી. આપ્રમાણે જ્યારે ગૃહસ્થાશ્રમના અવધિનો સમય આવ્યો નથી ત્યારે આશ્રમનો ત્યાગ કરી એકાંત દેશ સેવવા જવું એ તો ઘટતું નથી. તેમ છતાં આ સંસારના ઘણા વ્યવહારો આપને હવે સારરહિત અને ઉપાધિરૂપ લાગે છે તો કોઇ ઉપાય અથવા વિચા-રથી તેને ઘટાડી દેવાય તો પછી આ ઘરમાં વસવું એ પણ એકાંત વાસજ છે, આપણો સઘળો વ્યાપાર બંધ કરીને મૂળ પુંજી ઘરમાં રાખીને તેમાંથી અન્નવસ્ત્ર લેવાં અને ઇષ્ટચિંતન કરવું એ કંઈ ઉ-પાધિરૂપ નથી. ત્યાગીઓને પણ અન્નવસ્ત્રની અગત્ય રહે છે, અને તેથી એટલા માટે જ તેઓને ગૃહસ્થાશ્રમીઓને દ્વારે નિત્ય જવું પડે છે, તેમનો સંગ સેવવો પડે છે. તથા તેમની મરજી રાખવા બોધ કરવો પડે છે. આ વગેરે પણ ખરું જોતાં ઓછો ઉપાધિ નથી. એ કરતાં તો આપણા ઘરમાં ઈશ્વરે જે જોઇએ તે આપ્યું છે. એક પાચક તો હંમેશા હોય જ છે, તેથી સ્વહસ્તે પાકક્રિયા કર્યા વગર સમયઉપર ભિક્ષા પણ મળે છે. ઈષ્ટસ્મરણ ઇચ્છાનુ-કૂળ કરવાનાં આપણા ઘરમાં ઘણી જગાએ નિવૃત્તિનાં સ્થાન છે, તો આ સર્વ અનુકૂળતા ત્યજીને બહાર જવું એ તો મને ઉચિત જણાતું નથી, વળી આ પુત્રને ઉપનયનસંસ્કાર કરવો તથા તેનું વિવાહકર્મ કરવું પિતાને ઘટે છે. તે જ્યાંપર્યંત આપણે હાથે થવા સરખો સંભવ હોય ને આપણે તેની અસ્પૃહા કરીએ તો એ પણ આ આશ્રમધર્મમાં એક ખોડ રહી ગણાય. હજી તો આ બાળક સંસાર શું, ઘર શું, માતપિતા શું વગેરે કશું બરાબર જાણતો

નથી. તો આ ક્ષણથી જ એનો ત્યાગ કરવો પિતાને ધર્મના નિયમથી ઉચિત ગણાય નહિ. આવિના હજી મારી પણ પ્રથમાવસ્થા જ છે તો યુવાવસ્થાવાળા પતિએ આગંતુક આવી પ્રાપ્ત થએલા અનિશ્ચિત વિરાગના સંબંધથી પ્રથમાવસ્થાવાળી સ્ત્રી કે જે દોષનું પાત્ર છે તેને કોઇના પણ યોગ્ય રક્ષણમાં મૂકયા કે સોંપ્યા વિના ગમે ત્યાં વિચરવું એ ઘણું દોષરૂપ છે. આ વગેરે અનેક કારણો એવાં છે કે જેથી આપના એકાંતવાસનિમિત્ત ગમે ત્યાં પધારવાથી મારા મનમાં ઘણો અસંતોષ તથા અપ્રસન્નતા થવાનો સંભવ છે. આપને પણ પશ્ચાત્ વિચારવાનો પ્રસંગ આવવાનો સંભવ અનુમાન કરાય છે, માટે હું આપની રંક દાસીનાં વચનને યોગ્ય લાગે તો સ્વીકારીને આ સ્થળમાં જ રહીને આપ યોગ્ય લાગે તેપ્રમાણે ઉપાધિમુકત થઇને રહો. ગૃહસ્થે સ્ત્રીસહિત અથવા સ્ત્રીરહિત વનિની અવસ્થા ભોગવવી પડે છે. તથાપિ મારા સમજવા પ્રમાણે હજી આપણને તે અધિકાર આવવાની વાર છે.

આ પ્રકારનાં પોતાની પવિત્ર મનની સ્ત્રીનાં વચનને શ્રવણ કરીને પ્રબુદ્ધ કહે છેઃ હે સદ્વિવેકવાળી! તું જે કહે છે તે યથાર્થ છે, માટે હવે આ સ્થળમાં જ રહીને આપણા કર્તવ્યને હાલ કરવું એ નિશ્ચય દૃઢ કરું છું. આપણો વ્યાપાર હાલમાં ઘટાડેલો છે, તેમ છતાં આપણો કારભારી કુશળ છે, તે સમયાનુસાર લાભ થાય એવા વ્યાપારને કરે છે. એ માણસ ઘણો પ્રમાણિક છે, એટલે મારે વધારે કાળજી રાખવાસરખું નથી. મને પણ અવકાશ જોઇએ એકરતાં પણ વધારે મળી શકવા સંભવ છે. જેથી આ આશ્રમધર્મને સેવતાં જ દાન તથા ધ્યાનને સિદ્ધ કરતા જવું હાલ ઉચિત ગણું છું. દાન, અધ્યયન તથા તપ એ ત્રણમાં કોઈ પણ બુદ્ધિમાને સંતોષ ન રાખવો એવો વિદ્વાનોનો મત છે. માટે હાલ તો એ જ પ્રમાણે કરવું યોગ્ય છે એમ માનું છું આપણા **શ્રીસદ્**ગુરુનો પણ એ જ પ્રકારનો અભિપ્રાય હતો છતાં તારા વિચારને જાણવા અર્થે આ તને પૂછ્યું તેથી સંકોચને પામીશ નહિ. તું પ્રસન્ન ચિત્તથી આ બાળકની સંભાળ રાખતાં ઇષ્ટનું ચિંતન કરતી રહેજે, તથા પ્રસંગવશાત્ મને આ વ્યવહારનો અધિક સંગ દોષની અભિવૃદ્ધિ કરનાર ન થઈ પડે એવું સાવધાનપણું રાખી ચેતવતી રહેજે. હું નિયમથી એકાંત દેશમાં ધ્યાનાદિ પ્રયોગને કરૂં તે તે સમયમાં અવશ્યના વ્યવહારમાં તું દૃષ્ટિ રાખતી રહેજે.

આપ્રમાણે પ્રસન્ન ચિત્તથી પરસ્પર વાતચીત કરીને પોતપોતાના ઘટિત વ્યવહારને કરવાં લાગ્યાં. આનંદવડે નિત્યનિયમ બાંધીને દોઢ

પ્રહર તે પ્રબુદ્ધ વ્યવહારમાં ગાળતો, લગભગ બે પ્રહર નિદ્રામાં અને બાકીના પ્રહરને પરમાર્થસંબંધી વિચારક્રિયા વગેરેમાં ગાળતો. આપ્રમાણે ચાલતાં પોતાના પ્રયત્નથી તથા શ્રીસદ્‌ગુરુના અનુગ્રહથી ઉત્તરોત્તર અધિક શાંતિને અનુભવવા લાગ્યો. સત્ત્વમતિ પણ પુત્રની સંભાળ તથા વ્યવહારની સંભાળ રાખતી ઈષ્ટમાં ચિત્તવૃત્તિને સ્થાપતી સુખનો અનુભવ કરતી હતી. એમ ઘણા દિવસો આનંદમાં નીકળી ગયા. દાન, ધર્મ, કર્મ વગેરે પુણ્યરૂપ આચાર તો તેમનો પ્રતિદિન ચઢતી કળાથી થયા જ કરતો હતો. ધીરે ધીરે પ્રબુદ્ધ પુરુષને શરીર તથા ધનાદિની આસક્તિ ઘણે અંશે ઘટી જવા લાગી. તેથી ક્લેશનું ભાન પણ ક્વચિત્ જ થતું.

વિષ્ણુશર્મા ધ્વજપાલશેઠને કહે છેઃ હે સદ્‌ગુણી શેઠ ! આપ્રમાણે તે સદ્વિદ્યાવાળા પવિત્ર મનના હરદત્તે પોતાની સ્ત્રી ગિરિજાને કહેતાં કહ્યું કે હે સ્ત્રિ ! તેં પ્રથમ મને પ્રશ્ન કર્યો હતો કે સદ્વિદ્યાવાન્ પવિત્ર મનવાળાં રોગીઓ કેવા પ્રકારના વિચાર કરીને આ મનને સમાધાનથી ઈશ્વરમાં જોડતા હશે ? આ પ્રશ્નના સમાધાનમાં આ પ્રબુદ્ધ પુરુષની આખ્યાયિકાનો આરંભ કર્યો હતો તે પ્રસંગ આવે છે માટે તું સાવધાન થઇને શ્રવણ કર.

આ પ્રમાણે કલ્લોલ કરતાં ચારેક વર્ષ નીકળી ગયાં. અંતઃકરણની અવસ્થા ઉંચી થવાથી આ લોક તથા પરલોકનાં સુખને તે પ્રબુદ્ધ પુરુષ તૃણવત્ લેખવા લાગ્યો. એ પ્રકારે દિવસ વ્યતીત થતાં કોઇ વિલક્ષણ પ્રબળ પ્રતિબંધક પ્રારબ્ધના યોગથી એ પ્રબુદ્ધને સર્વ રોગોનો રાજા જે જ્વર ગણાય છે તે આવી પ્રાપ્ત થયો. પ્રથમ તો સામાન્ય વાતપિત્તજ્વર થયો, પણ ક્રમે કરીને તે જ્વર અધિક દોષનો સંગી થવા દૂષિત થયો, અને વિષમજ્વરરૂપ થઈ રહ્યો.

આ પ્રકારનો જ્વર આવતાં જ્યારે એક માસ થવા આવ્યો ત્યારે સત્ત્વમતિના ચિત્તમાં અધિક કાળજી થવા માંડી. પણ ધૈર્યવાળી તે સ્ત્રી પોતાના પતિની સેવામાં નિર્ભયતાનું ભાન કરાવતી નિરંતર અર્થાત્ અધિક કાળ તત્પર રહી પુત્રની સંભાળ પણ ઓછી રાખવા લાગી. અનેક પ્રકારે સંભાળથી વિવિધ કુશળ વૈદ્યોની સલાહથી ઔષધ પણ કરવા લાગી તથાપિ જ્વરનો વેગ નિર્મૂળ થયો નહિ કે ન્યૂન પણ થયો નહિ. આ જોઇને તે વિશેષ કાળજી કરવા લાગી.

પ્રબુદ્ધ પોતાની સ્ત્રીને સાવધાન જાણતો હતો, તથાપિ એ વિકળ ન થાય તે માટે આ પ્રકારનાં પ્રિય વચનોથી તેને ધૈર્ય આપતો હતોઃ હે સ્ત્રિ ! તું તારા મનમાં કોઇ પ્રકારે પણ ખેદને પામીશ નહિ. તું

રુડે પ્રકારની પુત્રની સંભાળ રાખતાં પ્રસન્ન રહેજે. આ જ્વર વેગવાળો જણાય છે ખરો, પણ મને અધિક સંતાપ આપનાર થતો નથી. હું ધ્યેયસ્વરૂપમાં વૃત્તિ સ્થાપીને જ્યારે અંતરમાં સ્થિર થાઉં છું ત્યારે આ જ્વરવડે તપ્ત થયેલું શરીર મને અગ્નિ તપ્ત થયેલા ધાતુના કોટની પેઠે વીંટાયલું પ્રતીત થાય છે. પ્રસંગે ધ્યેયાકારવૃત્તિ થઈ જાય છે ત્યારે તો જ્વરનું કે શરીરનું ભાન થતું નથી. પણ પ્રસંગે વૃત્તિ ધ્યાનથી જાગ્રત્ થાય છે ત્યારે જેમ તિતિક્ષા સાધનાર સાધક ઉષ્ણ કાલમાં અગ્નિનું સેવન કરેછે અને તેને જેમ તાપ હોય છે તથાપિ ઇષ્ટસ્મરણમાં તેનું ચિત્ત જોડાય છે તેમ મારું ચિત્ત ઇષ્ટસ્મરણમાં જોડાય છે; તેથી ધ્યાનાવસ્થામાં તથા જાગ્રદવસ્થામાં પણ મને અધિક વિકળતા આ અન્યરોગપીડિત મનુષ્યોને જેમ થાય છે તેમ થતી જણાતી નથી. વળી હવે આ જ્વર જીર્ણ થયો છે તેથી પોતાનું મુખ્ય બળ ખોઇ બેઠો છે. જેથી તું અધિક હાનિના અનુમાનથી ચિંતાગ્રસ્ત રહીશ નહિ. આ શરીર રોગનું ઘર ગણાય છે, અને સદાકાળ જાતજાતના રોગો તેમાં સંસ્કારરૂપે રહેછે. જેમ પૃથ્વીમાં અનેક જાતનાં બીજકો બારે માસ પડેલાં હોયછે પણ તેને અંકુર કઢાવનાર મેઘનું જળ જ્યારે સિંચન થાય છે ત્યારે જ તે સર્વ બીજકો વર્ષાઋતુના આરંભમાં પ્રકટ થાય છે, અને પછી પાછાં અન્ય કાળે સૂકાઈ જાય છે, તેમ આ શરીરમાં રહેલા રોગના સંસ્કારને પણ જાગ્રત્ કરનાર કોઈ કારણ જ્યારે મળે છે ત્યારે તે પ્રકટ થાયછે, અને તે કારણનો જ્યારે અભાવ થાય છે ત્યારે તેનો અભાવ થાય છે. આમ છે માટે જેમ દુષ્ટ માણસો પોતાના ઘરમાં રહેતા હોય તેમને આપણે અમલ કરીને સાક્ષાત્ કારણવિના કાઢી શકતા નથી તેમ રોગમાત્રનું પોતાનું ઘર આ શરીર છે અને તેમાં એ રહે છે, તો તેને પ્રબળ પ્રતિબંધક કારણ આવ્યાવિના આપણે કેમ કાઢી શકીએ? અર્થાત્ ન જ કાઢી શકીએ.

આ કારણથી શરીરમાં રોગને પ્રકટ થયો જાણીને ખેદ કરવો કે સંતાપને પામવું એ કંઈ યોગ્ય ક્રિયા નથી, પણ કાં તો તેનો પ્રતિબંધક યથાર્થ પ્રયોગ પ્રાપ્ત કરવો. અથવા તો જેમ સ્વભાવથી એને પ્રકટ કરનાર કારણ આવ્યું છે તેમ સ્વભાવથી જ એને રોકનાર કે નિર્મૂળ કરનાર કારણ આવે ત્યાંપર્યંત ધીરજ રાખીને વાટ જોવી એ જ માત્ર આવા સમયમાં ખરું કર્ત્તવ્ય છે.

વળી જેમ આપણે ગૃહસ્થાશ્રમી છીએ તે બારણે આવેલા અતિથિનો અન્નવસ્ત્રાદિથી સત્કાર કરીએ છીએ અને પછી સ્વસંતોષથી તે અતિથિને વિદાય કરીએ છીએ, તેમ આ રોગ છે તે શરીરરૂપ

ગૃહમાં રહેનાર શરીરીરૂપ ગૃહસ્થને ત્યાં અતિથિરૂપે આવે છે. તો એ અતિથિનો અનુકૂલ ઔષધથી સત્કાર કરવો જોઈએ. જો તેમ થાય તો તે રોગ તે આતિથ્યનો સ્વીકાર કરીને સ્વસંતોષથી જાય છે. વળી જેમ આ ક્ષુદ્ર તામસી દેવો પોતાના ઉપાસકોપાસેથી યોગ્ય પ્રકારે અનુકૂળ બલિને પામે છે, તો તો પ્રસન્ન થઈ વર આપીને જાય છે, અને જો તે ઉપાસકપાસેથી અયોગ્ય પ્રકારે તથા પ્રતિકૂલ બલિને પામે છે ત્યારે તો તે ઉપાસકઉપર કોપ કરીને તેને ભયંકર પીડા આપે છે; તેમ જ આ રોગ જે એક પક્ષથી પાપકર્મના ફલની પ્રવર્તક સત્તાદ્વારા પ્રેરાઈને પ્રાપ્ત થયેલા હોવાથી તામસી દેવતારૂપ ગણીએ તો ગણી શકાય એવા છે, તેમને પણ યોગ્ય પ્રકારે અનુકૂળ ઔષધરૂપ બલિ અપાય છે તો તો એ સ્વસંતોષથા શરીરના દોષોને બાળવારૂપ શુભ ફળ આપીને શમી જાય છે. અને જો અયોગ્ય પ્રકારે પ્રતિકૂલ બલિરૂપ ઔષધ આપવામાં આવે છે તો કોપ કરીને એ રોગ અધિક દોષનો પ્રકોપ કરીને હાનિ પહોંચાડે છે. જેથી ઘટે તો અનુકૂલ બલિ આપવો. નહિ તો મૌન રહી સહેવું ઠીક છે. જેથી પોતાનું કાર્ય કરી પોતાની મેળે જેમ અગ્નિ નવીન કાષ્ઠવિના નિર્વાણ થાય છે તેમ નિર્મૂળ થઇ જશે.

હે પ્રિયે ! જેમ આપણાં માગેલાં સર્વ સુખ આ લોકોને તત્કાળ મળતાં નથી અને પ્રસંગે માગ્યાવિના પણ મળનાર સુખો આવી મળે છે; તથા જેમ આ દુઃખોને લોકો માગતા નથી તો પણ કોઇ નિયમથી વગર માગ્યે જ આવી મળે છે, તેમ જ એ રોગ પણ જેમ વગર બોલાવ્યે આવે છે તેમ વગર કાઢયે પણ જશે. માટે ધૈર્યથી ઇષ્ટનું સ્મરણ તથા ચિંતન કરજે. કોઈ પ્રકારના વિચારથી પણ ચિંતામગ્ન થઈશ નહિ.

આ પ્રકારનાં પતિનાં વચનોને શ્રવણ કરીને, સંસારના આવવા જવારૂપ પ્રવાહધર્મને રુડેપ્રકારે જાણનારી તે શાંત ચિત્તવાળી સત્ત્વમતિ આ પ્રકારનાં વચનો બોલી: હે ભગવન્ ! આપ મારા સંબંધી લગાર પણ કાળજી કરશો નહિ. મને સબળ આશા છે કે એ વ્યાધિ પોતાના અવધિએ એની મેળે શાંત થશે. આ સંસારમાં જે જે પદાર્થ નામરૂપ આકારમાં દેખાય છે તે તે પદાર્થ કોઈ કાળે પણ રૂપાંતરને પ્રાપ્ત થનાર છે. સ્વરૂપથી તો કોઇ પણ વસ્તુનો કેવળ નાશ થતો જ નથી, એટલે વસ્તુતઃ શોકનું કશું કારણ નથી. પણ જીવોને મિથ્યા મોહ જે પદાર્થમાં માનેલી સુખબુદ્ધિથી થયો હોય છે તે મોહ સદા કલેશ આપનાર જણાય છે. પણ આપની તથા

ઇષ્ટની કૃપાથી મને જેમ છે તેમ જગતનું સ્વરૂપ સમજાયું છે, તેથી લગાર પણ વિકળતાને પામી શકતી નથી. માત્ર પ્રસંગે એ વિચાર આવે છે કે આપને બદલે જો આ વ્યાધિ મને પીડા આપે તો ઠીક. કેમકે સર્વપ્રકારે પુરુષને સુખ આપવાનો તથા પુરુષનાં દુઃખ લેવાનો સ્ત્રિયોનો ધર્મ પ્રસિદ્ધ છે. વળી એવો પણ વિચાર થાય છે કે સ્ત્રિયોનાં શરીર તેમના પતિની હયાતિમાં છુટે તો એ ઉત્તમ ગણાય છે. આપણા લોકમાં વૃદ્ધોને તથા પુણ્યાત્મા પુરુષોને જ્યારે જ્યારે સૌભાગ્યવંતી સ્ત્રિયો નમન કરે છે ત્યારે ત્યારે તેમને 'અખંડ-સૌભાગ્ય રહો' એવું જ વરવચન બોલવાનો તે વૃદ્ધોનો ચાલ છે.

આથી એમ જણાય છે કે સ્ત્રીએ પતિના સમક્ષ આ જગત્-પ્રવાસનો અંત આણવો એ જ તેમની કૃતાર્થતા છે. મરણપર્યંત સૌભાગ્ય ભોગવવું એવી અખંડિત સૌભાગ્યવંતી સ્ત્રિયો જ આ લોકમાં ભાગ્યવંતી ગણાય છે. જેથી મને પણ એવો રુડો અવસર આપના સમક્ષ આવે તો આ મારા મનમાં મરણને પણ ઉત્સવરૂપ માનવાનો જે દૃઢ નિશ્ચય છે તે ખરો છે કે ખોટો એ અનુભવ કરવાનો પ્રસંગ આવે.

આવા વિચારો આવે છે પણ એ સઘળું મારું અજ્ઞાન છે એમ પણ પ્રસંગે સમજાય છે. કારણ કે ઇષ્ટકૃપાથી જેને આ શરીર વગેરે સઘળા પદાર્થો સારરહિત જણાયા છે તેવાં વિવેકવિરાગવાળાંએ તો આ શરીર ફાવે ત્યાં પર્યંત રહો તથા ફાવે ત્યારે પડો, એવિષેનો કશો વિચાર જ કરવો ઘટતો નથી. આપણું તત્ત્વવિચાર કરનારનું મુખ્ય કામ તો એ જ છે કે વારવાર એવા બહિર્મુખ દેહાદિ પદાર્થના સંબંધમાં ભટકતા ચિત્તને ઇષ્ટસ્વરૂપમાં જોડી રાખવું. ભૂતપ્રતિબંધમાં એટલે પૂર્વે આમ હતું તે સારું હતું અને અમુક હતું તે ખોટું હતું એવા વિચારમાં મનને ભ્રમવા દેવું એ અયોગ્ય જ છે. એ જ પ્રમાણે આ સમયમાં ફલાણું સારું છે અને ફલાણું ખોટું છે, એવા વિચારરૂપ વર્તમાન પ્રતિબંધમાં તથા આગળઉપર આમ થશે તો ખોટું થશે ને આમ થશે તો સારું થશે એ પ્રકારના વિચારરૂપ ભાવિ પ્રતિબંધમાં પણ આપણે વૃત્તિ વાળી ફસાવું એ અત્યંત હાનિ કરનાર છે. માટે ભૂતકાળના, ભવિષ્યકાળના, અને વર્તમાનકાળના ઇષ્ટાનિષ્ટ વ્યવહારોના સંબંધમાં કશો લાંબો વિચાર ન કરતાં જે કર્તવ્ય હોય તેમાં જ સાવધાનતા રાખી વર્તવું એ જ શ્રેષ્ઠ છે.

પરમેશ્વરનું સ્મરણ તથા ચિંતન સઘળાં દુઃખનું સંહાર કરનાર પરમ ઔષધ છે એમ સઘળા વિવેકી પુરુષોનો મત છે તે સ્વીકારવો

તથા નિમિત્ત કારણુથી પ્રત્યેક ફલ પ્રકટે તથા અળપાય છે એવો પણુ તે પુરુષોનો નિશ્ચય છે તો ઘટિત ઔષધ આવી પ્રાપ્ત થાય તો નિમિત્ત કારણુરૂપે ગ્રહણુ કરવું એ પણુ અયોગ્ય વાર્તા નથી.

આપ્રમાણે તે સુજ્ઞ સ્ત્રીપુરુષ સદ્વિચારથી તથા ધૈર્યથી દુઃખની પ્રતીતિના દિવસો ટાળવા લાગ્યા. લાંબા દિવસ મંદવાડ ચાલવાથી સંબંધીઓ પણુ આવીને તેમને ધૈર્ય તથા વિવિધ ઉપાય આપવા લાગ્યા.

કોઈ સંબંધી તો કહેતાં કે ભાઇ ! ગ્રહ જોવડાવો. આ લોકમાં જ્યાંસુધી માણુસના ગ્રહ પાધરા હોય છે ત્યાંસુધી સઘળા પ્રકારે સુખ હોય છે, અને ગ્રહ વાંકા હોય છે, ત્યારે સઘળા પ્રકારનાં દુઃખ અણુધાર્યાં આવે છે. માટે જે ગ્રહો નબળા હોય તેની જપ તથા પુણ્યદાનથી શાંતિ કરો, એટલે સઘળી રીતે રુડાં વાનાં થશે.

કોઈ કહેતું કે ભાઈ! કોઈની દુષ્ટ દૃષ્ટિ લાગવાથી આ દુઃખ આવ્યું છે. માટે દૃષ્ટિવિકારને ત્રોડનાર ઉપાય કરો.

કોઇ કહે, ભાઇ ! તમારે રાત્રિદિવસ બહાર ફરવાનું તેથી કંઈ ઓડઝપટ વાગી હશે કે ચકલામાં મૂકેલા કોઇના ઉતારાના કુંડામાં પગ પડયો હશે, તેથી કાંઈ બલા આવી હશે. માટે તેવા કોઈ ખરા આધીને બોલાવી ઉપાય કરો, અથવા દાણુા બતાવો.

કોઈ કહેતું કે ભાઇ ! આજકાલ તમારી ચઢતી કળા છે તે કોઈ દુર્જન માણુસથી દેખી ખમાયું નહિ હોય તો તેણે અથવા કોઈ દાઇદુષ્મને કાંઇ કરતુક કર્યું હોય એમ ભાસે છે. કારણુ કે કોઈ ઓસડની ટીકી લાગતી નથી. માટે કોઈ દેવની સાચી ઉપાસનાવાળાને શોધીને તેની પાસે ઉતાવળે ઉપાય કરાવવા જોઇએ.

કોઇ કહે ભાઇ ! આજકાલ નઠારા લોકો મુઠચોટ ચલાવતાં ઘણુા શીખે છે, ને કોઈ તો આગીઆ ને કોઇ તો રગતીઆ સાધે છેઃ કોઈ મેલડીને સાધે છે. ને એવાં એવાં મેલાં દેવને સાધીને પછી લોકોઉપર અજમાવે છે. ને પછી પૈસા મળે ત્યારે પાછાં વાળી લે છે. માટે તપાસ કરાવીને એમ હોય તો તેનો પણુ ઘટતો ઈલાજ કરજો.

કોઈ કહે છે, ભાઇ ! કોઈ દેવની બાધાઆખડી રાખો, ને ઘરની કાંઈ નડતર હોય તો કાંઈ બ્રાહ્મણુગોરાણી જમાડવાનાં માનો, નહિ તો નાગબળિ કે નારાયણુબળિ કરવાની બાધા રાખો. આજ કાલ કરતાં દિવસો જાય છે પણુ મટતું નથી ત્યારે હવે આળસ કામની નહિ. હજાર ઉપાય કરીએ તો તેમાંથી એકની ટીકી લાગી જાય.

કોઇ કહે છે, બાવા હજાર ઉપાય કરો પણુ જ્યારે એના

ભોગના જોગ પૂરા થશે ત્યારે એની મેળે મટશે. માટે ભગવાન્‌નું નામ દઈને ઉપાય કરવા હોય તે કરો એ વાતની ના નથી. જેટલા ભામા ભમવા હોય એટલા ભમવા, પણ જોગ આવશે એટલે એક ઘડી રોગ રહેવાનો નથી

કોઇ કહે છે, ભાઈ! આ અનેક ઓસડોથી રોગ મટતો નથી. માટે એ તો કર્મજન્ય વ્યાધિ છે. અર્થાત્ કોઈ પણ પૂર્વે રચેલા કર્મનાં ફળરૂપ છે, માટે એ ક્યાંલગી પહોંચશે એનો નિયમ નહિ. તેથી કોઈ વિદ્વાન્ પાસે કર્મવિપાકની પોથી કઢાવો ને જોવડાવો. તેમાં ચોખ્ખું લખેલું હશે કે આ રોગ ફલાણાં કરેલાં કર્મથી થયો છે, ને ફલાણા ઉપાયથી મટશે, ને તેમાં જે પ્રાયશ્ચિત્ત કે દાન કહ્યું હોય તેપ્રમાણે કરો એટલે ઈશ્વર કરશે તો તરત સારું થશે. કર્મજન્ય રોગ હોય છે તે કોઈ દહાડો ઓસડથી મટતા નથી.

કોઈ કહે છે, ભાઈ! આ દેહના દંડ છે તે દેહ ભોગવે છે. એમાં કાંઇ કોઇનું ચલણ નથી. રોગ ને દુઃખ તો વગર બોલાવ્યાં આવે છે. તે દેહની પાછળ વળગેલાં છે. તે પોતાની મેળે આવે છે તેમ જ જશે. પણ બાવા જીવનો ધરમ છે તે ભૂલા ભમવું. સો તીર મારીએ ત્યારે એકાદું લાગી જાય.

કોઈ કહે છે, ભાઈ! બધી વાત મૂકીને કોઈ સારા અનુભવી વૈદનો હાથ બદલો. જેને હાથે જસ ને ખરૂં ઓસડ હોય ને ખરા રોગની પરીક્ષા કરે એવો હોય તેનાથી રોગ તરત જશે. બીજાં બધાં ફાંફાં છે. શરીરમાં બિગાડ થયાવિના રોગ આવે નહિ અને ખરા ઓસડવિના મટે નહિ.

કોઈ કહે છે, ભાઈ! સંસારમાં સઘળું ધણીનું ધાર્યું થાય છે. એમાં કોઈનો ઉપાય ચાલતો નથી. પરમેશ્વર કંઇ માથે લેતા નથી. રોગને માથે નિમિત્ત આપે છે. માટે ઈશ્વરનું પૂજનઅર્ચન કરો કરાવો એટલે સઉ સારૂં થશે. પુણ્યે પાપ ઠેલાય છે એમ ગણશો તો એ ઠીક છે

આ વગેરે અનેક પ્રકારના વિચારો આવનાર સંબંધીઓ જણાવે. કોઈ કોઇ દોરા કરાવી લાવે. કોઇ દાણા વાળી લઈ જઈ દેખાડી લાવે. ને તે કહે તેમ ઉતાર મૂકાવવાવગેરે કરવાનું જણાવે.

શાંત સ્વભાવનાં તથા સઘળા પ્રકારના વિચારમાં કુશળ તે પ્રબુદ્ધ તથા સત્ત્વમતિ સર્વનું સાંભળે, તથા સંસારના વિચિત્ર સ્વરૂપને જાણનાર હોવાથી કોઈનું પણ મન ન દુઃખાવતાં જે જે ઉપરનાં ઉપાયો કહે તે તે ઘટિત પ્રકારે કરી તેમને સંતોષ આપે.

આપ્રમાણે દિવસો જવા લાગ્યા, પણ જ્વર નિર્મૂળ થયો નહિ. પણ ઉલટાં યકૃત વગેરે અવયવોમાં બિગાડ થતાં જઠર દુર્બળ થતું જવાથી રોગનું સ્વરૂપ વધારે જણાવા લાગ્યું. અન્ન ન ખવાવાથી શરીર કૃષ થવા લાગ્યું. આ પ્રકારના મંદવાડની લોકોમાં વાત ચર્ચાઇ અને તેથી સજ્જનો તથા દુર્જનોમાં આ પ્રકારની ચર્ચા ચાલવા માંડીઃ

એક સજ્જન કહે છેઃ ભાઈ ! આવા પુણ્યવાન્ પુરુષને આ પ્રકારનું દુઃખ આવ્યું છે એ કયા નિયમથી આવ્યું છે તે જાણી શકાતું નથી. પણ એમ કહેવાય છે કે જેનાથી હજારોનું ભલું થતું હોય તે પુરુષને તે હજારોનાં દુર્બળ પ્રારબ્ધ થવાથી પીડા કે અનર્થ થાય છે, કારણ કે તે સંબંધવાળાં સર્વના સંસ્કાર તેના શરીરમાં હોય છે.

બીજો સજ્જન કહે છેઃ ભાઈ! આ પુરુષનું પુણ્ય તો જબરૂં છે, પણ કોઈ પાછળના પાપનો અંશ રહ્યો હશે તે આટલું ભોગવીને પૂરો કરશે. આ પુણ્યનું કર્મ એનો સમય આવશે ત્યારે ફળ આપશે.

ત્રીજો સજ્જન કહે છેઃ આજકાલ પાપીનો સમય જણાય છે. કારણ કે સારાં સારાં માણસો જગત્માંથી ચાલી જાય છે, અને અધમ પાપીઓ ઘણા જન્મે છે. આ કળિયુગમાં દશહજારે કે લાખે આવો એક પુણ્યવાળો પ્રકટે છે. કહેવત છે કે સારી વસ્તુનો નાશ વહેલો થાય છે તેથી સારા મનુષ્યનું આયુષ્ પણ જ્યાં ત્યાં ઓછું જણાય છે. આમ છતાં પણ પાપીનાં પાપ કાંઇ ફળ આપ્યાવિના ટળતાં નથી અને પુણ્યવાળાનાં પુણ્ય કંઈ ફળ આપ્યાવિના છોડતાં નથી. ઇશ્વર એને કાલ સારું કરશે.

આપ્રમાણે જ્યાં ત્યાં સજ્જનો આ સત્ત્વમતિ તથા પ્રબુદ્ધનાં વખાણ કરતાં તથા એમનું ઇશ્વર ભલું કરે એવા શુભ વચનો બોલતાં.

ઘણા દુર્જનો એમ બોલતા કે ભાઇ ! આ કળિજુગના વારામાં તો પાપથી જેવારો છે. પુનથી તો ઉલટી પીડા છે. આ બચારો પ્રબુદ્ધ ખાઇપીને મજા કરતો હતો તેણે પુન કરવા માંડયું ત્યારે આવો ભારે મંદવાડ આવ્યો, વગેરે વગેરે.

આ પ્રકારના સજ્જન તથા દુર્જનના પોતપોતાના સ્વભાવપ્રમાણે વિચારો ચાલતા, પણ બુદ્ધિમાન્, ધૈર્યવાન્, તથા તત્ત્વવિચારવાન્ તે પ્રબુદ્ધ પુરુષ પોતાના મનમાં આ પ્રકારના વિચારથી સમાધાન માનતો. જય જય શ્રીસદ્‌ગુરુદેવ. (સર્વ બોલે છે. પછી નિયમપ્રમાણે પદ બોલે છે.

### પદ. ગરબી.

સ્મરીએ પ્રભુપદ રે પ્રેમથી, જેથી જન્મમરણદુઃખ જાય,
કલેશ શમે આ રે જીવના, યશ આ જગમાં જ્યાં ત્યાં ગવાય; સ્મરીએ૦
મનને મારી રે વિવેકથી, જાણી સારરહિત સંસાર,
રહી વ્યવહારે રે નેકથી, ગુરુયુક્તિ ગ્રહી જાવું પાર; સ્મરીએ૦
કુમતિ ત્યજવા રે હોંસથી, ધરીએ ધર્મનીતિ સુવિચાર,
સત્સંગતિને રે સેવીએ, થાવા શુદ્ધ ત્યજીને વિકાર; સ્મરીએ૦
હું ને મારું રે શું, જગે શું છે સઉ આ દશ્ય પદાર્થ,
એ સઉ સમજી રે વિરામવા, સહજે સાધિ સદા પરમાર્થ; સ્મરીએ૦
અંતર શોધ્યે રે સાંપડે, બાહિર્ ભટકયે કષ્ટ અનેક,
ભયભ્રમ જ્યાં ત્યાં રે ભાસતાં, (માટે) મનહર પ્રભુ ભજ ત્યજીને ટેક; સ્મરી૦

(ભાગીરથી જય જય બોલાવે છે અને સર્વ બોલે છે. સમય થવાથી વારાફરતી સઉ સઉને ઘેર જાય છે)

**ચંદન**—(પોતાને ઘેર ગયા પછી થોડી વારે પોતાના પતિ કૃષ્ણદાસને બહારથી આવી ઉપર ગયા જાણીને પછી થોડી વારે ઉપર જાય છે અને નવરાશમાં બેઠેલા જોઇએ) કેમ છે ? નિરંજનનિરાકાર હમણાં પુરસદમાં બેઠા છે કે કંઈ કામમાં છે?

**કૃષ્ણ૦**—(લગાર મોં મલકાવતાં) તારે તેની સી પચાત છે ?

**ચંદન**—પંચાત તો એ જ કે પેલું સવારવાળું કારણ જણાય તો પછી મારા જીવને નચિંત થાય.

**કૃષ્ણ૦**—એમાં સું નચિંત થવું'તું ? એ તો તારે મારા હુકમ પ્રમાણે ચાલવું એટલે તેમાં બધુએ કારણ આવી ગયું, સમજી કેની ? એ ઇસ્વરસંબંધી ઉંડી વાતમાં હજી તારી બુદ્ધિ પહોંચે એમ નથી.

**ચંદન**—તમે પણ માણસ ને હું પણ માણસ. તમારી પોંચે ને મારી ના પોંચે એનું કારણ શું ? ને ન પોંચે તો પછી તમે બધી વાતના જાણ ને વિદ્વાન્ શેના ? જ્યાં મારી બુદ્ધિ ન પોંચે ત્યાં સમજણ પાડીને પહોંચાડવી એ તમારું કામ જ છે.

**કૃષ્ણ૦**—તું ને હું સરખાં કે ? માણસ થયાં તેમાં સું થયું ? માણસ માણસમાં તો ઘણો ફેર છે. મજુર પણ માણસ છે ને રાજા પણ માણસ છે. બેની બુદ્ધિ સરખી કે ?

**ચંદન**—લોકમાં તો એમ કહેવાય છે કે રાજા વાજાં ને વાદરાં એમનું કંઈ ઠેકાણું નહિ. ને રાજાઓ તો ગાંડીયા ગણાય છે. વળી કોઈ એવી કહેવત કહે છે કે **'ગાંડીના ડાહ્યા, ને ડાહીના ગાંડા.'** એવી

મતલબ એવી કહે છે કે આ ગાંડાજેવી દેખૈતી વાણીયણો છે, તેના છોકરા જે વાણીયા તે ડાહ્યા ને અગમબુદ્ધિ કહેવાય છે; અને ડાહી જેવી દેખૈતી આ રજપુતાણીઓ તે ડાહી, ને તેના છોકરા જે રાજાઓ થાય છે તે ગાંડા જેવા કહેવાય છે. એ વાત ખોટી કે ખરી?

કૃષ્ણ—બેસ બેસ હવે બધુંએ ખોટું ને ખરું કરે છે! તારામાં બહુ સમજવાની અક્કલ છે તે હું જાણું છું! તારે ડાહ્યા ગાંડા કોઇને કરીને સું કામ છે? તું તારા મતલબની વાત હોય તે કરને એટલે બસ, તારે વળી 'કાજીજી દુબલે કયું, તો સારા શેહેરકી ફિકરાં' એવું શા માટે જોઇએ?

ચંદન—એવું લાંબુ તમે તમારી મેળે કરાવો છો! મેં તો મારે એટલું જ પૂછ્યું છે કે કારણવિના કશું કરતા નથી એવા નિરંજન નિરાકાર પરમેશ્વરે આ જગતને પેદા કર્યું છે એવું તમે માનો છો ત્યારે આ જગત્ જે કારણ સારું પેદા કર્યું હોય તે મને કહો, નહિં તો હું કહું તે બધું માનો.

કૃષ્ણ૦—કહ્યું કહ્યું, એમાં સું કહેવું'તું? એ તો બધાએ જાણે કે પરમેસ્વરે ગમત સારુ—આનંદ પામવા સારુ—આ જગત્ પેદા કર્યું છે.

ચંદન—તમારા નિરંજન નિરાકાર પરમેશ્વરને પણ મારી પેઠે એકલાં એકલાં ગમ્યું નહિ હશે કે શું? ને એ પરમેશ્વરને આ જગત્ પેદા કરવા પહેલાં આનંદ કે સુખ પણ નહોતું કે શું? ને જેને આકાર નથી તેમને વળી ગમવું તું શું? ને આનંદ શો કરવો તો? એમને કયાં આંખ હતી કે જોઈને ને કયાં કાન હતા કે સાંભળીને સુખ લેવું'તું? એમને તો જગત્ હુવું તોએ ને ન હુવું તોએ સરખું?

કૃષ્ણ૦—જા જા. તને અક્કલ નથી. એ કંઇ તારા જેવા છે! કાન હોય તો જ સાંભલે ને આંખ હોય તો જ દેખે ને નાક હોય તો જ સુંઘે! એ તો સર્વસક્તિમાન્ છે એટલે નાકવગર સુંઘી સકે છે ને આંખકાનવગર પણ જોઈ સાંભલી સકેછે ને એ તો આનંદના સમુદ્રજેવા જ છે પણ આ જગત્ તો એક એમનો ખેલ છે.

ચંદન—ત્યારે હું પણ એ જ કહું છું કેની કે એ સર્વશક્તિમાન્ છે અને આનંદરૂપ છે ને આ જગત્ તો ખરા કારણવગર એક ખેલ એટલે રમતજેવું કર્યું છે. ને જેમ રમતજેવું આખું જગત્ કર્યું છે તેવું એમનું પોતાનું પણ વગર કારણના ખેલજેવું એક રૂપ બનાવ્યું છે. તેની આ ખેલજેવું જગત્ છે તે ભક્તિ કરે ને તે ભગવાન્ તેમને ભક્તિનું ફળ આપે છે. આ મારા કહેવામાં શી ભૂલ છે તે કહો. ખેલમાં થયેલાં આપણને જેમ ખાઇએ પીએ ને સુદએ એવાં

કર્યાં છે તેમ એમનું રૂપ પણ ખાય પીએ ને સુએ એવું બનાવ્યું છે. કેમ એમ જ કેની ?

કૃષ્ણ૦—સું એમ જ કેની ! હું કહું છું તે તારી અક્કલમાં ક્યારે ઉતરે છે જે ? ગધેડાજેટલી તો અક્કલ નથી ને પરમેસ્વરની વાતો કરવી છે ને જગત્‌નું કારણ સમજવું છે ! આ વાત સમજવામાં તો બુદ્ધિ જોઈએ છે, કંઈ ખબર છે કે નહિ ?

ચંદન—સમજાવાતું નથી ત્યારે ફાં ફાં શું મારો છો? તમારી અક્કલ તો ગધેડાજેટલી છે કેની? મારી ઓછી છે તો છો રહી! એટલો જવાબ પાધરો આપોની કે એ પરમેશ્વરને આવો ખેલ શા માટે કરવો પડયો? એમનો ખેલ ને આ જીવોનો મરો થાય છે! એવો ખેલ તો આપણે પણ કરતાં નથી તો નિરંજન નિરાકાર શા માટે કરે? એ તે કંઈ નાના બાળક છે કે શું? ને વગર કારણનો આ બધો ખેલ કરયો છે તો ખાતું પીતું એક ભગવાન્‌નું રૂપ પણ કર્યું છે એમ મેં કહ્યું તેમાં શું ખોટું છે જે?

કૃષ્ણ૦—(મનમાં જવાબ આપતાં મુંઝવઇને) લેને હવે સમજાય તો સમજજે. ખરેખરું કહું છું. આ જગત્ કંઇ પરમેસ્વરે પેદા કર્યું નથી. એ તો માયામાંથી પોતાની મેળે જ થયું છે.

ચંદન—એ વાતની મારે કયાં ના છે ? માયામાંથી આ જગત્ થયું છે. તે માયામાંથી જ સઉથી પહેલું એવું ભગવાન્‌નું રૂપ પણ ખાય પીએ ને સુએ જાગે એવું થયું છે. ને ત્યારપછી આ બધું જગત્ થયું છે. કેમ ખરું કેની ?

કૃષ્ણ૦—સું ખરું કેની ! જગત્ થવાનો તો માયાનો સ્વભાવ છે તે થાય.

ચંદન—જેવો જગત્ થવાનો સ્વભાવ માયામાં છે તેવો ભગવાન્‌ના રૂપને પણ પ્રકટ થવાનો માયામાં સ્વભાવ છે.

કૃષ્ણ૦—એવો સ્વભાવ માયામાં છે તે તું જોવા ગઇ’તી કેમ ?

ચંદન—તમે તો જગત્‌ને માયામાંથી થતું કહીં બેશીને જોયું હશે નહિ વારુ ? આ જગત્ થવાનો માયામાં સ્વભાવ છે એ તમે જોઇને જ કહો છો કેમ ?

કૃષ્ણ૦—કેમ વારુ આ ટેવ વધારીને તારે કંઇ મારા મોંમાંથી સાંભલવાની મરજી થઇ છે કે સું ?

ચંદન—ખરા જવાબ ન દેવાય ત્યારે ગાળો દેઇને સમાધાન કરવાની તો તમને ટેવ જ છે એ કંઈ મને અજાણ્યું નથી. પણ એ કંઈ ઠીક નથી. તમને ના ગમે તો ભલે આ વાત પડી મૂકું છું.

**કૃષ્ણ૦**—(બરાબર જવાબ દઇ શકાયા નહિ તેથી મુંઝાઇને) જો આ પરમેસ્વર સંબંધી વાર્તા છે તે ઝટ સમજાય એવી નથી ને ફોકટનું તું મારું માથું ફેરવે છે તેથી મારે તને એમ કહેવું પડયું.

**ચંદન**—(લગાર ધીમેથી) જુઓ જે વાતમાં આપણને બરાબર સમજણ પડે નહિ તેની હામ ભીડીને તકરાર ના કરીએ. તમે મને ગાતાં અટકાવી ત્યારે મારે આટલું બોલવું પડયું; ને ખરું પૂછો તો આ કામમાં મને જે આટલું બોલવાની અક્કલ આવી તે આ કથામાં ગઈ તેના પરતાપ. હું તો કહું છું કે જો તમે મારું ગરીબનું કહ્યું માનીને થોડા દહાડા કથામાં આવો તો તમારી કેટલી બુદ્ધિ વધશે. આ મેં જેમ તમને બોલતાં બાંધ્યા તેમ તમે પણ ભલભલાને બોલતા બાંધશો, અને ભૂલ બધી નીકળી જશે. આપણે ખોટું અભિમાન રાખીએ એમાં શો માલ ? નાના બાળકપાસે પણ શીખામણની વાત હોય તો સાંભળી લઇએ. જો તમને ઠીક લાગે તો ચાર દહાડા આવી જુઓ. ના ગમે તો પછી ના આવશો. તમને પણ ત્યાંની બધી ખબર પડશે.

**કૃષ્ણ૦**—એંહ ! એમાં આવીને મારે નવું સીખવાનું તો સું મલનાર છે; પણ મેં ધારયું છે કે બે ચાર દહાડા જઇને ત્યાંનો રંગ જોવો છે. હસે આજે જ આવીસ. જોઇએ પછી જણાસે.

**ચંદન**—બહુ સારુ, ત્યારે હું વાળુની તજવીજ કરીને બોલાવું એટલે પછી જવાને અડચણ પડે નહિ. (જાય છે. તૈયારી થયે વાળુ કરવા બોલાવે છેએટલે તે જાય છે. પછી પરવારીને બેસેછે, ને કથાનો સમય થયે ચંદન સાસૂને તેડીને જાય છે ને પાછળથી કૃષ્ણદાસ પણ જાય છે.)

**દાસ**—(કૃષ્ણ૦ ને આવ્યો જોઇને) ઓહો કિસનલાલ માસ્તર!! આવો આવો, આજે કંઈ તમારાં ચનારબિંદ આ બાજુ થયાં ! આવો બેસો. (બેસાડે છે.)

**કૃષ્ણ૦**—(બેસતાં) મ્હોલ્લામાં રહ્યા ત્યારે કહ્યું ચાલો સેઠને ઠીક નહિ લાગસે, માટે કહ્યું જઈ આવીએ. સારા કામમાં જવું એમાં કંઈ સારા માણસને અડચણ નથી.

**દાસ**—આ તો સારા માણસ થવાની જગા છે. હું તો એટલું જાણુંછ કે જેનું નસીબ ખુલસે તેને આપવાનું મન થસે. કેમ વિઠ્ઠલજી ! ખોટું કહું છું ?

**વિઠ્ઠલજી**—ના શેઠ ! તમે ખરું કહોછો. ભાગ્યનો ઉદય થયા

વિના સત્સંગતિ મળવી કઠિન છે. આ ભાઈ કૃષ્ણુદાસના પિતા મોટા ભગવદ્ભક્ત હતા. તે તો રાત્રિદિવસ સત્સમાગમમાં જ રહેતા ને આ ભાઇ કૃષ્ણુદાસ પણ ચાર અક્ષર ભણેલા છે ને બિચારા સીધે રસ્તે ચાલનાર છે. એમનો આ સ્થળે આવવાનો વિચાર થયો તે એમના વૃદ્ધના પુણ્યથી, આજકાલની ઉછરતી પ્રજાની બુદ્ધિ દિનપરદિન સારી રહેશે નહિ એમ જણાય છે, કારણ કે હવે ધીરેધીરે યવનલોકોનો ને તેમની ભાષાનો સંબંધ વધતો જશે. આ ભાઇ કૃષ્ણુદાસ પણ થોડું ટોપીવાળાનું ભણ્યા છે, પણ હજી એમની બુદ્ધિમાં બિગાડ થયો નથી. હવે ભટ્ટજી મહારાજનો છાયો સેવવા ઇચ્છા થઇ છે તો એમને સર્વ પ્રકારે સારું થશે.

**મનોહર**—કેમ વિઠ્ઠલજી ! ત્યારે હવે શો વિચાર છે ?

**દાસ**—બોલો સી કનૈયાલાલકી જે. સદ્ગુરુદેવકી જે. ભટજી મ્હારાજ ! એક પદની કૃપા થાય એટલે પછી વિઠ્ઠલજી અટક્યું છે ત્યાંથી સંભારી આપસે.

**મનોહર**—(જય જય સ્મરીને પદ બોલે છે.)

**પદ ગરબી.**

આ હરિગુરુના ગુણ ગાતાં રે, દુઃખદારિદ્ર ટળે વહેલું,
ત્યજી દુર્ગુણ સદ્ગુણી થાતાં રે, જગમાં સુખ મળે પહેલું ૧
મુખ ભાષણ વદતાં સાચું રે, જૂઠપણું જાશે છૂટી,
આ સત્યવિના સઉ કાચું રે, જાય સુબળ સત્વર ત્રુટી. ૨
જન સુખ ઇચ્છો જો સઘળાં રે, તો પ્રભુપદ પ્રીતિ ધારો,
નહિ તો કરી કર્મો અવળાં રે, બહુ ખાશો યમનો મારો. ૩
કદી અભિમાની નવ થાવું રે, દીનપણું ગ્રહીને વહેવું,
ન્યાયથી મેળવીને ખાવું રે, કલેશરહિત નિશદિન રહેવું. ૪
મિથ્યા વાદે નવ વઢવું રે, સ્નેહ વધારી સુખ લેવું,
મનહર પ્રભુપદપ્રતિ ચઢવું રે, સુખદ નથી કાંઇ એ જેવું. ૫

**વિઠ્ઠલજી**—(જય જય બોલીને પછી) એકાદશીને દિવસે અંતમાં મહાપુરુષ દિવ્યમૂર્તિએ પોતાના વિદ્યાર્થીઓને અંતઃકરણની શુદ્ધિના ઉપાયો જણાવ્યા હતા, એ કથા થઈ હતી. છેવટનું વચન એ હતું કે "પોતપોતાનાં વર્ણ, આશ્રમ, જ્ઞાતિ તથા કુળમાં શાસ્ત્રે વિધાન કરેલા અથવા લોકરૂઢિથી દેશકાલાનુસાર બંધાએલા સદ્ધર્મ તથા સદાચાર જે જે હોય તેનું શ્રદ્ધાભક્તિથી સેવન તથા પાલન કરવાથી પણ અંતઃ શુદ્ધિ થાય છે'. આજે તો તમને આટલું કહીને વિરામ પામું છું, આ કહેલાં વચનોને પ્રીતિપૂર્વક ધારણ તથા પાલન કરીને સુખી થજો.

પછી આશ્રમમાં પધાર્યા ત્યાંથી રહ્યું છે. પાછળથી શિષ્યોએ પોતાના દોષથી પોતાને ધિક્કારીને હવે પછી નિર્દોષ થવા સાવધાન રહેવા ધાર્યું હતું.

**મનોહર**—(જય જય બોલીને) પછી બીજે દિવસે પાછી તર્ક-વિદ્યાવગેરે સુપુત્રીઓને બેસાડી લક્ષ્મીમાતા આપ્રમાણે બોલ્યાં: હે તર્કવિદ્યા! પછી તે દિવ્યમૂર્ત્તિ મહાપુરુષે પ્રતિદિવસ વિદ્યાર્થીઓને પાઠ આપ્યાપછી બે ઘટિકા બોધ આપવાનો નિયમ રાખ્યો હતો. રોજ બોધ સાંભળવાથી તે મહાપુરુષની સ્ત્રી સરિતા તથા પેલા વિ-દ્યાર્થીઓ સુધરવાને પ્રયત્ન કરવા લાગ્યાં હતાં. પોતપોતાના દોષોનો સર્વે વિચાર કરતાં હતાં, અને બનતી સાવધાનતાથી પોતાના દોષોને બહાર ન પાડતાં દાબી રાખતાં હતાં. ઘણા કાળના બંધાએલા તે દોષો એકદમ નિર્મૂળ ન થાય એ સ્પષ્ટ છે, જેથી પ્રસંગે પ્રસંગે તે વિદ્યાર્થીઓના તથા સરિતાના દોષો બહાર પડતા; અને તેથી એક બીજાના દોષથી થોડું ઘણું પણ આશ્રમમાં ખેદનું કારણ ઉત્પન્ન થતું. આ પ્રમાણે ઘણા દિવસ વ્યતીત થઇ ગયા, પણ તે સર્વજ્ઞ મહાપુરુષ પોતાના અંતઃકરણને શરત્કાળના નિર્મળ આકાશજેવું અ-ક્ષોભ રાખતા, તથા રાગદ્વેષરહિતપણે સર્વને ઘટિત બોધ આપતા.

લક્ષ્મીમાતા કહે છે: હે સુંદર મુખ તથા વાણીવાળી તર્કવિદ્યા! એ આશ્રમમાં નિરંતર વિદ્યાનું અધ્યયન કરનાર વિદ્યાર્થીઓ તો ઘણા હતા, પણ તેમાંથી ગુરુના આશ્રમસંબંધી અધિક કાળજીવાળા વિદ્યાર્થીઓ થોડા હતા. પ્રથમ ગણાવેલા ૧૨ વિદ્યાર્થીવિના પણ ઘ-ણા વિદ્યાર્થીઓ ગુરુના આશ્રમસંબંધી કાર્ય કરવામાં વિશેષ પ્રીતિ ધ-રાવનારા હતા. બીજા વિદ્યાર્થીઓમાંના કેટલાક જે ગુરુના આશ્રમનાં કાર્ય કરવામાં ઓછી આતુરતાવાળા હતા તેમને જો પ્રસંગે કાંઇ કાર્ય કરવાનો સમય આવ્યો જણાય તો કોઇએક કહે કે મારી પ્રકૃતિ ઠીક નથી. કોઇ એમ કહીને છૂટતા કે હમણાં જ હું તો થાકીને આવીને બેઠો છું. કોઈ કહેતા કે મારે માતાપિતાની આજ્ઞાથી બીજા કામમાં પ્રવેશ કરવો છે. કોઈ કહેતા કે આ કાર્યની મને આવડત નથી, એ વિના કંઇ કામ હોય તો કહો. કોઈ કહે કે આ કામ મારા એક-લાથી થઈ શકે એમ નથી, બીજા સઉ મને મદદ આપે તો કરૂં. કોઇ કહે કે મેં તો બીજું અમુક કામ કર્યું છે એટલે હવે મારે આ કા-મમાં સાહાય્ય કરવાનું નથી. કોઈ કહે કે મારે તો મારો પાઠ ગોખ-વાનો છે. કોઈ કહે આ કામ મારે માથે નીમેલું નથી. કોઇ કહે આ કામ કરવાને આજે માત્ર મને નવરાશ નથી, કાલે હશે તો

એથી બમણું કરીશ; આ વગેરે અનેક પ્રકારનાં ઉત્તરો તે હાડકાંના આખા અને આશ્રમના કામની કાળજીવિનાના તથા પોતાનો સ્વાર્થ સાધવામાં કુશળ, એવા ખળસરખા વિદ્યાર્થીઓ આપતા. એવા વિદ્યાર્થીઓપ્રતિ પણ તે દિવ્યમૂર્ત્તિ મહાપુરુષ સમાન દયા રાખીને વિદ્યા ભણાવતા હતા.

દિવ્યમૂર્ત્તિ મહાપુરુષ અથવા ગુરુપત્ની જો કોઇને પણ સાક્ષાત્ કામ સોંપે તો તેઓમાંના દરેક ઘણુંખરું કરતા. પણ ગુરુ તો ભાગ્યે જ કોઇને કામ સોંપતા હતા. ગુરુ સમીપ હોય તો તો રકજક કર્યાવિના સઉ હળી મળી કામ હોય તે કરતા, પણ ગુરુ સમક્ષ ન હોય ત્યારે કામ કરવામાં એકબીજાથી ભારે હુંસાતુસી કરતા, અને પ્રસંગે પરસ્પર ઝગડતા પણ હતા. કામ કરનારાઓમાં પણ ગુરુસમીપ વધારે કાળ રહેનારમાં ધૂમ્રલોચન, પિંગલનયન, વિશ્વવંદ્ય, તીક્ષ્ણબુદ્ધિ, ઉજ્જ્વલકીર્તી, પ્રિયવાદી વગેરે હતા, એ સર્વમાં પણ ધૂમ્રલોચનવિના પેલો પિંગલનયન વધારે વખત રહેતો, અને અષ્ટ પ્રહર સમીપ સરખો જ રહેનાર તો માત્ર એક ધૂમ્રલોચન હતો. એ બિચારા ધૂમ્રલોચનને સર્વ કરતાં અધિક કાર્ય કરવું પડતું હતું. પેલો પિંગલનયન લગાર વધારે વાર રહેતો ખરો, પણ મોજીલો હતો તેથી મોજમાં આવે ત્યારે કાર્ય કરતો.

હે શાણી છોકરીઓ ! જે માણસ ઘરમાં આગેવાન થઈ કામ કરતો હોય તેને દરેક કામમાં વારંવાર અપયશ મળે, ગામમાં આગેવાન હોય તેને ગામનો, અને રાજ્યમાં આગેવાન હોય તેને રાજ્યનો અપયશ હોય તે આવે છે, એ નિયમથી જાત તોડીને ઘણું કામ કરવા છતાં પણ હાલતાં ચાલતાં દરેક કામમાં તે ધૂમ્રલોચનને અપયશ આવતો. એમ છતાં પણ માત્ર ગુરુસેવામાં જ અત્યંત પ્રીતિવાળો તથા યશની લાલચવિનાનો અપયશનું ભય ન ગણતાં પણ ભારે પ્રયત્નથી સઘળાં કષ્ટસાધ્ય કાર્યનો કરતો હતો. રાત્ર કે દિવસ જોતો નહતો. જ્યારે જ્યારે અને જે જે કામ આવે તે તે કરવામાં એ લગાર પણ પાછી પાની કરતો નહિ.

હે શાણી સુતાઓ ! આ જગતમાં નિયમ છે કે જે ઉગે છે તે આથમે છે, ખીલે છે તે કરમાય છે, પ્રકાશે છે તે ઝંખાય છે, અને ચડે છે તે પડે છે. એ જ પ્રમાણે જે સુધારીને કામ કરવા જાય છે, તેને હાથે પણ ઘણાં કામોમાંથી કોઈ બગડે છે. આ ન્યાયથી તે ધૂમ્રલોચનને હાથે પણ ઘણાં કામ કરવાનાં રહેતાં. તેથી કોઇ કામમાં તેના વિસરભોળા સ્વભાવથી ભૂલ થતી તો પણ ખાસ જોખમનાં

કામમાં એને હાથે ભાગ્યે જ બિગાડ થતો હતો. સઘળાં કામ નજર પહોંચાડી કરતો, તોપણ તેના આકરા સ્વભાવથી કોઇ વાર ઠપકો આવતો. આ જગતમાં હરેક મનુષ્યની પ્રકૃતિ જૂદી જૂદી હોવાથી મતિ તથા રુચિ ભિન્ન ભિન્ન હોય છે, અને તેથી જેમ કોઇ પણ માણસ સર્વને અનુકૂળ લાગે તથા રુચે એવું કાર્ય કરી શકે જ નહિ, તેમ આ બિચારા ધૂમ્રલોચનને પણ બીજાને ન રુચે એવું કાર્ય કરવાનો પ્રસંગ નિરુપાયથી આવી જતો હતો, પરંતુ તેમાં તેનો દોષ ન હતો. રુચિભિન્નત્વ એ જ દોષ જણાવનાર કારણ હતું.

વળી દરેક ઘર, ગ્રામ, દેશ કે મંડળમાં ઉંચી સત્તાવાળા ઘરના ધણી, હાકેમ, રાજા કે સભાપતિ વગેરે જે જે ઉપરીપણે કામ લેનાર હોય છે, તે ઉપરી સત્તાવાળાઓ જો સ્પષ્ટવક્તા અને પ્રત્યેક વ્યવહારસંબંધે ખુલાસાવાર ઉત્તર આપનાર હોય છે, તો તો તાબાનાં માણસો તે ધણીની મરજી રુડે પ્રકારે ઉઠાવી શકે છે, પણ જ્યાં તે ઉંચી સત્તા ધરાવનાર મુખ્ય પુરુષો મળગુગળા સ્વભાવના હોય છે અને પોતાના અધીન વર્તનારને પોતાની દરેક કામમાં કેવી અભિરુચિ છે, એ સ્પષ્ટ કરીને જણાવતા નથી ત્યાં તો તેમને અધીન વર્તનાર સેવકો વગેરે નિરંતર ઠપકાને પાત્ર થાય છે. કારણ કે કાર્યના આરંભમાં, મધ્યમાં, અંતમાં અને પાછળથી એમ ક્ષણે ક્ષણે કાર્ય લેનાર ઉપરીની તથા કાર્ય કરનાર સેવકની અંતરવૃત્તિઓ એકસરખા પરિણામવાળી હોતી નથી. જેથી જ્યાં પ્રથમથી હરેક કાર્યમાં પરિણામપર્યંતના દૃઢપણે નિયમો બાંધી નિશ્ચય કરવામાં આવતા નથી ત્યાં સેવકો નિરંતર કાર્ય કરતાં છતાં પણ ધણીનો અસંતોષ જોવા પામે છે. આ પ્રકારનું કારણ પણ આ આશ્રમમાં હતું.

આશ્રમના પ્રમુખ જે દિવ્યમૂર્તિ મહાપુરુષ હતા, તે ઘણુંખરું દરેક કાર્યના સંબંધમાં સ્પષ્ટ ઉત્તર આપવાના અભ્યાસવાળા હતા. તેથી જ્યારે જ્યારે તેમને ગૃહવ્યવહારકાર્ય વગેરેના સંબંધમાં કાંઇ પૂછતા ત્યારે 'હા આ પ્રકારે જ કરો' એવી સ્પષ્ટ આજ્ઞા ક્વચિત્ જ આપતા હતા. અને એ કારણથી તે ધૂમ્રલોચનાદિ વિદ્યાર્થીઓ બિચારા ઘણીવાર પ્રત્યેક વ્યવહારકાર્યમાં ગુંચવાતા, અને પછી તે પોતાને રુચે તથા સૂઝે તેવી રીતે કાર્ય કરતા, અને તેમાં પાછળથી અપ્રસન્નતાના કારણરૂપ પ્રસંગે ઠરતા. તેથી સઘળા પ્રકારે વિચાર કરી જોતાં તે સર્વ પ્રકારની થતી પ્રતિકૂળતામાં કાંઈ તે વિદ્યાર્થીઓ જ કેવળ દોષવાન્ હતા એમ ન હતું. વળી જેમ તે વિદ્યાર્થીઓ પ્રતિકૂળતા જણાવામાં કેવળ દોષવાન્ ન હતા, તેમ તે દિવ્યમૂર્તિ ગુરુ પણ એક પક્ષથી

જોતાં દોષવાન્ ન હતા. તે પક્ષ આ છે: જો તે ગુરુ પ્રત્યેક કાર્યનિમિત્ત પૂછતાં એવું સ્પષ્ટ ઉત્તર આપે કે અમુક કાર્ય અમુક પ્રકારે જ કરો, અને પશ્ચાત્ તે પ્રકારે જ તે કાર્ય ન થાય તો તે વિદ્યાર્થીઓએ ગુરુની આજ્ઞાનો ભંગ કરયો એમ ગણાય, અને તે બદલ તેમને અનિષ્ટ ફળ મળે. વળી ગુરુની ઇચ્છા કરતાં પ્રતિકૂળ પ્રમાણે કામ કરવાથી તે વિદ્યાર્થીઓને પણ નિરંતર અંતરમાં ખેદ રહે. આ કારણથી તે દયાળુ ગુરુ સ્પષ્ટ આજ્ઞા નહિ કરે તો તેથી દોષવાન્ ન ઠરતાં ઉલટા મહાદયાળુ ઠરે છે. વિદ્યાર્થીઓના સામર્થ્યના વિચાર કરીને તેમની શક્તિ તથા અનુકૂળતાપ્રમાણે કામ કરવાને જ્યારે તે વિદ્યાર્થીઓ પ્રવૃત્ત થઇ પરવાનગી માગતા ત્યારે તે તેમ કરવા આજ્ઞા આપતા. કોઇને કામ કરતાં ઘટતી સલાહ પણ આપતા. પણ તે તેને અનુકૂળ લાગે તો માનતા ને ન માનતા તો તેથી ગુરુ તેમના પ્રતિ ભારે ક્રોધ કરતા નહિ.

આ પ્રમાણે આશ્રમમાં કોઇ વેળા ગુરુની સંમતિથી કે ગુરુપત્નીની આજ્ઞાથી કે વિદ્યાર્થીઓની પોતાની ઇચ્છાથી સઘળાં કામો સર્વ યથાશક્તિ કરતા. પણ સર્વકરતાં અધિક કાર્યભાર તો બિચારા ધૂમ્રલોચનને જ વહેવો પડતો હતો.

એ ધૂમ્રલોચન માત્ર સ્વભાવે આકળો હતો, અને અકળામણના સમયે બોલવામાં નિયમ રાખતો ન હતો, તોપણ સાચી ભક્તિવાળો હોવાથી તથા નિષ્કપટ હોવાથી પાછળથી પોતાના દોષોનો મનમાં ભારે સંતાપ કરતો. ક્ષમા પણ માગતો હતો. એના ગુણ ઘણા ને દોષ તો અત્યંત અલ્પ હતા. તથાપિ લગાર અસાવધાનતાથી અન્ય લોકો અવિચારથી એ મિથ્યા દોષના પાત્રરૂપ હશે કે શું, એમ અનુમાન કરવા જતા. સર્વ વિદ્યાર્થીઓ એની આજ્ઞાનું પાલન કરતા, તથા એના પ્રતિ ઘણી પ્રીતિ રાખતા. પણ એને પોતાના ભોળા સ્વભાવથી પ્રસગે પ્રસંગે એમ લાગતું કે આ સર્વ વિદ્યાર્થીઓ મારા પ્રતિ સાચી પ્રીતિ રાખતા નથી. કેટલાએક અત્યંત વિચાર નહિ કરનાર વિદ્યાર્થીઓ પ્રસંગે એના બહારના સ્વભાવના અનુમાનથી એના વિષે અધિક પૂજ્યબુદ્ધિ કરતાં શ કાશીલ થતા. પણ પાછળથી જ્યારે તેઓ સહવાસથી એના નિર્મળ અંતરને સમજતા ત્યારે તે સર્વ પણ એના પ્રતિ પૂજ્યબુદ્ધિપૂર્વક દયાભાવ રાખતા.

હે શાણી છોકરીઓ ! મનુષ્યને સ્વભાવ બંધાવામાં મૂળ સંસ્કાર, માતાપિતાનાં શરીર, તથા પાછળથી થતા સંબંધ કારણરૂપ છે. તેમ જ વિવિધ કાર્યના પ્રસંગથી અને સંગતિથી જેવા જેવા પ્ર-

કારના વિચારો કરવામાં આવે છે, તેવા તેવા વિચારોથી પણ સ્વભાવમાં ન્યૂનાધિકતા કરનાર સારી માઠી અસર થાય છે. સઉના સ્વભાવપ્રતિ લક્ષ કરતાં આ વિદ્યાર્થિમંડળમાં ઘણા તો જાણે સત્સંસ્કારવાળા એટલે સારા સ્વભાવના હતા. તેઓ પોતાનું કામ નિયમસર અને શાંત ચિત્તથી કર્યા જતા. કોઇનો પણ ટકોરો ખમવાની તેઓ પોતાના કામમાં અગત્ય જણાવતા ન હતા. કોઈનું પણ હૃદય દુઃખાવતા ન હતા. એક વિદ્યા પ્રધાનપણે શીખતાં છતાં બીજી સઘળી શીખવાતી વિદ્યામાં લક્ષ આપતા. પોતાનો કોઇને ઉપયોગ પડે તો પ્રત્યુપકારની આશા રાખ્યાવિના તેમને તનમનથી સાહાય્ય કરતા. સ્વલ્પમાં એટલું જ કહીએ તો ચાલે કે તેઓ અધિક અંશે સ્તુતિપાત્ર હતા. તેવા સર્વ તો પોતાના ગુરુને ઈશ્વર કે માતાપિતાસમ જાણતા. વળી આ મંડળમાં ઘણા તો મધ્યમ પ્રકારના ગણાતા સ્વભાવવાળા હતા. તેઓ પ્રથમ પોતાનો સ્વાર્થ સાધવામાં તત્પર રહેતા, અને અવકાશ મળે ને નિકટ પ્રસંગ આવી જાય તો બીજાને માટે શ્રમ લેતા. તેમાંના કોઈ તો પાઠ લીધા પછી ભાગ્યે જ તેનું પુનઃ અવલોકન કરતા. વગરશ્રમે ગુરુના પ્રસાદથી વિદ્યા આવડી જાય તો ઠીક, એવી ઇચ્છાવાળા છતાં તેમાંના કોઈ તો ગુરુભક્તિમાં પણ દૃઢ ન હતા, તથા ગુરુને ઈશ્વરરૂપ જાણવામાં સંશયવાળા હતા. કોઈ તો પરસ્પરમાં વિરોધ કરાવવામાં કુશાગ્ર મતિવાળા હતા, તથા કામ કરવામાં આંખ મીચે એવા હતા, તથા કામ મને સોંપે તો કરૂં એવું કહેતા પણ સોંપવાના સમયપૂર્વે સટકી જતા, અથવા સોંપે તો મિષ કાઢી છૂટતા, અને ભાગજોગે સપડાય તો અસાવધપણે માથાઉતરાણુંસરખું કરતા. કોઈ તો દુણાયલા સ્વભાવના હતા, કોઈ તો હસમુખા સ્વભાવના હતા, અને કોઇ તો મધ્યમ એટલે ગંભીર સ્વભાવના હતા. કોઈ તો ઘણું ઓછું બોલનારા પણ સરળ સ્વભાવના હતા અને કોઇ તો ઓછું બોલનાર છતાં મીંઢા એટલે કપટી સ્વભાવના હતા. કોઇ તો મધ્યમ બોલનારા સરળ તથા અસરળ સ્વભાવના હતા, અને કોઇ તો વધારે બોલવાના સ્વભાવવાળા છતાં સારા તથા સાધારણ સ્વભાવના હતા. કોઈ તો વિષયની પ્રબળ લાલસાવાળા હોવાથી વારંવાર વિષયપદાર્થનાં સ્મરણ તથા તેના સંબંધમાં અધિક વિચાર કર્યા કરતા હતા. કોઇ તો આળસપ્રમાદવાળા છતાં અધિક વિદ્યા સંપાદન કરવાની ઇચ્છાવાળા હતા. વળી તેવા કોઈ વિવિધ વિદ્યા જાણવાની આતુરતાવડે ભિન્નભિન્ન વિદ્યાના આરંભ કરતા, પણ પોતાના પ્રમાદાદિ દોષવાળા સ્વભાવથી તેમાંની એક પણ ઉત્તમ પ્રકારે

સિદ્ધ કરતા ન હતા. કોઈ મધ્યમ પંક્તિના તો થોડું ભણેલા પણ ઘણું ભણ્યા છીએ એવું દેખાડતા, અને કોઈ સારા તો ઘણું ભણ્યા છતાં જાણે કાંઈ ભણ્યા નથી એવો ભાસ કરતા. કોઈ તો બહાર ફરવા હરવામાં તથા નવીન પદાર્થો તથા રમતગમત જોવામાં પ્રીતિવાળા હતા, અને કોઇ તો અવશ્યનાં કામવિના બહાર ભ્રમતા ન હતા; પોતાનાં આશ્રમનાં કામ તથા પઠન કરવામાં જ રોકાઈ રહેતા. કોઇ તો અભિમાનથી આ કામ અમે નહિ કરીએ એમ કહેતા, અને કોઇ તો નિરભિમાનથી પ્રત્યેક કામ આગળ પડીને કરતા. તેમાં પોતાનો ધર્મ જાણી લજ્જા કે હલકાઇ માનતા ન હતા. કોઈ પરસ્પરમાં વઢવાઢ કરાવતા, ને કોઈ સારા જ્યાં ત્યાં સમાધાન કરતા. કોઈ જાડી બુદ્ધિવાળાને પુનઃપુનઃ બોધ આપતા પણ નિયમિત પ્રકારે ચાલતા ન હતા. કોઇને એક બે વાર સૂચના કરવાથી અને કોઈ સૂચના કર્યા વિના યથાનિયમે પોતાનાં કાર્ય કરતા. કોઇ તો કારણવિના દ્વેષ કરતા. કોઈ તો ગુરુમાં વિષમપણારૂપ દોષનો એટલે એકને વધારે ને એકને ઓછું શીખવવાનો આરોપ કરતા, ને કોઇ સારા તો પાછળ પડવામાં પોતાનો જ દોષ માનતા. આ વગેરે અનેક પ્રકૃતિના અનેક વિદ્યાર્થીઓ ઉત્તમમધ્યમ પ્રકારે વર્તતા, પણ **શ્રીદિવ્યમૂર્ત્તિ** ગુરુએ વારંવાર કરેલા બોધથી ધીરેધીરે તે ધૂમ્રલોચનાદિ સર્વ વિદ્યાર્થીઓ પોતપોતાના દોષપ્રતિ લક્ષ કરીને તે તે દોષથી રહિત થવા લાગ્યા હતા. તોપણ ઘણા દિવસથી પડેલો અભ્યાસ જેમ ઝટ છૂટતો નથી તેમ તે સર્વ વિદ્યાર્થીના સ્વભાવ એકદમ કેવળ બદલાયા ન હતા, તથાપિ અધિક અંશે ફેરફાર થતો જતો હતો.

ગુરુના આપેલા બોધનું પૂર્વે જેમ તેઓ વારંવાર વિસ્મરણ કરીને અધિક દોષ કરતા તેમ હવે કરતા ન હતા. એકબીજાનું હાસ્ય કરીને એકબીજાને કલેશ કરવાની અનીતિ પણ તેમનામાંથી છૂટી હતી. નવરાશની વેળા ભેળા બેશીને ગમે તેની નિંદા કરવાની રીતિ પણ છૂટી હતી. એકબીજાનાં સંકટમાં ભાગ લેતા થયા હતા. બોધશ્રવણવખતે પણ એકચિત્તથી સર્વ સાંભળતા હતા. પૂર્વની પેઠે આડીઅવળી વૃત્તિ રાખીને વચ્ચે ગડબડ કરતા ન હતા. સહન કરવાનો અભ્યાસ વધવાથી પ્રતિદિન ધૈર્યબળ પણ વધવા માંડ્યું હતું. **ધૂમ્રલોચન** પણ ગુરુને પ્રતિકૂળ ઉત્તરો આપતો બંધ થયો હતો. **પિંગલનયન** પણ ઘણો સુધર્યો હતો. **વિશ્વવંદ્ય** પણ બીજાના આશ્રમોની મિથ્યા સ્તુતિ કરતો અટક્યો હતો. **તીક્ષ્ણબુદ્ધ** પણ આપણા આશ્રમની તથા ગુરુની તથા આપણા ઐશ્વર્યની શ્રેષ્ઠતા અન્યને દે-

ખાડવાની ક્લિષ્ટ લાલસાથી મુક્ત થયો હતો. આ વગેરે અન્ય પણ સર્વ વિદ્યાર્થીઓ ગુણદોષનાં સ્વરૂપનો વિચાર કરીને ઘણા ગુણવાન્ થયા હતા, તેથી ઉત્તરોત્તર આશ્રમની શોભા ઘણી વધતી જતી હતી. પરસ્પરની પ્રીતિ પ્રતિદિન વધતી હતી. પરસ્પરના ગુણ સર્વ જાણવા લાગ્યા હતા. મિથ્યા દોષોનાં અનુમાન છૂટતાં ગયાં હતાં. વિદ્યામાં આગળ વધવાથી સંસારનાં તથા અસંખ્ય વ્યક્તિઓનાં સ્વરૂપને ઠીક ઠીક સમજવા લાગ્યા હતા, તેથી આનંદમાં રહેવા લાગ્યા હતા. ગુરુની પ્રસન્નતા જાળવતાં આપ આપણાં કાર્યને સાવધાનપણે કરતા હતા. ગુરુપત્નીને પણ અસંતોષ ઉપજે એમ વર્તતા ન હતા.

હે તર્કવિદ્યા! એક વેળા દિવ્યમૂર્ત્તિ મહાપુરુષ નિવૃત્તિમાં હતા ત્યારે પોતાના પૂર્વદોષોના સંબંધમાં તેમાંના કેટલાએક વિદ્યાર્થીઓ એકબીજાસમીપ બેશીને આ પ્રકારે પરસ્પરમાં સ્નેહવાર્તા કરવા લાગ્યા:

શુકલવૃત્તિ કહે છેઃ હે ભાઇઓ! આજપર્યંત મારામાં જો કોઇએ અવિવેક જોયો હોય તથા તે મારા અવિવેકથી તમારા કોઈના અંતઃકરણમાં કાંઇ દુઃખ જણાયું હોય તો મને ક્ષમા આપજો. મેં સાક્ષાત્ દુઃખ આપવાની ઇચ્છાએ અવિવેક વાપરયો હોય એમ સ્મરણમાં તો નથી. છતાં પોતાના દોષ પોતાને જણાતા નથી એ નિયમથી જો હું ભૂલ્યો હોઉં તો તમે સર્વ દયાવડે તે મારા અજાણતાં થયલા અપરાધની ક્ષમા આપજો.

મહાજ્યોતિ કહે છે, હે બંધુઓ! તમને સંતોષ આપવો તથા તમને હિતકર કાર્યમાં સાહાય્ય કરવું એ મારો ધર્મ છે, છતાં મારી અજ્ઞાનતાથી મેં તમને કોઇ કોઇ વેળા અસંતોષ કે સંતાપ આપ્યો હશે તો મને ક્ષમા આપજો. આ પ્રથમ અવસ્થામાં કેવળ નિર્દોષ રહેવું એ તો અસંભવસરખું છે, તોપણ શ્રી ગુરુના બોધથી હવે દોષોનાં સ્વરૂપ આપણા સમજવામાં આવ્યાં છે, જેથી હવે પછી તો અસંતોષ જણાવાસરખું મારું વર્તન ભાગ્યે જ થશે. પરંતુ પૂર્વે જે કાંઈ અયોગ્ય વર્તન તમને કોઇ ખેદ ઉપજાવનાર થયું હશે તો તેનું હવે વિસ્મરણ કરીને તમે સર્વ મારાપ્રતિ દયા રાખજો, અને હવે પછી દોષ જણાય તો કૃપા કરી સૂચના આપજો.

પિંગલનયન કહે છેઃ હે મિત્રો! હું ઉમરે મોટો છું તો પણ તમે બધા વિદ્વાન્ તથા ગુણવાન્ છો તેથી તમે સર્વ મારા ઉપર દયાભાવ રાખજો. મારા બોલવાસામું કે મારી કરણીસામું જોશો નહિ. મેં મારા નઠારા સ્વભાવથી કોઇ વેળા મનના તપારાને લીધે તમને કઠોર વચનો સંભળાવ્યાં હશે, તમારી મરજી સાચવી નહિ હશે, અને ત-

મને કામમાં સાહાય્ય કર્યું નહિ હશે, પણ તે મારા અપરાધને તમે લક્ષમાં રાખશો નહિ. તમે જાણો છો કે મનનું બળેલું માણસ બળાપામાં બોલે છે ત્યારે તેને વિવેકકે ખરું ભાન હોતું નથી. તમારા ઉપર વહેમ આવવાથી મેં તમને સહન ન થાય એવો ઠપકો કઠણ વચનોમાં આપ્યો હશે, પણ મારા મનમાં તમને દુઃખ આપવાનો વિચાર કરીને તે વચનો બોલ્યો ન હતો. માટે જેમ આપણા દયાળુ ગુરુ ભગવાન્ મારી મૂર્ખતા જાણીને મારા ઉપર કોપ ન કરતાં પણ દયા રાખે છે તેમ તમે સર્વ પણ રાખજો. મેં મારા મનને અનેક પ્રકારથી સરળ કરવા માંડ્યું છે તો પણ હજી કોઇવાર વાકુંચુકું ચાલવા જાય છે, જેથી તેવે કોઇ પ્રસંગે ભૂલ થાય તો તેથી, આ મનને અધીન જેવા મારાસરખા પરતંત્રને દોષવાળો ગણી કોઈ વાર બોલાતાં વચનોથી તિરસ્કાર કરી કાઢશો નહિ. નિરંતર મારું હિત થાય એવી વાર્તા હોય તે જરૂર કહેજો ને મારા ઉપર કોઈ રોષ રાખશો નહિં.

ઉજ્જવલકીર્ત્તિ પોતાના નેત્રમાં જળ આણતાં કહે છેઃ હે સુજ્ઞ બંધુઓ! આટલા દિવસ જાણી જોઇને કોઇ દોષ મેં સ્વીકારીને તમને કષ્ટ આપ્યું હોય એમ મને તો ભાસતું નથી. પણ હવે જ્યારે દોષોનાં સ્વરૂપ જાણ્યાં છે ત્યારે હું જાણું છું કે કોઇ વેળા મારાથી અપરાધ થયો હશે. મારું હૃદય લગાર દુર્બળ છે, તેથી સહનશીલતાની ખામીને લીધે મેં આપણામાંના ઘણાંને અનુચિત વચનો અણસમજથી કોઇ પ્રસંગે કહ્યાં હશે, પરંતુ તે વચનોઉપર વિચાર ન કરીને જેમ તમે સર્વેએ આજપર્યંત મારું પ્રીતિથી સંરક્ષણ કર્યું છે તેમ હવે પછી પણ કરજો. મેં કદાચિત્ ઉપકારનો બદલો અપકારથી વાળ્યો હશે તોપણ મને અધમ ગણીને મારાપ્રતિ નિરંતર ઉપકાર કરજો. મારી અજ્ઞાનતા જણાય ત્યારે ત્યારે મને અવશ્ય ટોકજો, અને વારંવાર સુબુદ્ધિ આપજો. મારા અવિવેકસામું કોઇ જોશો નહિ એ જ મારી સર્વપ્રતિ નમ્ર પ્રાર્થના છે.

ધૂમ્રલોચન કહે છેઃ હે સજ્જનો! હે સાત્ત્વિક બંધુઓ! તમને સર્વને મારી તરફથી ઘણો કલેશ થયો હશે એમ હવે મને ભાસે છે. આટલા દિવસ દોષોનાં સ્વરૂપ મારા લક્ષમાં હતાં પણ જેવાં જોઇએ તેવાં સ્ફુટ ન હતાં. વળી તે દોષોપ્રતિ આજપર્યંત મારો પાકો લક્ષ ન હતો, પણ હવે તમારી સર્વની પ્રવૃત્તિ જોતાં તથા શ્રીસદ્ગુરુનો મારા પ્રતિ અનુગ્રહ થતાં મને સ્પષ્ટ સમજાયાથી મારો ખરો લક્ષ દોષોપ્રતિ વળ્યો છે, તેથી મેં દોષને દોષરૂપે જાણ્યા છે.

આજપર્યંતની મારી પ્રવૃત્તિ દોષરૂપ જણાઇ હશે તથા તેની તમને સર્વને મારે માટે તિરસ્કારબુદ્ધિ કદાચિત્ પ્રાપ્ત થઈ હશે, પણ ખરું જોતા મારાથી ખાસ તમને સર્વને ક્લેશ આપવા તે દોષોને પ્રવર્તાવાયા ન હતા. તમે સર્વ જાણો છો કે મારા અભિમાનનું અત્ર કાંઈ નથી. હું જે કરું છું તે શ્રીગુરુની સેવાનિમિત્ત કરું છું. તમને સર્વને પોતાના ગણીને પ્રસંગે અગત્ય જણાયાથી કોઈ કાર્યસારુ ઠપકો આપવા જાઉં છું, અને પૂર્વે ઘણીવાર એપ્રમાણે કઠિણ વચનો તમને સંભળાવાયાં હશે, પણ મારા મનમાં ખાસ દ્વેષ રાખીને મેં કોઇને કાંઇ ક્રૂર વચન કહ્યાં નથી. તેથી મારા આ કળા સ્વભાવના જાણનારા તમે સર્વ મને ક્ષમા આપજો. અણઘટતું કાર્ય મારે હાથે થાય નહિ તથા દુઃખદ વચન બોલાય નહિ એમાટે હું સાવધાન રહેતો, તથાપિ ઘણાં કામના ભારને લીધે સમયે વિકળ વૃત્તિથી કાંઇ તેવું બોલાયું હશે તો મનમાં રાખશો નહિ. મારામાં વિસ્મરણ થવાનો સ્વભાવ હોવાથી કોઇ વાર અવશ્યની વાર્તા પણ વિસરતો હઇશ તથા બોધનું પણ કોઈ અંશે મને વિસ્મરણ થતું હશે તો હવે પછી આપણામાંના કોઇએ પણ મને ભૂલ થવાના સમયે સ્મૃતિ આપવી.

તીક્ષ્ણબુદ્ધિ કહે છેઃ હે પ્રિય બંધુઓ ! તમારા સર્વના સુસ્વભાવથી આજપર્યંત જે કાંઈ મારા દોષોથી આવેલું કષ્ટ સહીને તમે મારાપ્રતિ દયા દર્શાવી છે તે સારુ હું તમારો આભારી છું. મારાથી આશ્રમની કે તમારી કોઇની ઘટિત સેવા થઈ શકતી નથી, તેમ છતાં તમે મારી ગેરહાજરીમાં મેળવેલી વિદ્યાનો લાભ મને વારંવાર આપો છો, એ તમારી મારાપ્રતિની કૃપા હું સમજું છું.

મારા અપરાધથી ઘણી વાર આ પિંગલનયનાદિ જ્યેષ્ઠકનિષ્ઠ બંધુઓને કષ્ટ સેવવું પડયું છે. તે અપરાધોને પૂર્વે હું મોટા અપરાધરૂપ ગણતો ન હતો, પણ હવે મને સમજાયું છે કે કોઈના પણ અંતર્માં ખાસ કારણવિના સંતાપ ઉપજાવવો એ ઘણું મોટું પાપ છે. એ વિના પણ મારા દોષોને મેં હવે ઓળખ્યા છે, અને તેનાથી હવે હું સાવધ રહીશ. પણ આ થયેલા અપરાધનિમિત્ત સર્વ ક્ષમા આપજો, અને હવે પછી અજાણતાં થાય તો મને દયાઆણી સંભાળી લેજો.

ત્રિશ્વવંદ્ય કહે છેઃ જેમ આ લોકમાં સજ્જન પુરુષો પોતાના ક્ષમા, દયા, પરોપકાર આદિ સદ્ગુણોનું રક્ષણ કરતાં વિનામાગ્યે પણ અપરાધીઓને તેનો લાભ પોતાના સુસ્વભાવથી આપે છે તેમ તેમ

સર્વ સજ્જનો મને પણ મારા અપરાધને લક્ષમાં ન લેતાં તે તમારા દયા ક્ષમા વગેરે સ્વભાવસિદ્ધ સદ્‌ગુણનો લાભ આપો છો. 'મને ક્ષમા આપજો' એવું દીનતાનું વચન પણ જેનો મોંમાંથી ભાગ્યે જ નીકળે છે એવા મારા સરખાને તમારા સરખા ઉદાર બુદ્ધિવાળા સજ્જનોવિના પોતાના મંડળમાં કોણ નીભાવી લે ? કોઈ જ નહિ. સઘળું જોતાં તમારી સર્વની કરુણા મારા ઉપર અકથ છે, અને તેથી જ સર્વ મને માન આપતા જણાય છે. આ જગતમાં યથાર્થ ગુણવાન્ તો સર્વત્ર પૂજાય એમાં આશ્ચર્ય નથી, પણ મારા સરખો કે જે અંતર્બાહ્ય સમસદ્‌ગુણને વર્તાવતો નથી, તે સર્વત્ર પૂજ્યભાવથી પ્રસિદ્ધ થાય છે એ આશ્ચર્યવત્ છે; તથાપિ તમ સરખા સજ્જનોની કૃપાના પ્રભાવથી જ તે સર્વ થાય છે, એમ માનવાથી કાંઇ આશ્ચર્યસરખું ગણાતું નથી. મારી અંતમાં સર્વને એ જ વિજ્ઞપ્તિ છે કે જેમ મને નીભાવતા આવ્યા છો તેમ નીભાવી લેજો, અને તમારા ઉદારતા વગેરે સદ્‌ગુણવાળા સ્વભાવથી મારા દોષોપ્રતિ અલક્ષ કરતાં મને પ્રસંગોપાત્ત સૂચના આપી નિર્દોષ કરજો.

તે **વિશ્વવંદ્ય** આટલું બોલી રહે છે એટલામાં **શ્રીગુરુ** શાળામાં પધારે છે, એટલે સર્વ ઉઠે છે. ગુરુ આસને બેઠા પછી સર્વ પોતપોતાને આસને બેસેછે. પછી દિવ્યમૂર્તિ ગુરુ પૂછે છે, હે ભાઇઓ ! મારા અત્ર આવવાપૂર્વે આજે તમે શા ઉદ્યોગમાં બેઠા હતા ?

**પિંગલયન** કહે છેઃ આજે તો આપની કૃપાથી અમારા પરસ્પરના થયેલા પૂર્વદોષોની એકબીજાપાસે ક્ષમા માગીને સર્વ વિરોધને શમાવીને હવે પછી નિર્દોષ થવાસંબંધી નિશ્ચય કરતા હતા.

દિવ્યમૂર્તિ પ્રસન્નતા જણાવીને કહે છેઃ ધન્ય છે. એ પ્રમાણે જો તમે પોતપોતાના દોષોને ઓળખશો તથા એક બીજા સાથે નિર્દોષ વર્તણુક કરશો તો સ્વલ્પ કાળમાં તમે શ્રેષ્ઠ પંક્તિમાં આવશો. હે શાંતિ તથા તૃપ્તિની ઇચ્છાવાળાઓ ! આ જગતમાં દોષ તો સઘળે જ છે. તેથી હું દોષવાળો કેમ છું એવો વિચાર તો કરવો જ નહિ, પણ દોષને જાણવા તથા તેથી બચવા ઉદ્યોગી થવું. આ વગેરે અનેક સુખદ વચન કહીને **ગુરુ** સર્વને પાઠ આપવા લાગ્યા.

આ પ્રકારે સુધરવાની ઇચ્છાવાળા તે વિદ્યાર્થીઓ પ્રતિદિવસ સુધરતા ચાલ્યા. પણ ઘણો દઢસરખો બંધાયેલો સ્વભાવ જેમ એક ક્ષણમાં કે સ્વલ્પ કાળમાં કેવળ છૂટતો નથી, તેમ તેમનાં અંતર કેવળ નિર્દોષ થયાં નહતાં, તેથી કોઈ ક્ષણે ક્ષુદ્ર કારણથી કોઈ કોઈના અંતરમાં થોડો સંતાપ થતો.

આ પ્રમાણે ઘણા દિવસ થયા ત્યારે વળી એક વેળા તે વિદ્યાર્થીઓના તથા પોતાની સ્ત્રી સરિતાના અંતરમાં કિંચિંત્ કિંચિંત્ પ્રતીત થતા તાપને જોઈ જાણીને તે સર્વ વિદ્યાર્થીઓ વગેરે પ્રતિ સામાન્ય પ્રકારે બોધ આપતાં તે દિવ્યમૂર્તિ ગુરુ આ પ્રકારનાં વચનો બોલ્યા:

હે ઉત્તમ કુળમાં જન્મને પામેલા વિદ્યાર્થીઓ ! તમે આપણા અંતઃકરણને યોગ્ય વિચારવડે સમાધાનમાં રાખો. આ જગત્‌ના તથા જગત્‌ની જનેતા મહામાયાના સ્વરૂપનો વિચાર કરો, પછી તમારા તથા તમારા સંગીઓનાં સ્વરૂપનો વિચાર કરો, અને અનુકૂળ પ્રતિકૂળ ભાવવાળાં આ દરેક શરીરમાં રહેલા અંતઃકરણનો વિચાર કરો; અને પછી કેવળ દોષરહિત થઈ શાંતિને પામો.

હે ભાઇઓ ! આ આયુષ્‌નો ક્ષય નિરંતર થાય છે તથાપિ જેટલો કાળ અંતરમાં ક્લેશથી પરિતાપ થયા કરે છે તેટલો સમય તો આ આયુષ્‌નો વધારે વેગથી ક્ષય થાય છે. બાકીના સમયે સાધારણ વેગથી ક્ષય થાય છે અને અનુદ્વેગવડે શાંત ચિત્ત રહે ત્યારે તથા સ્વાભાવિક પ્રસન્નતાના સમયે એ આયુષ્‌નો મંદગતિથી ક્ષય થાય છે. માટે જો તમારા અમૂલ્ય આયુષ્‌નો ઓછો ક્ષય કરવાને ઇચ્છતા હો તો ઉદ્વેગરહિતપણે, ચિત્તને પ્રસન્નતામાં તથા શાંતિમાં સ્થાપતા રહો. આ જગત્‌માં જેમ જીવમાત્રને પ્રાપ્ત શરીરનું આયુષ્ અધિક પ્રિય હોય છે, તેમ તમને પણ હોવું ઘટે છે.

આ જગત્ જેમાંથી ઉપજે છે તે મહામાયાશકિત, પ્રકૃતિ તથા વિકૃતિરૂપ વિવિધ કળાવાળાં છે. તેમનું અસંખ્ય સ્વભાવવાળું છતાં પ્રધાનપણે ત્રણ ધર્મવાળું દ્રવ્યાત્મક સ્વરૂપ છે. જેથી તે જગત્‌ના કારણરૂપ મહામાયા પણ એક જ સ્વભાવ કે ગુણરૂપ સ્થિતિવાળાં નથી તો આ તેમનાથી થયેલું જગત્ તો એક પ્રકારનાં સ્વભાવવાળું કેમ જ હોય ? ન જ હોય. અને જ્યારે વિવિધ સ્વભાવ પ્રકૃતિવાળું આ જગત્ છે ત્યારે તમે સર્વ એકસરખા વિચાર સામર્થ્યવાળા કેમ થઇ શકો ? ન જ થઇ શકો. આમ હોવાથી આ જગત્‌માંનું પ્રત્યેક મનુષ્ય તથા તમારામાંના સર્વ જે જુદા જૂદા સ્વભાવવાળા છે તે સર્વ એક બીજાને એક સરખા મળતા સ્વભાવવાળા થાય એવી આશા તો રખાતી જ નથી. પણ એક બીજાના ખરા સ્વભાવનાં સ્વરૂપને જો તમે સર્વ વિચારથી ભિન્ન ભિન્ન જાણી લો, અને તેમા પોતાની અનુકૂળતા જ માત્ર જાળવવાની સ્પૃહાવાળા ન રહો તો તે સ્થિતિ તમને સર્વને સુખ આપનાર થશે.

આપણને આ જગત્‌માં યોગ્ય વિચારથી જે અનુકૂળ જણાય તે બીજાને ભિન્ન સ્વભાવસામર્થ્યવાળા અંતઃકરણથી પ્રતિકૂળ જણાય; અને તેથી તે આપણને અયોગ્ય વિચારવાળા ગણે તો તેમાં આપણે જો તેના સ્વરૂપને તથા જગત્‌ના સ્વરૂપને જાણતા હોઇએ તો લગાર પણ ખેદ થવાનું કારણ રહેતું નથી.

આ લોકોમાં અંતઃકરણના ભેદથી રુચિમાત્રનો ભેદ છે. કોઇ લાંબી મુખાકૃતિને, શરીરના ઉંચા કદને તથા શ્યામ વર્ણને પ્રિય ગણે છે. કોઇ ગોળ મુખને તથા મધ્યમ કદના અને ગૌર વર્ણવાળા શરીરને પ્રિય ગણે છે. કોઈ નીચા કદને, મધ્યમ વર્ણને, તથા લંબગોલાકૃતિ મુખને પ્રિય ગણે છે. કોઈ મોટાં લાંબાં નાક, કાન, આંખને ઠીક ગણે. કોઈ તે સર્વને ટુંકાં જોઇને ઠીક ગણે. કોઇ તીણું ને કોઈ ચીબું નાક સુરૂપમાં ગણે છે. એ જ પ્રમાણે કોઇને ઉંચે શબ્દે બોલનાર ને કોઇને નીચે શબ્દે બોલનાર પ્રિય હોય છે. ખાવામાં કોઇને ઉષ્ણ, કોઇને અનુષ્ણ, કોઇને અધિક અને કોઇને ન્યૂન ખારૂં, ખાટું, તીખું, પ્રિય હોય છે. આપ્રમાણે દરેક વ્યવહારમાં એકબીજાને મળતાપણું ભાગ્યે જ હોય છે. આ રીતે પરસ્પર પ્રકૃતિથી મતિભેદ થવાથી વારંવાર વિરોધ થાય છે. ઘણાં દૂષિત અંતઃકરણસ્વભાવવાળાં મંદ વિચારનાં મનુષ્યો આ જગત્‌ની ઉત્પત્તિ, સ્થિતિ તથા લય કેવે પ્રકારે તથા શાથી થાય છે, તેના ખરા સ્વરૂપને જાણતાં નથી, વિચારી સમજી શકતાં નથી, તો પણ પોતાની મૂર્ખતાથી પરમેશ્વરને ન માનીને મિથ્યા બીજાઓજોડે વઢવાડ કરે છે. જગત્‌ના તથા પરમેશ્વરના સ્વરૂપને ન જાણનાર ઘણાં મંદમતિ મનુષ્યો તો પરમેશ્વરને કેવળ નિરાકાર જ માને છે, અને બીજા સાકારરૂપે પરમેશ્વરને માનતા મનુષ્યોજોડે વિખવાદ કરે છે. અને તેવાં જ ઘણાં મૂર્ખ મનુષ્યો પરમેશ્વર તથા જગત્‌ના ખરા સ્વરૂપને ન જાણનાર છતાં ઈશ્વર તો કેવળ સાકાર જ છે એમ માનીને બીજાજોડે વૃથા વાગ્વાદ કરે છે. અને એમ વાદ કરીને વિનાકારણ કલેશ વહોરી લે છે.

આ વગેરે કારણ તથા કાર્યના સ્વરૂપસંબંધી વિચારમાં અનેક નિશ્ચયભેદ થઇને ઘણા પરસ્પરમાં વઢે છે. પરંતુ શુદ્ધવસ્તુવિચાર કરનાર મહાપુરુષો આવી ખોટી ટેવથી એકબીજાને દુઃખ ઉપજાવનાર થતા નથી. તે તો સર્વસાથે તેમનાં સ્વભાવપ્રકૃતિનો વિચાર કરી વર્તે છે. જેથી સઉની પ્રિતિના પાત્ર થઈને સઉને સુખ આપીનેપોતે પણ સુખાનુભવ કરતા રહે છે. માટે હે ભાઇઓ ! તમે પણ આ પ્રકારે જગતના કારણકાર્યના ભેદવાળા સ્વરૂપને વિચારી

વિરોધમાત્રને શમાવી સુખને પામો.

કોઇ મનુષ્ય આપણા વિચારને સર્વાંશે મળતું ન આવે તો તેની સાથે વિરોધી અંશસંબંધી વ્યવહાર ઓછો કરવો. અને તેવો વ્યવહાર કરવાનો અવસર આવે તો આપણે સમજીને તેટલી પ્રતિકૂળતા સહન કરીને પછી તેનાથી વેગળા રહેવું. ગમે એવું પ્રબળ કારણ આવે તો પણ જેમનો પરસ્પરનો સંબંધ સહજમાં છૂટી શકે એવો ન હોય તેમણે તો પરસ્પરસાથે એવું સંભાળથી વર્તવું કે બનતાસુધી કલેશનું કારણ ઉપજે નહિ. અને કદાચિત્ નિરુપાયે ઉપજે તો તેને તરત શમાવવા ઉદ્યોગ કરવો. અને તેવો ઉદ્યોગ લક્ષમાં ન જ આવે તો આપણે માત્ર અંતઃકરણમાં તે કલેશને વધારે વાર ટકવા ન દેવા સાવધાન થવું, જેથી સંતાપદ્વારા પ્રબળ વેગથી આયુષ્નો ક્ષય થવા પામે નહિ.

હે વિદ્યાર્થિઓ! આ જગત્ના નિર્વાહક દ્રવ્યરૂપ મોટા પદાર્થો પણ એક સરખા સ્વભાવવાળા નથી. કોઇ તો ઉષ્ણવીર્યપ્રધાન છે. કોઇ તો શીતવીર્યપ્રધાન છે. કોઇ તો સમશીતોષ્ણ છે. કોઇ તો અનુષ્ણુશીત છે. એ જ પ્રમાણે કોઇ કેવળ શીત અને કોઇ કેવળ ઉષ્ણ પણ છે. તથાપિ આ સંયોગી જગત્નું ઉપકારક સંયોગી હોય છે તેથી વ્યવહારોપયોગી દશામાં જે જે દ્રવ્ય પ્રાપ્ત થાય છે તે તે દ્રવ્ય એક ધર્મની પ્રધાનતાવાળાં તથા અન્ય ધર્મની ગૌણતાવાળાં હોય છે.

આ જગત્ના નિર્વાહક દેવો પણ મુખ્ય ત્રણના કાર્યરૂપ છે, તથાપિ ભેદસ્વભાવવાળા છે. તે મુખ્ય ત્રણ આ છેઃ—**બ્રહ્મા**, **વિષ્ણુ** તથા **રુદ્ર**. તેમાં આ જગત્કાર્યની પૂર્વે **બ્રહ્મા**, તે પૂર્વે **વિષ્ણુ** અને તે પૂર્વે **રુદ્ર** છે. એ **રુદ્ર**થી પૂર્વે તો અનુત્પત્તિવાળા અનાદિસિદ્ધ **મહેશ્વર** **મહા**માયાશક્તિસહ વર્તમાન છે.

આ **મહા**માયા શક્તિ જ પોતાના ત્રણ સ્વભાવથી ત્રિવિધ આકૃતિએ પ્રકટે છે. તે ત્રણ સ્વભાવ રાજસ્, તામસ્, સાત્ત્વિક છે. આ ત્રણ સ્વભાવ તથા તેમનાં મૂર્તિમાન્ સ્વરૂપ જે **બ્રહ્મા**, **વિષ્ણુ** તથા **રુદ્ર** છે તે પણ સંયોગી છે. મૂળ તો શુદ્ધ તથા મલિન બે પ્રકારનું જ દ્રવ્ય છે. તે બેમાંથી આ ત્રણ ભેદ થયા છે. ૧ અંતર્ શુદ્ધસત્ત્વ અને બહિર્ મલિનસત્ત્વ. તે અંતર્શુદ્ધ સાત્ત્વિક હોવાથી સાત્ત્વિક અહંકાર ગણાય છે. તેનેજ **રુદ્ર** અથવા **સદાશિવ** કહે છે. ૨ ઉપર શુદ્ધસત્ત્વ તથા અંતર્માં મલિનસત્ત્વથી પ્રકટ થયેલ અહંકાર. તે અંતર્મલિન સત્ત્વ હોવાથી તામસઅહંકાર કહેવાય છે; અને તે જ **વિષ્ણુ** ભગવાન્ છે. જે જે સ્થળે **વિષ્ણુ**ને સાત્ત્વિક અહંકાર અને **રુદ્ર**ને તામસ અહં-

કાર કહે છે, તે બહિર્સ્વરૂપને અનુસરીને કહ્યું છે. અને તેથી તેમ કહેવું એ પણ ખોટું ગણાય એમ નથી. રુદ્રનો સંહારરૂપ વ્યાપાર હોવાથી તેમને તામસઅહંકાર કહે તથા પાલન કરવારૂપ વ્યાપાર વિષ્ણુ-હોવાથી તેમને સાત્ત્વિક અહંકાર કહે તે પણ બાધરૂપ ગણાય એમ નથી. ઘણા વિષ્ણુભક્ત તથા શિવભક્ત પોતપોતાના ઇષ્ટને સાત્ત્વિક ગણવાથી સંતોષ માને છે. અને તેમણે તેમ કરવું ઉચિત પણ છે, તથાપિ અત્ર અંતર્બહિર્ સ્વરૂપનો વિવેક કરીને કહ્યું છે, જેથી ઉભયના ભકતોને અસંતોષનું કારણ નથી. પ્રત્યેકને સાત્ત્વિક અહંકાર તથા તામસ અહંકારરૂપે સ્વીકારવામાં કાંઈ વિરોધ નથી. આ બે અહંકાર મૂલ છે. એમના પ્રકટ થવા પછી અવશેષ શુદ્ધ તથા મલિનસત્ત્વના મિશ્રાંશથી ઉત્પન્ન અર્થાત્ પ્રકટ થતો અહંકાર અંતર્બહિર્ મિશ્રાંશ હોવાથી રાજસ્અહંકાર કહેવાય છે. એ રાજસ્-અહંકારને જ બ્રહ્મા કહે છે. આપ્રમાણે જગતના મૂળ વ્યવસ્થાપકરૂપ આ ત્રણ જે ઈશ્વરકોટિ ગણાય છે. તે પણ પ્રકૃતિભેદવાળા છે, તો ઇતરની શી વાર્તા? એ ઈશ્વરકોટિમાં સર્વજ્ઞત્વાદિ ઉજ્જવલ ધર્મ હોવાથી તથા નિર્વાસનિક દિવ્ય તનુ હોવાથી એમની ભેદપ્રકૃતિ છતાં પણ તે વિકારી થઇ કલેશના ઉદયને કરી તેમને સંતાપતી નથી. તેથી નિરંતર સુખસ્વરૂપ તથા નિત્યમુક્તરૂપ છે. અને આ જીવકોટિ તો અલ્પજ્ઞત્વાદિ ધર્મયુક્ત છે, અને વિવિધ સ્વભાવકર્મવાસનાવિશિષ્ટ દ્રવ્યવડે રચાતાં ભૌતિક તનુવાળી છે. જેથી એમાં રહેલો ભેદ કલેશના કારણરૂપ હોય છે.

હે ભાઇઓ! આમ છે માટે સદુદ્યોગવડે અર્થાત્ ખરા ઉપાયોવડે આ જીવકોટિની મર્યાદામાંથી છૂટો અને અલ્પજ્ઞપણા આદિ ધર્મથી તથા સ્વભાવકર્મવાસનાવિશિષ્ટદ્રવ્યાત્મક ભૌતિક તનુથી છૂટો, અને કલેશાતીત અખંડ સુખસ્વરૂપમાં અભેદ થઇ રહો.

એ ઈશ્વરકોટિથી પ્રકટેલી અદષ્ટજન્ય દેવકોટિ પણ ભેદસ્વરૂપવાળી છે. તેમ છતાં પણ તે મધ્યમ કોટિ હોવાથી તથા મૂળ સંકેતાનુસાર વ્યવહાર કરનાર હોવાથી કલેશના કારણરૂપ નથી. વળી તે તે અદષ્ટજન્ય દેવકોટિનાં સ્થાન તથા અધિકારને ભોગવવાને સ્વભાવ-કર્મજન્ય દેવકોટિ છે. તે પણ ઉગ્ર પુણ્યકર્મના ફલરૂપ હોવાથી ઓછા કલેશવાળી છે. જેથી હે ભાઇઓ! તમારાથી કદાચિત્ કલેશાતીત ન થવાય તો આ મધ્યમ કોટિના અધિકારને પ્રાપ્ત કરવા તો ઉદ્યમી થાઓ, અને એમ કરતાં ક્રમવડે કર્મકલેશાતીત થવાતાં અભેદ પણ થવાશે. માટે મારાં વચનમાં વિશ્વાસ ઉપજે તો તમે સદ્ગુણ તથા

સત્કર્મના સંસ્કારને વધારવા પ્રમાદરહિત થાઓ. જેથી તમારૂં સદા કલ્યાણ છે.

આ સંસારપ્રપંચ આરંભથી તે અંતપર્યંત ભેદવાળો છે તેમ જ વિરોધી અવિરોધી દ્રવ્યના સંયોગી સ્વરૂપવાળાં સંપૂર્ણ કાર્ય છે. જેથી જગત્માં સર્વદેશી ભેદનો અત્યંતાભાવ તો કદાચિત્ પણ સંભવતો નથી. માટે ભેદના સ્વરૂપને તથા ગુણદોષને જાણીને વિવેકવડે જગત્-મર્યાદાને અતિક્રમણ કરતાં અભેદભાવને પામવાની આતુરતાવાળા થાઓ.

આ ભેદભાવની નિવૃત્તિઅર્થે સઉથી પ્રથમ તો અંતઃકરણ શુદ્ધ થવાના જે ઉપાયો કહ્યા છે તેને સેવતા રહેજો. અને તેથી પછી વિવિધ પ્રકારના બળને શુદ્ધ ચિત્તની નિરુદ્ધ દશામાં અનુભવજો. જેથી સંદેહરહિત થતાં સુખાનુભવદ્વારા અંતમાં સુખસ્વરૂપ થઈ રહેશો.

હે સદ્ધર્મમાં પ્રીતિવાળાઓ ! આ મનુષ્યશરીરને પામીને આ લોકમાં પ્રકટ્યા છો તો આ લોકનાં સુખદુઃખનો યથાવત્ અનુભવ કરાવનાર આ ભેદભાવનાનો આ પ્રથમાવસ્થામાંથી જ તમારે અત્યંતાભાવ એટલે નિઃશેષ લય કરવાનો નથી પણ આશ્રમોના અવધિપર્યંત સર્વ પ્રકારના અનુભવથી નિઃશંક તૃપ્ત થઇને પછી સર્વ પ્રકારની ઉપાધિથી રહિત નિત્યતૃપ્તિ પામવાના સમયે એ ભેદ-ભાવનાનો લય અપેક્ષિત છે.

આ સંસારમાં આવીને અંતિમ એટલે છેલ્લું અથવા અંતનું કર્તવ્ય એ ભેદભાવની કેવળ નિવૃત્તિ છે. પણ તે પૂર્વે ઘણું કરવાનું છે. તેનો તમારે આ વિદ્યાર્થીદશામાં જ વિચાર કરવાનો છે. ભણ-વામાં તથાં સાંભળવામાં તમારે તે સર્વ આવી ગયું છે. પણ તમે અસાવધપણાથી તેને વિસરી જાઓ છો. પણ એ પ્રકારનું વિસ્મરણ તમને ઘટતું નથી. તમારા માતાપિતાના મનોરથને તમારી શક્તિ-પ્રમાણે પૂર્ણ કરીને પછી ગૃહસ્થાશ્રમમાં રહેવા લાગી સઘળા પ્રકારથી શોભતા ગૃહસ્થધર્મનું પાલન કરીને પછી આ સંસારમાં સારવિનાના પદાર્થમાં બંધાયેલા મોહને ત્યજીને અંતમાં શાંત થવું છે.

આ પ્રકારે તે દિવ્યમૂર્તિ મહાપુરુષ પોતાના તે સમયે બેઠેલા સર્વ વિદ્યાર્થીઓને પ્રીતિવડે બોધ આપતા હતા, તે સમયમાં કોઇએક વિરક્ત એટલે ત્યાગીસરખા દેખાતા વૃદ્ધ મહાત્મા પુરુષે આ દિવ્ય-મૂર્તિની શાળામાં પ્રવેશ કર્યો. તેમને જોતાં તરત જ તે દિવ્યમૂર્તિ મહાપુરુષે અભ્યુત્થાન કરીને એટલે સામા ઉઠીને આગળ ચાલીને નમસ્કાર કરીને તેમના હસ્તગ્રહીને લાવીને આપણા સમાન ઉત્તમ આસનઉપર બેસાડ્યા, તથા પોતે પણ પોતાને આસને બેઠા. અને

આ પ્રકારનાં પ્રિય વચન તે વૃદ્ધ વિરક્ત મહાત્માપ્રતિ બોલ્યા.

દિવ્યમૂર્તિ કહેછેઃ હે ભગવન્! આપ કે જેમનાં દર્શન દેવને પણ પ્રિય છે તે આપ આ ક્ષણે ક્યાંથી પધાર્યા છો ! શા નિમિત્તથી આ આશ્રમનિવાસી જનોને દર્શન આપી કૃતાર્થ કરવા વૃત્તિને વેગ આપ્યો છે ? ભૂર્, ભુવર્, સ્વર્, મહર્, જન, તપ અને સત્ય, એ સપ્ત સ્વર્ગ તથા અતલ, વિતલ, સુતલ, મહાતલ, રસાતલ, તલાતલ અને પાતાલ એ ચૌદે લોક કાકવિષ્ટાસમાન તુચ્છ છે જેમને એવા આપે કયા પદાર્થની સ્પૃહાને પ્રતીત કરાવતાં આ સ્થળમાં પ્રવેશ કર્યો છે ? હે ઉપાધિસંયુક્ત દેખાતા છતાં સર્વાતીત ! આપ કે જે આ આશ્રમમાં આ ક્ષણે અતિથિરૂપ છો તેમને કયા પ્રિય પદાર્થના અર્પણથી આતિથ્ય કરી પ્રસન્ન કરીએ ?

નિત્યતૃપ્ત તથા અખંડ આનંદસ્વરૂપ આપને પ્રસન્ન કરવું અવશેષ નથી, તેમ જ આ લોકમાં આપની ઇચ્છાનો વિષય હોય એવો પદાર્થ પણ કોઈ નથી, તેમ છતાં આ આશ્રમધર્મને સેવનાર અમે જેમ પુષ્પ, પત્ર, ફલ, જલાદિના અર્પણથી શ્રીવિશ્વેશ્વરને પ્રસન્ન કરવા ઇચ્છીએ છીએ, તેમ આપને પણ તેવા જ કોઈ પદાર્થથી પ્રસન્ન કરવા ઇચ્છીએ છીએ.

આ પ્રકારના શ્રીદિવ્યમૂર્તિનાં વિવેકભરેલાં પ્રિય વચનોને શ્રવણ કરીને મંદમંદ હસતાં તે વિરક્ત વૃદ્ધ મહાત્મા સર્વ વિદ્યાર્થીઓપ્રતિ દૃષ્ટિ નાંખીને પછી આ પ્રમાણે બોલ્યાઃ

હે શાંતાત્મન્! જે પદાર્થના સંબંધાર્થે વૃત્તિ વેગવાળી થઈ હતી અને જે વડે પ્રસન્નતાનો વૃત્તિમાં પ્રાદુર્ભાવ થવાનો સંભવ હતો તે તો સર્વ થઈ ચુકયું છે, એટલે આતિથ્ય કરવું અવશેષ રહ્યું નથી તોપણ અંશતઃ રહેલું છે તે થશે એટલે અધિક કાંઇ કરવા સરખું રહેશે નહિ.

હવે આ આશ્રમપ્રતિ મારા આગમનના નિમિત્તને કહું છું. તે શ્રવણ કરો. એ નિમિત્ત સાથે સંબંધવાળી બીજી વિશેષ કથાને પણ સૂક્ષ્મમાં કહું છું.

આપ દિવ્યમૂર્તિને આ વિશ્વમાં કંઈ અજ્ઞાત નથી પણ આ વિદ્યાર્થીઓને શ્રવણ કરાવવા અર્થે અવશ્ય કરીને બોલું છું.

ગોદાવરી નદીના તટઉપર ઋષિઓના આશ્રમોસમીપ ઘણો કાળ મેં અગ્નિના સેવનપૂર્વક ગૃહસ્થાશ્રમ સેવ્યો હતો. મારો ગૃહસ્થાશ્રમ પણ વિવિધ પ્રકારના તાપનો આપનાર હોવાથી અગ્નિરૂપ જ હતો. મારે આ આશ્રમમાં પૂર્વાશ્રમનું સ્મરણ કે કથન કરવું ઉચિત નથી. તથાપિ અગત્યના પ્રસંગે તે કથનને હું પ્રતિબંધક ધારતો નથી.

ઘણા પુરુષો એમ જાણે છે કે પાછળની વાર્તાનું સ્મરણ કે
થન જ્ઞાનીને વિરોધી છે, પણ એ સર્વ સ્થળે સ્થાપવાયોગ્ય નિયમ
થી. સાધકરૂપે તો ભૂતભાવિપ્રતિબંધરૂપ આગલીપાછલી વાર્તાને
ભારીને કથન કરવી ઉચિત નથી, અર્થાત્ જેમ બને તેમ ભૂલી
વી ઉચિત છે અને કર્ત્તવ્યસિદ્ધિપછી પ્રસંગપરત્ત્વ બોધમાં ઉપ-
ગી એવી કથાને ઉપદેશકધર્મને સેવનાર પુરુષે સ્મરણ કરી કહેવી
નુચિત નથી. આમ છે માટે સંકોચરહિતપણે કહું છું તે સર્વ
દ્યાર્થીઓ લક્ષથી શ્રવણ કરશે.

એ ગોદાવરીના તટઉપર અગ્નિની પેઠે અથવા ગ્રીષ્મઋતુના
ર્યની પેઠે બારે માસ તપ્ત રાખનાર ગૃહસ્થાશ્રમરૂપ અગ્નિને, આ
મધર્મથી પ્રાપ્ત અગ્નિ એટલે યજ્ઞનારાયણસહ સેવતો હતો.

સ્ત્રી, પુત્ર, વિદ્યાર્થીઓ અને સમીપવાસી જનોના અનુકૂળપ્ર-
કૂળ સ્વભાવથી નિરંતર કલેશનાં કારણોને અનુભવતો હું એક સ-
યે આ પ્રકારના વિચારને કરવા લાગ્યોઃ

ઓહો! આ જગત્માં પ્રાણિપદાર્થમાં રહેલો વિરોધી સ્વભા-
તથા તેથી સર્વત્ર પ્રસરી રહેલો કલેશ કેવો પ્રબળ છે! એને-
ષ્ટિના આરંભથી તે આજ પર્યંત કોઇએ પણ સમૂળ નાશ કર્યો
ય એમ પ્રતીત થતું નથી, તેથી જાણે એ અજરામર પદને પામે-
હોય એમ ભાસે છે, અને આ વિરોધી સ્વભાવ તથા કલેશ આખા
શ્વમાં વ્યાપેલો હોવાથી વ્યાપક ઈશ્વરજેવો છે એમ કહીએ તો-
ણ ચાલે એવું છે. જો આપણે કોઇને કહીએ કે પરમેશ્વર કેવળ
નંદસ્વરૂપ છે ને ઘટઘટ વ્યાપી રહ્યા છે તો તે વાર્તા અધિક વિ-
ારવડે બુદ્ધિમાન્ પુરુષોએ સ્વીકારવાજેવી છે, પણ જો કોઈ કહે કે
ઈ! પરમેશ્વર તો ગૌણપણે આનંદરૂપ અને પ્રધાનપણે કલેશ-
છે ને તે ઘટઘટ વ્યાપક છે તો વિચાર કર્યાવિના પણ તે મં-
બુદ્ધિઓવડે મનાય એવું છે. કારણકે આનંદનો થોડો અનુભવ
વોને થાય છે અને કલેશનો ઘણો અનુભવ સર્વ જીવોને થાય છે.
ામ છતાં પણ અનેક પ્રકારની પ્રાણીપદાર્થવડે પ્રકટતી પ્રત્યક્ષસરખી
તીત થતી ચેષ્ટામાંથી કેટલીક ચેષ્ટાઓનિમિત્ત તથા તેના કારણને
થે બંધાતી જીવોની ઘણીખરી કલ્પનાઓ જેમ ખોટી હોય છે તે-
આ પ્રકારના જીવના અયથાર્થસરખા અનુભવવડે બંધાએલી ઈ-
રને કલેશ તથા આનંદરૂપ માનવા વિષેની કલ્પના પણ સર્વથા ખો-
જ છે.

આપ્રમાણે વળી ઘટઘટમાં વ્યાપેલો કલેશ અને તે કલેશનું કા-

રણુ વિરોધભાવ એ બંને યોગ્ય ઉપાયવિના ન છેદાય, ન ભેદાય એવા ભાસે છે, તથાપિ યોગ્ય યુક્તિઉપાયોથી તે ટળે છે. જેથી તે કલેશાદિ પણ અભેદ્ય અછેદ્ય ઈશ્વરરૂપ ઠરે એમ નથી જ. વળી કોઈ એમ કહેશે કે પૂર્વે ઈશ્વરાવતારરૂપ ગણાએલા રામકૃષ્ણાદિને પણ કલેશ વિદ્યમાન હતો, જેથી એટલું તો સહજ સિદ્ધસરખું જણાય છે કે ઈશ્વર પણ આ જગત્માં પ્રસરેલા અને જીવના રુધિરના શોષક કલેશનો નાશ કરી શકતા નથી. પણ એ માનવું યથાર્થ વિચારનું નથી. કારણ કે આ જગત્માં કોઈ પણ પ્રકારથી પ્રતીત થતા પદાર્થ તથા સત્તા સકારણ હોય છે, અને તેમનો નાશ અથવા અપ્રતીતિ પણ અકારણ હોતાં નથી. જેથી તે ઈશ્વરાદિકે સકારણ પ્રસંગવશાત્ કદાચિત્ કલેશની પોતામાં પ્રતીતિ કરાવી હોય તો તેટલા માત્રથી જ તે પોતામાં પ્રતીત થતા કલેશનો નાશ કરવા અસમર્થ હતા એમ મનાય નહિ.

સર્વ વિદ્વાન્ મહાત્મા એવું કહે છે કે પરમેશ્વર આનંદસ્વરૂપ છે ને આ માયા, પ્રકૃતિ, શક્તિઆદિ નામથી ઓળખાતી વિશ્વપ્રપંચની માતા કલેશરૂપ છે. અને જીવો પ્રધાનપણે માયાની સત્તામાં વર્તે છે માટે જીવોને પ્રધાનપણે કલેશ અનુભવાય છે; અને આનંદસ્વરૂપ પરમાત્માની પોતામાં વ્યાપકસત્તા છે તેનું અભાન હોય છે તેથી ઓછો આનંદપ્રતીત થાય છે. પણ જ્યારે આ જીવ માયાની સત્તામર્યાદાને ઓળંગીને એટલે જય કરીને પરમેશ્વરની સત્તામર્યાદામાં એટલે સૂક્ષ્મ સ્વરૂપમાં પ્રવેશ કરે છે અર્થાત્ સ્વરૂપાનુભવ કરે છે ત્યારે તે આનંદનો જ અનુભવ કરે છે; આ વાર્તા સાચી છે અને અવશ્ય માનવાસરખી છે, પણ સર્વ જીવો એ સ્થિતિમાં આવે તથા રહે એવો સંભવ પ્રબળ જણાતો નથી. જેથી અજ્ઞાનદશાના અવધિપર્યંત કલેશ ભોગવ્યાવિના જીવનો છૂટકો નથી, એમ સિદ્ધ થાય છે.

કોઈ કહે છે કે આ જગત્માં સ્ત્રી, લક્ષ્મી (ધન) તથા પૃથ્વી એ ત્રણ જ પ્રકૃતિરૂપ હોવાથી કલેશ આપનાર છે. પણ એ વાર્તા સર્વ પ્રકારે જોતાં અત્યંત યોગ્ય નથી. કારણ કે આ લોકપ્રસિદ્ધ સ્ત્રી, ધન તથા ભૂમિની આશા તથા સંબંધનો અનાદર કરી અંતર્મુખ વૃત્તિને કરી વિષયાતીત સ્વરૂપમાં સ્થાપનાર સાધકને પણ પ્રકારાંતરથી યથાર્થ નિર્વિષય થતાપર્યંત કલેશનો આવિર્ભાવ થતો ભાસે છે. માટે કેવળ ભૂમિ, ધન તથા સ્ત્રી જ કલેશપ્રદ નથી, પણ સ્ત્રીપુરુષાદિ દશ્યપ્રપંચમાત્ર તથા અદશ્ય વિરોધી સ્વભાવવાળા સંપૂર્ણ સંસ્કાર પણ કલેશના કારણરૂપ છે. જેથી એ સર્વથી રહિતપણું થાય છે તો જ

ક્લેશરહિત હોવું અથવા રહેવું સંભવે છે.

આ પ્રકારે સર્વરહિત થવું જ્યાંપર્યંત કઠિન છે ત્યાંપર્યંત ક્લેશરહિત રહેવું પણ કઠિન છે. માટે હવે તો આપણે આ ક્લેશથી ન કંટાળતાં એને સહન કરવાનો અભ્યાસ પાડવો જોઇએ.

આ લોકમાં જે જે પદાર્થ પ્રાપ્ત હોતા નથી તે તે પદાર્થની પ્રાપ્તિવિના થતા દુઃખને તે તે પદાર્થ પ્રાપ્ત કરીને ટાળવામાં આવે છે, નહિ તો તે પદાર્થવિના થતાં દુઃખને સહન કરવાના અભ્યાસને સેવવામાં આવે છે, ત્યારે જ સુખ ભાસે છે. માટે મારે પણ હવે જે જે પદાર્થ હોય તેથી તથા જે જે પદાર્થ ન હોય તેથી એમ બંને પક્ષથી સંતોષ માનવાનો અભ્યાસ રાખવો ઉચિત છે, કારણ કે ઇપ્સિત, અનુકૂળ અર્થને જ સદા પ્રાપ્ત રાખવાના યથાર્થ ઉપાયને યોગ્ય પ્રકારે હું જાણુતો નથી.

આ અલ્પજ્ઞ જીવો પ્રત્યેક ક્ષણે પ્રતીત થતા ક્લેશના ખરા કારણને જાણુતા નથી, તેથી તેના નિમિત્તકારણઉપર સઘળો દોષ મૂકે છે. પણ ખરું જોતાં ક્લેશમાત્રનું કારણ તો આપણી અજ્ઞાનતા છે તથા તેને ટાળવાના યોગ્ય ઉપાય પ્રાપ્ત કરવા અથવા સાધવામાં આપણો પ્રમાદ છે તે છે, જેથી અન્યને દોષ દેવો વ્યર્થ છે.

કોઇ જાણે છે કે આ સ્ત્રી, પુત્ર, વિદ્યાર્થી, શિષ્ય, મિત્ર કે અનેક પ્રકારના સંબંધીઓ મને અનુકૂળ વર્તતાં નથી માટે એમના વડે મને આ ક્લેશ થાય છે. જો એ સર્વ અનુકૂળ થાય તો સર્વ ક્લેશ મટે.

કોઇ એમ માને છે કે આ અન્ન, વસ્ત્ર તથા ધનાદિ પદાર્થો પ્રાપ્ત કરવા, તેમનો ઉપભોગ કરવો તથા તેમનું રક્ષણુ કરવું એ વગેરે વ્યવહારથી મને આ ક્લેશ થાય છે. જો એ સર્વ વ્યવહાર છૂટે તો તત્કાળ સુખ થાય.

કોઇ તો એવું સમજે છે કે આ મારા શરીરના તથા આ મારાં નિકટનાં માનેલા પ્રિય સંબંધીઓનાં શરીરમાં નાના પ્રકારના રોગો આવે છે, તેથી નિરંતર ક્લેશ રહે છે. જો એ સંપૂર્ણ રોગને આવવાનું ભય મટે અથવા તે સર્વ નીરોગ રહે તો પછી મને કાંઇ પણ ક્લેશનું કારણુ નથી.

કોઈ તો એમ ધારે છે કે જન્મમરણાદિ વિકારોવાળાં આ સંપૂર્ણ સંસારી પ્રાણીપ્રદાર્થનો સંગ જ સઘળા ક્લેશને જણાવનાર છે. જો એ સર્વ સંગ પરિત્યાગ કરીને અરણ્યમાં કે પહાડની ગુહામાં કે કોઇ એવા જ એકાંત સ્થળમાં જઈને એકલા રહ્યા હોઇએ તો પછી લગાર પણુ ક્લેશ થાય નહિ.

આવિગેરે અનેક પ્રકારના વિચારો ક્લેશના કારણસંબંધે ક પણ તે સર્વ સર્વાંશે પ્રમાણરૂપ માનવા ઘટતા નથી.

કદાચિત્ ખરું કહીએ તો આમ સંભવે છે કે આ જીવોનુ લ્પજ્ઞપણું, પરતંત્રપણું, તથા દુર્બળપણું મટે અને સર્વજ્ઞપણું તથા તંત્રપણું પ્રાપ્ત થાય તથા સર્વશક્તિમાન્ થવાય તો તો સર્વ મટે. પણ આ વાર્તા સર્વ જીવોને થવી ઘટતી નથી. જેથી સા રીતે જોતાં જેમનામાં એ પ્રકારનું ઐશ્વર્ય મેળવવાનું બળ જ્યાં જણાય નહિ ત્યાંપર્યંત તે સમગ્ર જીવોએ પોતાના જીવપણાનો વધિ જણાતાં સુધી જ્યારે જ્યારે કલેશ પ્રતીત થાય ત્યારે ત્યા સહન કરી ભોગવી છૂટવું એ જ શ્રેષ્ઠ વાર્તા છે, અને કલેશ જા તે અબળ જીવોએ અકળાવું ગભરાવું કે સંતાપ સંતાપ અનુભવીને સવું એ નેષ્ટ છે. આમ હોવાથી મારે તો હવે ભોગવી છૂટવાના યમાં રહેવું ઘટે છે, અથવા તો યોગ્ય યત્નમાં જોડાવું ઘટે છે. આ પ્ર ના અનેક વિચારોને વારંવાર કરીને મેં એ કલેશ આવ્યા ત્યાંપર્યંત હન કરવાનો દૃઢ અભ્યાસ પાડયો હતો.

ઘણા દિવસ સહન કરવાનો અભ્યાસ દૃઢપણે કર્યો મને ક્રમે કરીને કલેશનો ભાસ ઓછો થતો ગયો. ઘટતાં ઘ એટલે સુધી આવ્યું કે ગમે તેવું ભારે કલેશનું કારણ આવે તો એક ઘટિકાથી વધારે તેનો સાદો ભાસ પણ અંતઃકરણમાં રહે ક્ષુદ્ર કારણથી તો કિંચિત્ કાળ પણ કલેશની પ્રતિતી થાય નહિં. પ્રમાણે કલેશની પ્રતીતિ ઘટી જવાથી મારું હૃદયબળ વધવા લ અને તેથી મને ચિત્તમાં પ્રસન્નતા વધવા લાગી. સાધારણ વિરો પ્રસંગમાં તો ચિત્તની અપ્રસન્નતાને બદલે પ્રસન્નતા જણાતી. જ્યારે તેવાં સહજ ખેદના કારણોને આવેલાં જોઇને હું મં હસતો ત્યારે બીજા બુદ્ધિમાન્ પુરુષો મારી સ્તુતિ કરતા અને ક કે આનું ધૈર્યબળ જબરૂં છે. તેવે પ્રસંગે ઘણા અસૂયા દોષ વિરોધી મનુષ્યને તો એ મારી સ્તુતિ સાંભળી ઉલટો વધારે થતો અને ઘણા વિવેકી પુરુષો તો મારી કલેશ સહન કર શક્તિને તથા નીતિને વખાણવા તથા કોઇ તો તે નીતિને પ્રી શીખીને તેવી શક્તિ મેળવવાના અભ્યાસને કરવા યત્ન ક આમ છતાં કોઈ મૂર્ખ તે મારી નીતિને વખોડતા પણ હતા.

આ પ્રમાણે ઘણા દિવસપર્યંત તે વિકટ ગૃહસ્થાશ્રમનો અનુભવ કરયો. પછી એક દિવસ મને એવો વિચાર આવ્યો કે જીવોની કલેશકારિણિ સ્થિતિને ઈશ્વરકોટિમાં સ્થિત પુરુષોત્તમ

દેવકોટીમાં રહેનાર પુરુષવર યથાવત્ જાણતા હશે કે નહિ? ન જાણતા હોય એમ તો સ્વીકારાય નહિ. કારણ કે તેઓ સર્વ સર્વજ્ઞ હોય છે; અને તેમ હોવાથી તેઓ સર્વ જાણતા જ હોવા જોઇએ. જે પુરુષો જીવકોટીમાં અલ્પજ્ઞપણા આદિ જીવધર્મને અનુભવીને નિયમિત ઉત્કૃષ્ટ કર્મઉપાસના આદિ કરીને દેવકોટીમાં કે ઇશ્વરકોટીમાં સિદ્ધ ક્રમવડે પ્રવેશેલા હોય છે તેમને તો સ્વાનુભવવડે આદિથી તે અંતપર્યંતની સર્વ સ્થિતિનું યથાવત્ ભાન હોય છે. પણ જે પુરુષોત્તમ માયાના કાર્યપ્રપંચના નિર્વાહક હોય છે અને મૂલ પ્રકૃતિમાંથી જ સર્વજ્ઞત્વાદિ ધર્મયુક્ત પ્રકટ થઈ સ્થિત થાય છે, અને યથાનિયમે પ્રપંચનો નિર્વાહ કરી અંતમાં પ્રકૃતિઅવસ્થાએ શમે છે તેમને, તથા તે પુરુષોત્તમ ઈશ્વર, પોતાના નિર્વાહક ધર્મના વ્યવસ્થાપકરૂપ અદૃષ્ટજન્ય દેવકોટિમાં ગણાતા જે પુરુષવરને મનસંકલ્પાદિથી પ્રકટ કરે છે તેમને આ જીવકોટિમાં કદાચિત્ પણ સૃષ્ટિક્રમવડે આવવા જવાનો ખાસ સંભવ નથી. તેથી તેમને આ જીવત્વનું ખાસ અનુભવજન્ય જ્ઞાન હોવું ઘટતું નથી. તેમ છતાં પણ કોઇ પ્રસંગે આગંતુક ઇષ્ટસંકેતથી જીવશરીર ધારણ કરવાનો પ્રસંગ તેમને પણ હોય છે. તથાપિ તેમને આ ઇતર જીવોની પેઠે પ્રસંગવશાત્ દુ:ખ ક્લેશનો અનુભવ થવાનાં કારણ અત્યંત ઓછાં હોય છે. જેથી ખાસ જીવત્વને ન પામેલા દેવાદિ, પોતાના સર્વજ્ઞપણાથી માત્ર ઇતરને થતાં દુ:ખની પેઠે આ જીવોનાં દુ:ખને જાણે છે પણ પોતાના પ્રતિ આવેલને સ્વાનુભવથી જેમ જાણવામાં આવે છે તેમ યોગ્ય અનુભવથી જાણતા નથી.

આ લોકમાં જેમ વંધ્યા સ્ત્રિયો પ્રસૂતીની પીડાને સમીપ રહીને પ્રત્યક્ષ જુએ છે તથા અનુમાનથી જાણે છે, પણ તેઓ જેમ અનુભવવિના તે પીડાને યથાવત્ જાણતી નથી તેમ આ દેવો જીવની પીડા જાણે છે પણ સ્વાનુભવતુલ્ય જાણતા નથી, એમ કહીએ તો ચાલે.

આ પ્રકારે આ વિષય સ્વભાવસૃષ્ટિમાં જીવનાં દુ:ખને યથાવત્ ન જાણનાર તે ઈશ અથવા દેવો જીવોના પ્રતિ દયા પણ કેમ આણે? ન જ આણે. આપણામાં એવો વ્યવહાર પ્રસિદ્ધ છે કે આપણાં સ્ત્રીપુત્રાદિ પ્રિય જનોનાં મરણથી આપણે ઘણો ખેદ અંતઃકરણપૂર્વક કરીએ છીએ, અને અન્યના તેવા જ પ્રસંગને જોઈ જાણીને આપણે માત્ર ઉપરથી જ ખેદ દેખાડીને તેમને શીખામણ આપીએ છીએ. તે જ પ્રમાણે વળી આપણને જેવી આપણા મરણની ભીતિ છે, તથા આપણા પ્રિયસંબંધીની દુઃખના સમયે જેવી દયા આવે છે તેવી અન્યની અત્યંત

કદિન અવસ્થામાં પણ આપણને દયા આવતી નથી. આ રીતે આપણા ઉપરથી જ એમને માટે અનુમાન કરીએ તો એમને આ જીવોની ઓછી દયા હોવી ઘટે છે. અને તેથી જ એ આપણાં દુ:ખના પોકારને પ્રમાદથી સાંભળતા હોય એમ ભાસે છે. કારણ કે સંપૂર્ણ દીન દુ:ખીને તત્કાળ સાહાય્ય આપ્યું હોય એમ આપણે પ્રત્યક્ષ જાણતા નથી. હવે આ પ્રકારના અનેક વિચારને હું વૃથા કરૂં છું પણ તે યથાર્થ છે કે અયથાર્થ છે તેનો ખરો નિશ્ચય થતો નથી. માટે આ કાળે સાચા ઇષ્ટસ્વરૂપ આ યજ્ઞનારાયણને એક વાર પ્રસન્ન કરૂં અને એ સંબંધમાં ઘટતા પ્રશ્ન કરી પછી તેમનાં વચનથી યોગ્ય નિશ્ચય કરૂં. જય જય શ્રીસદ્ગુરુ દેવ. (સર્વ બોલે છે. પછી નિયમપ્રમાણે પદ બોલે છે).

### પદ. ગરબી.

આ જીવને, મોહ અધિક દુ:ખદાતા,
જાણ્યા નથી, વિશ્વપતિ ગુરુવિણ કો ત્રાતા, આ જીવને૦ ટેક.
સુજનો નિત્યે વિવેક વિચારે,
આ જગમાં સર્વ ઉભા દુ:ખક્યારે,
હરિગુરુવિણ કહો કોણ ઉગારે; આ જીવને૦ ૧
કુજન અવિવેકથી મોહે ફસાતા,
રહે ક્લેશકારણ રચી રંગરાતા,
અંતે તેને ક્યાંથી મળે સુખશાતા? આ જીવને૦ ૨
પ્રતિદિન પ્રતિગૃહે ક્લેશ જણાતા,
શાણા રાયરંક સઉ એમાં તણાતા,
નિશ્ચય ગુરુકરુણાવિણ નથી એ હણાતા; આ જીવને૦ ૩
દુ:ખ હણવા જીવો વિદેશે જાતા,
ભણી ગણી વિવિધ ઉદ્યોગે ધાતા,
થતા અભિમાની ને પિંડે પિલાતા; આ જીવને૦ ૪
કો જીવ તો મિથ્યા થતા મદમાતા,
દેખી દુ:ખ હૃદયમાં અતિ ગભરાતા,
માર્ગ ન દેખી રોઈ રોઇ ઝાઝું મુઝાતા; આ જીવને૦ ૫
જન કોઈ ડાહ્યા તો હરિગુણ ગાતા,
ઘણા મંદમતિઓ વિરોધી થાતા,
મરી મરી અંતે યમદૂતનો માર ખાતા: આ જીવને૦ ૬
ઘણા તો આ વિષયો મેળવવા ચહાતા,
મિથ્યા લહી કો વિરાગજળે જઇ નહાતા,

કો ઢોંગી તો ઢોંગ ધરી હરિને વહાતા; આ જીવનો૦ ૭
સુખાર્થે વિવિધ ચરિત્રો કરતા,
મોહવશ વર્તી દુઃખી થઈ મરતા,
કોઈ ગુરુ શરણે રહીને ઠરતા; આ જીવનો૦ ૮
કો ભવે આવી પાપ વ્હોરીને પળાતા,
કો પાપનાં ફળભોગે દુઃખમાં ગળાતા,
કો પાપે પ્રભુને ન માની છળાતા; આ જીવનો૦ ૯
આ વિધિએ જીવ સકળ અટવાતા,
મોહે સ્થળ સ્થળમાં ભટકીને કુટાતા,
મનહર પ્રભુપદમાં કો સુજ્ઞ સુહાતા; આ જીવનો૦ ૧૦

**વિઠ્ઠલજી**—જય જય શ્રીસદ્‌ગુરુ દેવ. (સર્વ બોલે છે.)

**દાસ**—કેમ વિઠ્ઠલજી ! કાલનો એક સંદેહ પૂછવાનો બાકી રાખ્યો છે તે આજ કાઢી નાંખસું ?

**વિઠ્ઠલજી**—ભલે કાઢવો હોય તો કાઢો. કંઇ માલવગરનો હોય તો મિથ્યા સમય ખોવા કાઢશો નહિ.

**દાસ**—જાઓ મારા સાહેબ ! એ સું બોલ્યા ! કોઇ દા'ડો તમારા દાસથી એવું થયું છે ! જુઓ વિઠ્ઠલજી ! તમે તો દેવતા છો ને અમે તો તમારા ચરણની રજ છીએ પણ અમે વાણીઆ જેમાં માલ નહિ હોય તેનો સોદો કરીએ જ નહિં. કેમ ભટ્ટજી મહારાજ ! બોલ્યા નહિ ?

**વિઠ્ઠલજી**—આપણી બેની વાતમાં ભટ્ટજી મહારાજ શેના બોલે ? હવે મારી ખાતરી ન હતી તે પાકી થઈ કે શેઠની પાસે કાચું કામ નથી. લો બોલો હવે શંકા હોય તે.

**દાસ**—એમાં કંઈ બહુ મોટી વાત નથી. એ તો કાલે વાહાણાના પો'રમાં પેલા માતાના બામણ આવ્યા'તા. તેણે પોતાના શરીરમાં માતા આવ્યાં છે; એવું જણાવીને કંઈ નાલિએર, કંકુ, નાડાછડી કાઢયાં'તાં. ત્યારે મંડલમાંથી ઘણાંક બૈરાંને એ વાતનો વહેમ પડયો કે એ તે સાચાં માતા સરીરમાં આવતાં હસે કે એ તે પેટ ભરવાનો ધંધો માંડી બેઠેલા છે ? એ બૈરાંની વાત આપણા ઘરમાં આવી ને તેમના મોંથી મારે કાને આવી. તેનું નિરાકરણ કાલે જ કરવાની સઉની મરજી થઇ'તી, પણ વખત નો'તો એટલે આજ ઉપર રાખ્યું'તું. સમજણ પડી કેના ?

**વિઠ્ઠલજી**—મને તો સમજણ પડી. પણ હવે સઉને સમજણ પાડવાને તો ભટ્ટજી પોતે શ્રમ લેશે ત્યારે.

**મનોહર**—જુઓ દાસ, સાક્ષાત્ જગદંબા જેના શરીરમાં પ્રવેશ કરે તેને જગત્માં કંઈ દુર્લભ નથી. તેવા જગદંબાના દાસ કે જેને મહાશક્તિ પ્રત્યક્ષ થઈ પ્રસન્ન થયાં હોય તે આમ પ્રાતઃકાળથી સાયંકાળસુધી મહોલ્લે મહોલ્લે ને શેરીએ શેરીએ માગવા ફરે નહિ. માટે એમના શરીરમાં શક્તિ આવીને શ્રીફળકંકુ કાઢી ગયા એ વાર્તા તો એમને માટે સાચી મનાય નહિ. તોપણ એવા બ્રાહ્મણો માતાના સેવક થઇને તે બહાને ફરીને લોકોને ઘણી વાર સારી શીખામણ આવે એવાં બોધવચનો બોલે છે. તેથી લોકોને એમના તરફથી થોડો ઘણો લાભ હોય છે ખરો; માટે એમને મુઠી અન્ન કે પૈસો આપવામાં આવે તો એ કંઈ પાપનું કામ નથી. આપણે ઘર માંડીને બેઠા છીએ તેમનો એવો ધર્મ છે કે કોઈ આપણે બારણે પરમેશ્વરના કે ઈશ્વરીશક્તિના નામપર માગવા આવે તો તેને શક્તિપ્રમાણે કાંઇક આપવું. બીજું અનાથ, દુઃખી કે ભૂખ્યાં આવે તો તેમને પણ કાંઇક આપવું. વળી આ લોકો બિચારા વહેલા ઉઠીને ઘેરથી નીકળીને આપણે બારણે આવીને એ ભગવત્નાં કે ભગવતીનાં પવિત્ર નામ આવે એવાં કીર્તન ગાય છે, ને દેવીના નિમિત્તથી લોકના દોષોને જણાવે છે અને ગુણ શીખવે છે તો તેના બદલામાં આપણે એમને કંઇ આપીએ એ ખોટું નથી; ઉલટું કંઈ પણ ન આપીએ તો ખોટું ગણાય. માટે આપવું ખરું. પણ એને દેવી હાજરાહજુર છે તે કંઇ આપણને કામણટુમણ કરી આપશે કે દીકરો આપશે કે કઇ મોટું કામ, ન થાય એવું હોય તે કરી આપશે; એવું સમજીને ભરમાઈને તેવા કોઈ ઠગાવા આવે તો ઠગાવું નહિ. એવા બ્રાહ્મણો ઘણુંકરીને ઠગાઇ કરી લોકને મોટા નુકસાનમાં નાંખતા નથી પણ તેવાઓમાં કોઇ દુષ્ટ સ્વભાવનો પ્રસંગે નીકળી આવે માટે સાવધાન રહેવાને આટલાં વચન કહ્યાં છે, તે લક્ષમાં રાખજો. આ વિષય મોટો મહત્વનો નથી એટલે એના ઉપર હવે વધારે ચર્ચા કરવાની અગત્ય નથી.

**દાસ**—ઘણું સારું. એ વાતને લંબાવવાની મતલબ નથી, પણ સાર એટલો લેવો કે કોઇથી ઠગાવું નહિ. એવા ખોટાની પાસે લાલચ રાખવી નહિ. દયાને ખાતર એમને જે કંઈ મળે તે આપવું. માતા સરીરમાં આવે છે એ વાત ખોટી છે. ને જે કંઇ બોધ કે સીખામણની વાત કહે તે સાચી છે. તેમાં કામની વાત હોય તે ગાંઠે બાંધવી. કેમ ભટજી મ્હારાજ ! એ જ કે કંઈ બીજું ?

**મનોહર**—શાબાશ છે. ધન્ય છે દાસ ! તમે બરાબર મુદ્દો

પકડી લીધો છે. આ તમે કહ્યો એટલો જ સાર છે.

**કૃષ્ણદાસ**—કેમ સાહેબ ! મને થોડું બોલવાની રજા છે ? મારે પણ કંઈ પૂછવાનું છે !

**દાસ**—અરે માસ્તર ! એ સું બોલ્યા ! આ તો ખુલ્લો દરબાર છે. મારા જેવા વગર ભણેલાને પણ આ જગાએ અટકાવ નથી તો તમે તો માસ્તર છો, ભણેલા છો, તમને સા માટે રજા નહિ ? અહિં તો સઉને રજા છે. સુખેથી પૂછો. સરમ રાખસો તો તમારો લાભ જસે રે બાપા ! કેમ વિઠ્ઠલજી ! ખોટું કહું છું ?

**વિઠ્ઠલજી**—ના શેઠ ! તમે ઠીક કહો છો, ભલે ભાઇ કૃષ્ણદાસ! તમારી ઇચ્છા હોય તો પૂછો. પણ ઘણું લાંબું પૂછવાનું હોય તો કાલપર રાખજો અને જો ટુંકું પૂછવાનું હોય તો હમણાં પૂછી લો.

**કૃષ્ણ૦**—જુઓ સાહેબ ! અમે કંઇ પેલા જેવા નથી કે 'સોયના અગરમાંથી હાથી નીકલી ગયો' તો કે'જી પૂજ ! ને માંહે પાછલથી પૂછડું ભરાઇ રહ્યું તો કેહે જી પૂજ ! આવી કથા કરનારા પણ તેવા, ને સાંભલનારા પણ તેવા, સાલો એટલો વિચાર જેને નથી કે સોયના નાકામાંથી તે વલી હાથી નીકલતા હસે ? ને વલી જેમાંથી હાથી નીકલે તેમાં પુછડું તે વલી અટકી રહેતું હસે ? પણ હસે કોઈ અક્કલના બારદાન ને જે કહ્યું તે જી પૂજ ! સું બાપનું કરમ જી પૂજ! સાંભલ્યું ને તેનો કંઈ સાર ના સમજાય ત્યારે તે કથામાં એ સેઠ માલ ને સાંભલવામાં એ સો માલ ! આમ જગતમાં ચાલે છે. સમજ્યા કેની ? તે અમારા જેવાથી તેવું હોય ત્યારે બોલ્યા પાકી રહેવાય નહિ. એ વાતમાં અમને સરમ નહિ. સમજ્યા કેની ?

**દાસ**—કેમ ભાઇ કિસનલાલ માસ્તર ! હું એમ કહું જે આ બોલવાની મતલબ મહીંથી સું નીકલે છે ? આ અમે બધા સાંભલનારા પેલા 'જી પૂજ' જેવા છીએ એમ તમારી ધ્યાનમાં આવ્યું છે કે સું ? ના ના, તમારા બોલવાનો ભાવ તો કંઈએવો જ જણાય છે!

**કૃષ્ણ૦**—ના સેઠ સાહેબ ! બેઅદબી લાગી હોય તો માફ કરજો. મેં તો અલગતની વાત કહી કે આવી રીતનું પણ કથાઓમાં ચાલે છે. પણ હું તો એને કથા નથી કહેતો. સમજ્યા કેની ? એ તો 'પેલી બાર હાથની કાકડી ને તેર હાથનું બી' એવી ગપ ચાલે છે, તે ગપજેવું હું એને માનું છું.

**મનોહર**—(આ ઓછી અક્કલવાળો વખતે બોલતાં ચઢશે ને કોઈ જોડે વિશેષ વાત કરતાં મર્યાદાબહાર જશે એમ ધારી વચમાં

બોલે છે) જુઓ દાસ! એ ભાઇ કૃષ્ણદાસ કહે છે તે વાત સાચી છે. જગત્‌માં જ્યાં જ્યાં વસ્તી હોયછે ત્યાં ત્યાં છેડે અંત્યજોનાં ઘર પણ હોયછે, તેમ સાચી કથાપાછળ જૂઠાણું પણ ચાલે છે ખરું.

**દાસ**—અરે તે તો બધું ઠીક જ છે, પણ **ભટ**જી મહારાજ! મને તો એમ લાગ્યું કે આ ભાઈ કિસનલાલે તો અમને બધાને પેલા જી પૂજજેવા સાંભલનારા કહ્યા ને આપને તે કથાના કરનાર જેવા કહ્યા, ત્યારે લગાર બોલીને પૂછવું પડયું.

**મનોહર**—જુઓ દાસ! તેવા કથા કરનારા અને સાંભળ-નારા આજે જગત્‌માં ઘણા થોડા છે, એ તો કોઈ મૂર્ખ માણસે એ વાર્તાને ન સમજીને હલકી પાડી છે પણ એમાં હેતુ ઘણો ઉત્કૃષ્ટ છે. સાંભળો. એ તો કોઇ મહાત્મા પુરુષે પોતાના કેળવાયલા શિષ્યોની બુદ્ધિ કેળવવા સિદ્ધાંતની સમસ્યા બાંધી કહ્યું છે કે "સોયના નાકામાંથી હાથી નીકળી ગયો ને પુચ્છ માત્ર અટકી રહ્યું છે." ત્યારે તે કુશળ શિષ્યે સમજીને કહ્યું કે "જી મહારાજ! સત્ય છે" ને જે ન સમજ્યા તે બાહુકની પેઠે જોઈ રહ્યા. હવે એમાં તે ગુરુએ જે સિદ્ધાન્ત કહ્યો છે તે સમજાવું છું. આ જેમાં આપણે દોરો પ્રોવીએ છીએ તેને સોયનું નાકું કહે છે તેમ આ દોરાની પેઠે જેમાં સૂત્રાત્મા પ્રધાનપણે વ્યાપી રહે છે તે બુદ્ધિને સોયના નાકારૂપ કહી છે અને તેમાં પણ જે સૂક્ષ્મ વિચાર તથા નિશ્ચયને ધારણ કરનારી સૂક્ષ્મ બુદ્ધિ છે તે આ ઝીણી સોયનાં નાકારૂપ છે. હવે આ બ્રહ્માંડરૂપ જગત્ છે એ તો મોટો હાથી છે. અને આ બ્રહ્માંડરૂપ હસ્તિના બળપાઇ જતાં પશ્ચાત્ જે અવશેષ રહે છે તે ચેતનરૂપ, સૂક્ષ્મ, બ્રહ્માંડસ્થ આત્મતત્ત્વને પુચ્છરૂપ કહ્યું છે. હવે સમજો. આ સૂક્ષ્મ બુદ્ધિ જ્યારે તત્ત્વસ્વરૂપાનુભવ કરે છે ત્યારે આ નામરૂપ અંશવાળું દૃશ્ય જગત્ તો તેમાંથી નીકળી જાય છે અર્થાત્ શાંત થઇ જાય છે, અને પશ્ચાત્ ભાગમાં એટલે સમયમાં અનુભવાતું સર્વત્રવ્યાપક પુચ્છરૂપ સ્વરૂપ અટકી રહે છે, અર્થાત્ વિદ્યમાન હોય છે. આ પ્રકારના અનુભવનો સંકેત શ્રીગુરુએ શિષ્યને કહ્યો ત્યારે શિષ્યે તેને હા કહી છે. આ વાત ન સમજનારા મંદબુદ્ધિ મનુષ્યોએ આ વાક્ય જૈનોના શ્રીપૂજ આદિના હાસ્યનિમિત્તે ગોઠવ્યું છે. પણ બુદ્ધિમાનોને એ વાર્તામાં કાંઇ આશ્ચર્ય થતું નથી.

**દાસ**—ધન છે **ભટ**જી મ્હારાજ! આપને ધન છે. (કૃષ્ણદાસને સલામ કરવા જેવું કરીને) જુઓ મારા મહેરબાન, કિસનલાલ માસ્તર! કથાનાં કામ તો આમ છે! આ વાત તો હવે ધ્યાનમાં આવી કેની

ટ્ઠલજીને કહ્યું, એક દા'ડો એક ભલા માણુસે આપણી દુકાનઉપર
ગુઆવી જી પૂજની વાત કરીને ગપો ગોઠવી'તી પણુ આજ ઘણું
રું થયું જે ભટજી મ્હારાજના સીમુખથી એનો નિકાલ આવ્યો.

કૃષ્ણ૦—(લગાર ઝંખવાયા જેવો થયો પણ સાવધપણે કહે છે.) તે આમને તો હું સાબાસી આપું છું. એમણે બરાબર બંધ બેતો અર્થ કરયો, એથી હું એમના ઉપર ઘણો ખુસ થયો છું. સાસ છે એમની બુદ્ધિને, એવું કણાપાકી ચાલે એમ નથી.

વિઠ્ઠલજી—ભાઇ કૃષ્ણદાસ! તમે બુદ્ધિવાળા છો, પણુ હજી મને આપણા ભટ્ટજી મહારાજજેવા પુરુષનો સમાગમ પાકો થયો થી, તેથી તમારી બુદ્ધિ ખીલી નથી. પણ હવે જો તમારા રુડા સ્કારનો ઉદય થયો હશે ને થોડા દિવસ અહિં આવતા રહેશો પછી તમારી બુદ્ધિ કેવી થાય છે તે જોજો.

દાસ—જુઓ વિઠ્ઠલજી! આ અમે આટલી ઉમરમાં ઘણા ગોદા ાઇને બતરીસ ઠોકર ખાઇને બતરીસલખના થયા છીએ. પણ જી એમની ઉમર નાની છે. હજી જેમ જેમ આ સંસારતરફના ધપ્પા- ા માથામાં પડતા જસે તેમ તેમ ઘડાઇને માથું પાધરૂં થતું જસે. ાપણા મ્હોલ્લામાં મારી એમના ઉપર ઘણી મમતા છે, પણ એ ાસ્તરલોક પડ્યા એટલે આપણે એમને જોર કરીને કહેતા નો'તા ણુ હવે એમને સ્વાદ પડયો છે, તો એમનું અહિં આવવાથી બહુ લું થસે. લો માસ્તર! હવે પૂછવાનું હોય તો પૂછી લો. હજી તમારે છવાની વાત તો બાકી જ રહી છે કેની? (ભટ્ટજીને) હેં મ્હારાજ! ા સાચી "બાર હાથની કાકડી ને તેર હાથનું બી" એ વાત તે પ હસે કે કંઈ આવીને આવી સમસ્યા છે?

મનોહર—દાસ! એ કહેવત પણુ સિદ્ધાન્તને જણાવનાર મર્મ ચનરૂપ છે. જુઓ સાંભળો. આ જગદાકાર પરિણામને પામેલી માયાપ્રકૃતિ છે તે તો કાકડીરૂપ છે, અને એ જગદાકાર થઇ ડેલી પ્રકૃતિને જગદાકાર થવામાં જે મુખ્ય કારણરૂપ પ્રવર્તક ચેતનસ- ા છે તે તો બીજરૂપ છે. તે ચેતનરૂપ બીજ આ જગદાકાર થયેલી કૃતિકરતાં પણુ અવશેષ સ્થાનમાં વ્યાપક હોવાથી મોટું છે. આ ર્મવાર્તા સમજશે તે જાણુશે એવું ધારી કોઈ શાણા મહાપુરુષે હેવતમાં મૂકી છે, એમાં લગાર પણુ ગપજેવું નથી.

દાસ—(બહુ રાજી થઇને)બોલો સી કનૈયાલાલકી જે. ધન છે ટજી મ્હારાજ! અમે તો આપના ચરણુની રજ છીએ. આવો

લાભ અમને કોણ આપનાર છે? ભગવાન્ આપનું માર્કંડમુનિ-જેટલું આયુષ્ કરે, એ જ અમે તો માગીએ છીએ. કેમ વિઠ્ઠલજી!

**વિઠ્ઠલજી**—ખરું છે શેઠ! (કૃષ્ણ૦ને) ભાઈ! હવે પૂછવું હોય તો પૂછો. કેમકે સમય થયો છે.

**કૃષ્ણ૦**—હસે, સમય થયો તો બીજું પૂછવાનું છે તે વલી બીજે વખતે પૂછસું. આજે તો ફક્ત એક કવિતાની ટેકનો અર્થ કરાવવો છે, તે જ પૂછું છું. જુઓ ભટજી! આ એક કવિતાની ટેકની ટુંક છે. પ્રભાત રાગ છે.

જાગોને જગના પતિ વહેલા, દિવસપતિ આ ઉગ્યા રે,
એવું સું રજનીમાં જાગ્યા, જે દિવસ ઉગ્યો પણ ઉંઘ્યા રે.

આ સબ્દો જોતાં તો અર્થમાં કહેણ નથી પણ એની મતલબ કોને લાગુ પડે છે એટલું જ પૂછવાનું છે.

**મનોહર**—જુઓ ભાઇ! આની પ્રથમ શુદ્ધ મતલબ જેવા જઇએ તો એ ભાવની છે કે કોઈ પણ પતિવ્રતા સ્ત્રીએ પોતાના ઈશ્વરસમાન માનેલા પતિને સૂર્યોદય થતાં નિદ્રાવશ જોઇને તેમને જગાડવા અર્થે આ વચનનો ઉપયોગ કરવો ઉચિત છે. કારણ કે તે સ્ત્રિના શરીરરૂપ જગતના પતિ તેના સ્વામિ છે; અને વળી પતિને પરમેશ્વરતુલ્ય સ્ત્રિઓએ જાણવા એવી સ્ત્રીધર્મમાં નીતિ છે. જેથી તે કુલવતી સૌભાગ્યવતી પોતાના પતિ જાગે એ અર્થે આવું પદ્ય ગાય તો અનુકૂળ ગણાય એમ છે. અને બીજું તો પરમેશ્વરની સા-કારરૂપે મનુષ્યચેષ્ટા કરવા અનેક નિમિત્તથી ધરેલાં લીલાતનુઓની ભક્તિ કરનાર તેમની પ્રતિમાપૂજા રાખે છે, તે દેવને પોતાની ભા-વના માત્રથી જાગ્રત્ કરવાના ભાવથી ગાય તો ચાલે એમ છે. ખરું જોતાં જગદીશ્વર એવી નિદ્રા લે છે એમ હેતુ નથી. પણ ભક્તનો ભોળો પ્રેમભાવ જણાવવાને પદ્ય રચવાનો હેતુ છે. આ વગેરે બી-જા પ્રકારે પણ એ પદ્યના સમગ્ર સારને કાઢ્યા પછી તેના હેતુનો નિર્ણય કરાય એમ છે. પણ તમે બુદ્ધિમાન્ છો એટલે પોતે પણ કાઢી શકશો. અને જરૂર જણાય તો વળી બીજે પ્રસંગે આખું પદ લાવજો.

**કૃષ્ણ૦**—ના ના, તેની કંઇ અગત્ય નથી. આટલાથી પણ મ-તલબ સરે છે. હસે વલી બીજે પ્રસંગે. આજ મેં સર્વને ખોટી કર્યા છે, તે સઉ માફ કરજો.

**વિઠ્ઠલજી**—એમાં માફ શું કરવું'તું? આજ તો તમે સઉને

લાભ આપ્યો તેથી તમારો ઉપકાર સઉએ માનવાનો છે. ( નમન કરી ઉઠે છે. વારાફરતી સર્વ ઉઠી જાય છે, અને પોતપોતાને ઘેર જઇ ઈશ્વરસ્મરણ કરતાં નિદ્રા લે છે. )

---

# दिवस २५.

**મનોહર**—(પ્રાતઃકાળે ઉઠીને)

**મંદાક્રાંતા.**

દેજો દાતા, અભય વરને, દીન આ જાણીને રે,
જેવો તેવો, તદપિ હર એ, આપનો નાણિને રે;
જાણી આને, નગ અઘતણો, ધારજો તાણિને રે,
દોષો જાવા, હરિચરણમાં, વાળિ આ વાણિને રે.
નિત્યે ગાવા, વિમળ યશને, હે પ્રભો! બુદ્ધિ આપો,
શુદ્ધિ થાવા, હરિચરણમાં ચિત્તને સદ્ય સ્થાપો;
ક્લેશો ઝાઝા, નિશદિન પીડે, પ્રેમથી આપ કાપો,
યાચું સ્વામી, ઉભય કર આ, જોડિને પાપ ના'પો.

**વિજયા**—(ગાય છે.)

**હરિણી વૃત્ત.**

અવર વર તો, હું ના માગું, અનાથપિતા! હવે,
મતિ ચરણમાં, વાળો ત્રાતા, સનાથ કરી ભવે,
અભય પદમાં, સ્થાપો હાવાં, તપાવિ ન આ દવે,
વરદ હરિને, ના હું ભૂલું, સુશાંતિ સદા થવે.

**સ્રગ્ધરા વૃત્ત.**

આ લોકો તો પુકારે, હરઘડી હરિને, ને રચે પાપક્યારો,
તેવા દુષ્ટો ન હારે, વિષયરસ રટે, ને કહે આપ તારો;
તોએ ત્રાતા! દયાથી, નવ પરહરતા, તેહને આપ ઠારો,
એથી આશા ન છાંડી, કરગરિ વદું આ, જીવનો હાથ ધારો.

**ચંચળા**—(ગાય છે.)

**પ્રભાત.**

દીનના હાથ ગ્રહી, વિકટ આ ભવથકી, ગુરુવિના જીવને કોણ તારે,
વિષયનો મોહ તો, તાણી જઈવિષયમાં, મૂર્ખ આજીવને માર મારે. ૧
વિષયના સંગીનો સંગ દુઃખદેણુ છે, તદપિ મતિમંદ તો તે જ ઇચ્છે,

સુજન કે જગતમાં સ્નેહી સાચા મળે, તે જ આ જીવ સદ્દવસ્તુ પ્રીછે, ૨
મતિતણા પતિ અતિ પ્રેમથી હું વદું, શરણ લઈ ચરણમાં ચિત્ત સ્થાપો,
દાસને ભવદવે દહન થાવા ન દો, શાંતિજળ રેડિ આ કલેશ કાપો. ૩
મોહમમતાતણાં મૂળને બાળીને, સુખદ નિજ સ્વરૂપમાં વૃત્તિ વાળો,
પ્રાતઃ થાતાં કહું વિનવી મનહર પ્રભુ, દાસનાં લાડ ધરિ પ્રેમ પાળો. ૪

**ભાગીરથી**—(સ્નાન કરીને ગાય છે.)

### શાર્દૂલવિક્રીડિત વૃત્ત

આ વાચા હરિનામના સ્મરણથી, સાચે પથે વાવરે,
તેને તો ભવદુઃખ સર્વ હરવા, ઉંચી ગતિમાં ધરે;
જે મૂર્ખો નિજ વાણીને કલહમાં, ને પાપમાં આવરે,
તે તો આ ભવસિંધુમાં ભટકતાં, કોટિ યુગે ના તરે.
સંસારે મનને મહેશપદમાં, શાણા જનો જોડતા,
સાચે તે જગનું સ્વરૂપ લહિને, કલેશો કળે મોડતા;
બેડી આ ખરિ જન્મ ને મરણની, તેને સદા ત્રોડતા,
માટે માગવું એ જ નિત્ય નમિને, વિશ્વેશ ! ના છોડતા.

**વિઠ્ઠલજી**—(પોતાના નિત્યકર્મથી પરવાર્યા પછી રસોડીઆગળ આવીને) કેમ હવે કેટલી વાર છે ?

**ભાગીરથી**—આજે કેમ વારુ કંઇ ઘણી ઉતાવળ છે? મને હવે ઘણીવાર નથી. પણ ઉતાવળ હોય તો વળી તે કરતાં ત્વરાથી કરૂં.

**વિઠ્ઠલજી**—ના; મારે, કાંઈ ઉતાવળ તો નથી, પણ રોજ કરવાનું કરી પરવાર્યો ત્યારે કહ્યું ચાલો જોઇએ શું થાય છે ? વળી રસોઇ કરવામાં તારું સાવધાનપણું કે ચાતુર્ય કેવું હોય છે તે પણ જણાશે, એમ વિચારી અહિં આવ્યો છું.

**ભાગીરથી**—(ઝટ ઉઠીને પાટલો મૂકી) ઘણું સારું, ત્યારે જેમ યજ્ઞમાં પેલા એક ઉપદ્રષ્ટા હોય છે તેમ આ મારો રસોઇનો પણ એક યજ્ઞ જ થાય છે કેની ? તેમાં આપ ઉપદ્રષ્ટા ખોડખાંપણ જણાય તો જણાવજો.

**વિઠ્ઠલજી**—(બેસતાં) ઘરમાં પુરુષનું કામ પણ એ છે કે દરેક વ્યવહારમાં પ્રસંગે કોઈ કોઇ વેળા ચિત્ત કે દષ્ટિ નાંખતાં રહેવું. આજ મને અવકાશ છે ત્યારે કહ્યું, ચાલો ઠીક છે. તને એમાં અડચણ તો નથી કેની ?

**ભાગીરથી**—મને એમાં અડચણ શેની ? કોઈ પણ કામમાં માણસને ઉપરીની જરૂર છે. જો કોઇ આપણા કામનો જોનાર છે એમ તે કામ કરનાર જાણે છે તો ઘણી સંભાળથી કામ કરે છે, અને જ્યારે કોઇનો પણ ભય હોતો નથી ત્યારે અસાવધ કે દોષવાન્ મનુષ્યો સ્વચ્છંદથી કાળજીરહિત રહીને તેમ કાર્ય કરે છે. વારુ હું તમને પૂછવાની હતી પણ ભૂલી જતી'તી તે હમણાં જ પૂછું. આ ગઇ રાત્રે પેલા ચંદનના વરે શી વાત કરી હતી ? એની બોલવાની રીત ભાત કંઇ સારી જણાતી નહોતી. કેમ ખરું કે નહિ ?

**વિઠ્ઠલજી**—એને સારી વિદ્વાન્‌ની સંગતિ નથી તેથી એને ક્યાં કેમ બોલવું તેનો વિવેક નથી. ને એને પોતાની મૂર્ખતા સમજાતી નથી. કારણ કે એ પોતાના ગુણદોષ જોવામાં સાવધાન નથી. તેમજ એને વિવેકઅવિવેકના ખરા સ્વરૂપનું પણ હજી અજ્ઞાન જણાય છે. એથી એનું બોલવું તથા વર્તવું ભાગ્યે જ બીજાને—તેમાં મુખ્યત્વે કરીને વિવેકીને—અનુકૂળ પડે. એના જેવાં ઘણાં માણસો છે તેમની પાસે બેસવાનું કે હોંસથી વાત કરવાનું પણ સારા માણસને મન થાય નહિ.

**ભાગીરથી**—એવાં માણસો પણ સુધરી શકે ખરાં કે નહિ ?

**વિઠ્ઠલજી**—સુધરે શા માટે નહિ ? જો સારા નીતિમાન્ વિદ્વાન્‌ની સંગતિ રાખે, અવિવેકી મૂર્ખોની સંગતિ ત્યજે, ઓછું બોલવાનો અભ્યાસ પાડે; બીજા વિવેકી માણસો વાતચીત કરતાં હોય તે ધ્યાન રાખી સાંભળે, વચમાં ટાપસી પુરવાનો ને પોતાનું ડહાપણ જણાવવાનો મૂળના સ્વભાવથી જ્યારે ઉભરો આવે ત્યારે તેને દાબી રાખવાનો અભ્યાસ પાડે, બીજા સુજ્ઞના બોલવાના સુસ્વભાવને ધારણ કરતો જાય, પછી કોઇ પૂછે અથવા ખાસ બોલવાની અગત્ય જણાય ત્યારે થોડું મતલબજેટલું જ બોલવાનો અભ્યાસ રાખે તો થોડા દિવસમાં સુધરી જાય. પોતે જે બોલવા જાય તેની તે સમયે જરૂર કેટલી છે તથા તેમાં સાર શું સમાયો છે, એનો બોલનારે હરવખત વિચાર રાખવો ઘટે છે.

**ભાગીરથી**—કાલે એણે કંઇ પૂછવા માંડયું'તું કે અમથી વાત ચાલી'તી ?

**વિઠ્ઠલજી**—કંઈ પૂછવાનો વિચાર તો એને આવ્યો હશે ખરો. પણ આગળથી સફાઇ જણાવવાને ડહાપણ ડોળવા ગયા એટલે તેમાં જ મૂર્ખ ઠર્યા. પછી એનું લજ્જાથી મન ક્ષીણ થઇ ગયું એટલે

પાછળથી લગાર ગાંડુંઘેલું પૂછ્યું; પણ તેમાં કાંઇ ઘણો માલ નહિ. બુદ્ધિમાને તો કોઈ પણ જગાએ પ્રથમ જવું થાય તો આગળથી ત્યાંની રીતભાત, ત્યાં બેસનાર બેઠેલા હોય તેમનું જ્ઞાન તથા સ્વભાવ ધીરજ રાખીને જાણી લેવા યત્ન કરવો જોઇએ. પછી જો આપણા કરતાં બુદ્ધિમાનોની સભા હોય તો ત્યાં મૌન રહેવું, અથવા કોઇદ્વારા કે આપણે પોતે અજ્ઞાનસરખા રહીને ઘટિત પૂછવું. આપણા સમાન બુદ્ધિવાળા હોય તો ઘટતું બોલવું અને ચર્ચા ચાલે તો થોડી કરવી; તેમાં સાર ન નીકળે તો બંધ પાડવી. અને ઓછી બુદ્ધિવાળા હોય તો ત્યાં ઘણું બેસવું જ નહિ. પણ એ સંબંધમાં આ ઉચ્છૃંખલસરખા કૃષ્ણદાસને કશું ભાન જણાતું નથી, તેથી જ્યાં ત્યાં મૂર્ખ ઠરતો હશે.

**ભાગીરથી**—આ એની પેઠે કદાચિત્ આપણને પણ આપણા દોષ સમજાતા નહિ હોય અને આપણે જ્યાં ત્યાં તેમ વર્તતાં હઈશું અને તેથી આપણને પણ શાણા લોકો મૂર્ખમાં ગણતા હશે તો તેની આપણને શું સમજ પડે ?

**વિઠ્ઠલજી**—કેમ સમજ ન પડે ! જે માણસ પોતાના દોષ જોવા આતુર છે, જે માણસ દોષના સ્વરૂપને તથા દોષ થવાનાં કારણને જાણે છે, તથા જે માણસ સમયનો, સંગીના સ્વરૂપનો અને ચાલતા પ્રસંગનો વિચાર કરવામાં કુશળ છે. તથા પોતાની વાણીને નિયમમાં રાખનાર છે, વિવેક અવિવેકને સમજનાર છે, તેમ જ પોતાના તથા સામાના અનુકૂળ પ્રતિકૂળ ભાવને ઓળખવામાં ચતુર છે, તે માણસ અયોગ્ય વર્તન કરે નહિ. અને કોઇ સ્થળે મૂર્ખ ઠરે નહિ. આમ છતાં પણ મૂર્ખ અને ચતુરનો મોટો વિરોધ સ્વભાવથી છે, તેથી કદાચિત મૂર્ખ મનુષ્ય પોતાની મૂર્ખતાથી વિનાકારણ તે ચતુરને મૂર્ખ કહે તો તેનો કાંઇ ઉપાય નથી. કારણ કે ઓછી તથા અવ્યવસ્થ મતિવાળાં મૂર્ખ મનુષ્યો વસ્તુ કે પાત્રપરીક્ષામાં કાંઇ વ્યવસ્થિત નિયમાનુસાર પ્રવર્તતાં નથી.

**ભાગીરથી**—એ મૂર્ખો પાત્રપરીક્ષામાં અકુશળ હશે એ વાર્તા તો ખરી, પણ લોકમાં એમ કહેવાય છે કે મૂર્ખને રાજી રાખવા હોય તો તે જે કહે તે હાજી હાજી કરવું, અને તેમની ઇચ્છાને કદી છેદવી નહિ. એ વાર્તા ખરી કે ખોટી ?

**વિઠ્ઠલજી**—એ વાર્તા ખરી છે. પણ તેમાં એટલો વિશેષ લક્ષ રાખવાનો છે કે જ્યારે કોઈ દુર્દૈવથી આપણા વડિલ સંબંધીમાં અથવા વ્યવહારમાં આપણો શેઠ કે કોઇ પણ ઉપલી સત્તાવાળો મૂર્ખ મળ્યો હોય ને કોઇ સંબંધીવનાનું મોટું માણસ મૂર્ખ હોય અને

તેને આપણે કોઈ વેળા પ્રસંગ પડયો હોય તો તેવે સ્થળે તેમના મુખે હાજી હાજી કરવું ઠીક છે. તો પણ જો તેમને કે આપણને કે કોઈ સજ્જનને આપણા હાજી હાજી કરવાથી નુકસાન થવાનો સંભવ હોય તો તે વેળા ઘટે તેવી યુક્તિ વાપરીને અન્યનું અહિત ના થાય એમ કરીને તે મૂર્ખના મનનું સમાધન રાખવું. અથવા તે સમયે હાજી હાજી કરીને તેનું મન રાખી પાછળથી તેનું મન ફેરવી સામાનું અહિત થવા ન દેવું. અને જ્યારે કોઇ આપણી આજ્ઞાપાલન કરે એવું આપણાથી નાના વયનું કે ઓછા અધિકારનું સંબંધી હોય, અથવા આપણો સેવક હોય કે તેવું જ કોઈ નબળા અધિકારનું ઇતર મનુષ્ય હોય ને તે મૂર્ખ હોય અને તેને આપણે વ્યવહારપ્રસગ હોય તો તેવાને કંઈ હાજી હાજી કરવાની અગત્ય નથી. તેને તો કોઈનું પણ અહિત થાય એવું મૂર્ખપણું વાપરતું જાણ્યું તો તે ક્ષણે અથવા ક્ષણપછી ધમકાવીને કે હરેક પ્રકારનું દબાણ દેખાડીને તે તે વ્યવહારથી રોકવું અને આપણા પુત્રાદિ નિકટ સંબંધીનું તો અનેક ઘટિત ઉપાયથી મૂર્ખપણું હોય તો ટાળવું.

**ભાગીરથી**—ઘણાં માણસને આપણે ભૂલ કરતાં જોઇએ છીએ તે તેમને જો તે વેળા શીખામણ દેવા જઇએ છીએ તો ઉલટાં આપણને મૂર્ખ ગણીને ધુતકારી નાંખે છે. અને કોઈ કોઇને તો તેની ભૂલ દેખાડીએ છીએ તો તરત સમજી જાય છે ને ઉલટો આપણો આભાર માને છે. ત્યારે માને એને શીખામણ દેવી, પણ જે ન માને ને આપણને તિરસ્કાર કરે તો તેને શીખામણ ન જ દેવી એ સારું, કે તિરસ્કાર ખમીને પણ શીખામણ દેવા જવું ?

**વિઠ્ઠલજી**—ન માને એવાને પણ સમય જોઇને પ્રથમ તેના મતને મળીને તેની વૃત્તિ આપણી તરફ વાળીને પછી ધીરેથી તેને ખરું ખોટું સમજાવીને લાભહાનિનું ભાન કરાવવું ને પછી જણાવવું કે આમ કરવું ઠીક છે, પછી ન માને તો ભલે. એવું આડું માણસ પારકું હોય અને આપણે તેને વિશેષ કશો સંબંધ ન હોય તો તેને થોડી વાર કહેવું ને વિરોધ જણાવે તો સાક્ષાત્ ન કહેવું, પણ આપણે જેની સાથે નિકટ સંબંધ છે ને હાનિલાભમાં પણ આપણે સંબંધ છે તેને તો તિરસ્કાર ખમતાં પણ ઘટતી યુક્તિથી વારંવાર શીખામણ આપવી. એમાં કાળજીરહિત થઈએ તો ઠીક ગણાય નહિ. લે આપણે તો વાતોઉપર ચઢ્યાં એટલે કરવાના કામમાંથી ચિત્ત ગયું. ઘણાં માણસો એવી યુક્તિથી, જ્યારે કોઈ ઉપરી કામ તપાસવા કે ખોડ કાઢવા આવે છે ત્યારે તેને બીજી વાતે ચઢાવી વખત ટાળી નાંખે છે એટલે પોતાનો બચાવ

થાય છે. તેમ તેં આજે કર્યું છે કે શું ?

**ભાગીરથી**—(હસીને) આપના મનમાં હજી એવી શંકા છે કે શું ? મેં તો કહ્યું આપને નવરાશ મળી છે ત્યારે કહ્યું લાભ લઈ લઉં. મારું કામ જોવામાં તો આ નેત્રોનું કામ હતું, ને આ ઉત્તરઆપવાનું કામ તો મુખનું હતું એટલે અડચણ નથી એમ જાણીને મેં વાર્તા કાઢી હતી. પણ તેમાં મારો દોષ ઠર્યો તો હવે બંધ કરૂં છું. અપરાધ ગણાયો હોય તો ક્ષમા કરજો.

**વિઠ્ઠલજી**—(લગાર હસતાં) ના ના એતો હું સહ જ કહું છું. મને નિશ્ચય છે કે તારા કામમાં કશો દોષ કાઢી શકાય એમ નથી. સર્વ પ્રકારે જોઇએ તેથી પણ અધિક સાવધાનપણું તું પ્રત્યેક વ્યવહારમાં રાખે છે તે હું જાણું છું. (ઉઠવા માંડે છે.)

**ભાગીરથી**—ત્યારે હવે મારે કંઈ વિલંબ નથી. પધારો એટલી વાર છે. (**વિઠ્ઠલજી** જમવા આવે છે. આનંદવાર્તા તથા ઇષ્ટસ્મરણ કરતાં જમે છે. ને પછી પાન વગેરે ખાઇ મુખશુદ્ધિ કરી બહાર જાયછે)

( નિત્યનો સમય થવાથી સઉ સ્ત્રિયો પરવારીને પોતપોતાને ઘેરથી **વિજયાલક્ષ્મીને** ત્યાં આવે છે. )

**ચંચળા**–(**ભા**ગીરથીને) કેમ **ભા**ગીરથી બહેન ! હવે **વિ**જયાલક્ષ્મી આરંભ કરે કેની ? પ્રથમ પદ ગાય એટલે પછી જ્યાંથી રહ્યું હોય ત્યાંથી તમે કહી આપજો.

**ભાગીરથી**—હા ઠીક છે. ત્યારે બોલો 'જય જય **શ્રીસ**દ્‌ગુરુ દેવ' (સર્વ બોલે છે.)

**વિજયા**—(જય જય બોલીને ગાય છે.)

**પદ. ગરબી.**

જન્મ ધરીને જગમાં આવી કરવું શું એ વિચારો જી,
સાર શું છે, શું મેળવવું છે, એ જ સદા ઉર ધારો; કુળને તારો જી.
સ્ત્રીના ધર્મ શું છે ને વળી આ, પુરુષતણા શા ધર્મ જી,
શાથી ક્લેશ દીસે આ, તેને,–નાશક છે કોણ કર્મ; સમજી ઉર ઠારો જી.
શા શા દોષ હૃદયના જીવને, અધોગતિએ લઈ જાતા જી,
શા શા ગુણ સાધીને જીવ આ, જીવન્મુક્ત ગણાતા; સમજી ઉર૦
દોષ હણીને સદ્‌ગુણ ધારી, ઉંચા પદમાં આવો જી,
નિંદ્ય સકળ વ્યવહાર શમાવી, લો પ્રભુપદ સુખલ્હાવો; કુળને તારો. જી.
નીચ ઉચ્ચ જાતિનાં જન્મો, લઇ જીવો આ ભમતા જી,
ભ્રમણચક્ર તે ટળવા અર્થે, સદ્ય ગ્રહો ઉર શમતા, કુળને૦

મિથ્યા આશા ત્યજીને, ધર્મે-કુળવ્યવહાર ચલાવો જી,
યોગ્ય વિચારે વધતાં જાતાં, જ્ઞાન થવે જય થાવો; સમજી૦
નીતિ ધર્મના મર્મ સમજીને, **સદ્‌ગુરુથી** ફળ લેજોજી,
**મનહર પ્ર**ભુપદ અંતે પામી, સ્વરૂપાનંદે રહેજો; કુળને૦

**ભાગીરથી**—(જય જય **શ્રીસ**દ્‌ગુરુ દેવ બોલીને પછી) કાલે કથાના અંતમાં સજ્જન તથા દુર્જનોના વિચાર જણાવેલા ને પછી એમ કહેલું કે 'બુદ્ધિમાન્, ધૈર્યવાન્, તથા તત્ત્વવિચારવાળો તે **પ્ર**બુદ્ધપુરુષ મહા મંદવાડમાં પણ પોતાના મનમાં આ પ્રકારના વિચાર કરીને સમાધાનમાં રહેતો'. હવે તે વિચારનું સ્વરૂપ જણાવવાનું બાકી છે, ત્યાંથી ચાલવા દો.

**પ્ર**બુદ્ધ વિચાર કરે છેઃ આ રોગ આટલા દિવસ કષ્ટસાધ્ય ગણાતો હતો, પણ હવે કોઈ કોઈ અસાધ્યસરખો ગણે છે. હશે, જેને જેવી ઈશ્વરસત્તાથી મતિ સ્ફુરે છે તેવાં તે અનુમાન બાંધે છે, એમાં કાંઇ લક્ષ આપવાનું પ્રયોજન નથી. ખરું જોતાં આ શરીર નાશને અર્થાત્ રૂપાંતરને પામવાઅર્થે જ અસંખ્ય પરમાણુસંયોગથી રચાય છે. આ જગત્‌માં કેવળ નાશ કોઇ વસ્તુ વા પદાર્થનો થતો હોય એમ નથી, તોપણ યથાર્થ દૃષ્ટિથી જોતાં આ વિશ્વમાં કેવળ નાશ તો માત્ર યથાર્થ જ્ઞાનદ્વારા આ એક વ્યક્તિગત જીવભાવનાનો જ થાય છે. જે જીવવ્યક્તિગત જીવભાવનાનો યથાર્થ સ્વરૂપાનુભવથી નાશ થાય છે તે જીવવ્યક્તિ પછી કોઈ કાળે પણ અસ્તિત્વમાં હોતી નથી. એ જ્ઞાનદ્વારા ક્ષયને પ્રાપ્ત થતી જીવભાવનાવિના કોઇ પણ પદાર્થ સમૂળ નાશ થતો નથી. આથી એમ જણાય છે કે માત્ર જીવત્વનો નાશ થાય છે, અને એમ હોવાથી આ જીવો જે એ જીવભાવનાને જ અજ્ઞાનથી પ્રિય માની રહ્યા છે તેમને એ જીવત્વરૂપ પોતાનું મરણ થશે એ ભાવથી જ માત્ર મરણ પ્રિય જણાતું નથી. સર્વ જાણે છે કે આત્મા અમર છે અને શરીર છૂટનાર છે, પણ અહંમમત્વ જેને વિષે છે એવી જીવભાવના જ આ જીવનું સ્વરૂપ છે તેથી, પોતાના સ્વરૂપનો નાશ કોઇને પ્રિય નથી, એ નિયમે આ જીવોને મરણ પ્રિય નથી. વળી તે જીવભાવનારૂપ જીવને પોતાના ભાવિનું અજ્ઞાન હોવાથી તથા આ જન્મમાં વિદ્યમાન પ્રાપ્ત વિષયની લાલસા વિદ્યમાન હોવાથી તેને એવા વિચાર થાય છે કે 'આગળ મારો કેવો જન્મ આવશે, ત્યાં મને આવા વિષ-

ય મળશે કે નહિ, અને આ પ્રાપ્ત વિષયપદાર્થ તથા પ્રાણિ વગેરે સંબંધીનું મારા વિના શું થશે? આ મારા પ્રાણિપદાર્થ મારા વિના નષ્ટ થશે માટે એને ભોગવવા હજી હું જીવું તો ઠીક. આ વગેરે અનેક વિચાર આવવાથી તે અજ્ઞાનાવૃત્ત જીવ મરણથી ભય પામી જીવવા ઇચ્છે છે, પણ હું કે જેણે એ હુંપણાનો સ્વરૂપે અંત જાણ્યો છે તેને આવા વિચાર સ્ફુરવાનો સંભવ નથી. આ મારા મનાએલા પ્રાપ્ત વિષયનો ભોગ, વ્યય, દાન જે જે ઘટિત હતું તે તે યથાશક્તિ થયું છે, અને આ 'હું' જે જે કાર્યનું નિમત્તકારણ હતું અર્થાત્ જગત્માં મારા વડે જે જે થવાયોગ્ય હતા એવા સઘળા યોગ્ય વ્યવહાર થયા છે, એટલે જગત્માં અમુક કામમાટે હું જીવું તો ઠીક, એવી આશા પ્રકટ થવી સંભવતી નથી, અને એ જ કારણથી હું મરણનું ભય અનુભવતો નથી.

આ સંસાર જેને પ્રત્યક્ષાનુભવથી તથા સબળ અનુમાનોથી પ્રવાહરૂપ જાણ્યો છે તથા નિશ્ચય કર્યો છે તેમાં હવે આ શરીરાદિ સંપૂર્ણ વહેતા પદાર્થોના આવવા જવા નિમિત્ત કાંઇ પણ હર્ષશોક કરવાસરખું રહ્યું નથી.

જે જે પદાર્થોનું સંયોગીકરણ થાય છે તે તે પદાર્થોનું તેના અચલ નિયમથી તથા આગંતુક કારણોથી યથાનિયમે તથા યથાકાલે પૃથક્કરણ થાય છે. તેમાં કશાં વાસ્તવ હાનિલાભ શમાયાં હોય એમ વિચારવાનને પ્રતીત થતું નથી, જેથી આ શરીર તથા અંતઃકરણનું યોગ્ય પ્રકારે પૃથક્કરણ થવાનો સમય કદાચિત્ સમીપ આવ્યો હશે તોપણ મારે એ વિષે કશી કાળજી કરવાનું પ્રયોજન રહ્યું નથી.

સર્વ જાણે છે કે દીપકના પાત્રમાં ઘૃતતૈલાદિ સ્નેહ જેટલી વાર રહે છે ત્યાં પર્યંત દીપક પ્રકાશ આપે છે અને પછી ઓલાઇ જાય છે. અમુક પ્રમાણની દીવેટવડે પ્રકટેલી જ્યોતિ અમુક પ્રમાણના પાત્રમાં ભરેલા સ્નેહને અમુક કાળમાં બાળીને જેમ નિર્વાણ થાય છે તેમ આ શરીરમાં પણ જીવનરૂપ જ્યોતિ પોતાના પ્રમાણમાં રહેલા સ્નેહાદિ શરીરસ્થ સત્વને બાળીને યોગ્ય કાળે નિર્વાણ થશે. એમાં હવે કશું ખેદનું કારણ રહ્યું નથી.

વળી જેમ ઘૃતતૈલાદિ સ્નેહપદાર્થ પૂરવાથી તે દીપક અધિક કાળ ટકે છે તેમ આ શરીરોમાં પણ ઓજસ્ આદિ સત્ત્વબળની પુનઃ પુનઃ યોગ્ય ઉપાયથી પ્રાપ્તિ કરી હોય છે તો એ પણ અધિક કાળ ટકી શકે છે. પણ હવે આ અણીઉપર અને તૃપ્તિના ઉદય-

તેમ કરવા પ્રવૃત્ત થવાની ઉર્મિ વ્યર્થ છે. જેથી ઇષ્ટસ્મરણ ક-

રતાં વૃત્તિને સ્વરૂપમાં જોડીને શરીરાદિ પદાર્થોની પ્રીતિના અભાવપૂર્વક હવે તો નિઃશક તથા નિર્ભયપણે સ્થિર થવું ઘટે છે.

આ લોકમાં એવો કયો સંયોગી પદાર્થ છે કે જે પ્રત્યેક ક્ષણે ક્ષયના માર્ગમાં ગતિ કરતો વહેતો નથી? આ અજ્ઞાન પ્રાણિઓ જે પદાર્થનાં યથાર્થ સ્વરૂપને તથા તેના ગતિઆગતિના નિયમને જાણતા નથી તે તો પદાર્થના પ્રતિકૂળ પરિણામને જોઇને આશ્ચર્ય પામી ખેઃ કરે છે, પણ હું કે જે સર્વને રુડે પ્રકારે સમજ્યો છું તેણે તે પ્રતિકૂળતા આદિ વિરોધી પરિણામના અનુમાનથી ખેદવશ થવું અત્યંત અસંભવિત છે.

કેટલાક બુદ્ધિમાન્‌સરખા મનુષ્યો પણ એમ ધારે છે કે અમુકનું મૃત્યુ થાય અને પછી અમુકનું મૃત્યુ થાય તો ઠીક, પરંતુ એ વિચાર બાળકની બુદ્ધિને યોગ્ય છે. જે કૂવામાં આવતી શેરો પ્રથમ અટકે છે તે કૂપનું જળ પ્રથમ સુકાઇને તે નિરુપયોગી થાય છે, અને જેની શેરો પાછળથી બંધ થાય છે તે પાછળથી સુકાય છે. તેમાં જેમ આ કૂવો પ્રથમ સુકાય અને પેલો કૂવો પછી સુકાય તો ઠીક, એવી આશાઓ નિષ્ફળ છે, તેમ આમાં પણ અમુક પ્રથમ મરે અને અમુક પછી મરે તો ઠીક એવી કલ્પના વ્યર્થ જ છે. જે ક્ષણે જે નિઃસત્ત્વ થાય છે તે ક્ષણે જ તે નિરુપયોગી થાય છે.

આ સૂર્યાદિ સર્વ ગ્રહો, પૃથ્વી તથા અન્ય સકળ બ્રહ્માંડાંતર્ગત પદાર્થો પોતાના ક્ષયઉપર ચાલતાં મહાકાલમાં અળપાઈ જાયછે અને કારણમાંથી પુનઃ ક્રમપ્રમાણે આરંભાય છે, તેમાં ખેદનું કાંઇ પ્રયોજન નથી; તેમ આ શરીરાદિ પદાર્થોના પણ આરંભ તથા અંત પુનઃ પુનઃ થયા જ કરે છે, એમાં વિસ્મય થવાનું કે ક્લેશ માનવાનું કંઇ જ કારણ નથી.

આ શરીરોમાં બાળકપણું, જુવાનપણું તથા વૃદ્ધપણું જેમ ન નિવારણ કરાય એવા પ્રકૃતિસ્વભાવક્રમથી અનાયાસ પ્રાપ્ત થયા કરે છે તેમ મરણ પણ સ્વભાવક્રમથી યત્નવિના જ આવી પ્રાપ્ત થાય છે, એમાં કોઇનો દોષ ગણવાનું પ્રયોજન નથી.

આ સર્વ પ્રકારે અશાશ્વત સ્વભાવવાળા પ્રતીત થતા સંસારમાં ઓછા આયુષ્યથી દુઃખ કે વધારે આયુષ્યથી સુખ છે એમ ગણાતું નથી. કારણ કે ઘણા પાપી પ્રાણિઓ નિરંતર પાપ કરતાં ઘણા કાળ જીવે છે, તેમને આ જન્મમાં પૂર્વ પાપના બળે દુઃખ જણાય છે અને હાલ પણ તે દીન દુઃખી પાપી દુઃખનાં આપનાર પાપ જ રચે છે, જેથી આગળ પણ તેમને પાપ તથા દુઃખ જ મળનાર છે. એવાં માણસોનું ઘણું

આયુષ્ ઘણા જ અનર્થ કરે છે. અને એ જ પ્રમાણે પુણ્યવાનોને અલ્પ આયુષ્ ઘણે સ્થળે જણાય છે. પણ તે પુણ્ય કરતાં જ અંત આણે છે, જેથી પૂર્વે પુણ્યબળથી આ જન્મમાં તેમને સુખ તથા પુણ્યકર્મ મળે છે અને તેથી આગળ પણ તેમને તેમ જ હોય છે. આ કાંઇ ખોટું નથી. કદાચિત્ આયુષ્ વધારે હોય અને તે સમયમાં પાપકર્મ ફળ આપવા પ્રવર્તે તો તે અધિક આયુષ્ નષ્ટ જ ગણાય છે. માટે અંતપર્યંત કેવાં કર્મ ફળ આપવા વિદ્યમાન છે એ સ્પષ્ટ ન જાણનારે અધિક આયુષ્ જ ઇચ્છવું ઉચિત નથી. આ શરીરવડે આપણે પાપકર્મ કરવાનો સમય આવવા પૂર્વે એ શરીરનો અંત થાય તો ઠીક એ જ સજ્જન પુરુષોની ઇચ્છા ઘટિત છે.

આ અંતઃકરણમાં જ્યાંપર્યંત યથાર્થ સ્થૈર્યબળને પ્રાપ્ત કરનાર કેવળ શુદ્ધ સત્ત્વાંશ પ્રાપ્ત કરાય નહિ ત્યાંપર્યંત એમાં સ્થૈર્યદ્વારા જ સ્પષ્ટ થનાર આનંદાનુભવ તે અભિમાનીને પ્રતીત થતો નથી. યથાર્થ સ્થૈર્યબળવિના યથાર્થ સુખાનુભવ થતો નથી. પરંતુ સ્થૈર્યની ઉત્તરોત્તર પ્રાપ્ત થતી કલાથી કલાજ્ઞાન પ્રાપ્ત થાય છે, અને તે કલાની અભિવૃદ્ધિ થવાથી અધિક અધિક આનંદાનુભવ થાય છે; જેથી સ્થૈર્યની સર્વોત્કૃષ્ટ કલાદ્વારા સર્વોત્કૃષ્ટ કલાજ્ઞાન થાય છે, અને તે કલાજ્ઞાનથી સુખાનુભવ થાયછે. આમ છે માટે આનંદાનુભવ કરાવનાર યથાર્થ જ્ઞાન ન થાય તો કલાજ્ઞાન પણ પ્રાપ્તવ્ય છે. આથી આનંદના જનક કલાજ્ઞાનવિનાનું અંતઃકરણ એક સરખા ક્લેશને અનુભવ કરાવનાર હોય છે, એમાં આશ્ચર્ય માનવાસરખું કાંઈ નથી.

જ્યાંપર્યંત આ અંતઃકરણ વિષયમાં આસક્તિ કરાવનાર સંસ્કારબળથી વિષયાકારપરિણામવૃત્તિદ્વારા વિષયાભિમુખ જ હોય છે ત્યાંપર્યંત તો તે અંતઃકરણમાં વિષયજન્ય વિષયાનંદનો ભાસ થાય છે. પણ પ્રબળ આધિ અને પ્રબળ વ્યાધિથી ગ્રસ્ત શરીર જ્યારે વિષયાસક્તિના સંસ્કારવેગથી રહિત હોય છે ત્યારે તે વિષયમાં દ્વેષવડે વિષયવિમુખ રહેતા અંતઃકરણમાં તે વિષયાનંદનો પણ ભાસ થતો નથી. અર્થાત્ પૂર્વોક્ત સ્થૈર્યદ્વારા પ્રતીત થતા સ્વરૂપાનંદથી તેમ જ આ વિષયાનંદથી એમ ઉભય પ્રકારના આનંદાનુભવથી ભ્રષ્ટ થયેલ તે દુઃખગ્રસ્ત પ્રાણી અંતઃકરણની અવ્યવસ્થ દશાવડે જ્યાં ત્યાં અને જ્યારે ત્યારે ક્લેશમાત્રને જ પ્રધાનપણે અનુભવે છે. જેથી સર્વ શરીરીએ આપણાં અંતઃકરણમાં સ્વસ્વરૂપાનંદનું પરમોત્કૃષ્ટ કલાજ્ઞાન પણ નિદાન પ્રાપ્ત કરવું અવશ્ય ઘટે છે.

આ અંતઃકરણમાં એ કલાજ્ઞાનના પ્રકટ સદ્ભાવથી આનંદા-

નુભવ તો મને થાય છે. પણ દેહાદિકનું કેવલ વિસ્મરણ થયું નથી, તથાપિ તેની હવે આસકિત ટળી છે એટલે ચિંતા કરવાનું પ્રયોજન નથી, કારણ કે સ્મૃતિનો અભાવ તે તો પોતાના ક્રમથી જ થનાર છે.

આ મન જે વ્યવહારસંબંધી નાના સંકલ્પવિકલ્પ કરીને અન્ય અજ્ઞાનાવૃત્ત જીવોને નિરંતર કલેશ આપે છે તથા અવશેષ આશાના પાશથી બાંધીને જીવને ઝોલે ચઢાવે છે, તે મન આ જીવોને મરણનું અનુમાન થવા માત્રથી જ ભારે કલેશ આપે છે. પણ આ મારું મન તો હવે કેવળ નહિ પણ સામાન્ય પ્રકારે અમનભાવને પ્રાપ્ત થવાના ક્રમઉપર ચઢી ચુકયું છે, તથા આશામાં બંધાઇને સંકલ્પવિકલ્પ કરવાના અયોગ્ય ધર્મને સમજીને ત્યજી બેઠું છે, તેથી કદાચિત્ મરણના સંભવનું અનુમાન લોકોવડે કરાય છે અને તેને એ જાણે છે તો પણ ત્રાસ કે કલેશ આપતું નથી.

જેમ સર્પ કાંચળી ઉતારે છે તેમ જીવ આ જીર્ણ શરીરને ત્યજે છે એવું કહીને પણ ઘણા વિવેકી પુરુષો મરણના ભયથી મુક્ત રહે છે, અને મારે તો સર્પકંચુકીવત્ નહિ પણ જેમ હિમનું કે લવણનું જળ થઇ જાય છે તેમ મૂળ રૂપે જ થવાઅર્થે આ દેહ તથા જીવત્વ પોતાના કારણમાં લયને પ્રાપ્ત થશે. જેથી પોતાના સ્વભાવથી બંધાતા અને છૂટતા પદાર્થોને બાંધવાછોડવાનું મિથ્યાભિમાન ન ધરતાં માત્ર દ્રષ્ટા કે જ્ઞાતારૂપે જ રહેવું ઘટે છે.

અહો ! આશ્ચર્ય છે કે આ જીવો પોતાના અસંખ્ય પૂર્વજોને, નિકટનાં વર્તમાન સંબંધીઓને, મિત્રને, શત્રુને તથા ઇતર સજ્જનદુર્જનને મરણ પામતાં જુએ છે, અને તેથી જાણે છે કે દૃશ્યમાત્ર મરણને પામનાર છે, તેમ છતાં પણ પોતે મરણને પ્રાપ્ત થવાના ભયથી બચવા માટે દુરાશાવશ થઈ નાસભાગ કરે છે અથવા તો સંતાપને પામેછે.

જેમ વંટોળીઆવડે રજના મોટા ડુંગરો ક્ષણમાં થાય છે અને ક્ષણમાં વેરાઇ જાય છે, તેમ જ સ્વભાવજ તથા કર્મજ સંસ્કારબળથી આવાં અસંખ્ય શરીરો રચાય છે તથા વિખરાય છે એમાં કોનો શામાટે ખેદ કરવો એ વસ્તુવિચારવાળાને જણાતું નથી. અર્થાત્ ઉપજતા અને ખપતા પદાર્થમાટે સર્વથા હર્ષશોક ન જ કરવો ઉચિત છે.

આ મરનાર પ્રાણિઓ જીવનારની ચિંતા કરી ખેદ માને છે કે અરે! આ લોકની મારા વિના કેમ સ્થિતિ રહેશે? અને જીવનારાં મરનારને ખેદ કરાવેછે તથા પોતે કરેછે તે એવા ભયથી કે એમના વિના આપણી શી વલે થશે ? આ બંને પક્ષનો ખેદ અકારણ છે. કેમકે આ જગતમાં પ્રસવ કરીને બાળકની મા મરેછે તેવાં પણ કંઇક

જીવે છે. પિતાવિના પુત્ર, પુત્રપુત્રીવિના માતાપિતા, પતિવિના પત્ની, તથા પત્નીવિના પતિ, ભાઈ ભાઈવિના, સગાં સગાંવિના, અને એ જ પ્રમાણે સંપૂર્ણ પ્રકારના સંબંધવાળાંઓ એકબીજાનાં મરણપછી સુખથી જીવે છે. એવું ભાગ્યે જ સાંભળવામાં આવે છે કે અમુક પાલક મરવાથી તેના રક્ષણતળે રહેનાર અમુક મરણ પામ્યું. આમ છે માટે કોઇને સારુ કોઇએ મરણનો ખેદ કરવાની અગત્ય નથી.

કેવળ પ્રીતિથી કે મહામોહથી વિયોગ કે નાશના સમયે મનુષ્યોને પરસ્પરમાં કલેશ થાય છે. પણ તત્ત્વવિચારથી તે મહામોહ, મોહ કે સામાન્ય પ્રીતિ આદિ નિમિત્તથી થતો ખેદ કેવળ દુઃખજનક જ છે. હિતનો સાધક નથી માટે કર્તવ્ય નથી.

આ જગતમાં જે પદાર્થ કે પ્રાણિને આપણી સ્વતંત્ર સત્તાથી આપણે ઉપજાવી શકતાં નથી, જેમને આપણે રાખી શકતાં નથી કે આપણી ઇચ્છાનુસાર જેનો આપણે લય કરી શકતાં નથી તેને માટે આપણે ખેદ કરવો એ અનર્થકર જ છે. માટે મારે તો હવે નિઃશંકપણે ઇષ્ટસ્મરણ કરતાં આ વ્યાધિને અને મરણને પણ મિત્રતુલ્ય જ ગણવાનાં છે, અને એક પક્ષે તો સર્વપ્રતિ શત્રુમિત્રબુદ્ધિથી રહિત થઇને કેવળ સ્વરૂપાનુસંધાન જ સેવવું છે.

હરદત્ત કહેછેઃ હે સ્ત્રિ! આપ્રમાણે અનેક વિધિથી નાના યુક્તિવડે તે પ્રબુદ્ધપુરુષ વિચાર કરીને શાંતિથી દિવસ નિર્ગમવા લાગ્યો. પતિવ્રતા સત્ત્વમતિ પણ ધૈર્ય રાખીને પતિની સેવા સાવધાનપણે કરવા લાગી, તથા અને પ્રકારનાં ઇષ્ટપૂજન, દાન જપ પણ ચાલુ કર્યાં. પરમેશ્વરની અકલ લીલાના પ્રભાવે તથા તે સત્ત્વમતિના પુણ્યપ્રતાપે તથા અચલ શ્રદ્ધાશક્તિના બળે તે પ્રબુદ્ધપુરુષને ક્રમે કરીને રોગમુક્ત થવાનાં ચિહ્ન જણાવા લાગ્યાં. રોગનું બળ ઘટી ગયું. અગ્નિ પ્રદીપ્ત થવા લાગ્યો. અન્નની રુચિ તથા પાચનશક્તિ વધવા લાગી. અને એમ કરતાં બે માસમાં તો તે ઘરમાં રુડે પ્રકારે ફરવા લાગ્યો. ત્રણ માસ થતાં તો બહાર શ્રીસદ્‌ગુરુ તથા દેવનાં દર્શને જવા માંડ્યું. મોટા ઉત્સવનો આરંભ કરીને મોટી સંખ્યામાં બ્રાહ્મણભોજન કરાવ્યું. બીજાં પણ ઘણાં પુણ્યકર્મ કર્યાં. ત્યારપછી દુર્જનોનાં મુખ શ્યામ થયાં અને સજ્જનો આ પ્રમાણે બોલવા લાગ્યા. 'પુણ્ય ત્યાં જય છે. ગુરુ-ઈશ્વરના પ્રતાપે, પુણ્યના બળે, તથા પતિવ્રતા સત્ત્વમતિના સંકલ્પે તેનું સૌભાગ્યસુખ સ્થિર રહ્યું છે અને પ્રબુદ્ધપુરુષ જાણે નવે જન્મ આવ્યો છે.'

આ પ્રકારે રોગમુક્ત થયા પછી તેમણે બંને જણે ઘણું આ-

યુષ્ ભોગવી ઘણાં સત્કર્મ કરચાં. પોતાના પુત્રના ઉપનયન, વિવાહ વગેરે યથાઘટિત સંસ્કાર રુડે પ્રકારે કરચા. તેમને યોગ્ય વય થવાથી ગૃહવ્યવહારનો સઘળો ભાર સોંપ્યો. પછી તે સ્ત્રીપુરુષે એકાંત સરખા સ્થાનમાં રહીને જીવન્મુક્તિના આનંદને અનુભવતાં આ સંસારસ્થિતિનો અંત આણ્યો. તેમનાં, કલ્યાણકારી હોવાથી સૂર્યોદયસમયે સ્મરણ કરવાયોગ્ય પવિત્ર નામ આજપર્યંત રહ્યાં છે.

હે શાંત ચિત્તવાળી ! તેં પૂછ્યું હતું કે 'મહારોગાદિથી થતા દુઃખના સમયમાં કેવા પ્રકારના વિચારોથી બુદ્ધિમાન્ મનુષ્યો મનને સમાધાનથી ઇશ્વરમાં જોડતા હશે?' તેના સમાધાનમાં આ પવિત્ર કથા મેં તને કહી સંભળાવી. આ કથા પઠન કરનારને તથા શ્રોતાવક્તાને ભવબંધનથી મુક્ત કરનાર છે. તેં પ્રીતિથી શ્રવણ કરી છે જેથી તારું ઈષ્ટ તને પ્રાપ્ત થશે.

વિષ્ણુશર્મા કહે છે: હે ધ્વજપાલ શેઠ ! આ પ્રકારનાં તે હરદત્ત પતિનાં વચન શ્રવણ કરીને તે પતિવ્રતા ગિરિજા પરમ પ્રસન્નતાને અનુભવવા લાગી, તથા રુડે પ્રકારે પતિની આજ્ઞાપ્રમાણે ચાલી પુત્રનું તથા વ્યવહારનું પાલન કરતાં આનંદમાં દિવસ કાઢવા લાગી. એમ ઘણાં વર્ષ તેમણે વ્યવહાર તથા પરમાર્થને સાધતાં વ્યતીત કર્યાં. તે ગિરિજાને પણ સત્ત્વમતિનું આખ્યાન શ્રવણ કર્યા પછી ક્રમે કરીને દાનપુણ્યકર્મમાં અધિક પ્રતિ થવા લાગી. ઉત્સાહપૂર્વક તેણે પોતાના પતિપાસે ઇષ્ટાપૂર્ત કર્મ કરાવ્યાં, જેથી તે હરદત્તને મહાદાતાનું માન લોકમાં પ્રાપ્ત થયું. એવાં ઘણાં પુણ્ય કરતાં તથા સત્કર્મને કરતાં ઘણું આયુષ્ ભોગવ્યું; અને વિજયી અચલ કિર્તિ આ લોકમાં મૂકી પશ્ચાત્ પુત્રને સઘળો વ્યવહાર સોંપીને અંતે ઉંચા પ્રકારનાં સ્વરૂપસુખને અનુભવીને પરમેશ્વરના પદમાં શમાયાં.

હે ધ્વજપાળ શેઠ ! આ મહર્ષિ હરદત્ત તથા ગિરિજાની પરમ પાવન કથા તમને કહી સંભળાવી. તમે મને પ્રથમ કહ્યું હતું કે 'કોઇ એવી કથા કહો કે જેમાંથી શીખામણ મળે, કલ્યાણ થાય અને સઉનો આત્મા પ્રસન્ન થાય' તો તેવી કથા કહીને આ સમાપ્ત કરી છે. આ કથા ઇપ્સિત ફળને આપનારી છે. માટે સર્વ મનુષ્યોને પ્રીતિથી જાણવા તથા સેવવાયોગ્ય છે. નિર્ધનને પ્રાપ્ત થયેલ ધનનું જેમ તે નિર્ધન પુરુષ પરમ પ્રીતિથી રક્ષણ કરે છે તેમ શ્રોતા, વક્તા તથા પાઠકે આ કથા પ્રેમપૂર્વક રક્ષણ કરીને ગૃહમાં તથા હૃદયમાં સ્થાપવાયોગ્ય છે.

પછી ધ્વજપાળ શેઠ તથા તેમનાં સ્ત્રી ઉત્તમ દક્ષિણા તથા વસ્ત્ર

જે પ્રથમથી જ સંકેત કરીને પહાડઉપર લઈ ગયાં હતાં તે અર્પણ કરીને શ્રીવિષ્ણુશર્માને પ્રણામ કરવા લાગ્યાં, તથા ગદ્દગદ કંઠથી સજળ નેત્રે ધ્વજપાળશેઠ તે વિષ્ણુશર્માની આ પ્રકારે સ્તુતિ કરવા લાગ્યાઃ

હે વિષ્ણુસ્વરૂપ વિષ્ણુશર્મન્! આટલા દિવસ હું તમને ઇષ્ટ મિત્રતુલ્ય જાણતો માનતો હતો. આજથી મારો નિશ્ચય ફર્યો છે હવેથી હું તમને સદ્દગુરુરૂપ માનુ છું. હે મહાદેવસ્વરૂપ! તમે આજે મને કૃતાર્થ કર્યો છે. આ તમારા કોટિ ઉપાયથી પણ ન વાળી શકાય એવા ઉપકારનો બદલો હું સંસારના કીટજેવો શું વાળી શકનાર છું? કાંઈ જ નહિ. આજથી હવે તમે નિરંતર પોતાના શિષ્યની પેઠે ગણીને મને સદ્દબોધ આપતા રહેવા કૃપા કરજો. આજ હું મારા અંતઃકરણમાં જે વિશેષ આનંદને અનુભવું છું તેવો જ આનંદ મને સર્વ કાળ રહે એવું દયાદાન આપજો.

વિજયા કહે છેઃ આ વગેરે અનેક પ્રકારનાં વિનયવચનો બોલીને પ્રણામ કર્યા. પછી આનંદમાં સર્વ બીજા વ્યવહારમાં જોડાયાં.

આ પ્રકારે કેટલાએક દિવસ તે પહાડઉપર વ્યતીત કર્યા પછી તે ધ્વજપાળશેઠ સર્વસાથે નીચે ઉતરી પોતાને ઘેર ગયા તથા શ્રીવિષ્ણુશર્માને અને તેમની પતિવ્રતા સ્ત્રી મુક્તાબાઇને ઉત્તમ વાહનમાં બેસાડી તેમને ઘેર પહોંચાડ્યાં.

ત્યારપછી નિત્ય તે શેઠ વાહન મોકલી વિષ્ણુશર્માને પોતાને ઘેર પધરાવતા તથા સાચા સ્નેહથી પવિત્ર કથાનું શ્રવણ કરતા. એમ ઘણો કાળ કરતાં તે સર્વે જ્ઞાન પામીને પરિણામે પરમેશ્વરના પદને પામ્યાં. જયજય શ્રીસદ્દગુરુદેવ. (સર્વ બોલેછે. પછી નિયમપ્રમાણે પદ બોલેછે.)

## પદ. કાફીની દેશી.

હરિને ભજે તે જ તરતા, જગમાં ગુરુહરિને ભજે તે જ તરતા,
શૂરવીર ધીર તે જ કાપી કર્મકલેશને, સુખ અખંડને જ વરતા રે, જ૦
પાપી પ્રપંચી મૂઢ નાસ્તિક હોય તે તો, ભક્તિ કરંતાં ઉર ડરતા,
એવા અધર્મી જન્મ ધરીધરી ફરીફરી, દુઃખ સહી સહી સઉ મરતારે, જ૦
વિષયવિલાસતણો અંત નથી વિશ્વમાં, રાત્રદિવસ રહે જીવ ફરતા,
સારવસ્તુ સમજી ન ત્યજે તે અસારને, બોધ શુણી હૃદય ન ધરતારે, જ૦
મંદમતિ દુર્ગુણને સેવી વહે અંતરમાં હરિ મારું સર્વ દુઃખ હરતા,
ભોળા જનોને તેમ કહીને ભમાવી, પોતાજેવા તે દુષ્ટ કરતા રે, જ૦
સ્વાર્થી કુજન એવાં કુડાં કર્મ કરીને, પાપવડે જ પેટ ભરતા,
એવા અધમ જન્મ કોટિ ધરે પણ, સત્ય ભક્તિવિના નથી ઠરતારે, જ૦

સદ્‌ગુરુની કૃપાવિણુ સદ્‌ગુણી ન થાતા કોઇ,લહી સુજન સત્સંગેવિચરતા,
આપમતિ અભિમાનીગુરુના શરણુવિના,ભટકી ભટકી ભવમાંથી ખરતારે,જ
દ્વેષી હરામી ને દુરાચારી ખળ ઘણા, શુણી કીર્તિ અન્યની દદરતા,
નરકના નિવાસી થવા દુષ્ટ તે સુજનતણા,પ્રાણુ લેનાં પણ ના થથરતારે,જ
સુજ્ઞ જન સર્વ સારી સંગતિ સેવીને, જગે ગુરુહરિશરણ સરતા,
મનહર પ્રભુપદ પામી તે અભય થઈ, જન્મમૃત્યુમારથી ઉગરતારે, જ.

**ચંચળા**—જય જય **શ્રીસદ્‌**ગુરુદેવ. (સર્વ બોલે છે.)

**ભાગીરથી**—આ વિષ્ણુશર્માએ આરંભેલી સર્વ સુખને આપનારી અને દોષને દૂર કરનારી કથા આજે આપણે પણ સાંભળી રહ્યાં. જેમ તે ધ્વજપાળશેઠે વિષ્ણુશર્માનો આભાર માનીને તેમને **સદ્**ગુરુરૂપે જાણ્યા, તેમ આપણે પણ આ વિજયાલક્ષ્મીબેહનને જે આજ લગી એક બેહનપણીજેવાં ગણીએ છીએ તેમને હવેથી ગુરુજેવાં ગણવાં ઘટે છે; અને જેમ તે વિષ્ણુશર્માપાસે તે શેઠે નિત્ય બોધ શ્રવણ કરી કલ્યાણ પ્રાપ્ત કર્યું તેમ આપણે પણ હવે રોજ કાંઈ કાંઇ પણ બોધક કથા શ્રવણ કરીને એમની પાસેથી કલ્યાણુસુખ મેળવવું.

**ચંચળા**—હવે તો રોજ ચાલ્યું જ છે કેની? કાલથી વળી કોઈ નવી કથાનો આરંભ થશે. હવે તો જ્યાં સુધી આપણાં ખોળીયાંમાં જીવ છે ત્યાંસુધી તો કંઈ એમને છોડવા નથી. પછી તો પરમેશ્વરે જે ધાર્યું હોય તે ખરું.

**વિજયા**—મને એવી શી આવડત છે, અને મારામાં શી એવી મોટી બુદ્ધિ છે કે હું તમને રોજ બોધ આપી શકું?

**ભાગીરથી**—તમે તો તે દિવસે જ્યારે આ વાર્તાનો આરંભ કરવાનો સમય આવ્યો હતો,ત્યારે પણ એમ જ કહેતાં હતાં. તે દહાડે કદાચિત્ અમે ભોળવાઇને તમારા તે નિરભિમાનના શબ્દોઉપરથી તમારામાં વધારે જ્ઞાન કાંઈ નથી એમ જાણત તો જાણત, પણ હવે આ કથા સાંભળ્યા પછી આ અમારામાંનું કોઈ તમારા આ શબ્દોથી ભોળવાય ને ભૂલ ખાય એવી આશા રાખશો નાહ. હવે તો અમારી ખાતરી થઇ છે કે તમે સઘળું જ જાણો છો.

**વિજયા**—તમે આવડી સ્તુતિ કરવા જાઓ છો, પણ આ વાર્તા તો જાણી હોય એવી કરવી એમાં શું!

**ચંચળા**—આ જાણી વાત તો મારા કાકીજી (પારવતી) ઘણીએ કરે જ છે તો! પણ તેમને કેમ કોઇ કહેતું નથી?

**ભાગીરથી**—આવી કથા કાંઇ એક વાર કે સો વાર પણ સાંભ-

ળીતાં આવડે? અને પાછી બીજાને આમ કહી પણ શકાય? તમે કહો પણ અમે કેમ માનીએ? અને કદાચિત્ માનીએ તોપણ આ તમારા મુખથી સાંભળેલી કથા અમે કોઇને કહી શકીએ એમ નથી તેથી અમારા કરતાં તમારી બુદ્ધિ ઘણી મોટી છે એ તો સહજ જણાય છે. માટે હવે મિથ્યા કશું બોલશો નહિ.

(પછી વારા ફરતી સર્વ વિજયાને નમન કરીને સમય થયાથી પોતપોતાને ઘેર જાય છે, અને પાછાં કથામાં જવા સારુ ઉતાવળથી ઘરનાં કામકાજથી પરવારે છે.)

**ચંદન**—(વાળુની સઘળી તૈયારી કરીને ઉપર પોતાના વર કૃષ્ણદાસ બેઠા છે તેની પાસે જઇને) કેમ વારુ, આજ આવવાનો મનસુબો છે કે?

**કૃષ્ણ૦**—કાં આવવાનો મનસુબો પૂછે છે?

**ચંદન**—(લગાર હસતાં) બોડાના બોટણમાં!

**કૃષ્ણ૦**—ખોટો લવારો સું કરે છે! જે કહેવાનું હોય તે પાધરૂં કહેની?

**ચંદન**—એમાં વળી પાધરૂં શું કહેવડાવવું હતું? જાણતા નથી કે રોજ રોજ તે બીજે ક્યાં જવું હતું? કાલે કથામાં આવ્યા'તા ત્યારે કહ્યું આજે આવવું હોય તો ચાલો વાળુની તૈયારી છે તે કરી લો.

**કૃષ્ણ૦**—રોજ રોજ મારે કથામાં આવવાનું કેમ પાલવસે?

**ચંદન**—તમારે અહિં ઘેર રહીને શું કામ છે? ક્યાં છોકરાં છે કે તેને સંભાળવાં'તાં!

**કૃષ્ણ૦**—એમ કેમ? બીજું લખવા વાંચવાનું કાંઈ નહિ હોય કે?

**ચંદન**—લખી વાંચીને રોજ શી ધાડ મારવી'તી? લખજો વાંચજોને પછી, આખી રાત છે, સવાર છે.

**કૃષ્ણ૦**—ત્યાં આવીને પણ મને સો મોટો એવો લાભ છે જે?

**ચંદન**—કેમ લાભ નહિ? કાલ સાંભળ્યું'તું કેની? કેવી સમજવાજેવી અને સારી લાગે એવી કથા હતી.

**કૃષ્ણ૦**—અરે જા જા, એમાં સું? એવી વાતો જોડીને કથા કહેવી હોય તો લાવને હુંએ કહું. એવી તો હજારો વાતો મારા ખીસામાં ભરી મૂકી છે, સમજી કેની?

**ચંદન**—હું તો બધુંએ સમજી છું. હવે કાંઈ સમજવું બાકી નથી. સમજ્યા કેની? પણ હું એમ કહું છું કે એવી હજાર વાતો તમારા ગજવામાં ભરી છે ત્યારે લાવોને બે ચાર કાઢો, મને

દેખાડો તો ખરા.

**કૃષ્ણ૦**—એ વાતો દેખાડવાની ન હોય, એ તો સંભલાવવાની હોય, કંઇ અક્કલ પણ છે કે નહિ ?

**ચંદન**—અક્કલ નથી ત્યારે જ કહું છું કેની? લો ચાલો ત્યારે એક વાત તો એવી સંભળાવો. પછી વળી રાત્રે બીજી કહેજો. ( એમ બોલી ત્યાં બેસે છે. )

**કૃષ્ણ૦**—જા જા, કંઈ કામધંધો છે કે નહિ? તું નવરી એટલે બધાએ નવરા છે કે? ફુરસદે કહીસું વલી.

**ચંદન**—હમણાં તો મોતીના હાર પરોવતા હશો કેમ? આવ રે મારી ફુરસદ! રાતદા'ડો જ્યારે જોઇએ છીએ ત્યારે નવરા બેશી રહો છો ને ખોટું બહાનું બતાવો છો કે ફુરસદ નથી! એ હું કેમ માનું ? માટે બધું ડહાપણ જવા દઇને આવડતી હોય તો વાત કહો ને નહિ તો ના કહો.

**કૃષ્ણ૦**—વાતના તો પૈસા બેસે છે. ખબર છે કે અમથી જ?

**ચંદન**—ત્યારે પૈસા લો, પણ બોલો. નહિ તો આ વગર પૈસે સાંભળવાની કથા મળે છે તે સાંભળવા ચાલો.

**કૃષ્ણ૦**—જા જા, તારી મરજી છે તો આવીસું.

**ચંદન**—મરજી તો તમારીએ છે. પણ પેલી કહેવત છે કે 'મન હસે ને ઓચી ટણટણે,' તેવી વાત તમે તો કરો છો, પણ જુઓ એવી વાતમાં આપણને લાભ થતો નથી. કાલે આવ્યા'તા તો એ વાત જાણી હશે, કંઈ ખોઇ તો નથી ?

**કૃષ્ણ૦**—ઠીક છે, નવરાનો ધંધો છે. લાભ તો બધો આપણે સમજીએ છીએ.

**ચંદન**—તમે પણ વીંછીભાઇના આંકડાની પેઠે ખોટી ઉચાઈ રાખો છો! પણ કાલે કેમ ત્યાં કંઇ બોલાયું નહિ? તમે પણ 'પાણીઆરાના મુનશી' જેવા છો તો! મારા આગળ સપાટા મારો છો.

**કૃષ્ણ૦**—જા જા હવે આવવાની હા કહીએ છીએ તોએ નકામું માથું સું પકાવે છે ?

**ચંદન**—ચાલો ત્યારે વાળુ કરવા ઉઠો. વખત થયો છે. બંને જણાં જાય છે. ડોસીસહિત વાળુ કરે છે, ને પછી સમય થવાથી (સઉને જતાં જોઇને) જાય છે.

**દાસ**—(આવીને) પાયે લાગું છું **ભટ**જી મહારાજ! (એમ બોલતાં ચરણે મસ્તક અડાડીને સઉને જેગોપાળ કરીને બેસે છે. વિ-

ઠ્ઠલજીને જોઇ તેમને નમન કરે છે.)

**વિઠ્ઠલજી**—આયુષ્માન્ ભવ. કેમ શેઠ! પ્રસન્ન છો ? સઉ આવ્યાં હોય તો હવે ચાલતું કરાવીએ.

**દાસ**—આપની ને **ભટજી** મ્હારાજની દયા છે ત્યાં લગી આનંદ છે. હવે સઉ આવ્યાં છે. આરંભ કરો.

**વિઠ્ઠલજી**—જય જય **શ્રીસદ્‌**ગુરુ દેવ. (સર્વ બોલે છે.)

**મનોહર**—(ઇષ્ટસ્મરણ કરીને પદ બોલે છે.)

**પદ.** દાણચાતુરીની લય. **(ગરબી)**

**શ્રીસદ્**ગુરુના ગુણ ગાઇનેરે, આ ભવદુઃખમાં ન પીલાઇને રે,
**હ**રિશરણમાં રહો ભય જાય રે, જગતમાં, શાણા જન જાગજો રે.
જન્મમરણનું દુઃખ અતિ મોટું રે, ચાર ખાણનું ભ્રમણ છે ખોટું રે,
માટે સમજી ભજી જગરાય રે, જગતમાં શાણા૦
મારું તારું કરીને અંતે મરવું રે, જાણો ભક્તિવિના નથી તરવું રે,
જ્ઞાન થાતાં જ ભ્રમ આ વિલાય રે, જગતમાં, શાણા૦
છે આ વિષયની આશા ત્યજવી રે, **સદ્**ગુણતણી પંક્તિ છે સજવી રે,
જેથી હૃદયમાં શાંતિ છવાય રે, જગતમાં, શાણા૦
છે આ દુર્ગુણ સઉ દુઃખદાતા રે, તેથી **સદ્**ગુરુ સાચા છે ત્રાતા રે,
સેવી પ્રભુપદ સ્વરૂપે શમાય રે, જગતમાં, શાણા૦
નથી સાચું સગું કો સંસારમાં રે, જીવ સઉ પડ્યા છે અંગારમાં રે,
પામે પ્રભુપદ તો જ બચાય રે, જગતમાં, શાણા૦
મિથ્યા મમતા ધરીને શું વહેવું રે, જગમાં કોઇને સદા નથી રહેવું રે,
ક્ષણમાં અણધાર્યું મરાય રે, જગતમાં શાણા૦
શીદ થોડા જીવ્યા માટે વઢવું રે, દુઃખી થાવા કુમાર્ગે શું ચઢવું રે,
મન મારયે આ ભવ તો તરાય રે, જગતમાં, શાણા૦
પુણ્ય પ્રકટે તો **સદ્**ગુરુ પામે રે, બોધ પામીને જીવ આ વિરામે રે,
માટે શોધી ગ્રહો **ગુ**રુપાય રે, જગતમાં, શાણા૦
આ અંતઃકરણ શુદ્ધ કીજીએ રે, અભિમાનને દૂર ત્યજી દીજીએ રે,
**મ**નહર ભજી જીવ શિવ થાય રે, જગતમાં, શાણા૦

**વિઠ્ઠલજી**—(જય જય બોલીને) કાલે તો કથાના અંતમાં આ વાર્તા આવી હતીઃ 'પેલા વિરક્ત મહાત્માએ પોતાના વિચારનો સાર કાઢતાં જણાવ્યું કે આ જીવોનાં યથાવત્ દુઃખને સ્વાનુભવથી ઈશ જાણતા નહિ હોય, અને તેથી જ આ જીવોપ્રતિ તેમને ઓછી દયા જણાય છે. આ જીવોનો પોકાર સત્વર શ્રવણ કરીને દયા દેખાડતા પ્રત્યક્ષ જણાતા નથી, તેથી એમને જીવોની દયા હશે કે કેમ એ

કહી શકાતું નથી. આમ છતાં આ સઘળી વાર્તાને યથાર્થઅયથાર્થ હું નિશ્ચય કરી શકવા સમર્થ નથી. માટે સાચા ઇષ્ટસ્વરૂપ આ યજ્ઞનારાયણને એક વાર પ્રસન્ન કરું, અને એ સંબંધમાં ઘટતા પ્રશ્ન કરીને પછી તેમનાં વચનથી યોગ્ય નિશ્ચય કરૂં.' આ વિચાર કર્યો એટલેથી અટક્યું છે.

**મનોહર**—(જય જય બોલીને) પછી તે મહાત્માએ વિદ્યાર્થીઓને પોતાનો ત્યાર પછીનો વૃત્તાંત કહેતાં કહેવા માંડ્યું.

વૃદ્ધ વિરક્ત મહાત્મા કહેછેઃ આપ્રકારે વિચાર કરીને નિત્ય જેમને શ્રદ્ધાભક્તિથી સામાન્ય પ્રકારે સેવતો હતો, તે **શ્રીયજ્ઞ**નારાયણની મેં પુનઃ વિશેષ પ્રકારે આરૂઢ ઉપાસના કરવા માંડી. એ આરૂઢ ઉપાસના કરતાં જ્યારે સાત વર્ષ થવા આવ્યાં ત્યારે એક રાત્રિમાં જે સમયે હું એકાગ્ર ચિત્તથી **શ્રીના**રાયણનું ધ્યાન કરતો બેઠો હતો અને જે વેળા મારા વિના ત્યાં કોઈ ન હતું, તેમ જ તે સ્થળની આજુબાજુએ પણ જે વેળા કોઈ મનુષ્યનો સંચાર ન હતો તે વેળા દિવ્ય તનુવડે જાણે યજ્ઞના કુંડમાંથી પ્રકટ થઇને મારે મસ્તકે હાથ મૂકીને બોલાવતા હોય એમ મને ભાન થયું; ત્યારે તત્કાળ મારાં નેત્ર ઉઘડી ગયાં; અને મેં મારા ઇષ્ટ **શ્રીયજ્ઞ**નારાયણને અલૌકિક બાલ્યાવસ્થાવાળા દિવ્ય શરીરે મારા સન્મુખ ઉભેલા જોયા. મેં તત્ક્ષણ ઉભા થઇને સાષ્ટાંગ પ્રણામ કર્યો. તે વેળા અતિ હર્ષથી મારા નેત્રમાં પ્રેમનાં અશ્રુની ધારા ચાલી. મારો કંઠ ગદ્ગદ્ થયો. જેથી તત્ક્ષણ મારાથી એક શબ્દ પણ બોલાયો નહિ. આ તે સાચું હશે કે સ્વપ્ન એમ અંતરમાં ભ્રમિતની પેઠે ધારવા લાગ્યો. દિગ્મૂઢ સરખો થયેલો હું હાથ જોડીને જેમનાં ચિત્તાકર્ષક દર્શનથી નેત્રને સત્વર તૃપ્તિ થતી ન હતી તે પ્રભુના દિવ્ય સ્વરૂપને નિમેષરહિત દૃષ્ટિથી નિરખવા લાગ્યો, અને લગાર વાર નિરખીને પછી સાવધાન થઇને મંદ મંદ હસતાં તે ઇષ્ટપ્રતિ હું આ પ્રકારનાં વચનો બોલ્યોઃ 'હે દીનપ્રતિ દયાની વૃષ્ટિ કરનારા ! હે જગદીશ્વર ! આપનાં ચરણમાં નિરંતર પ્રીતિ રહે તથા આપનાં ચરણથી ભ્રષ્ટ કરનાર સર્વ ઉપાધિપ્રતિ મારી અપ્રીતિ યથાર્થ રહે એવું સુદૃઢ સામર્થ્ય મારી મતિમાં સ્થાપજો. આ સંસારમાં અનેક ક્લેશનાં કારણો છે, તે છતાં આ દેહ રહે ત્યાંપર્યંત મને ક્લેશના સંબંધથી રહિત શાંત અંતઃકરણવાળો કરી રાખજો, અને જ્યારે જ્યારે આપત્તિનું ભાન કરી આપનાં ચરણનું ચિંતન કરૂં ત્યારે ત્યારે આપનું અભય આપનાર દર્શન મને દેજો. હે ઇષ્ટ ! અંતમાં આપના નિરુપાધિ નિત્ય સ્વરૂપમાં અભેદભાવે અવશ્ય સ્થાપજો.

હે **ભ**ક્તવત્સલ ! આ મૂલ ઈશ્વરકોટિ તથા તજ્જન્ય મૂલ દેવકોટિને સર્વને, અથવા તેમાંના કોઇને કોઇ દિવસ જીવભાવનાપૂર્વક જીવત્વનો સ્વતઃ અનુભવ કરવાનો તથા તે તે જીવદશામાં પ્રતીત થતા ક્લેશોને અથવા શોકમોહાદિથી થતાં દુઃખોને અનુભવવાનો તથા જીવોના મોક્ષના ક્રમથી જ મોક્ષને પ્રાપ્ત થવાનો સંભવ પૂર્વે કદી આવ્યો છે, અથવા ભવિષ્યમાં કદી આવવાનો સંભવ છે કે નહિ એ જાણવાની મને ઉત્કંઠા છે, માટે કૃપા કરીને આ સંદેહથી મુક્ત કરો. ઘણું કરીને આ સંદેહથી છૂટવાઅર્થે જ મેં આપની વિશેષ ઉપાસના આરંભી હતી તે આપને કાંઈ અજાણ્યું નથી.' આ પ્રકારનાં વચનોને શ્રવણ કરીને પ્રસન્ન વદનથી 'તમારા ચુંમોતેર વર્ષના વયે આ સંદેહથી મુક્ત થશો' એટલાં વચનો બોલ્યા અને તત્ક્ષણ અંતર્હિત થયા, અને હું એ સ્વરૂપનું જ ચિંતન કરતાં તથા એમના શબ્દોનું સ્મરણ કરતાં નિદ્રાવશ થયો.

કાલવશાત્ મારું સાઠ વર્ષનું વય થયું ત્યારે પુત્રો પોતપોતાના ગૃહસ્થાશ્રમને રુડે પ્રકારે ચલાવવા લાગ્યા. પશ્ચાત્ દૈવબળથી સ્ત્રીનો કાળ થયો, ત્યારે હું એકાંતસેવનાર્થે સર્વની પ્રસન્નતા લેઇ નીકળ્યો. પછી વાનના ધર્મને પાલન કરતો ઈષ્ટસ્વરૂપમાં ચિત્તને જોડતો, એ **ગો**દાવરીના તટમાં જ કેટલોક કાળ વિચર્યો. ત્યાર પછી ગંગાના તટમાં વિચર્યો. એમ કરતાં જ્યારે બોત્તેર વર્ષનું મારું વય થયું ત્યારે આશ્રમના ક્રમથી મેં ચતુર્થાશ્રમ એટલે સંન્યાસઆશ્રમ ગ્રહણ કર્યો. સંન્યાસ લીધા પછી થોડા દિવસ વ્યતીત થતાં હું **સ**રસ્વતીના તટમાં ભ્રમણ કરતો કરતો આવ્યો. અને ત્યાંથી થોડે દિવસે આ **નર્મ**દાના તટપર આવ્યો. **નર્મ**દાના વિવિધ ક્ષેત્રોમાં હું ભ્રમણ કરતો અને પ્રસન્ન ચિત્તથી જ્યાં ત્યાં રહેતો.

એક દિવસ રાત્રિએ હું **નર્મ**દાના તટઉપર બેશીને ઇષ્ટાનુસંધાન કરતો હતો તે વેળા અંતરમાંથી આ પ્રકારનો વિચાર એકાએક સ્ફુર્યોઃ

અહો ! આ સંસારના વિચિત્રપણાનો બળવત્તર થયેલો ભાસ હવે અંતઃકરણમાંથી ઘસાઇ ગયો છે, તેથી કેવી નિર્મળ શાંતિ પ્રતીત થાય છે ! આ સંસારમાં ખરું દુઃખ તો મમત્વ તથા મિથ્યા અભિમાનથી જ થાયછે એમાં સંદેહ નથી. તો પણ તેની કેવી પ્રબળ સત્તા આ જીવમાત્રનાં અંતઃકરણમાં પ્રસરી છે ! આ મમત્વ જ્યાંપર્યંત છે તથા એ મમત્વના પદાર્થો જ્યાંપર્યંત સમીપ વિદ્યમાન છે ત્યાંપર્યંત એ અહં અભિમાન દુર્બળ થવું કઠિન છે. જેથી એ મમત્વભાવથી તથા મમત્વના પદાર્થથ છૂટા પડી જવાય છે તથા અન્ય મમત્વ પુનઃ બંધાતું નથી તો પછી આ

અહંભાવ સહજ દુર્બળ થઇ જાયછે. આ આશ્રમ અંસનો જ છે. હવે સંસારમાં કાંઈ પામવાનું પણ મારે રહ્યું નથી. આ અહંસ્ફુરણનું સ્વરૂપ પણ હવે જેમ છે તેમ સમજાઈ ગયું છે. આ અહંસ્ફુરણની સ્વલ્પ ગતિ હજી જણાય છે. પણ તે ગતિ તો જેમ કુલાલ પોતાના ચાકને વેગ આપી પાત્ર ઉતારી લે છે, પછી તે કુલાલ ચાકથી વેગળો ખશી જાયછે, તો પણ મૂળ મળેલા વેગથી ભ્રમતું તે ચક્ર ધીમે ધીમે ગતિભંગ થતું સ્થિર રહી જાય છે, તેમ હવે પોતાની મેળે શિથિલ થતાં સ્થિર થઈ જશે. માટે એની કાળજી કરવાસરખું કાંઈ નથી. **શ્રીય**જ્ઞનારાયણે મને પૂર્વે પ્રસન્ન થઇને દિવ્યરૂપે દર્શન આપ્યું હતું તે પૂર્વે સહજ અજ્ઞાનદશામાં મને સ્ફુરેલા કંઈક અવ્યવસ્થસરખા વિચારો હતા તે વિચારોઉપરથી મેં એક પ્રશ્ન ઉપજાવી પૂછેલું તેનું સમાધાન આ ચુમોતેરમા વર્ષમાં થશે એમ તે દિવ્ય શરીરધારી પુરુષોત્તમે કહ્યું હતું તે વર્ષ આ ચાલવા લાગ્યું છે. હવે મારે પ્રશ્નસંબંધી સમાધાનની એટલી બધી અગત્ય નથી. તથાપિ સત્ય વચન વદનાર **શ્રીય**જ્ઞનારાયણનો સંકેત મિથ્યા થાય નહિ એમ છે, તેથી સહજ સ્વભાવે પણ તે સમાધાન લેવાનો પ્રસંગ મારે આવ્યા વિના રહેવાનો નથી. આ પ્રકારનું અંતર્માં સ્ફુરણ થાયછે, એટલામાં **શ્રીન**ર્મદાના જળમાંથી શબ્દ થયો કે હે મહાત્મન્! હવે અહિંથી સત્વર **શ્રીદિ**વ્યમૂર્તિ મહાપુરુષના નામથી પ્રસિદ્ધ ઋષિના આશ્રમપ્રતિ જાઓ. તે આશ્રમ આ તટઉપર જ છે. તે આશ્રમમાં પેસતાં તમને ઇષ્ટના વરવચનના પ્રભાવે અતીતઅનાગત કાળનું તથા તેના સંબંધમાં વર્તમાન પ્રાણિપદાર્થના સ્વરૂપનું યથાવત્ જ્ઞાન થશે, અને તે સર્વજ્ઞપણાના બળથી એ આશ્રમમાં જ તમારા પૂર્વના સંશયથી પૂછેલા પ્રશ્નનું સમાધાન થશે. આ પ્રકારના શબ્દને શ્રવણ કરીને પછી હું ત્યાંથી નીકળ્યો. એક શિવાલયમાં રાત્રિ ગાળી. પ્રાતઃકાળ થતાં તીર્થના બ્રાહ્મણોને પૂછીને આ આશ્રમના માર્ગે નીકળ્યો. માર્ગમાં સમય થતાં ગૃહસ્થના આશ્રમે ભિક્ષા લેતાં તથા રાત્રિ શિવાલય આવે તેમાં ગાળતાં ત્રિજે દિવસે આ આશ્રમમાં આવ્યો છું. ચુમોતેર વર્ષ થયાં છે, છતાં આ શરીર હજી સશક્ત છે, જેથી માર્ગ કાપતાં કષ્ટ થતું નથી. આઆશ્રમમાં પ્રવેશ કરવાથી તત્કાળ મને યથાર્થ જ્ઞાન, ઇષ્ટના વરવચનના બળથી પ્રકટ્યું છે, અને તેથી મારા પૂર્વના સંદેહનું હવે યથાર્થ સમાધાન થયું છે.

આ પ્રકારના વચનોને બોલીને તે વિરક્ત વૃદ્ધ મહાત્મા મૌન રહ્યા, તથા એમનાં વચનો સાંભળીને થોડી વાર વિદ્યાર્થીમંડળમાં

સઉ સ્તબ્ધ થઇ રહ્યા. પણ આ મહાપુરુષને આશ્રમમાં આવ્યાથી શું અને શી રીતે સમાધાન થયું એ વાર્તા કોઇના સમજવામાં આવી નહિ. ત્યારે આકળા સ્વભાવનો તથા મોટા વયનો પિંગલનયન ઉઠીને હાથ જોડીને તે વૃદ્ધ મહાત્માને આ પ્રકારે કહેવા લાગ્યોઃ 'હે ભગવન્! આપનાં દર્શનથી તો અમે કૃતાર્થસરખા થયા છીએ, પણ આપનાં વચનથી અમને સંદેહ થયો છે તે હજી મટતો નથી. પ્રથમ સંદેહ તો એ છે કે આપને સાક્ષાત્ યજ્ઞનારાયણનાં દર્શન થયાં તથા આપની આરૂઢ ઉપાસના પણ થઈ હતી, છતાં તે સમયથી જ આપને સર્વ વિરોધોના શમનપૂર્વક અર્થાત્ જીવત્વની એટલે અલ્પજ્ઞપણા આદિની નિવૃત્તિ થઇને સર્વજ્ઞપણા આદિ ઇશધર્મની પ્રાપ્તિ કેમ ન થઈ? અને તે યજ્ઞનારાયણનાં દર્શનથી પછી તે છેક ચુમોતેર વર્ષસુધી એ અલ્પજ્ઞપણાવાળું જીવત્વ કયા પ્રબળ પ્રતિબંધથી કાયમ રહ્યું તે પણ કૃપા કરીને આ આપના દાસસરખા સર્વ વિદ્યાર્થીઓને જણાવવું જોઇએ. બીજો સદેહ એ થયો છે કે આ આશ્રમમાં પ્રવેશ કરવાથી આપને ત્રિકાળનું પ્રત્યક્ષવત્ ભાન થયું હશે કે કેમ? અને થયું હશે તો તેથી આપનો પૂર્વનો સંદેહ શું જોઈ જાણીને ટળ્યો હશે? આ બે સંદેહ અમને થાય છે. તેમાં મુખ્યત્વે કરીને આપની મૂળ શંકાનું સમાધાન આ આશ્રમમાં પ્રવેશ કરવાથી શી રીતે થયું તે કૃપા કરી જણાવવું જોઇએ. કારણ કે આપે અમારા પ્રતિ કરુણા વાવરીને જ વાર્તા કરવાનો આરંભ કર્યો છે.

આ પ્રકારનાં પિંગલનયનનાં વચનોને શ્રવણ કરીને દયાના સમુદ્રજેવા તે વૃદ્ધ મહાત્મા તે પિંગલનયનપ્રતિ મંદ મંદ હસીને પોતાના હાથની ઈશારત તેને બેસવા માટે કરીને આપ્રમાણે બોલ્યાઃ— ભાઈ! બેસો બેસો. તમારી ઇચ્છા છે તો હવે સર્વ વાર્તા જેમ છે તેમ કહું છું. તમે સર્વ પ્રીતિથી શ્રવણ કરો.

હે શુદ્ધ સંપત્તિવાળા વિદ્યાર્થીઓ! મારા વિષે તે જ ક્ષણથી સર્વજ્ઞપણારૂપ ઈશનો ઉપાધિ પ્રાપ્ત થવામાં તથા અલ્પજ્ઞપણારૂપ જીવઉપાધિ નિઃશેષ નિવૃત્ત થવામાં પ્રતિબંધક કારણો ઘણાં હતાં. તેમ જ મને તે અવશેષ પ્રતિબંધક કારણોને લીધે શ્રીયજ્ઞનારાયણપાસે સર્વજ્ઞપણું માગવાનું તે ક્ષણે ભાન પણ ન રહ્યું. વળી જ્યારે ઈશ્વર કોઇને પણ ઉપાસનાના અંતમાં પ્રત્યક્ષ થાય છે ત્યારે માગ્યા વર જ આપે છે. તેમાં અત્યંત વિરુદ્ધ તથા સાધકે પોતાની મેળે ન માગેલા એવા વર ભાગ્યે જ આપવામાં આવે છે, અર્થાત્ નથી આપવામાં આવતા એમ કહીએ તોપણ ચાલે. આમ હોવાથી મેં

ન માગ્યાથી સર્વજ્ઞપણું મને મળ્યું ન હતું. કોઇ એવી શંકા કરે કે ઈશિનાં દર્શન થવાથી જ સર્વજ્ઞપણું કેમ ન પ્રાપ્ત થાય? તો એ શંકા યોગ્ય નથી, દર્શનમાત્રથી જ જો એ ફળ થાય તો પછી માગવું ભાગ્યે જ રહે છે. તેમ જ ઉપાસકની કામના અણમાગ્યું ગમે તે ફળ મળવાથી તૃપ્ત થતી નથી. તેમ જ વળી વિવિધ પ્રકારના ઉપાસકોને દર્શન આપવાનો ઈશિને વિવિધ પ્રસંગના યોગે સંભવ આવે છે. જે જે ઉપાસકને દર્શન આપવાનો પ્રસંગ આવે છે તે તે સર્વ સર્વજ્ઞતા પ્રાપ્ત કરવાના યોગ્ય અધિકારવાળા હોતા નથી. જેથી તેમને તે કાળમાં ઉપજાવેલા કર્મોપાસનાના બળપ્રમાણે તથા મૂળ વાસનાનુસાર પ્રકટેલી તાત્કાલિક કામનાપ્રમાણે તથા આદિ નીતિને વિરોધ ન પ્રાપ્ત થાય એવે પ્રકારે વર આપે છે. વળી કોઇ કહેશે કે કદાચિત્ ઉપાસકે કાંઈ પણ ન માગ્યું તો ઈશિના દર્શનનું ફળ શું ? તો દર્શનમાત્રનું ફળ તો એ જ છે કે અંતપર્યંત અધોગતિના જનક અનિષ્ટ વ્યવહાર તેનાથી કરાય નહિ. આપત્તિના પ્રસંગથી ભય પમાય નહિ, તથા અંતમાં તે પોતાના ઇષ્ટદર્શનના બળે અન્યના શરણમાં જાય નહિ. આ ફળ સમજે તેને કંઈ ઓછું નથી. હવે સાક્ષાત્ મારા સંબંધમાં કહું છું કે કેવળ સર્વજ્ઞપણું કાંઇ મારે તે ક્ષણે જોઇતું ન હતું. કારણ કે સર્વ જાણવા માત્રથી કાંઇ સર્વ પ્રકારે ધાર્યું કરી શકાય એમ નથી. જેથી સર્વશક્તિમાન્ થવાય તો જ સર્વજ્ઞપણું ઉપયોગનું છે. આમ હોવાથી ઉપાધિસંયુક્ત આશ્રમમાં કેવળ સર્વજ્ઞપણું ક્લેશપ્રદ જ હોય છે. એ પ્રકારની મારી ધારણાથી મેં સર્વજ્ઞપણું સ્વીકારવા ઇચ્છા પણ જણાવેલી નહિ; અને મને તે સમયે સર્વજ્ઞપણું પ્રાપ્ત ન થયું તેથી આજે પણ અસંતોષ જણાતો નથી. વળી સર્વજ્ઞપણું પ્રાપ્ત થાત તો આ સ્થળે આવવાનું પ્રયોજન રહેત નહિ. અને તેથી જેમ સાક્ષાત્ જીવભાવને ન પામેલા સર્વજ્ઞ ઈશાદિ જીવત્વમાં રહેતા ક્લેશોને પોતાના સર્વજ્ઞપણાથી જ જાણે છે તેમ હું પણ આ પ્રસંગને જાણત. તે જાણવું તે કાળની મારી શંકાથી મને ઇષ્ટ ન હતું, મને આપેલા વરથી મારે ચુમોતેર વર્ષના વયપર્યંત નિર્વિઘ્ન જીવવું છે એ મને તે વરથી જણાયું તે પણ મોટું સુખદ થયું છે. હે ભાઇઓ ! એ જ વરના પ્રભાવથી આજપર્યંત જે જે કરવાયોગ્ય હતું તે તે સર્વ કરીને હું આ ક્ષણપર્યંતમાં તૃપ્ત થયો છું.

વળી જો તે દિવસે જ મને સર્વજ્ઞપણું પ્રાપ્ત થાત અને મારે આ ક્ષણે અત્ર આવવાનો યોગ ન આવત તો તમને જે મારા સ-

વજ્ઞપણાનો લાભ આજે મળનાર છે તે મળવા અસંભવ થાત. જેથી મારા દ્વારા આજે તમને પ્રાપ્ત થનાર લાભનો સંભવ હતો એ પણ મને તે દિવસે સર્વજ્ઞપણું ન પ્રાપ્ત થવામાં પ્રતિબંધક કારણ હતું. આ વગેરે પ્રતિબંધથી મને પૂર્વે સર્વજ્ઞતા પ્રાપ્ત થઇ ન હતી. માટે હવે એવિષે શંકા રાખશો નહિ. તમારો બીજો સંદેહ જે મારી મૂળ શંકા આ આશ્રમમાં પ્રવેશ થવા પછી કેવે પ્રકારે શું જાણીને શમી તે વિષેનો છે, તેનું સમાધાન હવે કહું છું તે શ્રવણ કરો.

એક મારાથી પણ શતગુણ કે સહસ્રગુણ એમ કશી સંખ્યા બાંધી કળના ન કરી શકાય એવા અર્થાત્ અત્યંત સંસારતાપથી તપેલો તથા જીવદશાથી ત્રાસેલો બ્રાહ્મણ હતો. તેણે જ્યારે આ અલ્પજ્ઞપણાવાળી જીવદશાનો અધિક અનુભવ કરયો ત્યારે એક દિવસ તેણે અકળાઈને આપ્રમાણે વિચાર કર્યો કે અરે! આ સંસાર કોણે અને કેવા નિયમથી ક્યારથી પ્રવર્તાવ્યો છે તે સમજાતું નથી. આખો સંસાર અલ્પજ્ઞ જીવોથી ભરાયો છે, જેથી સર્વ કોઇ દુઃખી જ પ્રતીત થાય છે. કોઇ પણ જીવ દુઃખકલેશવિનાનો અને સઘળી જોઇતી અનુકૂળતાને પ્રાપ્ત થયેલો એવો હશે તો પણ મારા અનુભવમાં કે અનુમાનમાં આવ્યો નથી. આ સંસારમાં કયાં મનુષ્યને કેવે પ્રકારે આપણે અનુકૂળ કરવાં કે આપણે કેવે પ્રકારે તેમને અનુકૂળ થવું એ સમજાતું નથી. કારણ કે સર્વનાં અંતર ગુપ્ત છે. જે જે પદાર્થ જોઈએ તે કયા ઉપાયોથી સદ્ય મેળવવા અથવા જે જે પ્રતિકૂળ રોગાદિક છે તેમનાથી કેવે પ્રકારે સદ્ય બચવું એ જીવો જાણતા નથી. એક ક્ષણમાં અનેક ઇચ્છા થાય છે પણ ભાગ્યે જ તેમાંથી કોઇએક સર્વાંશે પૂર્ણ થતી ભાસે છે. જેથી થયેલી ઇચ્છાને અન્ય ક્ષણમાં પૂર્ણ કરવી હોય કે તેનાથી રહિત થવું હોય તો તેમ કરવામાં ખરા ઉપાય શું છે તે જીવ માત્ર જાણતા નથી. અન્નજલાદિથી ક્યારે હિત ને ક્યારે અહિત થશે એ પણ જણાતું નથી. સ્વાર્થ શું ને શાથી થાય, પરમાર્થ કે પરાર્થનું ખરું સ્વરૂપ શું, અને કેવે પ્રકારે સિદ્ધ થાય, એમાંનું કાંઇ પણ આ જીવો જાણતા નથી. કયો આશ્રમ ને કયું સ્થાન સુખ જ આપશે, એ સમજાતું નથી. સુખદુઃખનાં ખરાં સ્વરૂપ અને તેમને પામવાના તથા ટાળવાના ખરા ઉપાય પણ સર્વ જીવથી જાણ્યા જતા નથી. આ વગેરે સમગ્ર વ્યવહાર જે જીવો કરેછે તેના સંબંધમાં કિંચિત્ પણ યથાર્થ જ્ઞાન જીવોને હોતું નથી. શા માટે અને શા કારણથી ક્યાં અને ક્યારે મરવું તથા કયાં, ક્યારે શા માટે અને શા હેતુથી જન્મવું એ પણ જીવો જાણતા નથી. કયી ક્રિયાનું શું ફળ ક્યારે

મળશે તથા તે ફળના અટકાવ કે નાશ શાથી થાય તે પણ અજ્ઞાનમાં જ છે. જે સુખ મળે છે, એ પણ ક્યારે કરેલાં કયાં કર્મનું ફળ છે તે સમજવામાં આવતું નથી. અરેરે! આવા સંસારને તથા આવા પરતંત્ર જીવોને અનેકગુણ ધિક્કાર છે! આવી પરતંત્રતામાં, અલ્પજ્ઞપણામાં, તથા જન્મ, મૃત્યુ, જરા, વ્યાધિ આદિ દુઃખમાં પડેલા છતાં પણ આ જીવો મદારીને વશ પડેલા માંકડાની પેઠે મગન થઇને કુદકા મારે છે, તથા વિવિધ ચેષ્ટા અનિચ્છા છતાં પણ કરીને ત્રાસ ભોગવે છે, છતાં પણ ત્રાશીને પાછા હઠતા નથી. આ મારા જેવા કોઇ ત્રાસીને પોકાર પાડે છે પણ સત્વર તેની દાદ પણ ઈશ્વર કે દેવઆગળ મળતી નથી, ત્યારે ઈશ્વર છે કે નથી એ પણ આ અલ્પજ્ઞ જીવોથી યથાર્થ રીતે કળી શકાતું નથી. ત્યારે શું ઈશ્વર સર્વજ્ઞત્વાદિ ઉત્તમોત્તમ ધર્મવાળા નથી, એમ માની બેસવું? એમ માની બેસવામાં પણ મોટો અનર્થ જ પ્રતીત થાય છે. કારણ કે તેમ માનવાથી પણ આપણું પરતંત્રતા આદિ દોષવાળું જીવત્વ તથા તેથી થતાં આ સર્વ દુઃખ ટળે એમ થતું નથી. આ લોકમાં જેમ સજ્જન પુરુષોવડે નિંદાતાં એવાં કુડાં કર્મને મૂર્ખ સ્વાર્થી મનુષ્યો જ કરે છે, કોઇ વિવેકી પુરુષ વગેરે કરતા નથી, તેમ ઈશ્વરને ન માનવાપણું, એ પણ સજ્જનોવડે નિંદાયેલું છે. એને જ નિત્ય નાસ્તિકપણું કહે છે. એ નિંદાપાત્ર નાસ્તિકપણાને પણ મૂર્ખ સ્વાર્થી જ પાલન કરતા હોવા જોઇએ. અને ખરું જોતાં તો મૂર્ખ સ્વાર્થીએ પણ તેને ન પાળવું ઘટે છે. કારણ કે નાસ્તિકપણાના પાલનથી કોઈ પ્રકારનો અર્થ પણ ઇચ્છાનુસાર સરતો નથી. આ પ્રમાણે જ્યારે મૂર્ખ અને સ્વાર્થપરાયણ એવાં મનુષ્યોએ પણ કેવળ અનર્થકર તે નિંદ્ય નાસ્તિકતાને સેવવી ઘટતી નથી ત્યારે વિવેકી પુરુષે તેને શા માટે સેવવી જોઇએ? ન જ સેવવી જોઇએ. અને એ નાસ્તિકતા અવિવેકી મૂર્ખ મનુષ્ય જે અનર્થનું જ પાત્ર છે તેને પણ સેવવાથી અનર્થ કરે છે તો તે નાસ્તિકપણું વિવેકી બુદ્ધિમાનોને અત્યંત અનર્થ આપે એમાં શું કહેવું હતું?

આમ છે માટે કેવળ અનર્થ આપનાર નાસ્તિકતાપ્રતિ અત્યંત અસ્પૃહા કરીને હવે આ જીવપણાથી ત્રાસને પામેલા મારે શું કરવું ઘટે છે? અધિક તાપ આપનાર આ સંસારને જ સેવ્યા કરવો એમ તો ઘટિત નથી જ. ત્યારે હવે તો આપ્ત વાક્યમાં વિશ્વાસ રાખીને આ દેહના અંતપર્યંત ઈશ્વરની ઉપાસના કરૂં; અને જ્યારે ઈશ્વર પ્રસન્ન થાય ત્યારે એ જ માગું કે આ ત્રાસનું જ દેનાર જે જીવપણું છે તેને એક વાર આપ સ્વીકાર કરીને તેનાં સુખદુઃખનો યથાવત્ સ્વતઃ

અનુભવ કરો. અને પછી જો થતી હોય તથા ઘટતી હોય તો એ જીવોની સ્થિતિ સુધારવા કાંઈક દયા કરો.

આ પ્રકારનો વિચાર કરીને તે બ્રાહ્મણ મહા કષ્ટવડે ઈશ્વરને પ્રસન્ન કરવા શાસ્ત્રવિધિથી ઉપાસના કરવા લાગ્યો. ઉપાસના કરતાં ઘણો કાળ વ્યતીત થયો, પણ કાંઈ ઇષ્ટસ્વરૂપની પ્રતીતિ થઇ નહિ ત્યારે તે અકળાયો, તથાપિ તે દૃઢ પુરુષાર્થી બ્રાહ્મણે એવો નિશ્ચય કર્યો કે હવે મારે દુઃખદ સંસારસ્થિતિમાં તો પુનઃ પ્રવેશવું નથી, અને મૃત્યુ આવ્યાવિના મરવું નથી. અને જીવતાપર્યંત આ પ્રાણ કેવળ સમાધિસ્થિતિવિનાની આ સર્વ સ્થિતિમાં ચેષ્ટા કર્યા વિના કેવળ સ્થિર પણ થઇ રહેનાર નથી. જ્યારે કાંઇ પણ વ્યર્થ ક્રિયા કરતાં આયુષ્ કાઢવાનું છે ત્યારે આ ઉપાસના જે સત્ચેષ્ટા છે અને દૃષ્ટ તથા અદૃષ્ટ એમ બે પ્રકારનાં ફળને પણ આપનાર છે તેને જ કરતાં આ દેહનો અંત આણવો એ શું ખોટું છે? ઇષ્ટ પ્રસન્ન થાઓ અથવા ન થાઓ પણ હવે બીજું કરવું રહ્યું નથી, માટે મરણપર્યંત આ ઉપાસના જ કરવી.

આ પ્રકારે દૃઢ નિશ્ચયથી તે બ્રાહ્મણ નિરંતર નિયમિત ક્રમે ઉપાસના કરવામાં લાગી રહ્યો. એમ કરતાં જ્યારે તેનું અંતઃકરણ ઉપાસનાના બળથી પૂર્વરચિત પાપસંસ્કાર બળવાથી શુદ્ધ થયું તથા તેણે કેવળ ઇષ્ટદર્શનવિના જગત્માં કાંઇ પણ પામવું ઉચિત ગણ્યું નહિ ત્યારે તેને ઈષ્ટ પ્રસન્ન થયા. એક દિવસ સૂર્યોદય થયા પૂર્વે સ્નાન કરીને નિત્ય કર્મ કરતાં ઈષ્ટનું ધ્યાન કરીને જે વેળા અર્ઘ્યની અંજલિ અર્પણ કરવા જાય છે તે વેળાએ જ ચિત્તને આશ્ચર્ય પમાડતું, તથા મહામોહપાશમાં નાંખતું એવું દિવ્યઅંબરને ધારણ કરેલું દિવ્ય તનુ પ્રસન્નવદનથી સંમુખ ઉભેલું તેણે દીઠું. તત્કાળ તે બ્રાહ્મણે ઉઠીને સ્તુતિમંત્ર ભણીને અર્ઘ્યની અંજલિ તે ઇષ્ટનાં ચરણપ્રતિ અર્પણ કરી અને કહ્યું, હે દાતા! જો પ્રસન્ન થયા હો તો આ જીવત્વ ટાળી ઇશિત્વ આપો. આમ બોલતાં ચરણમાં પોતાનું મસ્તક સ્થાપ્યું. ઇષ્ટસ્વરૂપમાં દૃઢ પ્રેમ જેને ઉપજ્યો હતો એવો તે બ્રાહ્મણ પોતાનાં પ્રેમાશ્રુવડે જાણે ચરણ પખાળતો હોય એવું જણાયું. ઇષ્ટે પ્રેમવડે તેના હાથ ધરી તેને ઉઠાડીને હૃદયસાથે લેતાં કહ્યું 'માગ્યું મળો'. પછી ભગવાન્ ઇષ્ટના સત્ય વચનથી તથા તેવા સંકલ્પયુક્ત દિવ્ય લીલાતનુનો સ્પર્શ થતાં જ તેને સંપૂર્ણ વિશ્વપ્રપંચના સ્વરૂપનો અર્થાત્ વિચિત્ર સ્વભાવવાળી પ્રકૃતિશક્તિના સ્વરૂપનો તથા તેના પતિરૂપ પરમાત્માનો તથા તેના પ્રધાન કાર્યરૂપ ઈશ્વરનો તથા ઈશ્વરનાં અદૃષ્ટજન્ય દેવાદિકનાં સ્વરૂપનો યથાવત્ સાક્ષાત્કાર થયો. અર્થાત્

જેવું પ્રકૃતિમાં હતું અને વિદ્યમાન થયું છે તથા જે પ્રકૃતિસ્વભાવથી જ થશે તે સર્વનું યથાર્થ જ્ઞાન થયું. પશ્ચાત્ પોતાના પૂર્વરચિત વર માગવાના નિશ્ચયનું સ્મરણ થતાં પોતાની તે કાળની અજ્ઞાન સ્થિતિપ્રતિ લક્ષ જતાં કિંચિત્ લજ્જાયુક્ત થઇને તેણે બે હાથ જોડી ઇષ્ટને આપ્રમાણે કહ્યું હે ભગવન્! હે વિશ્વાત્મન્! મેં અજ્ઞાનવશ રહીને કરેલા ક્લિષ્ટ અયોગ્ય સંકલ્પોની ક્ષમા માગવાસરખું હવે રહ્યું નથી તોપણ કહું છું કે ક્ષમા આપજો. મેં ધારેલો વર હવે માગવો ઉચિત જણાતો નથી. તોપણ તે મારી વાસના હજી સંસ્કારમાં અનુદ્દ્ભૂતસરખી છે એમ આ ક્ષણે ભાસે છે જેથી તેને પૂર્ણ કરવા આપ સર્વશક્તિમાન્ સ્વતંત્ર છો. ઇષ્ટે કહ્યું, હવે નિઃશંકપણે તે વાસના પ્રકટ કરો. બ્રાહ્મણે કહ્યું, હે વિશ્વપતે! આ સૃષ્ટિની વ્યવસ્થાપક ઈશકોટિ તથા તજ્જન્ય દેવકોટિ કે જેમને કદાચિત્ પણ જીવભાવ સ્વભાવથી પ્રાપ્ત થતો નથી તેવા સર્વને એક વાર પ્રકારાંતરે પણ જીવત્વને પામવાનો પ્રસંગ આવે, તથા જીવવત્ અજ્ઞાનદશામાં વ્યવહાર કરવાનો અધિકાર તેમને આવે તથા તેવડે થતાં ક્લેશદુઃખને તેઓ અનુભવે તથા જીવોના મુક્તિક્રમને પ્રાપ્ત રહી મૂલ સાંકેતિક નિયમોવડે જ આ માયાપ્રપંચનું અતિક્રમણ કરી પોતાના સ્વરૂપને પ્રાપ્ત થાય એવો પ્રસંગ આપે આણવો; આ પ્રકારની જ માત્ર મારી ઉપાસનાના અંતમાં અવશેષ રહેલી કામવાસના છે. તે બ્રાહ્મણનાં આ વચનોને શ્રવણ કરીને ઇષ્ટે કહ્યું 'તમારી કામવાસના યથાનિયમે યોગ્ય સમયે પૂર્ણ થાય એમ થશે'. આટલું બોલી ઇષ્ટસ્વસ્વરૂપ અદર્શ થયું. તે બ્રાહ્મણે સર્વજ્ઞપણાથી યોગક્રમવડે સમાધિસ્થિતિમાં પ્રવેશી મુર્દ્ધાદ્વારા પ્રાણ સજી ઈશિકોટિમાં પ્રવેશ કર્યો.

આ પ્રસંગ થયા પછી તે બ્રાહ્મણની વાસનાની સમાપ્તિઅર્થે ઇષ્ટના સત્ય વરરૂપ સંકલ્પાનુસાર, પ્રયોજન પ્રાપ્ત થવાથી તે ઈશિકોટિ તથા દેવકોટિમાંથી કોઇના કલાવતાર તથા કોઇના અંશાવતાર એમ થઇને આ ભૂમિપર વિવિધ નિમિત્ત કારણોના સંબંધથી વિવિધ ગૃહોમાં વિવિધ સ્થળે અવતરણ થયું છે. અને તે સર્વનો ઇષ્ટસંકેતથી આ સ્થાનમાં આવિર્ભાવ થયો છે. તે સર્વને આ આશ્રમમાં પ્રવેશતાં જ ઇષ્ટસંકેતાનુસાર મને સ્ફુરણ થયેલા યથાર્થ જ્ઞાનના પ્રભાવે મેં જેમ છે તેમ જાણ્યા છે, અને તેથી મારો સંદેહ હવે નિવારણ થયો છે. હે પિંગલનયન! જે જોઇ જાણીને મને સમાધાન થયું છે તે આ કહી સંભળાવ્યું. હવે શી ઇચ્છા છે તે કહો.

પિંગલનયન કહે છે: હે સર્વના અંતરની જાણનારા! આપને મારી ઇચ્છા અજાણી નથી, તોપણ કહું છું કે ને અંશ તથા કલાવડે થયેલા શરીરીઓ આ આશ્રમમાં કોણ કયા છે તે કૃપા કરીને સ્પષ્ટ થાય તો ઠીક.

આ પ્રકારનાં પિંગલનયનનાં વચન શ્રવણ કરીને તે વૃદ્ધ મહાત્મા બોલ્યા: હે ભાઇ! આ પ્રશ્નના ઉત્તરમાં હવે પછી જેટલું હું બોલીશ તેટલું શ્રવણ કરજો, અને પછી હું ચાલી નીકળું ત્યારે કોઇએ પણ મને કશું પૂછવું નહિ. આ મારાં વચનો દૃઢપણે લક્ષમાં રાખી પાળજો. એટલું કહીને કહે છે કે આ તમારા આશ્રમમાં અધ્યયન કરનાર ઘણા વિદ્યાર્થીઓ તે કોટિના જ સંબંધના છે, પણ હાલ તો અધિક બોલવાના પ્રસંગના અભાવે સર્વમાંથી થોડાનાં સ્વરૂપ જ સ્પષ્ટ કરી કહું છું. જેમનાં સ્વરૂપ આ ક્ષણે સ્પષ્ટ ન થાય તેમણે પોતાનાં સ્વરૂપ પ્રસંગ આવશે તો કોઇદ્વારે પણ અનાયાસ આજની પેઠે સ્પષ્ટ થશે એમ ધારી સંતોષ રાખવો. સ્પષ્ટ થવાનો પ્રસંગ આ ટાણે ન આવવાથી સ્પષ્ટ થયાં નથી. અત્ર સ્પષ્ટ ન થવાથી કિંચિત્ ન્યૂનતા વા હાનિ થવાની નથી એમ સમજવું.

૧ આ જગત્નો જે પ્રકૃતિરૂપ મહામાયાથી ઉદય થાય છે તે કારણરૂપ પ્રકૃતિથી જગત્ના આરંભસમયે પ્રથમ કાર્યરૂપે જેમનો ઉદય થાય છે તે શ્રીરુદ્રભગવાન્ છે. એ રુદ્રભગવાન્ સામ્યાવસ્થાવાળી પ્રકૃતિમાં પ્રથમ વિકૃતિદશાના ઉદયરૂપ ક્ષોભને ઉપજાવનાર તથા તેમના દ્રવ્યને કાર્યાકાર પરિણામમાં સ્થાપવાઅર્થે ભેદ પમાડનાર છે, તથા કાર્યપરિણામને એટલે જગદાકાર પરિણામને પામેલી પ્રકૃતિને પુનઃ પ્રકૃતિદશામાં આણનાર છે. આ પ્રકારે વિશ્વપ્રપંચના આરંભમાં તથા લયમાં નિમિત્તકારણરૂપ અને દિવ્ય તનુવડે ઉપાસકોને ફલ આપવામાં મહા ઉદાર તથા વહેલા પ્રસન્ન થનાર એવા જે ઈશકોટિમાં આદિ પુરુષરૂપ રુદ્ર ભગવાન્ છે, તે રુદ્ર ભગવાન્ જેમનું પ્રસિદ્ધ નામ શ્રીસદાશિવ છે તેમના કલાવતારરૂપ આ ધૂમ્રલોચન છે.

૨ આ પ્રકૃતિરૂપ માયાના પરિણામરૂપ આ વિશ્વપ્રપંચમાં જે દ્વિતીય કાર્યરૂપ છે, તથા જે જે પ્રકારની કાર્યાકાર પરિણામની તથા કારણાકાર પરિણામ થવાપર્યંતની દૃશ્ય માત્રની અવાંતર સ્થિતિઓ છે તે સમગ્ર સ્થિતિઓને યથાનિયમે યથાકાલ પાલન કરનાર અર્થાત્ તે સર્વ કાર્યનો નિર્વાહ કરનાર જે પાલક સત્તારૂપ શ્રીવિષ્ણુ ભગવાન્ છે, જે વિષ્ણુ ભગવાન્ પોતાના ઉપાસકને ઘણે કષ્ટે પ્રસન્ન થાયછે તથા યુક્તિપુરઃસર ઇચ્છાવર ઉપાસકોને આપનાર છે તે શ્રી-

વિષ્ણુ ભગવાન્‌ના કલાવતારરૂપ આ શુક્લવૃત્તિ છે.

૩ આ નાના પદાર્થાકાર વિશ્વરચનાને સ્વભાવસંસ્કારાદિનિમિત્તકારણોવડે યથાનિયમે તથા યથાક્રમે જોડવામાં તથા યોગ્ય સ્થળે ગતિ કરાવી સ્થાપવામાં પ્રધાન કારણરૂપ શ્રીબ્રહ્મા ભગવાન્ જે વિશ્વપિતારૂપ ગણાયલા છે તથા જે આ સૃષ્ટિક્રમમાં તૃતીય કાર્યરૂપ છે, અને જે પોતાના ઉપાસકને કષ્ટવડે પ્રસન્ન થાય છે તથા વિચારીને વર આપનાર છે તે શ્રીજગત્પિતારરૂપ બ્રહ્માના કલાવતારરૂપ આ મહાજ્યોતિ છે.

૪ આ સૃષ્ટિવ્યવસ્થાપક ઈશકોટિના મૂલભૂત સાક્ષાત્ કારણથી અર્થાત્ મહાશક્તિથી પ્રકટ થયેલા તથા જે ઈશિકોટિસહિત સમગ્ર દેવમંડળમાં પ્રથમ પૂજનના અધિકારને પ્રાપ્ત થયેલા છે એવા, સિદ્ધિ તથા બુદ્ધિના પતિપણાને પ્રાપ્ત અને ઈશિકોટિમાં જેની ગણના થઈ છે એવા, તેમ જ આ બ્રહ્માંડમાં સ્થપાયેલા મુખ્યસરખા જે ૪૨૨ ગણદેવતા છે તે સર્વે ગણદેવતામાં જેમનું પ્રધાનપણું અર્થાત્ ઈશત્વ છે એવા શ્રીગણેશ, જે આ ગણપતિ તથા વિનાયક વગેરે અનેક નામોથી પ્રસિદ્ધ છે તેમના અંશાવતારરૂપ તો આ વિશ્વવંદ્ય છે.

૫. આ સંપૂર્ણ જગત્‌ના જીવનના હેતુભૂત તથા સદા ગતિવાળા આ જગત્પ્રવાહને નિત્ય ગતિ આપનાર તથા ભૂમંડલાદિ સંપૂર્ણ મંડલોને પોતાના મહાપ્રબલ સ્વરૂપથી કંપાવનાર તથા પ્રાણિપદાર્થના અંતર્બહિર્ સંચાર કરનાર જે મહાવાયુ અર્થાત્ મરુત્ દેવ છે, જે મરુત્ દેવ વસ્તુમાત્રમાં સંબંધ કરી રહેલા હોવાથી સૂત્રાત્મા કહેવાય છે, તથા પ્રજાપતિનું પ્રધાન સ્વરૂપ હોવાથી તેમ જ બલવતી પોતાની સત્તારૂપે પ્રાણિપદાર્થમાં રહેલા હોવાથી જેમને હિરણ્યગર્ભરૂપ પણ કહ્યા છે, વળી જે પોતાનાં ઓગણપચાશ રૂપની સત્તાથી વિશ્વમાં વ્યાપક છે, તથા જેમના અસ્તિત્વવિના જગત્જીવિત્ રહી શકે નહિ એવા જે મહામરુત્ દેવ છે, જે મરુત્ દેવ વાયવ્યાદિ દિશાના પતિ છે તેમના અશાંવતારરૂપ આ તીક્ષ્ણબુદ્ધિ છે.

૬ આ વિશ્વમાં પ્રાણિપદાર્થના પ્રકાશક અને દિવસના પતિ જે સૂર્ય ભગવાન્ છે, જે શ્રીઈશિકોટિનો પ્રધાન અંશ ધારણ કરી રહેલ છે, તથા જે ગ્રહોના આધારરૂપ હોવાથી ગ્રહપતિ ગણાય છે, તથા જે પોતાના પ્રકાશથી ગૃહમંડલ તથા નક્ષત્રમંડલને ઝંખવી નાંખે છે, તથા જે દ્વાદશ કલાના ધારણ કરનાર, જીવમાત્રના વ્યવહારના સાધક તથા સ્વર્ગના દ્વારરૂપ છે, તે દ્વાદશાત્મા ભાસ્કરાદિ

સંજ્ઞાવાળા **સૂર્ય** ભગવાનના અંશાવતારરૂપ આ **વિદ્યાધર** છે.

૭ આ સંપૂર્ણ વિશ્વપ્રપંચમાં પ્રતીત થતા પ્રાણિપદાર્થમાત્રમાં ઉષ્ણ વીર્યરૂપે રહેલા તથા પોતે ઉષ્ણવીર્યપ્રધાન રહીને સંબંધીને તપ્ત કરનાર જે આ અગ્નિ દેવતા છે તથા જે કાલી, કરાલી, મનોજ્યા, સુલોહિતા, સુધૂમ્રવર્ણા, સ્ફુલિંગિની, અને વિશ્વદાસાખ્યા એવા નામની સપ્ત જીહ્વાવાળા કહેવાય છે તથા જે આ અગ્નિકોણના પતિ છે તે **અગ્નિ**દેવના અંશાવતારરૂપ તમે **પિંગલનયન** છો.

૮ આ સંપૂર્ણ કર્મજન્ય સૃષ્ટિને અર્થાત્ સાભિમાન કર્મ કરીને તેનાં ફળને અવશ્ય ભોગવનાર સર્વ જીવોને તેમનાં કર્મના ફલો આપનાર અર્થાત્ કૃતકર્મફલ અવશ્ય ભોગવી શકે એવા ક્રમમાં યથાનિયમે જીવોને ગતિ આપનાર જે **યમ** અર્થાત્ ધર્મરાજ છે, તથા જે પિતૃપતિ ગણાય છે અને જેમની સત્તામાં જીવમાત્રનો પ્રવેશ અવશ્ય થાય છે, તથા જે કાલદંડધર ઇત્યાદિ નામોથી પ્રસિદ્ધ છે તથા જે દક્ષિણ દિશાના પતિ છે તે **યમ**ના અંશાવતારરૂપ આ **હરિહરમૂર્ત્તિ** છે.

૯ આ સંસારપ્રવાહમાં પ્રતીત થતા પ્રાણિપદાર્થમાત્રને પ્રાપ્ત થતા શીતવીર્યપ્રધાન દ્રવરૂપ સઘળા પદાર્થોને યથાવત્ પ્રવર્તાવનાર જે સત્તા છે તે સત્તાના અભિમાની તથા અદૃષ્ટજન્ય હોવાથી ઇશિકોટિના અંશવાળા જે **વરુણ**દેવ છે, અને જે આ અષ્ટ દિશાઓમાંની પશ્ચિમ દિશાના પતિ છે તે **વરુણ**દેવના અંશાવતારરૂપ આ ઉજ્જ્વલકીર્તિ છે.

૧૦ આ ત્રિલોકરૂપ સ્વર્ગ, મૃત્યુ તથા પાતાલમાં રહેલા પ્રાણિપદાર્થની વ્યવસ્થાપૂર્વક યથાન્યાયે થતી પ્રવૃત્તિના ઉપદ્રષ્ટારૂપ તથા કાળે કાળે થનાર વ્યવસ્થા તથા અવસ્થાના ન્યાયપૂર્વક નિર્વાહક જે ઇંદ્રદેવતા છે અને જે આ અષ્ટ દિશાઓમાંની પૂર્વ દિશાના પતિ છે તે ઇંદ્રના અંશાવતારરૂપ આ **પ્રિયવાદી** છે.

૧૧ આ સંપૂર્ણ વિશ્વવિભવ જેમનો છે એવા **શ્રીમહેશ્વર**ના આ વિશ્વવિભવમાં જે ઇશિકોટિ છે, તે ઇશિકોટિનું જે **ઐશ્વર્ય** છે, તે સિદ્ધિનિધિઆદિ સમગ્ર ઐશ્વર્યનું જે રુડે પ્રકારે પાલન કરનાર છે, તથા ઇશિકોટિમાં જેને જ્યારે જ્યારે જે જે જોઇતું જણાય અર્થાત્ સંકેતાનુસાર જે જે સમયે જે જે દ્વારે તથા જે જે પ્રકારે ગતિ કરનાર હોય તે તે સમય, દ્વાર તથા પ્રકારાનુસાર જે ધનાદિ ઐશ્વર્યને પ્રવર્તાવનાર નામ દેનાર છે, તથા જે રાજરાજ, ધનાધિપ, શ્રીદ, પુણ્યજનેશ્વર, ધનદ, ઇત્યાદિ સંજ્ઞાઓવડે પ્રસિદ્ધ છે અને જે ઉત્તર દિશાના અધિપતિ છે, તે **ત્ર્યંબકસખ કુબેર**ના અંશાવતારરૂપ આ

સૌમ્યહૃદય છે.

૧૨ આ પ્રાણિપદાર્થ માત્રને નિશાસમયે પ્રકાશ આપનાર તથા શીતળતા આપનાર તથા અમૃતસિંચન કરનાર જે નક્ષત્રના પતિચંદ્રમા દેવતા છે, જે ચંદ્રમાં દેવતા ચંદ્રમંડળના મુખ્ય અભિમાની તથા દ્વિજરાજઆદિ સંજ્ઞાવાળા છે તેમના અંશાવતારરૂપ આ શાંતિશર્મા છે.

આ વિનાના પણ ઘણા વિદ્યાર્થીઓ એ ઈશકોટિ તથા દેવકોટિના કલા તથા અંશવડે થયેલા અવતારરૂપ છે. જેથી આ વિદ્યાર્થીમંડલમાં આખા જગત્‌નું એક સ્થાનાવચ્છિન્ન સ્વરૂપ છે એમ કહીએ તો ચાલે. એ સર્વનું પૃથક્ પૃથક્ યથાર્થ સ્વરૂપ કહેવાને અવકાશ તથા અધિકાર નથી તેથી તે સંબંધમાં સઘળું સ્પષ્ટ કરીને કહેવાશે નહિ. કેટલાએક વિદ્યાર્થીઓ મુખ્ય મુખ્ય દેવના તથા ઈશનાં મુખ્યાંશ તથા કલા ધરી પ્રકટ્યા છે, ને કેટલાક તો ગૌણ અંશ તથા કલા ધરી પ્રકટ્યા છે. તે સર્વ પોતપોતાનાં સજાતીય શરીરધારી જીવના ક્રમથી પોતપોતાનાં સ્થાનને પ્રાપ્ત થઇ તે મૂળ સ્વરૂપદ્વારા કૈવલ્ય સાક્ષાત્કારને પ્રાપ્ત થશે.

આટલું બોલીને પછી તે મહાત્મા મૌન રહ્યા ત્યારે દિવ્યમૂર્તિ મહાપુરુષે તેમને ફલાહાર કરવા માટે હાથ ધરીને અંતઃપુરમાં પધરાવ્યા, ત્યાં સરિતાએ પાટલો તથા જલપાત્ર તૈયાર મૂકેલું હતું ત્યાં બેઠા. ઇચ્છાપ્રમાણે ગ્રહણ કરીને દિવ્યમૂર્તિસહ સરિતાને નમન કરતાં તથા તેમના નમનને સ્વીકારતાં પુનઃ વિદ્યાર્થીઓની શાળામાં પધારે છે. અને ત્યાંથી વિદ્યાર્થીઓનાં નમનને નમનથી સ્વીકારતાં આશ્રમથી બહાર નીકળે છે. વિદ્યાર્થીઓસહિત દિવ્યમૂર્તિ તેમને વિદાય કરી પાછા વળે છે. અને તે મહાત્મા પોતાને માર્ગે ચાલ્યા જાય છે.

લક્ષ્મિ માતા કહે છેઃ હે તર્કવિદ્યા ! આ વિરક્ત મહાત્માનાં વચનને સ્મરણ કરતાં તે વિદ્યાર્થીઓ જાણે સ્વપ્નામાંથી જાગ્યા હોય તેની પેઠે જાગ્રત્ અર્થાત્ સાવધાન થયા. જેમણે પોતાનું જાણ્યું તે તો પોતાના સ્વરૂપવિષે વિચાર કરતાં પણ અજ્ઞાનના પટમાં રહેલા તે તે વાર્તાની યથાર્થતા કોઇ અન્ય પ્રમાણથી સિદ્ધ કરી શક્યા નહિ. તથાપિ પોતાના મનમાં સર્વે ગ્લાનિ પામીને શ્રીગુરુએ કહેલા સાધનોનો વિચાર કરી ઇષ્ટસ્મરણ તથા ઇષ્ટનું ચિંતન કરતાં કાળજીથી વિદ્યાનું ગ્રહણ કરવા લાગ્યા. પોતાની દોષરૂપ વૃત્તિઓને દાબીને ક્લેશનાં કારણોને ઘટાડવા લાગ્યા. શ્રીગુરુની પ્રત્યેક આજ્ઞાનું પાલન કરવાથી આપણું શ્રેય, છે. એમ જાણી તે પ્રમાણે યત્નથી વર્તવા લાગ્યા. પરસ્પર સ્નેહની અભિવૃદ્ધિ કરતા ગયા. ગુરુપત્નિની આજ્ઞાનુસાર પ્રમાદરહિત

થઇને આશ્રમનાં કાર્યને સમયાનુસાર કરવા લાગ્યા. તેથી ધીરે ધીરે આશ્રમમાં ક્લેશને પ્રકટ થવાનું કારણ નિર્મૂળ થતું ગયું. સહજ વિરોધનું કારણ આવે તો પરસ્પરમાં સમજી સમાધાન કરવા લાગ્યા. અને તેથી ગુરુપર્યંત ક્લેશવાર્તા જતી અટકી. વિદ્યાર્થીનાં મંડળમાં જેમનાં નામ મહાત્માને મુખે કહેવાયાં તે સર્વ પોતપોતાના પૂર્વ સંબંધને જાણી પ્રસન્ન થયા, છતાં કોઇ કોઈ લગાર ન્યૂનાધિકપણાના વિચાર કરીને સહજ ગ્લાનિમાં પડ્યા. પણ આપણે જીવની મનુષ્યકોટિથી વિલક્ષણ છીએ એમ જાણીને સંતોષ પામ્યા. એ બારવિના અન્ય સર્વમાંથી કોઇ તો પોતાના નામ તથા પૂર્વ સ્વરૂપને જાણવાની આતુરતાથી તથા ન જણાવ્યું તેથી આપણે કોણ હઇશુ એ પ્રકારની શંકાથી મુઝવણમાં પડ્યા, અને તેમાંના કોઇ તો પોતાનાં નામ ન આવવાથી પણ પ્રસન્ન થયા; તે એવા વિચારથી કે આપણે પણ ઈશિકોટિ તથા દેવકોટિમાંના છીએ એમાં તો કાંઇ સંદેહ આણવાનું નથી જ. તેમાં આપણે આ નામો દેવાયાં તે કરતાં શ્રેષ્ઠ પંક્તિમાં અથવા તેમાં ગણાયેલી પંક્તિમાં હઇશું જેથી કોઈ પ્રકારે પણ ગ્લાનિ પામવાનું કારણ નથી. ને કદાચિત્ તેથી દુર્બળમાં હઇશું તોપણ ન જાણવાથી ઠીક છે. વળી તેઓમાંના કોઈ તો પ્રસન્નતા તથા અપ્રસન્નતાથી રહિત રહી કર્ત્તવ્યમાં જોડાઇ રહ્યા. તેમણે એવા વિચારથી સમાધાન લીધું કે આપણે જે છીએ તે તો છીએ જ. એમાં જાણવાની અગત્ય નથી. અને જે કર્ત્તવ્ય છે તે કર્યાવિના ગમે તે હઇશું તો પણ છુટકો નથી. માટે મિથ્યા તાલાવેલીનું હવે કાંઈ પ્રયોજન નથી.

આ પ્રકારે તથા પ્રકારાંતરે સર્વ પોતપોતાને પ્રાપ્ત બળના પ્રમાણમાં વિચાર કરી પરિણામમાં શાંત થયા. પ્રસંગે પરસ્પરમાં પોતપોતાનાં તથા એકબીજાનાં મૂલ સ્વરૂપનાં નામથી સંબોધી વિલાસ કરતા, પણ કોઈ એક બીજાસાથે ક્લેશ કરતા નહિ. ધીરે ધીરે સર્વ એકબીજાની પ્રકૃતિની પોતાની મતિપ્રમાણે તથા શ્રીગુરુશાસ્ત્રદ્વારા જાણેલા નિયમપ્રમાણે પરીક્ષા કરીને એકબીજાની અનુકૂળતાનો વિચાર કરીને પરસ્પરમાં ક્લેશ ન પ્રકટે એ પ્રકારે વર્ત્તવા લાગ્યા.

થોડા સમયમાં આ વિદ્યાર્થીઓના અભ્યાસ તથા સદ્ગુણમાં સારો વધારો થયો જાણીને તથા એમને મસ્તસરખા અને પ્રસન્ન ચિત્તવાળા જોઇને બીજા સર્વ આશ્રમના વિદ્યાર્થીઓ આશ્ચર્ય પામવા લાગ્યા, તથા પોતાના મનમાં લજાતા સંતાપને પામવા લાગ્યા. આમ થવાથી ઉત્તરોત્તર **શ્રીદિવ્યમૂર્ત્તિ** મહાત્માના આશ્રમમાં અહોનિશ આનંદ વર્ત્તવા લાગ્યો. પવિત્ર મનવાળી પણ સ્ત્રીસ્વભાવને વશ વર્તતી

સરિતા પણુ આ વાર્તા જાણી તે દિવસથી સર્વ પ્રકારે ક્લેશનાં કારણોને વિસરી જઇને પ્રસન્ન ચિત્તથી વર્તવા લાગી. તેથી શ્રીદિવ્યમૂર્તિ પણ પરમ સંતોષને પ્રતીત કરતા પ્રસન્ન રહ્યા.

આ પ્રમાણે સમય થતા આરંભેલી વિદ્યાના અધ્યયનની સમાપ્તિ થયેથી તથા ગૃહસ્થાશ્રમને અનુકૂળ વય થવાથી તે સર્વ વિદ્યાર્થીઓ શનૈઃ શનૈઃ પોતાના ગુરુની આજ્ઞા માગી આશીર્વચન લઇ યથાશક્તિ ગુરુદક્ષિણા અથવા નમસ્કાર અર્પણ કરીને પોતપોતાને ઘેર ગયા, અને યથાવિધિ ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરી પ્રસન્ન થયા.

શ્રીદિવ્યમૂર્તિ મહાત્મા તથા સરિતા પણ પોતાને પુત્રને આશ્રમનો ભાર સોંપીને શાંતિ તથા તૃપ્તિને અનુભવતાં જીવન્મુક્તિસુખનો અનુભવ કરતાં અંતે સ્વરૂપમાં શમાયાં. સમગ્ર વિદ્યાર્થીઓ જ્યારે ત્યારે એ પોતાનાં શરીરોના અવધિપર્યંત પોતાના ગુરુનું સ્મરણ કરતા તથા નેત્ર સજળ થતાં એમ બોલતા કે અહો ! શ્રીદિવ્યમૂર્તિ મહાપુરુષજેવા ગુરુ તો **न भूतं न भविष्यति.**

હે તર્કવિદ્યા ! આ પ્રમાણેનું અત્યંત પવિત્ર તથા પરમેશ્વરના મહિમાને જણાવતું ઈશ્વર તથા દેવોના ચરિતરૂપ, પાપમાત્રને હણનારૂં શ્રીદિવ્યમૂર્તિ મહાપુરુષનું આખ્યાન તમને કહ્યું. એના શ્રવણથી તથા એમાંથી ગ્રહણ કરેલા શુભ સિદ્ધાન્ત તથા સદ્‌ગુણથી આ લોકમાં સુખ ભોગવી અંતમાં સુખસ્વરૂપ પરમાત્માના પદને પામજો.

મનોહર કહેછે, આ પ્રમાણે તે લક્ષ્મિ માતાએ મહા પવિત્ર કથાની સમાપ્તિ કરીને પછી પોતપોતાને કામે લાગવા સર્વને આજ્ઞા આપીને પોતે પણ ગૃહકાર્યમાં પ્રવેશ કરયો.

**વિઠ્ઠલજી**—બોલો જય જય **શ્રીસદ્‌ગુરુ** દેવ. (સર્વ બોલેછે.)

**મનોહર**—( નિયમપ્રમાણે પદ ગાય છે. )

**પદ. ગરબી.**

હે જગત્પતિ દીનનાથ, વિનતિ ઉર ધરજો રે,
આપી અધમ જીવને સુસાથ, સદા શુભ કરજો રે.
આપી ઉચ્ચ મતિ જગદીશ, હૃદયમળ હરજો રે,
જ્યાં જ્યાં વૃત્તિ વહે ધરી શિશ, ત્યાં ત્યાં આપ ઠરજો રે.
આ પ્રાપ્ત સકળ વ્યવહાર, સુગમ તો સધાવો રે,
નવ નિરખી અવર આધાર, હરિપદ કરૂં દાવો રે.
જે વિધિ યશ જગમાં ગવાય, તે વિધિએ પ્રેરો રે,
અંતે આપ પદે જ અવાય, તે વિધિ મન ઘેરો રે.
આ અવસર રુડો વ્યર્થ જાય, થવા ન એવું દેજો રે,

**મનહર પ્રભુ** ધ્રુવપદમાંહ્ય, ગ્રહી બાંહ્ય લેજો રે.

**વિઠ્ઠલજી**—જય જય **શ્રીસદ્‌ગુરુ** દેવ. (સર્વ બોલેછે;)

**ચંચળા**—(વિજયાને) હે બહેન વિજીયાલક્ષ્મિ ! આ બચારા દેવ પણ આ અવતારમાં તો આપણા જેવા જ થઇને બેઠા છે કેની ?

**વિજયા**—જુઓ **ચં**ચળાબહેન ! એમની અને આપણી વાતમાં તો સૂર્ય અને પૃથ્વીજેટલું અંતર્ જાણવું.

**ભાગીરથી**—અરે **ચં**ચળ બહેન ! તમે તો બધી વાતે ભલાં છો તો. ગમે **એમ** થાય તોએ ઈશ્વર અને દેવ એ તે કંઇ આપણા જેવા થાય ને ગણાય ? જુઓને એ દેવોએ માણસનાં શરીર લીધાં તો-એ એમને ગુરુ કેવા મળ્યા છે ! અને એમનાં મોટાં નસીબથી આ વૃદ્ધ મહાત્મા કેવા આવી ચઢ્યા ને બધી વાતની સમજ પાડી.

**ચંચળા**—ત્યારે આપણે પણ ખરું પૂછો તો કંઇ ઓછાં ભાયગશાળી નથી હોં ! આવો **ભટ**જીનો સમાગમ તે પણ પેલા વિદ્યાર્થીના ગુરુજેવો જ છે કેની ? એક એ ડોસાજેવો કોઈ આપણી પાછલી ખરી વાત કહેનારો આવી મળે તો પછી આપણે પણ એમના જેવાં જ થઇએ કેની ?

**ભાગીરથી**—હા એ વાત તો ખરી. પણ જ્યાંલગી એ વૃદ્ધ પુરુષજેવું કોઇ ના મળે ત્યાં લગી આપણે જાણવાનું કાચું. બાકી આ સમાગમની વાર્તા તો તમે કહી તે ખરી છે.

**વિઠ્ઠલજી**—કેમ દાસ ! હવે શા વિચાર ચાલે છે !

**દાસ**—હા હવે બોલો સી દ્વારકાધીસકી જે. ( સર્વ બોલે છે, **ભટ્ટ**જીને પગે લાગીને ઉઠેછે. વારાફરતી સર્વ ઉઠીને કથાની વાતો કરતાં **ભટ્ટ**જીનાં વખાણ કરતાં આનંદ પામતાં પોતપોતાને ઘેર જાય છે. **ભટ્ટ**જી પણ પરવારીને ઇષ્ટિસ્મરણ કરતાં સુએ છે, અને **વિજયા** પણ આજ્ઞા માગી ઇષ્ટસ્મરણ કરતાં સુએ છે.)



## दिवस २६.

**વિકુંઠલાલ**—( પ્રભાતમાં ગાય છે. )

**પદ. રાગ દેશાખ.** (કીજે કરુના હો દીનદયાલ, એ લય.)

મલિન મન શુદ્ધ તો કરો,
મહા મેલ હરીને ગુરુરાય, મલિન મન શુદ્ધ તો કરો. ટેક.
પૂર્વરચિત પાપના પ્રભાવે, અધિક રચું આ કાળ,

સન્મતિકેરા ઉદયવિના હું, ત્રોડી ન શકું ભવજાળ, મલિન૦
સંચિત પણ દુર્બળ ભાસે છે, કરૂં નેષ્ટ ક્રિયમાણ,
પ્રારબ્ધ તો પ્રસિદ્ધ અબળ છે, જેથી કુમતિ કરે તાણ, મલિન૦
મલિન સકળ સંસ્કાર હૃદયમાં, સેવું બહિર્ કુસંગ,
કો વિધિ શુદ્ધિ થવી ગુરુરાયા, કેમ ચઢે હરિરંગ, મલિન૦
વિમળ પદ લેવા જ્યાં વિચરૂં ત્યાં, દીસે વિષયવિષખાણ,
વિષયાસક્તિ પ્રબળ પીડે હું થઇને રહું છું વેચાણ, મલિન૦
પાછું વળે વિષયથી મન આ દુઃખરૂપ સઉ દેખાય,
પ્રભુપદમાં મતિ સત્વર વહે એ વર દિયો તો સુખ થાય, મલિન૦
શરણાગતવત્સલ ગુરુ તારો, આપ જ છો મુજ સહાય,
મનહર પ્રભુ કરુણાવિણ વિશ્વે, કોથી ન દુઃખ દહાય, મલિન૦

**વનિતા**—( વિકુંઠલાલની સ્ત્રી ) ઓહો ! આજ તો કંઇ દિવાળીનો દહાડો છે કે શું ?

**વિકુંઠ૦**—જ્યાંલગી ખોળીયામાં જીવ છે ત્યાંલગી સઘળા દિવસો દીવાળીના જ જાણવા. કેમ આજ કંઈ તને નવાઇસરખું જણાયું કે શું ?

**વનિતા**—નવાઈસરખું જણાયું ત્યારે જ કહું છું કેની ?

**વિકુંઠ**—એવી શી નવાઈ દીઠી જે દીવાળી જેવું લાગ્યું ?

**વનિતા**—કોઈ દહાડો તમને મેં આટલા વહેલા ઉઠતા જોયા નથી ને તેમાં આવી ભજન ગાવાની ટેવ તો મેં કોઇ વખત પણ તમારામાં જોઇ નથી ! આજ તો જાણે કોઇ મોટા ભગતરાજ હોય તેની પેઠે વહાણાના પહોરમાં ઉઠીને વહેલું દાતણપાણી પરવારીને ભજન ગાવા બેઠા ત્યારે આથી બીજી દીવાળી તે કેવી જાણવી ?

**વિકુંઠ**—કેમ ભજન ગાય તે બધા ભગત કહેવાય કે ?

**વનિતા**—ભજન ગાય તે ભગત નહિ ત્યારે શું ભજનીયા કહેવાય ? તમને ભગત કહ્યા તેમાં કાંઈ ખોટું લાગ્યું કે શું ?

**વિકુંઠ**—કેમ ખોટું ના લાગે કે ? ભગત તો હલકા માણસોને–ઉપરથી ભક્તિનું ડોળ રાખીને તિલકછાપા કે ટીલાંટપકાં કરે ને માંહેથી બગજેવા હોય છે તેને–અમે તો કહીએ છીએ. અને વળી આ કેટલાક લોકો તો ખોટા રૂપિયાને ભગત કહે છે તેની કયાં તને ખબરછે?

**વનિતા**—એ વાતની તો મને ખબર નથી. પણ આ ઘણા લોકો એવા ઢોંગી ભગતને બગભગત તો કહે છે. ને ખરા ભગતને તો ભગત કહે છે.

**વિકુંઠ૦**—તું મને ભગત કહીશ ને પછી બીજાં લોકો જાણશે તો ભગત નામ છપાઇ જશે. ને મારું નામ ભગત ઠરશે એટલે તને બધા ભગતાણી કહેશે. તું જાણે; જો તને ભગતાણી નામ ગમતું હોય તો તું મને ભગત કહેજે.

**વનિતા**—(લગાર હસીને) બળ્યું ભગતાણી એવું નામ તો મને બિલકુલ ગમે નહિ. કોઈ જો કહે તો હું તો તેની જોડે લડ્યા વિના ના રહું !

**વિકુંઠ૦**—એમ ત્યારે ! હવે મને ભગત જોઈ વિચારીને કહેજે. નહિ તો હું તને બીજાના દેખતાં પણ ભગતાણી કહીશ પછી તને દુઃખ લાગશે. ને તારું નામ જગજાહેર થશે !

**વનિતા**—ના રે ભાઇસાહેબ ! એવું કામ કરશો નહિ. હું તમને ભગત નહિ કહું અને તમે મને ભગતાણી પણ કહેશો નહિ. આ તો મેં હસતાં તમને કહ્યું છે, પણ હવે સાચું બોલોની કે આ ભજન ગાવાનું મન તમને આજે કયાંથી થયું ને એ ભજન ક્યાંથી શીખી લાવ્યા ? ને આજે આટલા વહેલા કેમ ઉઠ્યા ? મારે તો આટલું જાણવાની જ મતલબ છે.

**વિકુંઠ૦**—એટલું જાણીને તારે શી મતલબ પાર પાડવી છે તે તો પહેલેથી તું કહે, પછી બીજી વાત.

**વનિતા**—મારે તો એટલી જ મતલબ છે કે આ તમારી આળસ શાથી છુટી, ને આ સારા રસ્તાઉપર તમને કોણે ચઢાવ્યા તે જાણવું છે. આટલા દહાડા તમે રોજ નવરા પડતા ત્યારે ગમે તેની જોડે સોકટાં ટીચતા'તા ને નહાતાં પણ **ભ**ગવાનનું નામ દેતા નહોતા. આજ બેત્રણ દિવસથી ઘરમાં તમે ઝાઝું રહેતા નથી ને રમતા નથી, ત્યારે મેં જાણ્યું જે કાંઈ કામમાં જતા હશો પણ આજે આ ભજન ગાતાં સાંભળ્યાં ત્યારે મને વહેમ પડયો.

**વિકુંઠ૦**—વહેમ પડયો એટલે શું કે કાંઇ નઠારી સોબતમાં ફરતા હઇશું એવું તું **સમજી** ?

**વનિતા**—ના ના, કાંઈ સારી સોબતમાં જતા હશો એમ જણાય છે, નહિ તો આવું ભજન કયાંથી લાવો !

**વિકુંઠ**—તને સારાનરસાની **સમજણ** કયાંથી આવી ? આ જગત્‌માં સારું શું છે ને નઠારૂં શું છે એ વિષે તું શું સમજે છે તે કહેને ? તે સમજણ તું કયાંથી લાવી ?

**વનિતા**—મને તો મારાં માબાપથી સમજણ પડેલી કે આ સંસારમાં જે માણસ સાચું બોલે, સઉનું ભલું ઇચ્છે, દુઃખીઉપર

ઉપકાર કરે ને દયા રાખે, ચોરીની બુદ્ધિ ન રાખે ને ભગવાન્‌નું ભજન કરે એવા એવા બધા સારા ગુણ જેનામાં હોય તે સારું માણસ જાણવું; અને જે જૂઠું બોલે, પારકું કામ વગરકારણે બગાડે, ચોરી કરે, બીજાં પાપ કરે, લોકોજોડે લઢે, ગાળો દે, પોતાની મતબલ સાધે, ને બીજાનું ભલું તાકે નહિ ને રાતદહાડો એવાં ન કરવાનાં કામો કરે, પણ ઘડીએ પરમેશ્વરનું નામ નિરાંતે લે નહિ, ને કોઈ ભગવાન્‌નું નામ દેતું હોય તો તેની ઉલટી નિંદા કરે, એવાં એવાં કુડાં કર્મ કરનાર માણસને નઠારાં જાણવાં. હવે તમે કહો કે તમે સારુંનઠારૂં શું સમજ્યાછો ને સારી સમજણ કયાંથી લાવ્યા છો ?

વિકુંઠ૦—આ બેચાર દિવસપહેલાં તો હું એવું સમજતો ને માનતો કે આ સંસારમાં ખાવું, પીવું, રમતગમત કરવી ને એશઆરામ ભોગવવા એ જ સાર છે. ગમે તેમ કરીને જોઇએ તેટલો પૈસો મેળવવો. ને તેમાંથી થોડો બચે તો બચાવવો. પણ મન મૂકીને મોજ કરી લેવી. પાપપુણ્યને ઓળખીને તેનાં ફળ આગળ મળશે એ વિચારથી ડરતો નહોતો. તોપણ જેથી બીજાને દુઃખ થાય કે કોઇનું કામ બગડે એવે ખોટે રસ્તે ચાલવાની તો મને મૂળથી ટેવ જ નહોતી, એટલે એવું પાપ તો મારે હાથે થવાનો સંભવ ન હતો. એમ છતાં પણ પરમેશ્વરને ઓળખવાની કે તેમને સંભારવાની હું ગરજ રાખતો ન હતો. કારણ કે પરમેશ્વરની આ સંસારમાં જીવોનાં કર્મફળને રુડે પ્રકારે પ્રવર્તાવે એવી સત્તા સ્થપાઇ હશે કે કેમ તથા આ જીવને જન્મ ધરવાની ફરીથી અગત્ય પડે છે કે કેમ, એ વગેરે જીવની ગતિ તથા કર્મનાં ફળવિષે વિચાર કરી કે સાંભળીને મેં કશો નિશ્ચય બાંધ્યો ન હતો. હા, એટલું તો મારા જાણવા માનવામાં ખરું કે સારે રસ્તે ચાલવું, સદ્‌ગુણને બનતા સુધી મેળવવા, ને દુર્ગુણને ત્યજવા એ આપણી સર્વની ફરજ છે. પણ જો તે પ્રમાણે ફરજ નહિ બજવાય તો ગેરવાજબી થયેલી ક્રિયાથી સઘળું ફળ આપણને મળનાર છે, અને જ્યાંસુધી એવાં ખોટાં કર્મ આપણાથી થયાં કરશે ત્યાં લગી આપણે તે સારાંનઠારાં કર્મનાં ફળ ભોગવવાને વારંવાર જન્મવું મરવું પડશે, અને દુઃખ પણ ભોગવવાં પડશે એવું છેક જાણવા માનવામાં નહતું. પણ હવે વિચાર કરતાં અને સારા પુરુષથી સમાધાન થતાં મારી ખાતરી થાય છે કે તે મારા વિચારોમાં ઘણી ભૂલ હતી.

પ્રથમ તો મને ભૂલજેવું એ સમજાયું કે આ અંતઃકરણમાં પાછા વળીને એના ખરા સ્વરૂપને જાણવા ગયાવિના એમાંથી જે જે

વિચારો આવે છે તે શાથી આવે છે, કેટલી જાતના આવે છે, તેમાં સારા કોને ગણવા તથા નઠારા કોને ગણવા એ માણસને બરાબર સમજાતું નથી. અને તે ન સમજાવાથી કોઇ પણ માણસ એમ ધારે કે મારે તો સારે રસ્તે ચાલવું ને નઠારો ત્યજવો, તો એ વાર્તા તેનાથી બરાબર બની શકવાની નહિ. કારણ કે ખરી રીતે ગણવાજેવું સારું શું છે અને નઠારૂં શું છે એ બરાબર સમજીને જાણવું એ જ ઘણું કઠિણ કામ થઇ પડે એવું છે. આપણને સ્વાર્થબુદ્ધિ જ્યાંસુધી હોય છે ત્યાંસુધી આપણે વાજબી શું છે ને ગેરવાજબી શું છે એ નક્કી કરવામાં ઘણી વાર ભૂલ કરવાના. કારણ કે ઘટિત રીતે કરવા જતાં આપણો સ્વાર્થ બગડતો હોય અને ન ઘટે એમ કરતાં સુધરતો હોય તો પછી ગમે તેમ કરીને યુક્તિથી આપણે આપણો સ્વાર્થ થાય એવી ગોઠવણ કરીએ છીએ. અને ખરું જોતાં અઘટિત હોય તોપણ તેને કોઈ યુક્તિથી ઘટિત જણાવાજેવું રૂપ આપીને આપણો સ્વાર્થ સાધીએ છીએ. એવી વખતે આપણે ખરુંખોટું સમજવામાં ચુકીએ છીએ તોપણ તેવી યુક્તિથી બીજું કોઇ પોતાનો સ્વર્થ સાધે તો આપણને તરત સમજાય કે આ માણસે પોતાની મતલબ પાર પાડવાને આ ખોટી યુક્તિ રચી છે, પણ તે ગેરવાજબી છે.

આમ હોવાથી આપણે સ્વાર્થબુદ્ધિ છોડયાવિના અથવા અંતઃકરણના સ્વરૂપને સમજ્યાવિના કોઇદિવસ પણ ખરું ખોટું નિઃસંદેહપણે પારખી શકતા નથી અથવા પારખી શકવાના નથી.

વળી આપણા જાણવામાં આવે કે આ ખોટું છે તોપણ આપણી ઇચ્છા બળવાન્ થઇ હોય અથવા આપણાં માનેલાંનો મોટો લાભ તેમાં સમાએલો આપણે સમજતા હોઇએ તો એક વાર ખોટું જાણતાં પણ તેમ કરતાં આચકો ખાતાં નથી પણ એ ખોટું તે વખતે સુજતું નથી, પરંતુ પાછળથી વિચાર કરતાં સમજાય છે. વળી જેમ આપણા મનમાં કોઈ કામનું ખોટું ફળ મળવાનું ભય હોયછે અથવા ખાસ તે ફળ આપનારના જાણવામાં આ વાત આવશે જ અને આપણને એનું ફળ ભોગવ્યાવિના છોડનાર નથી જ એવું ભય જો આપણને હોય છે તો જ આપણે તે કામ કરતાં ઘણા વિચાર કરીએ છીએ, અને ડરી ડરીને ન ચાલતાં જ તેવું ભયભરેલું કામ કરીએ છીએ. પણ જો કોઈનું ભય હોતું જ નથી તો મતલબે તેવાં કામ બેધડક કરીએ છીએ. તેમ આપણે જે જે ક્રિયાઓ કરીએ છીએ તે સઘળી ક્રિયાઓનું જે ખરું ફળ હશે તે અવસ્ય મળવાનું છે, કોઈપણ ક્રિયાનું ફળ નહિ મળશે એમ નથી જ, દરેક ક્રિયા કરતી

વખતે અને મનમાં સંકલ્પ કરતી વખતે પણ ઈશ્વરની સત્તા સાક્ષી-રૂપે આપણી પાસે છે, અને કર્મફળ આપનાર નિયમોને પ્રવર્તાવનાર સત્તા કોઇ દહાડો પણ ગફલત કરતી નથી, એવી ખાતરી હોય તથા તે સઘળા વિચારો ક્રિયા કરતી વખતે કાયમ રહેતા હોય અને આપણી ઇચ્છાની એટલી બધી સત્તા આપણા ઉપર જામેલી નહિ હોય અથવા તેને રોકવાની શક્તિ આપણને મળી હોય અને તે ઇચ્છા રોકવાથી તથા આપણું તે બદલ નુકસાન થવાથી જે સ્વાર્થ ધાર્યો હોય તે બગડે તો તેની પણ ધાસ્તી આપણને નડતી નહિ હોય અને ન્યાયઅન્યાયનું ખરું ભાન આપણને હોય તો જ આપણે ખોટી અથવા અન્યાયની ક્રિયાથી બચી શકીએ એમ છે. અને જો એવો નિશ્ચય હોય કે આપણી ક્રિયાનો દરેક ક્ષણનો કોઇ સાક્ષી નથી, ક્રિયાનું ફળ આપનાર કોઇ નથી, તેમ કર્મફળ ભોગવવાને જન્મ પણ ધરવાના નથી, અને આ જન્મમાં પણ તે કરેલી ક્રિયાઓનું ફળ જરૂર મળશે એમ નથી જ, તો પછી ગરજવખતે ક્રિયા કરતાં ડરવાપણું રહેતું નથી. માત્ર લોકલાજ હોય છે તો બનતા સુધી કોઇ ન જાણે એમ કરીએ છીએ. પણ ઇચ્છાનું બળ તથા સ્વાર્થબુદ્ધિ રોકવાની શક્તિવિના તથા ન્યાયઅન્યાયની પરીક્ષા ખરી રીતે જાણ્યાવિના અને કોઇ ફળ આપનાર સત્તાના હોવાપણાને માન્યા વિના માણસ કેવળ સારાં અને ન્યાયનાં જ કર્મ કરે એમ માનવું તે સર્વ પ્રકારે સાચું ગણી શકાતું નથી.

આવગેરે અનેક પ્રકારથી વિચાર કરતાં અને સત્પુરુષની સલાહ મળતાં હવે મારા મનમાં એમ થવા લાગ્યું કે પાછળના મારા સઘળા જ વિચારો ઘણું કરીને નકામા અને નઠારાજેવા હતા, અને હવે જે વિચારો થાય છે તથા સમજાય છે તે સારા તથા કામના છે.

જો ! આટલા દિવસ તો આયુષમાંથી વગરકમાણીએ જ ઓછા કર્યા છે. હવે જો કાંઈ સારી કમાણી થાય તો આ આયુષ્યમાં રહેલા દિવસો સફળ ગણાશે. આ સંસારમાં મરવું તો જરૂર છે. મરણ વખતે આ ધન, છોકરાં, ઘર કે તને હું અને મને તું તથા આ સંપાદન કરેલી જમીન વગેરે બધા પદાર્થમાંનો કોઇ પદાર્થ કામમાં આવે એમ નથી. આ હમણાં જે સગાઇ તથા હેતપ્રીત જણાય છે કે દેખાય છે તે સઉ સ્વાર્થની ને ખરી સમજણવિનાની છે, તોપણ સંસારમાં રહ્યાં ત્યાંલગી એ બધા વ્યવહારનો ખપ છે માટે રાખવા જોઇએ. પણ મનમાંથી બધું સમજીને ખરા પરમેશ્વરને જાણવા જોઇએ એ સઉનો ધર્મ છે.

**વનિતા**—પણ અમારે બૈરાંએ તો પોતાના ધણીને જ પરમેશ્વરજેવા જાણવા, એવું કથાપુરાણમાં કહ્યું છે તે વાત સાચી કે જૂઠી? તમે કહ્યું તેમ જો ખરા સગા સઉએ એક પરમેશ્વરને જ જાણવા ત્યારે અમારી બૈરાંની જાતે શું પોતાના ધણીને ખરા સગા ના જાણવા?

**વિકુંઠ૦**—ના ના એ વાતનો ખુલાસો તો પ્રથમ જ મેં સમજી લીધો છે. છોકરાંએ માબાપમાં, સ્ત્રીએ પોતાના પતિમાં અને શિષ્યે પોતાના સદ્‌ગુરુમાં ઈશ્વરનો ભાવ રાખીને સાચી પ્રીતિથી તેમની સેવા કરવી તથા તેમની આજ્ઞા પાળવી. એથી જ તેમના ઉપર ઈશ્વરની કૃપા થાય છે અને તેમનું કલ્યાણ પણ થાય છે. તેથી તારો એ પ્રશ્ન બાકી રહે એમ નથી.

**વનિતા**—ત્યારે હવે ટુંકામાં એટલું મને કહોને કે સારુંનઠારૂં જગતમાં શું અને આ તમારા વિચાર કયા સારા પુરુષથી ફર્યા?

**વિકુંo**—સારું તો એ જ કે આ સંસારમાં આપણો દેશાચાર તથા કુલાચાર પાળવો, ન્યાયથી ચાલવું, સદ્‌ગુણને સેવવા, અને પરમેશ્વર આપણાં સઘળાં કર્મને જાણે છે તથા તેનું ફળ જરૂર આપે છે એવો દૃઢ નિશ્ચય રાખવો; સઉનું ભલું ઇચ્છવું, કલેશને ત્યજવો, આપણા અંતઃકરણમાં દોષો છે તેને ટાળવાઅર્થે પરમેશ્વરની ઉપાસના કરવી તથા ધર્મકર્મ ખરી નિષ્ઠાથી કરવાં. અને નઠારૂં તો એ જ કે આ સઘળાં સારાં કામ ન કરવાં, અને આ લોકમાં જેવડે આપણી અપકીર્ત્તિ થાય એવાં કામ કરવાં.

હવે કોની સંગતિથી મારા વિચાર ફર્યા એમ તું પૂછે છે, પણ તું કાંઇ તેમને ઓળખી નથી, એટલે નામ દીધાથી પણ શું? કાંઇ જ નહિ. તેમ છતાં તારા મનમાં તું કહેતી'તી તેમ વહેમ ન રહે માટે કહું છું કે આ તાપીકિનારે હવા ખાવા હું એક દિવસ સાંજના બેઠો હતો ત્યાં પાસે એક મનોહરભટ નામના બ્રાહ્મણ છે તે બેઠા હતા, તેમની પાસે બીજા લોકો બેઠા હતા, તે કંઇ કંઇ બાબતવિષે પ્રશ્ન પૂછતા હતા તે પેલા ભટ્ટજી તેમનું સમાધાન કરતા હતા. પછી તે બધું સાંભળવાથી તે ઘણું સારું લાગ્યું ત્યારે પાછો બીજે દિવસે પણ સાંજના ત્યાં ગયો, અને તે દહાડે તો મેં પણ ઘણા પ્રશ્નો પૂછીને સમાધાન લીધું. એમની સમાધાન કરવાની રીત એવી હતી કે આપણું મન તરત જ માની જાય. આમ થયા પછી આજ ચાર દિવસથી રોજ ત્યાં જાઉં છું. કાલે તો મેં એમના ઘરવિષે ઠામઠેકાણાની ચોકશી કરી લીધી છે. કહે છે કે એમને ઘેર પણ રાત્રે કથા

થાય છે ને ઘણા લોકો આવે છે. આજ રાત્રે મારે જવાનો વિચાર છે.

**વનિતા**—અમારે બૈરાંએ તો એકદમ કોઇને ઘેર જવું ઘટે નહિ, એટલે એવું સાંભળવાનું કયાંથી મળે? પણ હવે તમે જે સાંભળો તે મને આવીને સંભળાવજો. કેમ એમ કરશો કેની?

**વૈકુંઠ૦**—હા હા, એમાં શું? રોજ તને કહીશ; અને આજે હું જોઇશ. જો તારે આવવાસરખું હશે તો તને પણ તેડી જઇશ. એ વાતની કંઈ કાળજી કરીશ નહિ. લે હવે આ વાતો કરતાં ઘણો વખત ગયો છે ને હવે મારે બીજું ઘણું કામ કરવાનું છે. તેથી તું હમણાં તારે કામે લાગ. (પછી બંને જણાં પોતપોતાને કામે વળગેછે.)

(**ચંચળા** જમીને પોતાના કામકાજથી પરવારીને સમય થાયછે ત્યારે **ભાગીરથી**ને બોલાવીને **વિજયા**પાસે જાય છે. ત્યારપછી વારાફરતી બીજાં બધાં પણ આવે છે.)

**ચંચળા**—હેં **વિજયાલક્ષ્મિ** બહેન! હવે આજે શી કથા કરશો? આપણી બચારી **ગિરજા**ની કથા તો પૂરી થઈ છે. પણ હવે કંઈ પાછી એવી કથા કાઢજો કે તેમાંથી અમારું બધાંનું કામ થઈ જાય. લાંબી હોય કે ટુંકી તેની કાંઈ ચિંતા નથી.

**વિજયા**—**ચંચળા** બહેન! તમે તો મોટા નાણાંના ભંડોળવાળાં છો એટલે બધાંને તમારાં જેવાં જાણો છો, પણ જુઓ આ વાર્તા તો મેં જેમતેમ કરીને પૂર્ણ કરી, પણ હવે બીજી વળી કયાંથી કાઢું? મને કાંઈ એટલું બધું આવડે છે? હવે ગમે તો એમ કરો કે એક એક વાર્તા બધાં કહે. વળી મારો વારો આવશે ત્યારે હું કાંઈ કહીશ.

**ચંચળા**—એમ બોલો છો તો ભલે, પણ એથી કંઈ તમને નાનમ આવવાની નથી. જાણનાર બધાં જાણે છે. માટે આડીઅવળી કુથલી કરાવશો નહિ. અને છતા ધને મારા જેવાં કદરી તમે થશો નહિ. અમને આવડે તો પછી અમે તમને આવડી મહેનત શું કરવા રોજ આપીએ? કેમ **ભાગીરથી** બહેન? ખરું કે ખોટું?

**ભાગીરથી**—ખરું છે. બીજાં તો બધાંએ બરાબર તમારી કથાને સાંભળવાલાયક જ નથી તો તમારા આગળ કહેવા લાયક તો હોય જ કયાંથી? અને તેમ છતાં આ બચારાં **પાર્વતી**બહેન વૃદ્ધ છે; તે આપણા બધાં તરફથી વખતે કાંઈ કાંઈ વાત કરેછે. માટે વારામાં તો અમે કોઈ ગણાવાજેવાં નથી. એ તો જેનાં કામ તે તે જ કરે.

**ચંચળા**—હા, હા, લો કાકીજી! અમારા બધાંની વતીનો એક વાતનો ચુટકો તમે કહી દો એટલે પછી **વિજયાલક્ષ્મી**નો વારો આવે.

**પારવતી૦**—લો અલીઓ ! તમે બધી મળીને જ્યારે ત્યારે મને હોળિનું નાળીયેર શું કરો છો ? આવડાં મોટાં થયાં છો, તે તમને કોઇને એક વાત આવડતી નથી ?

**ચંચળા**—ના ના કાકીજી ! મારા સમ. તમે એક નાનો સરખો પણ ચુટકો કહો. અમે તો બધાં તમારા આગળ છોકરાં છીએ.

**પારવતી૦**—તમે બધાં શું ધાન ખાતાં નથી ? ખાઓછો, પીઓ છો ને એક વાત કરતાં શું જોર આવે છે જે ?

**ચંચળા**—ખરું પૂછો તો કાકીજી ! અમને તો ખાધાનુંએ પુરૂં ભાન હોતું નથી. ખાઇ ખાઇને માંદા પડીએ છીએ.

**વિજળી**—ઘણાએ માણસો ખાધામાં ન સમજે ને પછી મોરચી થાય છે ને પેટ ચઢે ને મરે છે. તે સમજતાં હોય તો કોઈ મરે ?

**પ્રાણકોર**—અરે બહેન ! આપણને તો કશીએ વાતની સમજણ નથી. ભગવાન્ જેવી બુદ્ધિ આપે છે તેવું ચાલીએ છીએ. મોરચી થાય ત્યારે આ આદુ, લસણ, ડુંગળી, ફુદીનો ને નાગરવેલનાં પાન એ બધાને કચરીને તેનો પંચરસ કાઢીને મહીં સિંધવ નાંખીને પાઇએ છીએ. ને આફરો ના ચઢયો હોય તો આ ધાણા, વરીયાળી સવાને વાટીને મહીં પંચરસ પણ મેળવીને સિંધવ કે મીઠું નાંખીને પાઇએ છીએ. પણ ભગવાન્ મટાડે છે તો મટે છે.

**ચંચળા**—અરે ! ઓસડ તો ઘણાંએ જેને જે સૂજે છે તે કરે છે; પણ તેમાંએ આપણી શી બુદ્ધિ પહોંચે ?

**ભાગીરથી**—લો આ વાતો કરતાં કારણવિના કયાંના કયાં ઉતરી પડ્યાં ! આ આપણો સ્ત્રીજાતિનો સ્વભાવ જાણવો. આપણે **પાર્વતી** બહેનપાસે વાત કરાવવાનું કામ હતું તેમાંથી ખાવાનું ને તેમાંથી આફરો ને તેમાંથી ઓસડ, ને એમ કરતાં ચાલ્યાં ! પેલી કહેવત કહે છે કે 'કાપડના બજારમાં લાકડાની ભાળ કાઢવી' એવું થયું. માટે **ચં**ચળ બહેન ! હવે પાછાં મુકામે આવીને ચાલો.

**ચંચળ**—કહો કાકીજી હવે. આ તો મારી ભૂલથી બધાંનો વખત નકામો ગયો. બોલો 'જય જય **શ્રીસદ્**ગુરુદેવ'. (સઉ બોલે છે.)

**પારવતી૦**—અલી **ચં**ચળ વહુ ! તું તો ખાઇ પીને મારી પાછળ મંડી છે. પણ હું તે રાંડ રોજની રોજ તે શેની વાત કહું? કાંઈ માલવના ટુચકા આવડતા હોય તો તમારે શા કામના, કહો વારુ ?

**ચંચળા**—હવે તો માલવાળો કે નમાલો પણ એક ચુટકો બોલો એટલે પછી વિજીયાલક્ષ્મી બહેન ચાલતું કરે.

**પારવતી૦**—લો બાઈ ! તમે બધાં મળીને કહો છો ત્યારે આ

મોરચીનેઆફરાની વાત નીકળી ત્યારે તે ઉપર જ એક દાખલો કહું છું.

કોઇ એક ગામમાં ગામને છેડે એક બાજુએ મહાદેવનું દેરૂં હતું ને તેના સામે એક હનમાનજીનું મંદિર હતું. ત્યાં આસો મહિનામાં કોઇ બાવો ફરતો ફરતો પૂરવભણીનો આવ્યો. તે પેલા હનમાનજીના ઓટલા-ઉપર મુકામ નાંખીને પડયો. રોજ ગામમાંથી કોઈ ખાવાનું આપી આવે તો ખાય, નહિ તો આવીને ગામમાંથી માગી જતો. પણ એ બાવો કેવો હતો કે જાણે કોઈ ભુખે મરતો ખાધાની લાલચે બાવો થાય એવો હતો. પેલા કહે છે કે 'હાથભર રોટી ને વેંતભર દાલ' તેવો ખાનારો પણ બહુ જબરો હતો. ચાર શેર. પાંચ્છેર ભાર એક વાર ખાતો. એ બાવો તો આસો મહિનો આખો એ ગામમાં ખાવાનું મળ્યું એટલે પડી રહ્યો. ભાગજોગે દીવાળીના દા'ડા આવ્યા એટલે કાળી ચૌદશને દા'ડે ગામના લોકોએ વડાં પૂરી કરેલાં, તે બધાં હનમાનજીને ગજા-પરમાણે બે કે પાંચ વડાં ચઢાવી આવેલાં ને કોઈ તો બે કે પાંચ પૂરી પણ ચઢાવી આવ્યાં. પેલા બાવાએ તો જાણે બાપજનમમાં દીઠું નહિ હોય તેમ પેલા હનમાનજીઆગળ વડાં ને પૂરી આવતાં જાય ને ખાતો જાય. એમ કરતાં સાંજસુધીમાં કેટલાંએ વડાંપૂરી ખાઈ ગ-યો તેનું કંઇ માપું રહ્યું નહિ. ખુબ ધરાઇને ખાધાં. એમ કરતાં રાત પડી. પછી અડધી રાત ગઇ એટલે બાવાના પેટમાં દુઃખવા માંડયું. ને પછી તો પેટ પણ ચઢવા માંડ્યું. બાવો તો બચારો ખુબ ગભ-રાયો ને બૂમેબૂમ પાડે. પણ ગામનો છેડો એટલે ત્યાં એની બૂમોને કોણ સાંભળે એનો બાપ ? વળી એ કંઇ એવડો ભક્તિભાવવાળો નો'તો કે હનમાનજી કે મહાદેવજી પણ એની વા'રે ધાય ! પેલો બાવો તો આળોટતો જાય, ઉઠે બેસે ને 'ઓ માઇ'ને 'ઓ બાબુ' બૂમો પાડયા કરે. એમ કરતાં પો'ર વાર થઇ એટલે રાતના છેલ્લા પો'રમાં કોઇએ બાવાની બૂમ સાંભળી. પછી તો એક જાગ્યું, બે જાગ્યા, એમ વારા ફરતી લોક ભેગાં થયાં. ધીમેધીમે ગામમાં એકબીજાને ખબર થ-વા માંડી કે ગામભાગોળે હનમાનઆગળ બાવો માંદો થયો છે, તેનું પેટ ચઢયું છે ને ચૂંક નાંખે છે ને ટવળે છે. બૈરાંની જાતને દયા પણ ખરી ને તેવું હોય તેને તમાસો જોવાની પણ લાલ્ય ખરી, તે વારાફરતી ઉઠીને જવા મંડયાં. જે આવે તે પૂછે કે 'બાવા ! કાલે એવું શું ખાધુ'તું જે પેટ ચઢયું' ? બાવો બોલે કે 'માઈ ઓર તો કુચ નહિ ખાયા, તેરે ઘર કા દો વડે ખાયેથે'. પેલી બચારી પૂછનારી ઝંખવાણી પડે કે હાય હાય! મારા ઘરનાં બે વડાં ખાધાં કહે છે તે રખેને મરી જશે તો લોકમાં મને કાળી ટીલી આવશે, તે સાંભળીને

રસ્તે પડે. એમ જે બૈરી આવે ને પૂછે કે 'બાવા ! કાલે એવું શું ખાધુંતું'. ત્યારે તેને બાવો એક જ જવાબ આપે કે 'માઇ તેરે ઘરકે દો વડે'. એવું ને એવું કોઈ પચીસ ત્રિસ બૈરીઓ પૂછી ગઇ ને બાવાએ બધાંને એમ જ કહ્યું કે 'માઇ તેરે ઘરકે દો વડે' ત્યારે મારા જેવી બચારી એક ભોળી બાયડી જે પેહેલેથી આવેલી તે છેવટલગી તમાસો જોતી ઉભેલી, તે આકળા સ્વભાવની તે તેનાથી બોલ્યાપાકી ના રહેવાયું, તે બીજાં બધાં ઉભેલાંના દેખતાં બોલી ઉઠી કે 'તારું સત્યાનાસ જાય રે બાવા, આ પચીસ તીસ બૈરીઓને કહેછે કે 'માઈ તેરે ઘરકે દો વડે', ત્યારે રઝ્યાં પચાસસાઠ વડાં થયાં ને પૂરીએ પણ પચાસેક તો થઈ હશે ! એટલું બધું ખાધું હશે તો પછી પેટમાં દુઃખે ને પેટ ચઢે એમાં તે કંઈ નવાઈ ! તારે તે ઘર પારકાં હતાં, કાંઈ પેટ તો પારકું નહોતું'! બહેન ! ખરું પૂછો તો લોકને તો એક દુઃખ ને બીજું હસવું. પછી લોક ભેગાં થઇને કોઈ કંઈ લાવ્યું, કોઇ કંઇ લાવ્યું, એમ કરીને પંચરસ કરીને મહીં ખૂબ સિંધવસંચળ નાંખીને પાયું. ને તે વના બીજાં ઘણાંએ ઓસડો ફકાડયાં. કાંઇ અજમો, ધૂળધમાસ. એમ ફાકતાં ફાકતાં જ્યારે વા'ણું વાવા આવ્યું, ત્યારે બાવાને લગાર સુખ થવા માંડયું. પછી તો ધીરે ધીરે ચું કે મટી ને પેટનો આફરો પણ મટયો. ત્યારે બાવાના જીવમાં જીવ આવ્યો. સઉ લોકો પોતપોતાને ઘેર વેરાયા. પણ તે દહાડાથી પેલા બાવાને બધાંએ 'માઈ તેરે ઘરકે દો વડે' એમ કહીને હસતાં ને છોકરાંઓ પણ ચીડવતાં. પછી થોડે દા'ડે બાવો ત્યાંથી બીજે ગામ ગયો. લો **ચંચળ** વહુ ! થયું હવે. બોલો આ વાત મારી પાસે કહેવડાવીને શો ફાયદો કાઢયો ?

**ચંચળ**—(જય બોલીને) ફાયદો કેમ નહિ ? જોઇ વિચારીને ખાવું. નહિ તો એ બાવાની વલે થાય એટલી સમજણ આવે કેની ? પણ હેં **ભા**ગીરથી ! આ બાવા થાય છે ને ઘરબાર ત્યજે છે તોએ પણ એમના જીભના ચટકા ને વાઢીઆ તો મટતા નથી; ત્યારે એ તે કેવા બાવા ?

**ભાગીરથી**—જુઓ ચંચળ બહેન ! એ તો ખાવાના બાવા. ભૂખે મરતા આળસુ હોય, પૂરું ભણ્યા ગણ્યા ના હોય ને બધું જોઇએ તો ખરું. ત્યારે બાવા બનીને બેસે. 'વાટયું ઓસડ ને મુંડયો ત્યાગી' તેની ન્યાતજાત પણ સમજાય નહિ ને બીજાં ગામોમાં ફરે. પોતાનો દેશ છેટે હોય એટલે મૂરખ લોકમાં બધું તેને મળે ને વળી પૂજાય. પણ સમજણા માણસો તો એવાં કાબ્યાં મુઝ્યાંનો ભરોસો રાખે જ નહિ.

**ચંચળા**—કાટ્યા એટલે શું હશે?

**ભાગીરથી**—આ બ્રાહ્મણના છોકરાને જે જનોઇ આપનાર ગુરુ હોય છે તે લગાર શિખા કાપે છે ને પછી હજામ મુંડી નાંખે છે, તેમ એમના ગુરુ પહેલી ચોટી કાપે તે કાટ્યા ને પછી હજામ મુંડે તે મુંડ્યા. એવો કાટ્યા મુંડ્યાનો અર્થ આપણે તો સમજવો સમજ્યાં કેની?

**વિજયા**—ચંચળ બહેન! તમે નથી જાણતાં? આપણામાં પેલા કહેવત ચાલે છે કે 'ટોપી પે'રવામાં ત્રણ ગુણ, નહિ વેરો ને નહિ વેઠ; બાવા બાવા સઉ કહે, ને સુખે ભરે પેટ'. આથી ઘણા બાવા ત્યાગી થઇને ઘેર ઘેર ફરવાના, તે ખરું જોતાં તો દુઃખના માર્યા જ નીકળેલા. મહીં ખરો ત્યાગી તો કોઇ ભાગ્યે નીકળતો હશે.

**ભાગીરથી**—લો ચંચળ બહેન! હવે જય જય બોલો. આ આડી વાતોનો કાંઈ પાર આવવાનો નથી.

**ચંચળા**—(જય જય બોલે છે બધાં બોલે છે પછી) હવે વિજયાલક્ષ્મિબહેન! બોલો. આંખમીચ્યે કાંઈ મોત પાછું જતું નથી તેમ અમે હવે કંઈ છૂટવાનાં નથી. માટે જે તે હવે બોલો.

**વિજયા**—ભલે સઉની ઇચ્છા છે તો જેવું આવડે એવું કહું છું. (જય બોલીને પદ ગાય છે.)

**પદ. ગરબા**

સજની આ ભવમાં તો સમજી ચાલવું,
કાં જે આ છે દુઃખદરિયો **સંસાર** જો:
વણસમજ્યે વહેતા તે ભવમાં બૂડતાં,
મંદમતિ તે કેમે ન પામે પાર જો; સજની૦ ૧
ઘરનાં કામ કરંતાં **પ્રભુ** ન વિસારીએ,
કાં જે **પ્રભુ**નું ઘડી ઘડી પડતું કામ જો:
રાત્રદિવસમાં નવરા પડી જવ બેશીએ,
તવ પ્રભુપદ મન જોડી લઇએ વિરામ જો; સજની૦ ૨
આ મનથી જીવને મરવું તરવું સદા,
માટે મન વશ કરવા ધરવું ચિત્ત જો:
અંતે અનુકૂળ મન તો પ્રભુને મેળવે,
કામ ન આવે જવ આ સુત જન કે વિત્ત જો: સજની૦ ૩
પતિવ્રતને પાળીને ધર્મે ચાલવું,
**પ્ર**ભુસમ પતિ ગણી કરવું મન ત્યાં કેદ જો:
અવર વિષયને વિચારે વહેતું રોકવું,
**આજ્ઞા એ જ કરે છે વૃદ્ધશાસ્ત્રવેદ જો:** સજની૦ ૪

આ જગમાં નવ મોહવડે દુઃખ માનવું,
કાં જે પદાર્થો સઘળા આવે જાય જો;
મારું મારું કરી મમતા ન વધારીએ,
હું મમભાવ વધ્યે દુઃખ વધતું થાય જો; સજની૦ ૫
પણ વ્યવહારે જયાંલગી છઈએ જીવતાં,
ત્યાંલગી નવ અસાવધ રહીએ કયાંય જો;
અસાવધપણું જયાં ત્યાં દુઃખને લાવતું,
માટે સાવધપણું ધરવું મનમાંહ્ય જો; સજની૦ ૬
ઘટતા સઉ વ્યવહારો કરવા ધૈર્યથી,
પણ મનમાંથી રહેવું સદા નિર્લેપ જો;
કાં જે ક્લેશ ને દોષ દહી સુખ માણવા,
આ ભવમાં આ જીવ કરે છે ખેપ જો; સજની૦ ૭
ટુંકામાં સમજે તે તો આ જાણજો,
જગબાજી છે મિથ્યા સત્ય જગદીશ જો;
તાપ ત્રિવિધ આ જગમાં જીવને બાળતા,
વિજયા પ્રભુપદ તે ટળવા ધરી શિશ જો; સજની૦ ૮

**ભાગીરથ.**—જય જય **શ્રીસદ્‌ગુરુ** દેવ. (સર્વ બોલે છે.)

**વિજયા**—હવે મને **પરમે**શ્વર જેવી મતિ આપે છે તેવું આ રંભુ છું. માટે તમે સર્વ તેમાંથી સાર કાઢી સુખી થજો. સઉના સંસ્કારથી ઈશ્વિર મને બુદ્ધિમાં પ્રકાશ આપે અને કલ્યાણકારી વચનો મારા મુખમાંથી નીકળે એ જ હું તો ઈશ્વિરપાસે માગું છું. (એમ બોલી ઇષ્ટસ્મરણ કરીને કહેછે.)

આ **શ્રીસૂ**ર્યદેહા એટલે **તા**પી નદીના અતિ પવિત્ર તટઉપર એક **શ્રીશૃ**ંગારપુરી નામની મહા સુંદર નગરી હતી. એ **શ્રીસૂર્ય**દેહા પોતામાં શુદ્ધ ભાવથી સ્નાન કરનારનાં, દર્શન કરનારનાં. તથા સ્મરણ કરનારનાં અંતઃકરણની તીવ્રતર, તીવ્રતમ, તથા તીવ્ર વેગથી ક્રમવડે શુદ્ધિ કરવામાં સમર્થ છે. જીવોને પાપથી મુક્ત કરવામાં સર્વ તીર્થોકરતાં શ્રેષ્ઠ છે. કોઈ પણ મનુષ્ય પુણ્યનાં ફલની પ્રાપ્તિનો સમય પ્રાપ્ત થયા વિના **શ્રીસૂર્ય**દેહાના સ્નાન, દર્શન કે સ્મરણમાં પ્રવૃત્ત થઈ શકતું નથી. ઉગ્ર પુરુષપ્રયત્નને ધારણ કરનાર, ગુરુઈશ્વિરનાં સાહાય્યવાળો કોઈ મનુષ્ય, પૂર્વ પુણ્યના ઉદયવિના પણ શુભ ફળ આપનાર એ **શ્રીસૂર્ય**દેહાના તટને પામે છે. ઘણાં પાપાચરણી પાપનાં ફળથી પણ, પાપની વેગવડે ઉત્પત્તિ કરી લેવાઅર્થે એ સ્થળમાં એટલે **તા**પીના તટમાં ભાવવિના કેવળ જડબુદ્ધિથી જ આવી પ્રાપ્ત

થાય છે અને દુષ્ટ કૃત્ય કરે છે. એવું શાસ્ત્રવચન છે કે જે પાપ ઘરમાં થયું હોય છે તે તીર્થમાં મૂકાય છે પણ તીર્થમાં કરેલું પાપ તો વજ્રલેપજેવું થઇને ચોંટે છે. આમ હોવાથી પુણ્ય તથા પાપની વૃદ્ધિ કરનારાં સર્વ મનુષ્યો એ તટમાં નિવાસ કરે છે. એવા એ **શ્રીસૂર્યદેહાના** તટપર આવેલી **શૃંગારપુરી** પોતાના નામપ્રમાણે આ **ભરતભૂમિને** શોભાવનાર અલંકારરૂપ જ હતી. મોટા વિસ્તારમાં વસેલી, સુંદર કોટ, કિલ્લા તથા ભવનોવાળી હતી તેમ જ વિશાલ તથા કૂર્મની પીઠજેવા બે બાજુ જળ વહી જવાના ઢાળવાળા રાજમાર્ગથી ઘણી શોભિતી હતી. ભાતભાતનાં શોભિતાં સ્થાનોવડે પ્રવાસિઓને મોહ પમાડે એવી હતી. માત્ર જડ પદાર્થોથી જ એ નગરી શોભાવાળી હતી એમ ન હતું પણ સ્ત્રીપુરુષ, પશુપક્ષીઆદિ પ્રાણિઓ પણ એ નગરીમાં ઘણાં સુંદર હતાં. એ સ્થળનાં સ્ત્રીપુરુષો માત્ર શરીરથી જ સુંદર દેખાવવાળાં હતાં એમ ન હતું પણ તેઓ અંતઃકરણથી પણ મહા સુંદર હતાં. સદ્‌ગુણથી શોભતાં અંતઃકરણો જ સુંદરતા—વાળાં ગણાય છે.

એ **શૃંગારપુરીમાં** બ્રાહ્મણો સઘળા વેદાદિ વિદ્યામાં નિપુણ હતા તથા તે બ્રાહ્મણોની સ્ત્રિયો પણ સર્વ શાસ્ત્રના તાત્પર્યને શ્રવણદ્વારા જાણનારી છતાં કાંઇક ભણેલી પણ હતી. વ્યવહારમાં ઘણી ચતુર અને સ્ત્રિયોયે જાણવાયોગ્ય સઘળી કળાઓમાં કુશળ હતી. જેવી તેઓ વિદ્યાકળા તથા સુરૂપથી યુક્ત હતી તેવી જ પતિવ્રત પાળવામાં સુદૃઢ હતી. સદા દુરાચરણથી દૂર રહીને સદ્‌ગુણમાત્રને સેવનારી હતી. જેમ કોઇ સંપૂર્ણ વિદ્યાકળા વગેરેમાં કુશળ પ્રધાન રાજ્યની શોભાસંપત્તિને પ્રતિદિવસ વધારતો રહે છે તેમ આ સુસ્વભાવવાળી સ્ત્રિયો પણ પોતપોતાના આશ્રમની શોભા તથા સંપત્તિને નિરંતર વધારતી હતી, અને પુરુષોને જે જે કાર્યવ્યવહારમાં તેમણે સંતોષ આપવો ઘટે તે તે સર્વ વ્યવહારમાં પોતાના ધર્મને રુડે પ્રકારે જાણનારી તે સ્ત્રિયો પોતપોતાના પતિને સદા સંતોષ પમાડતી.

બ્રાહ્મણો સઘળા વિદ્વાન્ છતાં પણ સ્વધર્મનું પાલન આગ્રહથી કરનારા હતા. નિરંતર પોતપોતાનાં ધર્મકર્મને તથા અન્ય વ્યવહારકર્મને આલસ્યપ્રમાદાદિ દોષોથી રહિત રહીને કરતા હતા. કેવળ વિષયની જ લાલસામાં તેઓ નિમગ્ન ન હતા પણ એ બ્રાહ્મણો તો રાત્રદિવસ લોકના કલ્યાણના માર્ગની શોધમાં તથા તે તે માર્ગે, લોકોના અધિકારનો વિચાર કરીને તેમને દોરી લઈ જવામાં સાવધાનપણે ઉદ્યોગી રહેતા હતા. તેઓ અન્યાયથી કોઈનું ધન કે કોઈ

પણ પદાર્થ પ્રાપ્ત કરવા ઇચ્છતા ન હતા. તેઓ ગમે તેનું ગમે તે પ્રકારે આવેલું ધન એકઠું કરી પોતાને ધનવાન્ કહેવડાવવાની ઇચ્છાવાળા ન હતા તેમ જ તેઓ ધનાદિ પદાર્થના અધિક સંચયથી જ પોતાનું ધન મેળવવું સાર્થક ગણતા ન હતા. પણ મેળવેલા ધનથી પોતાને હાથે રુડી રીતે સત્કર્મ કરાય તો જ એ ધન મેળવ્યું સાર્થક હોય છે એમ તેઓ જાણતા હતા. અને તેથી જ તેઓ વધારે મળેલા ધનવડે નિરંતર ધર્મકર્મ તથા સામાન્ય પરોપકારનાં કર્મ કરતા. તે બ્રાહ્મણો સત્ય, પ્રિય તથા હિતકર વચનોને બોલનારા હતા. શ્રીમાન્ કે સત્તાવાન્ની સ્પૃહા, આશાના ત્યાગવાળા તે બ્રાહ્મણો રાખતા ન હતા, તેથી સંમાનવડે સર્વ તેમને પૂજ્ય ગણતા હતા. સ્પષ્ટવક્તા તે બ્રાહ્મણો કોઇને પણ ભેદવચનથી ભ્રમમાં નાંખતા ન હતા, અને અધર્માચરણમાં પ્રવેશતા રાજાને તેઓ પોતાના તેજોબળથી ભય પમાડતા હતા. ત્યાં જે રાજા થતા તે પણ નિસ્પૃહી, ધર્મકર્મશીલ, તથા સત્યતપોબલવાળા તે બ્રાહ્મણોની ઉત્કૃષ્ટ આજ્ઞાઓને ઈશ્વરાજ્ઞાતુલ્ય ગણીને પાળતા તથા પોતાની સંપૂર્ણ પ્રજાને યથાન્યાયે સુખ આપતા. વળી તે સ્થળના રાજા પોતાના શૌર્ય, બળ, તથા બળકળને જાણનારી પરાક્રમી સેનાવડે બીજા રાજાઓને ભય પમાડનાર થતા હતા. ત્યાંની ક્ષત્રિયપ્રજા પણ પોતપોતાનાં ધર્મકર્મને યોગ્ય પ્રકારે જાણતી તથા પાળતી તેમ જ પોતાનાં ઉછરતાં બાળકોમાં તેવા જ સુસ્વભાવને આગ્રહથી સ્થાપનાર હતી. વૈશ્ય પ્રજા પણ સ્વધર્મે વર્તનારી તથા છલ અને અસત્યથી રહિતપણે વ્યાપારવ્યવહારને કરનારી હતી. શૂદ્ર તથા અતિશૂદ્ર પણ ત્રણ વર્ણની મર્યાદામાં રહીને પોતાનો નિર્વાહ કરતા હતા. એવિનાના અંત્યજાદિ પણ ઉન્મત્તપણે કાંઇ કરવા સમર્થ થવા પામતા ન હતા.

ઉત્તમ કુળની સ્ત્રિયો વિદ્યાસદ્‌ગુણથી યુક્ત હોવાથી પોતાની પ્રજાને ઉત્તમ પ્રકારે શિક્ષણ આપતી; અને તેથી સમજણમાં આવતાં જ બાળકો કુલાચાર, વર્ણાચાર, આશ્રમાચાર તથા દેશાચારને સમજવાયોગ્ય થતાં. જેથી મોટા વયે તે સહજ સ્વભાવથી જ ઉત્તમ આચરણને સેવતાં હતાં. કુલવંતી સ્ત્રિયો કદાચિત્ દુર્દૈવથી વૈધવ્યને પ્રાપ્ત થતી તો તેઓ પોતાના અવશેષ આયુષ્યને વૈભવહીન અવસ્થામાં વિરાગવૃત્તિને સેવતાં ઇષ્ટોપાસના કરીને જ વ્યતીત કરતી હતી. તે વિધવાઓ પોતાનાં અંતઃકરણમાં દૃઢ નિશ્ચય રાખતી હતી કે આપણા કોઇ પૂર્વના બળવાન્ પાપથી જ આ વૈધવ્ય પ્રાપ્ત થયું છે. પતિવ્રતાના ધર્મથી વિરોધી એવાં અનિષ્ટ કર્મોનાં ફલરૂપ આ

વૈધવ્યને પામવા પછી જો આપણે પુનઃ આ જન્મોમાં પણ તેવાં જ કાંઇ અનિષ્ટાચરણ કરીશું તો હવે પછીના જન્મોમાં પણ એવાં જ દુઃખ વારંવાર ભોગવવાં પડશે. માટે આ જન્મને સાર્થક કરવાસારુ આ શરીરનો તપવડે અથવા ઇષ્ટાચરણ વડે જ અંત આણવો ઘટે છે. આ વગેરે અનેક પ્રકારના સદ્વિચારથી દૃઢ નિશ્ચયવાળી તે વિધવા સ્ત્રિયો એકવાર સ્વાદરહિત અન્ન ખાતી, અને યતિના જેવા ધર્મને પાળતી, પરમેશ્વરમાં જ નિરંતર ચિત્તને સ્થાપી આ લોકનાં વિભવી પદાર્થોને તથા મિથ્યા સુખ જણાવનારી રમતગમતને તો તે અંસજની પેઠે ત્યજતી અર્થાત્ તેમાં કદાચિત્ પણ ચિત્તને નાંખતી ન હતી. એવી તે પુણ્યવંતી કુલીન વિધવાઓ આ લોકમાં પોતાના અમર યશને મૂકી જતી. કોઈ કોઇ પતિવ્રતાઓ તો પોતાના પતિના દેહાંતસમયે પોતાના દેહનો પણ અંત આણતી.

આ વગેરે વર્ણ તથા આશ્રમને પાળનાર સર્વ પ્રજા પોતપોતાના ધર્મપ્રમાણે તે શૃંગારપુરીમાં રહીને વર્તતી હતી, તેથી રાજા પ્રજાને ઘણો કલેશ થતો ન હતો. આ સંસાર દુઃખનો સમુદ્ર જ છે. એટલે સર્વને વ્યવહારમાં દુઃખનાં કારણો તો આવતાં, પણ તે દુઃખથી તે ઉત્તમ અધિકારવાળી પ્રજા વિકળ થતી નહતી, પણ સંત્સંગતિથી સદ્વિચારથી તથા સત્શાસ્ત્રનાં શ્રવણ અને અવલોકનથી દુઃખનાં કારણો તથા તેની નિવૃત્તિના ઉપાયનો વિચાર કરીને તે દુઃખોના નિવારણાર્થે ઘટતા ઉદ્યોગને કરતી હતી. આથી તે પ્રજા વિશેષ કરીને શોકવશ રહેતી ન હતી. તેથી નગરીમાં જ્યાં ત્યાં સદા પ્રસન્નતા પ્રસરેલી જણાતી હતી. એ પ્રજા આ સંસારને આગમ તથા અપાય ધર્મવાળો જાણતી; અર્થાત્ આ મનુષ્યાદિ પ્રાણિઓ તથા ધનાદિ પદાર્થ સદા એક સ્થળે રહેનાર નથી પણ આવે અને જાય એવા છે એમ જાણતી. તેથી તે પદાર્થોમાં વધારે મોહ ધરતી ન હતી. અને તેથી સઘળાં બુદ્ધિવાળાં સ્ત્રીપુરુષો ઘણું ખરૂં સંતોષથી રહેતાં હતાં. આ વગેરે અનેક પ્રકારનાં સારાં લક્ષણથી શોભિતી તે શૃંગારપુરીની પ્રજા તથા તેથી શોભતી તે નગરી આ ભરતભૂમિમાં શૃંગારરૂપ હતી.

એ નગરીમાં એક શ્રીમાન્ શેઠ રહેતો હતો. તે જાતિથી વૈશ્ય હતો. તેનું નામ શ્રીરંગ હતું, અને તેની કુલવતી અર્ધાંગનાનું નામ શ્રીમતી હતું. એ શેઠને ઘેર અગણિત એટલે બાંધેલી સંખ્યાઉપરાંત ધન હતું, તેથી તેના ઘરમાં વૈભવનો કાંઈ પાર ન હતો. એને ચાર પુત્ર તથા એક પુત્રી મળી પાંચ સંતાન હતાં, તેથી તે સ્ત્રીપુરુષ આ લોકમાં પોતાને મોટાં ભાગ્યશાળી સમજતાં હતાં. કા-

રણુ કે ધનવાનને ત્યાં ભાગ્યે જ પુત્રપ્રજા હોય છે એવું તેમના જાણવામાનવામાં હતું. એના ઘરમાં જાણે અલકાપુરીમાંથી ધનાધિપતિ કુબેરને ત્યાંનો સઘળો વૈભવ આવ્યો હોય એવું જોનારને ભાન થતું. નગરીમાં એની કીર્તિ જેમ નક્ષત્રમંડલમાં ચંદ્રની છે અને ગ્રહમંડલમાં સૂર્યની છે એવી હતી. એનાં શોભાવાળાં ભવનો જાણે સુવર્ણના સુમેરુની પેઠે ગગનને ભેદી ગયાં હોય એવાં ઉંચાં તથા સુવર્ણમય દેખાતાં હતાં. એના ચાર પુત્રો જાણે કામદેવનો ચાર રૂપે અવતાર થયો હોય એવા હતા. રૂપગુણમાં એકબીજાને ભૂલી જવાય એવા હતા. એની પુત્રી જાણે સરસ્વતીએ બીજું રૂપ આ ભૂમીપર ધર્યું હોય એવી હતી, અને એના ચાર પુત્રની વધૂઓ તો જાણે ઉત્તમોત્તમ દેવકન્યા કે રતિનો અવતાર એક એક કલાથી ચાર રૂપે થયો હોય એવી હતી. તે અંતર્પટમાં રહેતી તેથી જ્યારે કોઈ સમયે પટમાંથી મુખ બહાર કાઢે ત્યારે જાણે વિજળી ચમકી હોય એવો ભાસ થતો. એક ખંડમાંથી બીજા ખંડમાં જા આવ કરતાં જાણે અભ્રમાં ચપલીના ઝબકારા થઈ છૂપી જાય એવું જાણનારને ભાન થતું. આખી નગરીમાં એના ઘર તથા કુટુંબના સમાન શોભાવૈભવ બીજે સ્થળે ન હતાં. આથી એ શ્રીરંગશેઠ જ નગરીના શેઠની પદવીએ જ્યારે ત્યારે વિરાજતા હતા. એ શેઠ પ્રજાના દુઃખથી દાઝતો, તેથી એ નગરીની સઘળી પ્રજા એ શેઠને પાલક પિતાતુલ્ય ગણતી હતી. એ શ્રીરંગશેઠ એક દિવસ પોતાના પુત્રોને પાસે બેસાડીને એકાંતમાં આ પ્રમાણે કહેવા લાગ્યા.

શ્રીરંગશેઠ કહે છેઃ હે પુત્રો ! તમે વિદ્યાસદ્‌ગુણસંપન્ન છો એટલે તે સંબંધી હવે મારે તમારે માટે કાળજી કરવાની નથી. આ લોકમાં જેના પુત્રો મૂર્ખ તથા દુર્ગુણી હોય છે તે માતાપિતાને તે પુત્રોથી જેમ છાતીઉપર બળતી સગડી મુકી હોય ને તેથી નિરંતર અસહ્ય દાહ થાય છે તેમ હૃદયમાં દાહ થાય છે. એથી તેવા દુષ્ટ પુત્રોને તથા દુષ્ટાચરણવાળી પુત્રીને બળતી સગડીની ઉપમા અપાઈ છે. પણ તમે તો કુળને તારનાર સુપુત્રો છો તેથી તમારા તરફથી મને ઘણો સંતોષ છે.

આજપર્યંત તમે આ જગત્‌માં ધનાદિ પદાર્થો કેમ મેળવાય છે એ વાર્તાને જાણી નથી. માત્ર ધનાદિ પદાર્થોવડે સુખ કેમ મેળવાય છે એ જ વાર્તા જાણી છે. લોકમાં આપણી અસંખ્ય દોલત ગણાય છે એ વાર્તા સાચી છે, પણ ચંચલ સ્વભાવવાળી લક્ષ્મીનો બુદ્ધિમાન્ પુરુષોએ ભરોંસો રાખવો નહિ. આ સ્થળે અસંખ્ય એટલે વ્યવહારમાં ચાલતી સંખ્યાથી અધિક છે એમ જાણવું. અસંખ્ય એટલે અપાર એવું

સમજવું નહિ. ત્યાં લોકવ્યવહારમાં ચાલતી સંખ્યાનું સ્વરૂપ આ છેઃ-

| | |
|---|---|
| એક | ૧ |
| દશ | ૧૦ |
| શત (સો) | ૧૦૦ |
| સહસ્ર(હજાર) | ૧૦૦૦ |
| અયુત(દશ હજાર) | ૧૦,૦૦૦ |
| લક્ષ વા નિયુત(લાખ) | ૧૦૦,૦૦૦ |
| પ્રયુત(દશ લાખ) | ૧,૦૦૦,૦૦૦ |
| અર્બુદ(દશ કરોડ) | ૧૦૦,૦૦૦,૦૦૦ |
| મહાર્બુદ વા પદ્મ(અબ્જ) | ૧,૦૦૦,૦૦૦,૦૦૦ |
| ખર્વ | ૧૦,૦૦૦,૦૦૦,૦૦૦ |
| નિખર્વ | ૧૦૦,૦૦૦,૦૦૦,૦૦૦ |
| મહાપદ્મ | ૧,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦ |
| શંકુ | ૧૦,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦ |
| શંખ વા સમુદ્ર | ૧૦૦,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦ |
| મહાશંખ વા અંત્ય | ૧,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦ |
| હાહા વા મધ્ય | ૧૦,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦ |
| મહા હાહા વા પરાર્ધ | ૧૦૦,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦ |
| ધુન | ૧,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦ |
| મહાધુન | ૧૦,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦.૦૦૦ |
| અક્ષૌહિણી | ૧૦૦,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦ |
| મહાક્ષૌહિણી | ૧,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦ |

આ પ્રકારની વ્યવહારમાં ગણાતી સંખ્યા છે. એ ઉપરાંત ધન આપણે ત્યાં છે એમાં કાંઈ સંદેહ નથી. જ્યોતિષ્માં ગણિતવાળા ગણકોએ આ મહાક્ષૌહિણીથી પણ દશ દશ ગુણ અધિક કરીને ગણવાનો પ્રચાર રાખ્યો છે, પણ વ્યવહારમાં તેનો કાંઈ ઝાઝો ઉપયોગ હોતો નથી આટલાનો પણ વ્યવહારમાં ભાગ્યે જ ઉપયોગ થાય છે.

હે પુત્રો ! આથી પણ અધિક ધન હોય તથાપિ તે કયાં પર્યંત રહેશે એનો વિશ્વાસ નથી. માટે ઉદ્યોગવિના જ તમારા સરખાએ આ કામ કરવાયોગ્ય યુવાવસ્થામાં કાર્યભારરહિત રહેવું ઉચિત નથી. તેમ છતાં તમસરખા પુત્રોને મારા સરખા સર્વ સંપત્તિમાન્ પિતાએ અમુક કાર્ય તમે ધનાદિ પદાર્થપ્રાપ્ત્યર્થે કરો એ કહેવું અત્યંત દુર્ઘટ છે. તેમાં વળી દેશાંતરે પ્રયાણ કરી ધન સંપાદન કરો એમ કહેવું તો કેવળ અસંભવ જ છે. માટે મારી આજ્ઞા એ છે કે હવે આ આપણા ગૃહનો

સઘળો વહીવટ જે આજપર્યંત હું કરૂં છું તે સર્વ હવે તમે સ્વતંત્રતાથી કરવાનો આરંભ કરો તો ઠીક. હવે મારા મનમાં નિવૃત્તિદ્વારા મળતા સુખનો અનુભવ કરવાની વૃત્તિ થાય છે. તમે સર્વ યથાશક્તિ ગૃહવ્યવહારને ગ્રહણ કરો તો તમારા તરફથી મને પૂર્ણ સંતોષ થાય.

આ પ્રકારનાં પોતાનાં પિતાનાં વચન શ્રવણ કરીને તે ચાર પુત્રોમાં સઉથી વડો પુત્ર જેનું નામ **શ્રીસાગર** હતું તે વિનયવડે પોતાના પિતાપ્રતિ આ પ્રકારનાં પ્રિય વચન બોલ્યો.

**શ્રીસાગર** કહે છે હે પિતા ! આપની આજ્ઞા થયા પૂર્વે જ આપની ઈચ્છાપ્રમાણે કાર્ય કરવું એ ઉત્તમ સુપુત્રનો ધર્મ છે. પણ તે અમે રુડી રીતે જાળવી શકયા નથી; એથી અમે અમને પોતાને નાનમ સમજીએ છીએ. પિતાની આજ્ઞા થાય કે તત્કાળ તેને પાલન કરવા ઉદ્યમી થવું એ મધ્યમ પ્રકારના સુપુત્રનો ધર્મ છે. તે પાલન કરવાનો અમારે સમય આવ્યો છે અને તે પ્રમાણે કરવાને અમે અનાદર કરીએ એમ નથી આમ છતાં પણ આપે આજે અમને આજ્ઞા કરી તે પૂર્વે કેટલાક દિવસ થયાં અમારા અંતઃકરણમાં જે જે વિચારો ચાલ્યા છે, તેનું સંક્ષેપમાં સ્વરૂપ આપના સમીપ પ્રકટ કરવા ઇચ્છા છે. જો આજ્ઞા હોય તો અમારા સર્વના તરફથી હું કહી સંભળાવું **શ્રીરંગશેઠ** પોતાના પુત્રનાં આ પ્રકારનાં વિનયવચન શ્રવણ કરીને બોલ્યા હે પુત્ર ! હું પ્રસન્ન છું. તમારા વિચારો જે હોય તે નિઃશંકપણે મારા સમીપ પ્રકટ કરો.

**શ્રીસાગર** પિતાની આજ્ઞા થયાથી કહે છે: આ સંસારમાં જન્મ ધરીને અમે આજપર્યંત આપને ભારરૂપ થયા છીએ. અમે વૈશ્યજાતિમાં જન્મીને વૈશ્યનાં ધર્મકર્મને જાણ્યાં છે, તો પણ તેમાંનો મુખ્ય ધર્મ જે દેશાંતરમાં ભ્રમણ કરીને ઉત્તમ પ્રકારે વ્યાપાર કરવો એ છે તેને હજી અમે અંશતઃ પણ સંભાળ્યો નથી. આ **શૃંગારપુરી**ની મર્યાદા ઉલ્લંઘન કરીને અમે કોઇ દિવસ આગળની પૃથ્વીમાં ચરણ મૂકયો નથી. અમે આ નગરીવિના કોઇ પણ ઉત્તમ, મધ્યમ કે મંદ પ્રકારનાં વસતિસ્થાન દૃષ્ટિએ જોયાં નથી. બીજા સ્થળના લોકોની રીતભાત જોઇજાણી નથી. દેશદેશમાં થતા પદાર્થોનો અમને અનુભવ નથી. વ્યાપારમાં જોઇએ તેવી કુશળતા અમારી છે કે નહિ તેનો અજમાયશ કરવાની તક હજી અમે લીધી નથી. પોતાના મનમાં મનુષ્ય ગમે એટલું સામર્થ્ય ધરાવતું કે માનતું હોય પણ ખરી વેળાઉપર તેનો અનુભવ થયાવિના પોતાના સામર્થ્યનો મિથ્યા વિશ્વાસ રાખવો એ મંદબુદ્ધિજનોનો સ્વભાવ કહેવાયો છે. આ પ્રથમાવસ્થા જેમાં

શરીરબળ પણ પૂર્ણ વેગથી રહે છે તેમાં જ્યારે અમે પ્રવાસમાં ફરીને અમારા પરાક્રમનો પ્રકાશ લોકમાં ન પાડીએ ત્યારે પછી મધ્યમ કે વૃદ્ધાવસ્થામાં શું પાડનાર છીએ? આ શરીરનો એવો સ્વભાવ જ-ણાય છે કે જો કસોટીઉપર ચઢાવીએ છીએ તો એ દૃઢ થતું જાય છે, અને જો એને વ્યાયામવિના રાખીએ તો એ દિનપ્રતિદિન શિથિલ થતાં વ્યાધિગ્રસ્ત થાય છે, અને વીર્યહીન પણ થાય છે. એ જ પ્રમાણે બુદ્ધિ પણ જૂદાં જૂદાં કામમાં ખેડાય છે તો તે સ્વચ્છ રહીને ઉલટી શુદ્ધ બળવાળી થાય છે અને જો તેને વિવિધ વ્યા-પારમાં નથી વાપરતા તો ઘણો કાળ મ્યાનમાં જ પડી રહેલી તરવારની પેઠે કટાઈ જાય છે.

વળી હે પિતા! આ લોકમાં જે પુરુષ પોતાના પુરુષપ્રયત્નથી કે બલપરાક્રમથી પોતાના નામની પ્રસિદ્ધિ કરી ઓળખાય છે તે સ-ર્વોત્તમ બળવાળો ગણાય છે; જે પુરુષ પોતાના પિતાના નામથી જ માત્ર પ્રસિદ્ધ થઇ ઓળખાય છે તે મધ્યમ ગણાય છે; જે પોતાના બંધુ-વર્ગના પ્રસિદ્ધ નામવડે પોતાની પ્રસિદ્ધિને કરે છે વા ઇચ્છે તે અધમ ગણાય છે, અને જે પોતાના શ્વશૂરના નામથી ઓળખાતાં પોતાની પ્રસિદ્ધિ કરે છે વા ઇચ્છે તે અધમાત્ અધમ કહેવાય છે. તો અમે કે જે આપસરખા પિતાના પુત્ર છીએ તે જ્યારે પોતાના પુરુષાર્થથી પ્રસિદ્ધ થઇને પોતાના વડિલવર્ગીને કે કુળને યશસ્વી ન ગણાવીએ તો પછી જગત્માં ઉત્પન્ન થયા તે ન થયાજેવા જ ગણાવા ઘટીએ છીએ. આ વગેરે અનેક વિચારોને કરીને અમે ઘણાં દિવસ થયાં વ્યાપારના કામમાં સારી માહિતી મેળવવાઅર્થે તથા અમારી બુદ્ધિના બળનો અનુભવ કરવાઅર્થે તથા અમારા મનને સુદૃઢ કરવા નિમિત્તે વિદેશમાં વિચરવાથી આજ્ઞાની આપ પાસે યાચના કરવાનો નિશ્ચય કર્યો છે. પરંતુ આપના તથા અમારી માતાના અંતઃકરણમાં કદાચિત્ આ વચનો અપ્રિય લાગશે અને તેથી માતાપિતાને દુઃખ ઉપજાવનાર કુપુ-ત્રની પંક્તિમાં અમારી ગણના થવાનો સંભવ આવશે એ ભયથી અમે આગળ પડી નિવેદન કરી શકતા ન હતા. આજ પ્રસંગ આવવાથી આપની આજ્ઞા માગી આ અમારા વિચાર સ્પષ્ટ કર્યા છે, હવે આ-પની જેમ આજ્ઞા હોય તેમ કરવા અમે આતુર છીએ. અમારા હિતને અમે જાણીએ તેકરતાં પણ આપ રુડે પ્રકારે જાણો છો.

શ્રીરંગશેઠ પોતાના જ્યેષ્ઠ પુત્રનાં આ પ્રકારનાં વચન શ્રવણ કરીને બોલ્યા કે હે પુત્રો! આજની રાત્ર આ સંબંધમાં વિચાર ક-રીને ઘટિત ઉત્તર કાલે તમને આપીશ. માટે નિઃશંકપણે તમે સર્વ

આજે તો આનંદથી પોતપોતાના પ્રાપ્ત વ્યવહારને કરો. એમ બોલી પિતા તથા ચારે પુત્રો પોતપોતાના અંતઃપુરમાં ગયા.

તે રાત્રે **શ્રી**રંગશેઠે પોતાના મનમાં ઘટતો વિચાર કરીને પછી પોતાની સ્ત્રીના વિચાર જાણવા અર્થે તેને પુત્રના વિચારો જણાવ્યા, તથા તે સંબંધમાં તે સ્ત્રીની ઇચ્છા પૂછી લીધી, તથા પોતાના તથા પોતાની **શ્રી**મતી સ્ત્રીના વિચારમાં જે જે વિરોધ આવ્યા તેને તે શેઠે તોડી નાંખીને બંનેના વિચારની અંતે એકતા કરી.

પેલા ચારે પુત્રોએ પણ પોતાની સદ્‌ગુણી સુલક્ષણી સ્ત્રિયોને પોતાના તથા પિતાના વિચારો જણાવ્યા, તથા તેમાં શો નિશ્ચય કરવો તે સ્ત્રિયોને અનુકૂળ લાગે છે તે વિષે તેમના વિચાર જાણી લીધા. તેમાં પરસ્પરના વિચારોમાં જે જે વિરોધો હતા, તે સર્વ સારી યુક્તિથી છેદી કાઢ્યા અને એક વિચાર અનુકૂલ ઠેરવ્યો.

બીજે દિવસે નિવૃત્તિના સમયે **શ્રી**રંગશેઠ તથા **શ્રી**મતી બે જણાંએ બેશીને પોતાના ચારે પુત્રોને બોલાવ્યા, અને પછી આ પ્રકારે પરસ્પરમાં વાર્તા ચાલી. એ સમયે ચારે પુત્રની સ્ત્રિયોને પણ સાસૂએ એટલે **શ્રી**મતીએ બોલાવીને પોતાની પાસે બેસાડી હતી.

**શ્રી**રંગશેઠ કહે છેઃ હે પ્રિય પુત્રો! તમે જાણો છો કે આ જગતમાં માતાપિતાને પુત્રસમાન વહાલી વસ્તુ બીજી કોઈ નથી. તમે ચાર પુત્રો છતાં પણ તમારી માતાને તથા મને ચારમાંથી એકનો પણ વિયોગ સહન કરવો અત્યંત કઠિન છે. આપણે તો ધનવાન્ છીએ પણ જે લોકો કષ્ટે પૂરાં પેટ પણ ભરી શકતાં નથી એવાં દીન દરિદ્રી માબાપોનો પણ પોતાની પ્રજાઉપર એટલો જ પ્રેમ હોય છે. તમને એક રાત્ર પણ ઘર છોડીને વેગળા ગયેલા જાણવાનો અમને આજપર્યંત પ્રસગ આવ્યો નથી, અને કદાચિત્ તેવા થોડા દિવસ વિયોગ થવાનો પ્રસંગ આવે તો તેથી થતા દુઃખને સહન કરવાનું સામર્થ્ય પણ આ અંતઃકરણમાં હોય એમ આ ક્ષણે જણાતું નથી. જેથી બહાર જવાની આજ્ઞા આપવાની અમારા અંતરૂમાં ઇચ્છા થાય એવી આશા તો તમે રાખતા હો તો તે વ્યર્થ જાણવી. વળી આ સકુમાર કુલવધૂઓ જે કુલીન તથા સમર્થ શ્રીમાન્ માતાપિતાની પ્રિય પુત્રીઓ છે, જેમનાં હૃદય અતિ કોમળ છે તથા જેણે અંતઃપુરમાં એક દિવસ પણ એકલાં કાઢયો નથી તેમને પણ તમારા પ્રદેશપ્રયાણના વિચારથી મહા દુઃખનું ભાન થવાનો સંભવ છે. તેમ જ તમે કે જેમણે એક રાત્ર પણ અત્યંત નિકટના સુહૃદ્વર્ગનો વિયોગ સેવ્યો નથી તેઓ પ્રવાસમાં નીકળીને ઘણા દિવસ તે સર્વના વિયોગને સહન કરવા

સમર્થ થશો કે કેમ એ પણ મોટી સંદેહની વાર્તા છે. આ સઘળું છતાં વળી આ શરીરોનો ક્ષણનો પણ ભરોંસો નથી. અને આપણા ઘરનું ધન તો આપણને ઘણો કાળ પોષે એટલું છે તો પછી કેવળ ધનને અર્થે આ પ્રકારે સર્વને દુઃખ થવાના સંભવવાળું કાર્ય જે પ્રદેશપ્રયાણનો નિશ્ચય છે તેને કરવું એ અધિક યોગ્ય ગણાતું નથી. માટે સર્વને સુખોત્પાદક નિશ્ચય તો એ જ છે કે આ આપણાં દિવ્યસરખાં ભવનોમાં નિરંતર રહીને આપણા વ્યાપારાદિ કાર્યમાં યથાશક્તિ શ્રમ કરીને ઉત્તરોત્તર અધિક સંપત્તિ પ્રાપ્ત કરતાં સુખાનુભવ કરવો, અને આખા કુટુંબને શાંતિસુખનો અનુભવ કરાવવો.

આ પ્રકારનાં પોતાનાં પિતાના વચનને શ્રવણ કરીને જ્યેષ્ઠ પુત્ર **શ્રી**સાગર આ પ્રકારનાં સુવચનો બોલ્યો.

**શ્રી**સાગર કહે છેઃ હે પિતા! આપનાં વચન યથાર્થ છે. અને અમારે તે પાલન કરવા યોગ્યછે, તથાપિ મારી અંતરમાંથી પોતાની મેળે ઉઠતી ઇચ્છાને આપને જણાવવા અર્થે જ માત્ર પ્રકટ કરૂં છું. તે ઇચ્છા આ છે. આ સંસારમાં ધન તથા શરીર બંને ક્યાંસુધી રહેનાર છે, એનો વિશ્વાસ નથી. તે માટે જ પુરુષોએ આ જગત્માં જન્મ ધરીને સર્વ પ્રકારનાં મોહથી રહિત થતાં સ્વધર્માચરણ કરવું. એક દિવસ આ સઘળા પદાર્થોનો વિયોગ, સ્ત્રીપુરુષાદિ સંપૂર્ણ પ્રાણિને સેવવાનો સમય સૃષ્ટિનિયમથી અવશ્ય આવનાર છે એ વાર્તા આપના મુખથી જ અમે જાણી છે. અને તેથી જ તે વિયોગના ભયથી પ્રાણિઓએ પોતાનાં હૃદયને કે શરીરને કંપાવવાં ઘટતાં નથી. જેનાં અંતઃકરણ આ પ્રાણિપદાર્થના પ્રેમમાં જ ડુબી ગયાં છે, એવા પ્રાણિઓ આ જગત્માં કાંઈ પણ કરવા યોગ્ય કાર્યને કરવા સમર્થ થતા નથી, એ આપે જ અમને પ્રથમથી સમજાવ્યું છે માટે સુહૃદ્‌ના સ્નેહબંધનમાં જ આ અંતઃકરણને સર્વથા ફસાવી રાખવું, એ ઇતર વિવેકીને પણ ઘટે નહિ તો આપના પુત્રોને વિષે તો તે ઉચિત કેમ જ ગણાય.

જેમાં જન્મતાં, ઉછરતાં, વિદ્યાકલા સંપાદન કરતાં, અવસ્થાંતર કરતાં અને અંતે મરતાં આધિવ્યાધિઆદિ દુઃખોનો જ અનુભવ કરવામાં આવે છે એવા આ સંસારમાં શરીર તથા પદાર્થના મોહમાં જ પડી રહીને કંઈપણ કરવા યોગ્ય કરવું નહિ, એ અવિવેકીઓને જ ઘટિત ગણાયું છે. પણ વિવેકીએ તો આ સંસારમાં આવીને પોતાના પરાક્રમથી પદાર્થો મેળવીને સત્પાત્રોને ઈશ્વરાર્પણ બુદ્ધિથી અર્પવા તથા સંસારના સ્વરૂપને યથાર્થ સમજી તેમાં જે સાર હોય તેને સાધ્ય કરવો; પોતાના સ્વરૂપનો નિશ્ચય કરીને શોકમોહાદિ બંધનો

તોડીને સદા કાળમાટે આ દુઃખરૂપ સંસારથી છૂટવું એ કર્તવ્ય છે. વળી પરમેશ્વર જે સર્વના અવિષય છતાં આ પ્રાણિઓની પરમ પ્રીતિના વિષયરૂપ છે તેમાંજ આ પ્રાણિઓએ સર્વસ્વસહિત શમી જવું એ અંતનું સઉનું કર્મ છે. તે મેળવવું એ આપનો પ્રથમ કરેલો બોધ અમારાં અંતઃકરણમાંથી વિસાગ્યો નથી, અને આપની દયા છે તો હવે પછી પણ વિસરાવાનો નથી. આ વગેરે અનેક પ્રકારના આપે આપેલા વિચારબળથી અમે તો અમારાં અંતઃકરણને વિયોગ સહેવાનો અભ્યાસ સાધવા તથા તેથી થતાં સુખદુઃખનો અનુભવ કરવા, તથા બનતા પ્રયત્નથી સઘળા પ્રકારની આવી પડતી સ્થિતિમાં વિકળતારહિત રહેવાને ઇચ્છાવાળા છીએ. જેથી અમારા તરફની કાળજી કરવા સરખું તો વધારે નથી. તેમ જ આપ કે જે સર્વ વસ્તુના જ્ઞાતા છો તથા અમને ધર્માચરણમાં ધૈર્યબલાદિથી યુક્ત થઈ પ્રવેશેલા જોઇને પરમ સંતોષને માનનાર છો, તથા સંસારના ક્ષણિક સ્વરૂપને જાણવાથી પદાર્થમાત્રમાં નિર્મોહ સમદૃષ્ટિવાળા છો તેમને પણ અમારા પ્રદેશપ્રયાણથી થતા સ્વલ્પ કાળના વિયોગથી દુઃખ થશે, એમ અમને અલ્પમતિને અનુમાન થતું નથી. આપને પિતાધર્મથી દુઃખ થવાનો સંભવ તો છે જ, પણ દુઃખનો જય કરવામાં આપનું સામર્થ્ય ન્યૂન ન હોવાથી અમને તે વિષે અસંતોષ થવાનું કારણ નથી. માત્ર અમારી પરમ દયાળુ માતાને તથા અન્ય કોઇને માટે આપ કહો છો તો તે સ્ત્રિયોના અંતઃકરણનો વિચાર કરતાં યોગ્ય જણાય છે, તો પણ અમારી મતિના પોષક આપવડે જ તેમની મતિ પણ પોષાયલી છે અને વળી આપ વિદ્યમાન છો એટલે હાલ તત્કાળ તો તેમને પણ અમારો થોડાકાળનો વિયોગ સહન કરવા ઘણી ચિંતા નથી. અને આપણી વિદ્યમાન સત્તાતળે અમે પણ અમારા મનને થોડા પ્રવાસથી એકવાર સંતોષ આપીએ તો પછી આગળ ઉપર અમને તેમ જ સર્વને કોઈ પ્રસંગ કઠિન થઇ પડે નહિ એવો અમારો વિચાર છે. આટલું કહેવાથી અમારી ઇચ્છાનું સ્વરૂપ આપને સઘળું સ્પષ્ટ થયું હશે, જેથી વધારે કહેવાની અગત્ય નથી, હવે આપ કે જેમણે અમારી ઇચ્છાઓ પૂર્ણ કરવાનો જ ધર્મ સ્વીકારેલો છે તેમણે જે કાંઇ યોગ્ય જણાય તે પ્રકારે અમને આજ્ઞા આપવી. અને અમારૂં જે અવશેષ રહેલું હિત પૂર્ણ કરવું હોય તે કરવું. જય જય **શ્રીસદ્‌ગુરુ** દેવ. (સર્વ બોલે છે. પછી નિયમપ્રમાણે પદ ગાય છે. )

**પદ. ગરબી. દાણ ચાતુરીની લય.**

શાણી શીખ ગ્રહી જગમાંહ્ય રે, દુ:ખદ આ,—
મોહશોકાદિને ટાળીએ રે,
શાણી સદ્‌ગુણ ધરી ઉરમાંહ્ય રે, સુખદ આ,—
હરિવરપદ નિત્ય ન્યાળીએરે. ટેક.

નવ આળસનો સંગ કરીએ રે, ન પ્રમાદને અંતર્ ધરીએ રે,
કાં જે એથી ન શુભ કદી થાય રે; સુખદ આ, હરિ૦ ૧
આ લોભ ત્યજીને સુખ માણીએ રે, સંતોષને સુરતરુ જાણીએ રે,
એથી શોભતાં, જન ગુણ ગાય રે; સુખદ આ, હરિ૦ ૨
આ નાની ઇચ્છાઓ પરહરીએ રે, મળે તેથી જ સુખ લઇ ઠરીએ રે.
ઝાઝાં વલખાં માર્યે જશ જાય રે; સુખદ આ, હરિ૦ ૩
કાર્ય ઘટતાં વ્યવહારનાં સાધી રે, ધર્મ, અર્થ, કામમાં વાધી રે,
મોક્ષ મેળવવા મન ધાય રે, સુખદ આ, હરિ૦ ૪
સુખ સંસારનાં સર્વ નાણીને રે, વૃત્તિ વળતાં વિષયમાંથી તાણીને રે,
પ્રેમે પૂજવા પ્રભુપતિપાય રે; સુખદ આ, હરિ૦ ૫
ધનધામ મેળવીએ બહેની રે, (પણ) અતિ પ્રીતિ ન ધરીએ તેની રે,
કાં જે તેથી ન જગથી તરાય રે, સુખદ આ, હરિ૦ ૬
આ જગ તો છે માયાનું લ્હારૂં રે, એમાં ત્યજવું છે હું અને મારું રે,
મનહર પ્રભુપદ તો પમાયરે, દુ:ખદ આ, મોહ૦ ૭

**ભાગીરથી**—જયજય શ્રીસદ્‌ગુરુ દેવ. ( સર્વે બોલે છે. )

**ચંચળા**—જુઓ ભાગીરથી બહેન ! આ વિજ્યાલક્ષ્મી કેવાં પાકાં છે ! એમને આવડે છે બધુંએ, પણ આપણને સંભળાવવું પડે તે કેવું 'ના મને તો કંઈ આવડતું નથી' એમ કહેતાં'તાં ને હવે આ કેવી મજાની કથા કાઢી !

**ભાગીરથી**—જુઓ ચંચળ બહેન! જેને કંઈ આવડત છે તે પોતાને મોંઢે કહેતાં નથી કે મને ફલાણું આવડે છે. તેમાં વળી વિજયાલક્ષ્મી તો જાણ છતાં નિરભિમાન છે એટલે એ શેનાં કહે જે મને ફલાણું આવડે છે ? પણ આપણે બધાં કંઈ છેક એવાં ભોળાં નથી કે જાણનાર ને ન જાણનારને ઓળખીએ નહિ !

**ચંચળા**—અરે બહેન ! આપણે તે શું એવું સમજીએ છીએ? ઘણાં સમજણવાળાં પણ માણસની પરીક્ષામાં ભૂલ ખાય છે ને. હવે જુઓ મારામાં કશીએ આવડત છે ? પણ આ મારા ઘરના એદ દા'ડો કહેતા'તા કે તું તો ઉડતાં જનાવર પારખે એવી છે !

**વિજળી**—ખરે ચંચળ બહેન ! તમે તો ઉડતાં જનાવર પાર-

બો એવાં છો પણ આ મારાજેવી બુડથલને તો એટેલાં જનાવર-નીએ ખબર પડતી નથી કે આ તે ખબુતર, હોલો કે તેતર છે ! બુદ્ધિ કંઇ કોઇ કોઇના બાપની છે બહેન ! જેને મળે તેને ખરી.

**ભાગીરથી**—લો ચાલો સર્વ ઉઠો, હવે સમય પણ થઈગયો છે. (ઉઠે છે. બીજાં પણ સર્વ ઉઠે છે.)

(દાસ બે ઘડી દહાડો છતાં દુકાનેથી ઉઠીને ઘેર આવતા હતા એટલામાં માર્ગમાં આડોશણપાડોશણ સ્ત્રિયોની વઢવાડ એક મહોલ્લામાં થતી હતી ત્યાં સાંભળવા ઉભા રહે છે.)

**૧ સ્ત્રી**—બો નમારમુડી ! તારું સત્યાનાશ જાય ને તારો ઉહરપાટો વળે ! તારી આંખમાં શાં રાઇમીઠાં મરચાં પડ્યાં તે તું આમ બડબડતી ને ફળફળતી નીકળી છે !

**૨ સ્ત્રી**—ઉહરપાટો વળે તારા બાપને ઘેર ને સત્યાનાસ જાય તારા ધણીને ઘેર, રાંડ અભાગણી! તારૂં મોં બળે! કોઇને ગાળો દેતાં તારી જીભે કાંટા કેમ નથી ઉગતા ?

**૧ સ્ત્રી**—તો રાંડ વાંઝણી! તારે આગળપાછળ એટલો છે તે તારે ઘેર કોઈ રમનાર નથી, પણ જેને પરમેશ્વરનાં આપ્યાં રમનાર છોકરાં હોય તે આંગણામાં ન રમે કે? ને રમતા છોકરાને મારતાં તને રાંડ શરમ ના આવી ?

**૨ સ્ત્રી**—તે તારા બાપનું આંગણું છે કે ? રાંડ વાંઝણીની સાસુ! એવાં છોકરાં વધારે હોય તો નાંખ ભરતામાં લઇ જઇને ! તેટલા સારુ કંઇ લોકના આંગણામાં ખાડ પડવા દેશે કે ? રડ્યાં આખો દા'ડો ધૂળ ઉડાડે છે તે મારીને ઘરમાં ધૂળધૂળ થઇ જાય છે ! કોઈ રાંડ માથામુંડી વાળવા આવે છે કે? વાળતાં જોર પડે છે ખબર છે ?

**૧ સ્ત્રી**—અરે છોકરાં હશે તો ધૂળ ઉડાડશે ! તારાં જેવી રાંડ નછોરવીને ઘેર ધૂળ કે કાંકરા કોણ ઉડાડનાર છે ! જાને આજનો દિવસ તો જવા દઉં છું પણ હવે પછી જો મારાં છોકરાંને આંગળી અરાડી તો તારો હાથ કલમ કરી નાંખીશ ! તું જાણે છે મને કે એમ જ ?

**૨ સ્ત્રી**—અરે જાણી જાણી મોટી હાથ કલમ કરનારી! (સામી ધસીને) લે આવ જોઇએ ! આ હાથને કલમ કર જોઇએ! તું આગળ તો આવ. જો તારાં લટીયાં ઉખેડી ના નાંખું તો મારું નામ પાંખડી નહિ ! તું શું મને ધમકાવતી'તી ! એમ ડરી જનારી

હું નો'હ્ય ! તે બીજી, ખબર છે કેની ?

**૧ સ્ત્રી**—(પોતાના છોકરાનું પાંગોઠું પકડીને આગળ ધરતાં) લે જોઇએ, તું માર તો ખરી આ છોકરાને, પછી જો ! તારો હાથ કલમ કરું છું કે નહિ ?

**૨ સ્ત્રી**—હવે મારે આંગણે આવીને ખાડા ખોદીને ધૂળ ઉડાડવા દે જોઇએ ! પછી જો ! એનો ટાંટીયો વાઢું છું કે નહિ.

**૧ સ્ત્રી**—અરે ઉઠ મોટી ટાંટીયો વાઢનારી દીઠી નહિ હોય તો ! લાંબુંટુંકું બોલીશ તો તારી જીભ જ ડાંસી કાઢીશ ! તું હજી મને ઓળખતી નથી !

**૨ સ્ત્રી**—અરે જાજા મોટી ઓળખવાવાળી ! તું તો જીભ ડાંસતી રહી જઇશ પણ હું તો તારૂં આ હોળીના ચોડાજેવું લાંબું નાક છે તે આંગળ બે ભરીને કાપી નાંખીશ ! આવ જોઇએ આઘી લગાર જીભ ડાંસવા. પછી તને તમાસો દેખાડું.

**૧ સ્ત્રી**—અરે બાળ તારૂં ખાહડાજેવું મોંઢું ! આ તારૂં રૂપાળું વચ્ચેથી પચકું ફરી ગયેલું ચીબું નાક તો જો ! રાંડ ચીબી ને વળી બુચી છે ને છાક કેટલો છે ! તું તો વાઢતી રહીશ પણ આગળ તો આવ તારૂં નાક કચડી ના નાંખું તો મારૂં નામ **ગો**વલી નહિ, પછી લાવજે તારૂં લશ્કર હોય તે ચઢાવીને.

**૨ સ્ત્રી**–(સામી ધસી આવીને) લે કચડ જોઇએ ! લે કચડ જોઇએ !

( ૧ લી સ્ત્રી તેને ધક્કો મારીને આઘી ખસે છે ને સામસામી બાઝંબાઝા થાય છે. આડોસણપાડોસણ વચમાં પડીને તે બંનેને છુટી પાડીને એકએકના ઘરમાં ઘાલે છે. )

**દાસ**—અરે **ભ**ગવાન્ ! આ સંસારમાં સો ખેલ મચ્યો છે ! (પાસે ઉભેલાને) જુઓ તો ખરા ભાઇઓ ! સાલું આંગણું કોઈની સાથે જનાર નથી ને કોઇ સાથે લાવ્યું નથી. અને આ ધૂલ તો વાયરો આવે તોયે ઉડે છે, ને ઘરમાં આવે છે. એટલાસારૂં પાડાપાડોસમાં આવી લડવાડ કરાય ને છોકરાને મરાય ! પણ આ બધું સાલું અજ્ઞાનનું તોફાન છે. અમે તો કહીએ છીએ કે કલ્યાણ થજો અમારા **ભ**ટજી મા'રાજનું કે અમારા આખા મહોલ્લાનું કલ્યાન કરી નાંખ્યું છે. અમારા મહોલ્લામાં પણ સાલી આવી ને આવી ફજેતી હતી. ( એમ બોલતા ઘરતરફ ચાલે છે ને ઘેર આવે છે. રસ્તાની હકીકત **ચં**ચળાને કહે છે તે સાંભળીને)

**ચંચળા**—જુઓ સંસારમાં લોકને કંઈબીજો ધંધો છે. તેમાં

બૈરાંને શું? ભાયડા કમાઈ લાવે ને બેઠાં ખાય, પછી નવરાં પડે ત્યારે લડે વડે. હવે આપણને પરમેશ્વર એવી લડવાડ કરવાનો કે જોવાનો વારો ના આપે તો સારૂં. લો ચાલો હવે વાળુ કરી લો. ( દાસ વાળુ કરવા ઉઠે છે. વાળુ કરી પરવારીને પછી સમય થાય છે એટલે બન્ને જણા ભટ્ટજીને ત્યાં જાય છે ને બેસે છે.)

**દાસ**—( વિઠ્ઠલજીને આવતા જોઇને ઉભા થઇને ) આવો પધારો વિઠ્ઠલજી ! તમે તો પહેલા આસનના ધણી છો, ભાઈ ભગવાને તમને મોટા કર્યા છે એટલે બીજાની સી મગદુર છે કે તમને મોટા ન ગણે?

**વિઠ્ઠલજી**—(બેસતાં) જુઓ દાસ ! બેસો હવે આ સમય બદલાતો ચાલે છે. તેમાં દહાડે દહાડે બધું ત્રિતાલીયાવાળું થતું જાય છે. તે ભગવાનને જ ભાગ્યે માનશે તો પછી અમને મોટા માનવાની તો વાત જ શી ? ભલા આ તો તમે વિવેકી, સત્પાત્ર, પુણ્યાત્મા છો તે નીતિરીતિ સર્વ જાણો છો કેમ ભટ્ટજી મહારાજ ! હવે શી આજ્ઞા છે ? આવનાર મંડળ તો આવી ચુકયું.

**મનોહર**—જેવી ઇચ્છા. કાલે કયાંપર્યંત થયું છે, ને કયાંથી બાકી છે ?

**વિઠ્ઠલજી**—કાલે તો શ્રીદિવ્યમૂર્તિ મહાપુરુષની કથા સમાપ્ત થઇ છે. હવે આજે તો લક્ષ્મિ માતાએ જે કાંઇ યોગ્ય જાણીને આરંભ્યું હશે તે કહેવાનું છે.

**દાસ**—બોલો સીકુંજબિહારીલાલકી જે. (સઉ બોલે છે, પછી) ભટજી મા'રાજ ! એક દાસની વિનંતિ છે. આ મંડલમાં ઘણાંનાં મનમાં એવી ઇચ્છા છે કે પેલી બચારી સરસ્વતી સાસરે ગઈ છે, તેની સી વલે થઇ હસે ? માટે જો ઘટિત જણાય તો આ ગાલામાં થોડી તેની કથા કહીને પછી પાછી આ લખમી માતાની અધુરી હોય એટલી પુરી કરજો. ચાલુ કથા પુરી થઇ છે એટલે મને લાગે છે કે આ કહેવાની ચિંતા નહિ હોય.

**મનોહર**—(ઈષ્ટસ્મરણ કરીને જય બોલીને ) દાસ ! તમારી અને બીજાં સર્વની એવી જ ઇચ્છા છે તો તેમ કરવાની કાંઈ ચિંતા નથી. આપણે તો જે તે પ્રકારે સદ્બોધ મળે અને સઉનાં મન કલ્યાણના માર્ગમાં જોડાય એમ કરવાનું છે તો તે ફળ તો સરસ્વતીના સાસરે ગયાના સંબંધથી કથા ચલાવીશું તેમાં પણ મળશે; માટે આજથી એમ કરીએ. વળી મધ્યે સંબંધ કયાંહિ પૂર્ણ થશે ત્યારે પાછો એક લક્ષ્મીમાતાનો બોધ પણ કહેવાશે.

**દાસ**—(રાજી થઇને) બોલો સી **નવનીતપીયાજીકી** જે, **હર હર મહાદેવ**, **સદ્‌ગુરુદેવકી** જે.

**મનોહર**—(પુનઃ જય જય વદીને)

ધવળમંગળ ગવાતાં શુભ શકુન જોઇને વિદાય થયેલી શાણી **સરસ્વતી** સુખપૂર્વક માર્ગ કાપતાં સાસરે પહોંચી. **સરસ્વતીનાં** સાસરીયાં પણ સારી સ્થિતિનાં હતાં. તેમને જ્યેષ્ઠ પુત્રવધૂ આ **સરસ્વતી** જ હોવાથી એના આગમનથી તેઓ મોટો ઉત્સવ માનતાં હતાં. **સરસ્વતીના** આવવા અગાઉ ભવનને શૃંગારીને દિવ્યસરખાં કરી રાખ્યાં હતાં. સુંદર નવીન પદાર્થોવડે જ્યેષ્ઠ પુત્રના રહેવાના એકાંત સ્થલને શોભાવ્યું હતું. નગરબહારથી **સરસ્વતીના** આવવાના સમાચાર આવવાથી ઘરમાં સર્વ પ્રસન્ન થયાં હતાં. **સરસ્વતિના** પતિને પણ હૃદયમાં અવર્ણનીય આનંદ થતો હતો. તે રૂડી રીતે જાણતો હતો કે રૂપ, ગુણ તથા વિદ્યાસંપન્ન **સરસ્વતી** પણ એક અમૂલ્ય રત્નરૂપ છે.

**સરસ્વતી** રથમાંથી ઉતરીને પ્રથમ જઇને પોતાનાં સાસૂને ઘણા વિનયથી ભેટ મૂકીને પગે પડી, તથા લગાર છેટેથી સસરાને પણ સવિનય નમન કરીને ચરણસમીપ આણેલી ભેટ મૂકી. પછી વિધિપ્રમાણે ઘરનાં સર્વ જ્યેષ્ઠકનિષ્ઠને યથાઘટિત માન આપીને મળી તથા કોમળ મધુર વાણીથી સર્વને કુશળ પૂછ્યું. પીહેરથી કહાવેલાં વિનયનાં તથા નમનનાં વચનો જેનાં તેને કહ્યાં. પછી **સરસ્વતીની** સદ્‌ગુણી તથા શુદ્ધ સ્નેહવાળી સાસૂએ **સરસ્વતીને** પ્રેમવડે હૃદયસાથે લીધી તથા હાથ પકડીને પ્રસન્ન ચિત્તથી તથા હસિત વદનથી વાતો કરતાં તેનાં માતાપિતા તથા ભાઇઓનું કુશળ પૂછતાં તેને માટે શણગારી રાખેલા તેના નિવાસના એકાંત ગૃહમાં તેડી ગયાં, અને કહેવા લાગ્યાં, હે સુલક્ષણી **સરસ્વતી**! આ તારે નિવૃત્તિએ બેસવા ઉઠવા તથા રહેવાનું અંતઃપુર છે. અહિયાં તારાં સુંદર વસ્ત્રાલંકારો સંભાળીને મૂકજે. આ સુદૃઢ પેટીઓ છે તેમાં તારી ઇચ્છાપ્રમાણે તારા સઘળા પદાર્થો વ્યવસ્થાથી મૂકજે, પછી કુંચીવડે પેટીઓ ઉઘાડીને દેખાડી તથા તાળાંકુંચી તેને સ્વાધીન કરી. સ્ત્રીસેવકે જળ લાવી આપ્યું તે સાસૂની આજ્ઞાથી **સરસ્વતીએ** પીધું. એ અંતઃપુરની સઘળી સગવડ આસપાસ સાસૂએ ફરીને દેખાડી. તે સર્વ જોઇ. પછી સાસૂએ કહ્યું કે આખું ગૃહ તારૂં છે એમ જાણજે. જમ્યાપછી નિરાંતે હું તને આપણા ઘરનાં સઘળાં સ્થાન દેખાડીશ. તારાં માતાપિતાને ઘેર જેમ પ્રસન્નતાથી રહે છે તેમ અત્ર રહેજે. જે જે પદાર્થો તારે જોઇએ તે તે પદાર્થો મારી પાસે સુખપૂર્વક ભયરહિતપણે માગજે. ઈશ્વરની કૃપાથી કોઇ પ્રકારની આપણને

અડચણ નથી. હાલ તો તું તારા સામાનની વ્યવસ્થા કરીને માર્ગના શ્રમથી શ્રમિત હોય તો વિશ્રાંતિ લે. ભોજનનો સમય થતાં તને સમાચાર મોકલીશ. એમ બોલી ત્યાંથી પોતાના એકાંત ગૃહમાં જાય છે.

**સરસ્વતીએ** સાસૂના ગયા પછી પોતાના પતિને આવતા જોઇને પ્રસન્ન મુખથી વિનયવડે નમન કર્યું તથા મિષ્ટ વચને કુશળ પૂછ્યું. તે પતિ ઉત્તર આપતાં સુંદર આસને બેસે છે. પછી **સરસ્વતી** પોતાને ત્યાંથી પતિને અર્થે આણેલા પદાર્થોસહિત લાવેલી ભેટ ચરણઆગળ મૂકે છે તથા બાજુએ વિવેકથી ઉભી રહે છે. તેને તે પતિ આજ્ઞા કરે છે તેથી અન્ય સુંદર આસને બેસે છે. પરસ્પરની કુશળ વાર્તા પૂછ્યા પછી તે ભોજન કરવા જાય છે. **સરસ્વતીને** ભોજનનો સમય થયાના સમાચાર આવ્યાથી તે પણ પશ્ચાત્ ભોજન કરવા જાય છે. સાસૂ **સરસ્વતીને** પોતાની સાથે બેસાડીને ભાતભાતના સુંદર કરાવેલા પદાર્થો વિધિવત્ પીરસાવીને જમાડે છે. શરમાય નહિ એવી શીખામણ મધ્યે આપતાં રહે છે. ભોજનપાત્રમાં થઇ રહે તે પદાર્થ મૂકાવે છે. એમ રુડી રીતે જમ્યા પછી **સરસ્વતીને** સાસૂએ આખા ઘરમાં ફેરવીને સઘળાં સ્થાન દેખાડયાં. સર્વ જોઇને તથા સાસૂનો પ્રેમ જોઇને **સરસ્વતીનું** મન પણ ઘણું પ્રસન્ન થયું, તથા પોતાના માતાના ઘરનું એ આનંદમાં વિસ્મરણ થઇ ગયું. **સરસ્વતીના** સસરાનું નામ **ચંદ્રશેખર** હતું, સાસૂનું નામ **અપર્ણા** હતું અને **સરસ્વતીના** પતિનું નામ **યજ્ઞપુરુષ** હતું.

ભોજનાદિથી પરવારીને પછી તે પોતાના એકાંત સ્થળમાં જઇને મુખવાસાદિ લઈને પ્રસન્ન ચિત્તથી બેઠી. **સરસ્વતીના** પતિ **યજ્ઞપુરુષ** પણ પોતાના કાર્યથી પરવારીને આવ્યા. ત્યાર પછી પરસ્પરને જાણે પૂર્વનો અધિક સ્નેહ પરિપકવ થઈ રહ્યો હોય એ પ્રકારે નિર્ભયપણે તેઓ આ પ્રકારે એકબીજાસાથે વાર્તા કરવા લાગ્યાં. (આ સ્થળે વિદ્યા, સદ્ગુણ તથા સર્વ પ્રકારના સ્વધર્મનું જ્ઞાન એ જ એમને પરસ્પરને તત્કાળ અપરિમિત સ્નેહની નિઃશંક પ્રતીત કરાવનાર કારણ હતું.)

**યજ્ઞપુરુષ** કહે છે: હે સાધ્વિ! આ સ્થાનમાં હવે કોઈ પ્રકારની પણ અડચણ સહન કરીશ નહિ. જે જે પદાર્થો જોઇએ તે તે સર્વ સુખપૂર્વક મારી પાસે માગી લેજે. કારણ કે પાણિગ્રહણ પછી દેહાંતપર્યંત પતિએ સ્ત્રીને સંપૂર્ણ પ્રાપ્તવ્ય પદાર્થ પ્રાપ્ત કરી આપવા એ સ્થાપિત નિયમ છે; અને સ્ત્રીએ પણ પતિની સ્થિતિપ્રમાણે યથાપ્રાપ્ત પદાર્થથી પોતાના મનને સંતોષમાં રાખવું તથા પો-

તાના પતિને ક્ષુદ્ર કારણ કે પદાર્થ માટે કલેશ ન આપવો એ શાસ્ત્રની આજ્ઞા છે એ તને કંઈ અજ્ઞાત નથી. માટે યથેચ્છ ઘટિત પદાર્થ માગી લેજે અને પ્રસન્નતાથી આ સ્થળને માતાપિતાના ઘરથી પણ અધિક પ્રિય ગણીને રહેજે.

**સ**રસ્વતી પ્રસન્ન મુખથી કહે છેઃ હે **ભ**ગવન્! આ સ્થળે સર્વ પ્રકારથી મારા રક્ષક, પાલક, તથા પોષક ઇષ્ટરૂપે આપ જ છો એ-ટલે મારે કોઈ પ્રકારથી કષ્ટ સહન કરવાનું નથી. તેમ જ આપના પાસે જોઈતા પદાર્થ માગી લેવામાં કાંઈ પણ શંકાશીલ થવાનું મને પ્રયોજન પણ નથી. આ લોકમાં સ્ત્રીજાતિએ પોતાના પતિના ગૃહનું કષ્ટ પણ ઇષ્ટ ગણવું ઘટે છે, અને પિતાના ઘરનું ઇષ્ટ પણ સદા નિવાસ કરવાથી કુલવતી યુવતિને કષ્ટરૂપ ગણાવું ઘટે છે. આમ છતાં પણ અત્ર તો મારાં માતાપિતાના ગૃહથી પણ અધિક સુખસંપત્તિનું ભાન મને આ ક્ષણે થાય છે. જેથી કિંચિત્ પણ કષ્ટસરખું નથી. આપના પ્રતિ મારી એક વિજ્ઞપ્તિ માત્ર એ જ છે કે હું અજ્ઞાન-તાથી પ્રસંગે આપની ઇચ્છાનુકૂલ કોઇ કાર્ય ન કરી શકું તો આપ મને ઘટિત આજ્ઞા કરજો તથા પ્રસંગે મારો અપરાધ જણાય તો મને યોગ્ય શિક્ષા પણ કરજો.

**ય**જ્ઞપુરુષ મંદમંદ હસતાં કહે છેઃ હે સદ્‌ગુણી ! તું અપરાધ કરીશ કે અનુકૂળ વર્તવામાં મારી આજ્ઞાની અપેક્ષા રાખીશ એવું આ ક્ષણપર્યંત મને ભાસતું નથી. તેમ છતાં પ્રસંગે યોગ્ય જણાશે તો હું તને કહીશ. મુખ્ય નીતિ એવી છે કે પુરુષનું સોળ અને સ્ત્રી જાતિનું બાર વર્ષનું વય થાય એટલે પછી તેનાં માતાપિતા, પાલક, ગુરુ કે પતિએ તેને તાડન તો કદાચિત્ પણ ન કરવું. માત્ર ઘટતાં પ્રયોગોથી તેની સુધારણા કરવી. માટે તું સર્વ પ્રકારે સંતોષથી ર-હેજે. યથાઘટિત પ્રકારે સર્વ થશે.

**સ**રસ્વતીને પોતાનો નિત્ય **લ**ક્ષ્મીમાતાપાસે બોધ શ્રવણ કર-વાનો સમય થવા આવવાથી માતાનું, સખિઓનું તથા સ્વજનોનું સ્મરણ થઈ આવવાથી હૃદય ભરાઇને નેત્રમાં જળ આવી ગયું તે પોતાના વસ્ત્રથી લુછી નાંખે છે. તે જોઇને તેના પતિના મનમાં આવ્યું કે આના અંતઃકરણમાં કાંઈ ખેદનું કારણ ઉપજ્યું છે. આ અનુમાનથી તે **ય**જ્ઞપુરુષે **સ**રસ્વતીને આ પ્રમાણે પૂછ્યું.

**ય**જ્ઞપુરુષ કહે છેઃ હે કોમલ હૃદયવાળી ! આ ક્ષણે તને કોનું સ્મરણ થયું છે કે તેથી તારાં નેત્ર સજળ થયાં છે ? અથવા તને કયા પ્રકારના દુઃખના ભાનથી આ ક્ષણે નેત્રમાં જળ આવ્યું છે તે

યથાર્થ કહે. મનમાં લગાર પણ સંકોચ રાખ્યાવિના તું તારા આંતર અભિપ્રાયને મારા સમીપ કથન કરી પ્રસન્ન રહેજે.

**સરસ્વતી** લગાર સાવધાન થઇને કહે છે: હે ભગવન્! મને કાંઈ અત્રના કોઇ પ્રકારના દુઃખથી નેત્રમાં જળ આવ્યાં નથી પણ મારી માતા તથા સખિઓનું સ્મરણ થવાથી તેમના અપરિમિત પ્રેમનું ભાન થવાથી હૃદય ભરાઇ આવ્યું. આજ ઘણા દિવસ થયાં મારી માતા મને અત્ર આવવાનો સંબંધ જાણીને પ્રતિદિવસ સુબોધ આપતાં હતાં તે સમયે મારી પ્રિય સખિઓ તથા બ્હેનો પણ બેસતી હતી. તે સમય આ હવે થવા આવ્યો છે, તે લક્ષમાં આવવાથી મનમાં એમ થયું કે અરેરે! મારું નિરંતર હિત ચિંતવનાર દયાળુ માતાએ મને બોધ ન આપ્યો હોત તો મને તેમ જ મારા નિકટના સંબંધીઆપને કેટલું કષ્ટ થાત? આ મારા મનમાં આવવાથી મને નેત્રમાં જળ આવ્યાં. ને વળી બીજું એમ પણ આવ્યું કે હવે અત્ર મને ચિત્તમાં શાંતિ થાય એવો તથા સદ્‌ગુણ આવે એવો સુબોધ નિત્ય કોણ આપશે?

**યજ્ઞપુરુષ** કહે છે: તું દુઃખ ધરીશ નહિ. હું તને પ્રતિદિવસ થોડો થોડો સમય કાઢીને સુરસયુક્ત કથાઓથી બોધ કરીશ. તારાં માતુશ્રી કેવા પ્રકારનો બોધ આપતાં હતાં તે તું મને સ્વલ્પમાં કહે એટલે પછી હું પણ તને ઘટિત બોધ આપીશ.

**સરસ્વતી** કહે છે: મારાં માતા તો જેમાં સ્ત્રિયોના ઉત્તમ ધર્મ આવે તથા જેમાંથી સ્ત્રિયોને ત્યજવાયોગ્ય દોષો જણાય તથા સ્ત્રિયોએ ધારણ કરવાયોગ્ય ગુણો સમજાય એવી સુંદર આખ્યાયિકાઓ કહીને મને બોધ આપતાં વળી સ્ત્રિજાતિએ કલ્યાણાર્થે આ જગત્‌માં જન્મીને કૃતકૃત્ય થવાપર્યંત જે જે કરવા તથા જાણવાની અગત્ય છે તે સર્વ પણ કહેતાં હતાં. હવે આપને યોગ્ય જણાય તે મને કહેજો. હું મારા મનમાં ભય રાખતી હતી કે આવો શ્રમ આપવાનું આપને મારાથી કેમ કહેવાય? પણ આપે જ કૃપા કરીને મને આ પ્રકારનાં સુખદ વચનથી સંતોષ આપ્યો એટલે હવે મારા મનમાં કાંઇ પણ દુઃખ ધરવાનું કારણ રહ્યું નથી. હું મારા મનમાં રુડી રીતે સમજું છું કે આ વિશ્વમાં હવે પછી મારે આપના સમાન સગું કે પ્રિય અન્ય કોઈ પણ નથી. તોપણ માતાપિતાસમીપ જઇને હૃદયને પીગળાવે છે. પણ હવે હું મારા મનને સાવધાન કરીશ. અને આપના તરફથી મને મનરંજક સુબોધ મળશે એટલે

શાંતિ રહેશે. આપ એ વિષે કશી કાળજી રાખશો નહિ.

**યજ્ઞપુરુષ** કહે છે: હે કુલવતિ! તારી સર્વ કામના પૂર્ણ થશે. તું નિશ્ચિંત રહેજે. તને આજથી જ સુબોધવાળી કથા કહીશ. જે સાંભળવાથી સ્ત્રી તથા પુરુષને પૂર્ણ બોધ મળે, અને જન્મ ધર્યો સાર્થક થાય તથા કાંઇ પણ જાણવું અવશેષ ન રહે એવી સુંદર કથા હું તને કહીશ. જે કથા શ્રવણ કરનારનાં અંતઃકરણ શુદ્ધ કરવામાં સમર્થ હોય, તથા ભક્તિ, વૈરાગ્ય અને જ્ઞાન એ ત્રણ પણ જેના વડે શ્રોતાનાં અંતઃકરણમાં પ્રકટે તે કથા જ સત્પુરુષોએ શ્રેષ્ઠ માની છે. આ સમયે તો હું અન્ય વ્યવહારમાં જાઉં છું પણ રાત્રિના ભોજન પછી નિવૃત્તિએ તને કથા શ્રવણ કરાવીશ. તારા નિમિત્તે મને પણ નિત્ય અભ્યાસ થશે. એમ બોલી જાય છે અને **સરસ્વતી** પોતાના પ્રાપ્ત કાર્યમાં રોકાય છે.

સાસરાનાં સગાં તથા સ્નેહીસંબંધીઓ **સરસ્વતીને** મળવા તથા જોવાને આવવા લાગ્યાં. તે **સરસ્વતીનું** રૂપ તથા શાંત મળતાવડો સ્વભાવ જોઇને પ્રસન્ન થતાં તથા વખાણતાં. આપ્રમાણે લોકોના આવવાજવાથી ક્ષણ ક્ષણ કરતાં દિવસનો સઘળો ભાગ પૂરો થયો, અને રાત્ર પડી. નિત્યના સમયે સાસુસાથે રાત્રિનું જમણ જમીને **સરસ્વતી** પોતાના સ્થાનમાં ગઇ. પછી મુખવાસાદિ લઇ નિવૃત્તિથી પતિસમીપ કથા શ્રવણ કરવાની ઇચ્છાથી બેઠી.

**યજ્ઞપુરુષ** **સરસ્વતીને** કથા શ્રવણ કરવાની ઇચ્છાથી બેઠેલી જોઇને પ્રસન્ન ચિત્તથી આ પ્રકારે કથાનો આરંભ કરવા બોલ્યો.

**યજ્ઞપુરુષ** કહે છે: હે શાંત ચિત્તવાળી! તું શ્રવણ કરજે. પૂર્વે **નર્મદાના** નામથી ઓળખાતી મહાપવિત્ર નદીના ઉત્તર તટઉપર ઋષિઓના ઘણા આશ્રમ હતા. ત્યાં સમીપ સમીપ અધિક આશ્રમ હોવાથી જાણે ઋષિઓનું ગ્રામ હોય એવું જોનારને ભાસતું. એ ઋષિઆશ્રમોમાં એક **દેવર્ષિવર્ય** નામથી પ્રસિદ્ધ મોટા ઋષિ હતા. તેનો **દોષજ્ઞ** નામથી ઓળખાયેલો એકનો એક પુત્ર હતો. એ **દોષજ્ઞ** પુત્રનો તેના પિતાએ એક **દેવજ્ઞા** નામવાળી સુકન્યાજોડે રુડે પ્રકારે વિવાહ કર્યો હતો. પુત્રનાં લગ્ન કર્યા પછી ઘણા દિવસ સુધી પોતાના પુત્રના સમીપ તે **દેવર્ષિવર્ય** નામના પિતા રહ્યા. પુત્ર વિદ્વાન્, ગુણવાન્, કલાવાન્ છે તથા કુલને ઉત્તમ પ્રકારે શોભાવનાર છે એ જાણીને તે પિતા પ્રસન્ન થયા. પોતાનો પુત્ર રુડે પ્રકારે ગૃહસ્થાશ્રમ ચલાવશે એ જાણીને તથા લોકમાં તેની ઉત્તમ પ્રકારની ખ્યાતિ થઇ છે એ જાણીને મોટા સંતોષવડે તે **દેવર્ષિવર્યે** પુત્રઃાજનાદિની પ્રસન્નતાપૂર્વક ઈશ્વર-

પરાયણ થવાનિમિત્ત વિધિપૂર્વક સંન્યાસ ધારણ કર્યો. કારણ કે ઘણા દિવસ થયાં તે દોષજ્ઞની માતા તો તે પૂર્વે મરણ પામી હતી. આ પ્રકારે પિતાએ મોક્ષસાધનાર્થે સંન્યાસ લીધા પછી તે દોષજ્ઞ પુત્ર પોતાના આશ્રમમાં એકલો સ્વતંત્ર રહ્યો. પિતાના સમૃદ્ધિવાળા આશ્રમમાં પોતે સ્વતંત્ર થવાથી પ્રસન્ન થયો. દોષજ્ઞની સ્ત્રી દૈવજ્ઞા પણ ઘણા દિવસ થયાં સુખનું સ્થાન પતિનું ગૃહ જ છે એવા દઢ નિશ્ચયથી ત્યાં આવીને રહી હતી, તથા તે દોષજ્ઞ પતિને સર્વ પ્રકારથી સંતોષ આપતી હતી. આ દોષજ્ઞના પિતા સમર્થ વિદ્વાન્ હતા તેથી તેમણે આ દોષજ્ઞને પણ સારો વિદ્વાન્ કરયો હતો. સઘળાં શાસ્ત્રમાં તેનો સારો પ્રવેશ હતો. એની સ્ત્રી દૈવજ્ઞા પણ સારાસાર વિચારમાં કુશળ છતાં શાસ્ત્રના અભ્યાસવાળી હતી. એ દૈવજ્ઞાને તેના પિતાએ પોતાના પુત્રજોડે વિદ્યાભ્યાસ કરાવ્યો હતો. તો પણ દોષજ્ઞના પ્રમાણમાં એ દૈવજ્ઞા જાણે કાંઇ ગણત્રીમાં ન હતી. દોષજ્ઞકરતાં પાંચ સાત વર્ષ દૈવજ્ઞા નાની હતી. આ સમયે દોષજ્ઞ પોતાને વિદ્વાન્માં ગણતો, તેમ પોતાની સ્ત્રી પણ શાસ્ત્રના સંસ્કારવાળી છે એવું જાણતો હતો. અન્ય વિદ્વાનો પણ તે દોષજ્ઞને વિદ્વાન્માં ગણતા હતા. હે સન્મતિવાળી ! એ દોષજ્ઞ બ્રાહ્મણે એક વેળા પોતાના અંતઃકરણમાં આ પ્રકારના વિચારને સ્થાન આપ્યું.

દોષજ્ઞ વિચાર કરે છેઃ અહો ! જેનો અંત આપણી દૃષ્ટિએ જણાતો નથી તથા બુદ્ધિવડે નિશ્ચય કરાતો નથી એવી આ દશ દિશાઓ અનંત છે, એમ માનવામાં કાંઈ સંદેહ નથી. આ અનંત પ્રદેશમાં આ પૃથ્વી જેના ઉપર હું આદિ પ્રાણિઓ વસીએ છીએ તે તો એક દ્વ્યણુક ત્ર્યણુકાદિ જન્ય મૃત્તિકાનો ગોળો છે. જેથી એ પૃથ્વી આ અનંત પ્રદેશમાં આ અત્યંત અલ્પ પદાર્થમાં ગણવાયોગ્ય છે. અને એ પૃથ્વીઉપર વસનાર આ સર્વ પ્રાણિઓ તો કોઈ પ્રમાણમાં પણ ન ગણી શકાય એવા છે. એમ છતાં આ ક્ષુદ્ર પ્રાણિઓ આ બ્રહ્માંડના તથા અસંખ્ય અન્ય બ્રહ્માંડોનાં કારણપર્યંતના વિચારો કરવા જાય છે એ તેમના વસ્તુરૂપે પ્રમાણથી અત્યંત અધિક છે. તથાપિ વ્યાપક પરમાત્મતત્ત્વથી આ અનંત પ્રદેશમાંહેલા સંપૂર્ણ સ્થૂલસૂક્ષ્મપદાર્થ માલાના મણકાની પેઠે સંબંધવાળા થયેલા છે તેથી તે સંપૂર્ણ સ્થાનમાં રહેલા સ્થૂલસૂક્ષ્મ પ્રાણિપદાર્થને જાણવાને યત્ન કરે તો તે અનુચિત ગણાય એમ નથી. આ વિશ્વમાં વ્યાપક પરમાત્મસત્તા સર્વત્ર પ્રાપ્ત હોવાથી જ બુદ્ધિમાન્ વિદ્વાન્ જે જે ધારે તે કરવા તથા જાણવા શક્તિમાન્ થઇ શકે છે. આમ છે માટે હવે મારે પણ આ

સંસારમાં શું કરવું છે તથા શું જાણવું છે એનો નિશ્ચય સત્વર કરવો જોઇએ. કારણ કે આ શરીર જેના વડે આ લોકમાં સર્વ વ્યવહાર સિદ્ધ કરાય છે તે તો ક્ષણેક્ષણે ગતાયુ થાય છે; અને ક્રમે કરી જ્યારે એ ગતબલ થશે ત્યારે પછી કોઇ પણ ધારેલો અર્થ એના દ્વારા સિદ્ધ કરાશે નહિ. માટે શીઘ્ર વિચાર કરીને હવે કર્તવ્ય નિશ્ચય કરી તદર્થે અનુકૂળ ક્રિયા કે વ્યવહારનો આરંભ કરવો જોઇએ.

ત્યાં અધ્યયન કરવાયોગ્ય વિદ્યાનું અધ્યયન તો મેં કર્યું છે. તેમ જ આ પ્રથમાવસ્થામાં પણ આ મને જાણનાર જનમંડલમાં મારી સત્કીર્તિ પ્રસરી છે, એટલે હવે એ સંબંધમાં મારે આ સ્થળે તો કાંઇ યત્ન કર્તવ્ય નથી. કેટલાએક બુદ્ધિમાન્ પુરુષોનો એવો નિશ્ચય છે કે આ સંસાર ક્ષણિક છે. તથા સદા દુઃખરૂપ છે, માટે એમાં વધારે ચિત્ત નાંખવાનું પ્રયોજન નથી. કેવળ પરમાત્માના સ્વરૂપના અનુસંધાનમાં જ આયુષ્નો ક્ષય કરવો અને કૃતકૃત્ય થવું. આ વિચાર અધિકારપરત્વ શ્રેષ્ઠ છે, તથાપિ એના સર્વ અધિકારી નથી, એટલે એ વ્યવહારમાં સર્વોપયોગી સામાન્ય નિશ્ચય ગણાતો નથી.

કેટલાએક પુરુષો એવો નિશ્ચય કરે છે કે પરમેશ્વરનું સ્વરૂપ તો મન તથા ઇંદ્રિયથી અગોચર છે એટલે પરમેશ્વરને જાણવાનો તો ઉદ્યમ કરવાની અગત્ય નથી. માત્ર પરમેશ્વરનો અનુગ્રહ થાય એવાં સત્કાર્ય આપણે આ જગત્માં કરવાં જોઇએ. તેમાં જે જે સત્કાર્ય કરવાની આપણામાં શક્તિ હોય તે તે કરવાં, અને તેથી વધારે કરવાની શક્તિ મેળવવાનો ઉદ્યોગ કરવો. આ નિશ્ચય ઘણો બળવાન્ ન હોવાથી મધ્યમ બુદ્ધિબળવાળાઓ પણ કરી શકે છે. એમાં કેટલાક અંશ યથાર્થસરખા ગણાય એમ છે, અને કેટલાક અંશ અયથાર્થ પણ છે. તથાપિ એ નિશ્ચય અત્યંત કરીને દૂષિત નથી.

કેટલાએક એવો નિશ્ચય કરે છે કે આ સંસારમાં પ્રથમ તથા મધ્યમ અવસ્થામાં તો કેવલ વ્યવહારપરાયણ મતિ રાખવી, અને વિષયભોગોને પ્રાપ્ત કરવા તથા ભોગવવા, અને શ્રેષ્ઠ ભોક્તા થવું. કારણ કે પરમેશ્વરે નાના પ્રકારના ભોગનાં સાધનો ભોક્તાને અર્થે જ ઉપજાવ્યાં છે. અને તેમ છતાં જો આપણે એમાં પ્રમાદ કરીએ અથવા અનાદર કરીએ તો ઈશ્વરનો કોપ થવાનો સંભવ છે. અને છેલ્લી અવસ્થામાં આ વિષયભોગ ભોગવવાનું સામર્થ્ય જ્યારે ઘટી જતું જણાય ત્યારે પરમેશ્વરની ભક્તિ કરવામાં ચિત્તને વાળવું. કારણ કે પરમેશ્વરની પ્રીતિ મેળવવાથી જ અંતે મરણપછી આપણને સુખ મળવાનો સંભવ છે. આ પ્રકારના નિશ્ચયવાળા મનુષ્યોમાં કેટલાક તો

કેવળ ન્યાયમાર્ગેથી જ વિષયભોગ મેળવવાનો નિશ્ચય રાખે છે તે ઉત્તમ છે; અને કેટલાક તો ન્યાય અન્યાય ગમે તે પ્રકારે પણ ઉત્તમોત્તમ વિષયભોગ મેળવવા નિશ્ચય રાખે છે. આ બીજો નિશ્ચય અત્યંત અધમ હોવાથી નીચબુદ્ધિના પાપાત્માઓ સેવે છે. પ્રથમનો અવસ્થાના ભેદથી વ્યવહાર કરવાસંબંધીનો નિશ્ચય પણ ઇષ્ટ નથી. કારણ કે મરણનો નિયમ નથી. કોઇ તો પ્રથમાવસ્થામાં મરે છે, કોઈ મધ્યમાવસ્થામાં મરે છે, અને કોઇ વૃદ્ધાવસ્થામાં મરે છે. માટે ખરો નિશ્ચય તો સમજણ આવે ત્યારથી જ વ્યવહાર તથા પરમાર્થ એ બંને તરફ લક્ષ કરવો એ જ છે. જેથી એ નિશ્ચય પણ દૂષિત છે.

કેટલાક તો એવો નિશ્ચય કરે છે કે આ સંસારમાં પરમેશ્વર છે કે નહિ અને પરમેશ્વરથી આ જગત્ પેદા થાય છે કે પોતાની મેળે થાય છે એ સંબંધમાં આપણે કશું જાણતા નથી અને પરમેશ્વર હોય તો પણ તેમને પ્રસન્ન કરવાની અગત્ય છે કે નથી, તથા મનુષ્યના કોઇ પ્રકારના સામર્થ્યથી ઈશ્વર પ્રસન્ન થાય છે કે નહિ એ વાર્તા પણ આપણે જાણતા નથી. તેમ જ ઈશ્વર પ્રસન્ન થતા હોય તો પ્રસન્ન થઇને જીવોનું હિત કરતા હશે કે નહિ, અને કરે છે તો કયા ચોકસ ઉપાયથી કેટલે કાળે પ્રસન્ન થાય છે તથા કયું અચલ ફ્લ આપે છે એ પણ આપણે જાણતા નથી તો પછી પરમેશ્વરસંબંધી વિચારને બાજુએ રાખીને પ્રથમ તો આપણામાં જે શક્તિ છે તેના વડે આ સંસારમાં યત્ન કરીને જે જે પ્રકારનું સુખ જણાતું મનાતું હોય તે તે મેળવીએ. અને જે સમયે આપણને ખાસ ઈશ્વરસંબંધી વિચાર કરવાની અગત્ય જણાશે ત્યારે તે તરફ લક્ષ આપશું. આ નિશ્ચયથી ઘણા કેવળ વિષયવ્યવહારમાં જ મચે છે. પણ એ નિશ્ચય દૂષિત છે. વળી એમાં પણ ન્યાયથી તથા અન્યાયથી વિષયભોગ મેળવવાના નિશ્ચયવાળા છે. તેમાં ન્યાયથી મેળવનાર શ્રેષ્ઠ અને અન્યાયથી મેળવનાર નેષ્ઠ ગણવા યોગ્ય છે.

કેટલાએક એવો નિશ્ચય કરે છે કે પરમેશ્વર છે ખરા પણ તે ઉપાસનાથી કે સ્તુતિપ્રાર્થનાથી પ્રસન્ન થઈ ફ્લ આપે એવા નથી. તેમ જ તે સંસારને ઉપજાવતા કે ખપાવતા નથી. પણ આ જીવો જે અનાદિથી કર્મપંજરમાં પૂરાએલા છે તેમને કર્મ જ ગતિ, આગતિ તથા સુખદુઃખફ્લ આપવામાં સમર્થ છે. માટે કેવલ કર્મવડે જ કર્મનો ક્ષય કરવાથી જન્મ સાર્થક થાય છે, ને અંતે નિર્વાણ થવાય છે. તથાપિ કયા કર્મથી કયા કર્મનો ક્ષય ક્યારે થાય છે, અને કયા

કર્મનું કયું ફલ ક્યારે મળે એ વાર્તાનો કોઈ ચોકસ નિયમ આપણે જાણતા નથી માટે કયાં કર્મ ક્યારે તથા કેમ કરવાથી સત્ફલ આપે છે એ જાણ્યાવિના જ ગમે તેમ કરવું એ ઠીક નથી. તેથી જે કર્મનું સ્વરૂપ, ફલ તથા વિધિ પ્રત્યક્ષ છે એવાં આ વ્યવહારકર્મ જ આપણે તો કર્યાં જવાં. પછી આગળ જતાં જ્યારે બીજાં કર્મ સમજાશે ત્યારે કરીશું. કારણ કે આ વિષયભોગથી મળતું સુખ પ્રત્યક્ષ છે અને એનાં કર્મ પણ સ્પષ્ટ છે. અને જીવોને આ વિષય ભોગવવાની પાંચ ઈંદ્રિયોવાળું શરીર મળ્યું છે ત્યારથો જ એમ સમજવું જોઇએ કે વિષયો મેળવવા તથા ભોગ ભોગવવા એ તો જીવનો મુખ્ય ધર્મ જ છે. આમ વિચાર કરીને તે વ્યવહારકર્મને જ આદરે છે. એમાં પણ ન્યાયઅન્યાયથી વર્તનાર હોય છે, તેમાં ન્યાયથી વર્તનાર શ્રેષ્ઠ અને અન્યાયથી વર્તનાર નેષ્ટ છે.

એમાંના કેટલાક એવો વિચાર કરે છે કે શાસ્ત્રમાં શુભાશુભ કર્મનું વિધાન છે, અને તે શાસ્ત્રો સર્વજ્ઞ પુરુષોએ લખેલાં છે માટે વિશ્વાસ કરવા યોગ્ય છે. તેથી તે પ્રમાણે કર્મ કરી મોક્ષરૂપ ફળ મેળવવું એ જ શ્રેષ્ઠ છે. અને આ દુઃખનો આપનાર સંસાર પરિણામી છે માટે એને ત્યજવો યોગ્ય છે. આમ વિચારી કેટલાક યતિ થાય છે. પણ તેમનો તે ત્યાગ સાચા વિરાગવિના હોય છે, અને તેથી તે ભ્રષ્ટ થાય છે. માટે એ નિશ્ચય પણ દૂષિત છે. એમાંના કેટલાક તો શુભ કર્મ કરવા નિશ્ચય કરે છે પણ વ્યવહાર સાધવામાં વધારે યત્ન કરવો અને આમાં થોડો કરવો એવા નિશ્ચયવાળા હોય છે. વળી તેમાંના ઘણા એમ માને છે કે વ્યવહારમાં જૂઠપ્રપંચ વગેરે અન્યાયથી કર્મ કરયાવિના કાર્ય સિદ્ધથતાં જ નથી. માટે તેમ કરવું અને તેમ કરવાથી કંઇ પાપ કે દોષ લાગવાનો નથી. આ વિચાર પણ મોટા દોષવાળો જ છે.

કેટલાક નિશ્ચય કરે છે કે આ સંસાર તો પોતાની મેળે જ ઉપજે છે તથા અળપાય છે, એમાં ઈશ્વર એવું કાંઇ છે જ નહિ. માટે ઈશ્વરની ભક્તિવગેરે કરવાથી કાંઈ ફળ મળતું નથી. વળી ઈશ્વર હોય તો આ જગત્માં કોઇ વાર પણ જીવોની ખાતરી કરવાને પ્રકટ થવા જોઇએ. પણ તેમ થતું જણાતું નથી. ઘણા ઈશ્વરને ન માનનારાઓ કહે છે કે અમને ઈશ્વર પોતાની મેળે જણાય અથવા કોઈ ઈશ્વરનો જાણનારો જણાવે તો અમે માનવાને તૈયાર છીએ. પણ તેમ કોઇ વેળા થયું કે થતું નથી. માટે ઈશ્વર છે એમ માનવાનું કાંઇ પ્રયોજન નથી. ઈશ્વરને ન માનનારા ઘણા પુરુષો આ સંસારમાં ઉંચાં સુખ

મેળવતા જણાય છે, પણ તેમને પરમેશ્વરને ન માનવાથી કેવલ દુઃખ જ આવે છે એવું કાંઇ જણાતું નથી. તેમ જ ઈશ્વરને માનનાર સઘળા જ સુખમાં રહે છે એમ પણ જણાતું નથી, તો પછી ઈશ્વર છે એમ માનવામાં શું પ્રબળ કારણ છે? કાંઇ જ નહિ. અને જ્યારે ઇશ્વર નથી ત્યારે પછી આ સંસારમાં સઉએ પોતપોતાની મેળે જે જે પ્રકારનું સુખ મેળવવા જે જે ઉપાય હોય તે તે જાણી લેવા, અને તે તે નીડર થઇને કરવા, અને ખાનપાનાદિ વિષયોનું સુખમાત્ર લેવું.

એ જ પ્રકારના નિશ્ચયવાળા કોઈ એમ વિશેષ માને છે કે ઈશ્વર નથી તોપણ આપણે એકબીજાનાં સુખની સંભાળમાટે નિતિથી ચાલવું જોઇએ. પણ એ નીતિનો નિયમ આપણા ઉપર જ રહ્યો છે કે જેથી આપણને દુઃખ થાય તેવી ક્રિયા બીજાને પણ થાય, માટે અન્યની જે ક્રિયાથી આપણને દુઃખ થાય તેવી ક્રિયા બીજાને માટે પણ આપણે કરવી નહિ.

આવિનાના એ વિચારના કેટલાક એમ માને છે કે નીતિઅનીતિ કાંઈ જ માનવાનું કારણ નથી. તોપણ જેમ આપણને સુખ મળે તેમ ચાલવું, અને નીતિ ગણવી પડે તોપણ તેને જ ગણવી. કારણ કે ગમે તેમ ચાલવાથી પણ આ લોકમાં રાજાની શિક્ષાવિના બીજો કોઈ શિક્ષા આપનાર નથી. અને રાજાની સત્તાને તો છેતરીને આપણે નિરપરાધી ઠરશું. આ ઉપર કહેલા સર્વ આસુરી વિચારના ગણાય છે, અને તે અધિક દોષપાત્ર છે.

આ સર્વ ઇશ્વરને ન માનનારાઓ પુનર્જન્મને પણ માનતા નથી. કદાચિત્ કોઈ ભાગ્યે જ માનતા હશે, નહિ તો એમનો મુખ્ય નિશ્ચય એવો જ છે કે પદાર્થના સંયોગથી જગત્ ઉપજે છે, અને તેમાંથી તે સંયોગબળે જેને જીવ કહે છે, તેવો ગુણ પેદા થાય છે. અને મરે છે ત્યારે તે ગુણ તેના મૂળ પદાર્થોમાં પાછો મળી જાય છે. જેથી વારંવાર જન્મમરણ લેનાર એવો કોઇ જીવ નથી, એટલે આ જન્મનાં કર્મની શિક્ષા આગળના જન્મમાં પણ મળનાર નથી. આ નિયમથી ઘણા નિંદ્ય કર્મ નિર્ભયપણે કરે છે. આ નિશ્ચય ખોટો અને ઘણો દૂષિત છે.

કેટલાક તો એવો નિશ્ચય કરે છે કે ઈશ્વિર છે અને તે સાકાર જ છે. અને તે એક દેશમાં પોતાના લોકમાં રહેછે, અને તેની ભક્તિ કરવાથી તેને પમાય છે. આમ માનનારા ઘણા, ઈશ્વર જીવના દરેક કર્મને જાણે;છે અને તેનું ફળ આપે છે એમ માનીને પાપથી રહિત રહેવા આદરેછે તે શ્રેષ્ઠ છે. અને તેમાંના ઘણા અદૃઢ નિશ્ચયવાળા ગુપ્તપણે

પાપ કરેછે તે નેષ્ટ છે. એકંદરે આ વિચાર પણુ સ્વરૂપથી દૂષિત છે.

કેટલાક એવો નિશ્ચય કરે છે કે પરમેશ્વર તો નિરાકાર જ છે, અને તે બધે વ્યાપક છે, તેમને શરીર કે ઇંદ્રિયો નથી. તેમ જ તે કોઇ દિવસ શરીરઇંદ્રિયવાળા હોઇ શકતા નથી. ઈશ્વરના અંશ, કલાઆદિથી થતા અવતારોને જે માને છે તે મિથ્યા બોલનારા છે. ઈશ્વરના સંબંધમાં અવતાર માનવો નહિ. આમ છતાં ઈશ્વરને સર્વજ્ઞ-સર્વશક્તિમાન્, દયાલુ આદિ ગુણોવાળા માને છે. એમાંના પણુ ઘણા દૃઢ વિચારવાળા ઈશ્વરને સર્વજ્ઞ માનવાથી પાપ કરતાં ડરે છે, અને ઘણા અદૃઢ નિશ્ચયવાળા છુપાં પાપ કરેછે. જન્મમરણુ પુનઃ પુનઃ થાય છે અને કર્મનાં ફળ મળે છે એવું માને છે, પણુ પાપથી કેવળ બચાવ આદરતા નથી. આમાંના જેઓ પાપથી બચે છે તે શ્રેષ્ઠ અને પાપ કરે છે તે નેષ્ટ છે. એકંદર જોતાં આ વિચાર પણુ સ્વરૂપથી દૂષિત છે.

કેટલાક તો ઈશ્વરને નિરાકાર માને છે, પણુ તેના તરફથી કોઈ તારનાર પુરુષનો અવતાર માને છે, તથા ઈશ્વરની પ્રાર્થના કરવાથી તથા તારનારઉપર શ્રદ્ધા રાખવાથી પાપમાત્રની માફી મળે છે એમ માને છે. આ નિશ્ચયમાં પણુ ઘણા, દૃઢ હોઇને પાપથી બચવા યત્ન કરે છે અને ઘણા પ્રકટ પાપ ન કરતાં ગુપ્તપણે કરે છે. વળી તેઓમાં ઘણા તો પ્રકટપણે પશુપક્ષીઆદિને હણે છે છતાં તેમાં પાપ માનતા નથી. આ વિચાર ઘણો અધમ અને મહાદોષવાળો છે. એમ છતાં એમાં જે પાપથી બચવાનો યત્ન કરનાર છે તે ઠીક છે.

કેટલાક એવા નિશ્ચયવાળા છે કે ઈશ્વર નિરાકાર છે, પણુ તે જગત્‌ને પેદા કરે છે. તે ઈશ્વર પાપની શિક્ષા આપે છે અને પુણ્યનું ફ્લ આપે છે. આમ માનતાં છતાં પણુ પશુપક્ષી આદિ પ્રાણિઓને મારે છે અને તે ઈશ્વરની આજ્ઞા છે એમ માને છે. આ પણુ નેષ્ટ નિશ્ચય છે. આવા પ્રકારના નિશ્ચયવાળા જેઓ છે તેઓ પુનર્જન્મને માનતા નથી. પણુ સારાં નઠારાં કર્મનાં ફળ કોઇ સ્થિતિમાં પણુ મળે છે એમ માને છે.

આવગેરે અનેક પ્રકારના દોષવાળા, અર્ધ દોષવાળા, તથા નિર્દોષ નિશ્ચયોને ધારણુ કરનારા અસંખ્ય પ્રાણિઓ છે. તેમને પોતપોતાના ખોટા નિશ્ચયોથી છોડવવા એ ઘણું કઠિન કામ છે. કારણુ કે મૂર્ખનો સ્વભાવ એવો હોય છે કે તે પકડી વાર્તાને એકદમ મૂકતા નથી, તે ગ્રહણુ કરતાં પણુ વિચાર કરતા નથી અને એવા નેષ્ટ નિશ્ચયોથી સદા દુઃખી થાય છે.

**મનોહર** કહે છે: આપ્રમાણે બોધક કથા તે **સરસ્વતીને** તેના પતિ **યજ્ઞપુરુષે** સંભળાવી અને કહ્યું કે આ તો કથાનો આરંભમાત્ર થયો છે, તેથી તને બહુ રસિક નહિ જણાયું હશે, પણ આગળ રસ આવશે. તું ધીરજથી શ્રવણ કરવામાં પ્રીતિ રાખજે. પછી રાત્ર વધારે જાય અને તે દિવસે **સરસ્વતીને** પ્રવાસનો થાક પણ હતો, માટે હવે વિશ્રામ લેવો જોઇએ એમ વિચારીને એટલેથી જ કથા બંધ રાખીને શયનને માટે ઉઠ્યાં.

**વિઠ્ઠલજી**—જય જય **શ્રીસ**દ્દગુરુદેવ. (સર્વ બોલે છે.)

**મનોહર**—(નિત્ય નિયમપ્રમાણે પદ બોલે છે.)

**પદ.** જગમાં મોહ ધરો ના ભાઈ, એ લય.

સદ્દગુણ સેવે સદા જન મોટા, જગમાં જશ જેથી વાધે રે,
કીર્તિ અખંડ જનોમાં જામે, મહાપદ પણ તેને લાધે રે, સદ્દગુણ૦ ૧
આ રવિએ રવિસમ થાય પ્રકાશક, જનમંડલમાં તે તો રે,
જે નિજ ધર્મ સદા પાળીને, પ્રભુપદ પ્રેમ ધરી રહેતો રે, સદ્દ૦ ૨
આ સોમે શીતલ ચંદ્રસમો જે, અંતર્ બોધવડે થાતો રે,
તે સદ્દગુણ સજી આ જગમાં, ભક્તિરણે નિશદિન ધાતો રે, સદ્દ૦ ૩
આ મંગલે મંગલ પામી જગે જે, દુઃખોદધિ તરીને જાતા રે,
જન્મ સફલ તેનો શુભ નાણો, અન્ય ભવે ગોથાં ખાતા રે, સદ્દ૦ ૪
આ બુધે બોધ ગ્રહી ગુરુદ્વારા, નિજ સુખપદને જે સાધે રે,
તે જ વિજય કરી રણમાં વીરો, તાપત્રિવિધિથી નવ દાઝે રે, સદ્દ૦ ૫
આ ગુરુએ ગુરુવિણ ભટકી મરે તે, ઉચ્ચ ગતિ કદી નવ પામે રે,
જન્મજન્મ તે દુઃખ દુઃખ દેખે, સત્ય સુખે કદી ના જામે રે, સદ્દ૦ ૬
આ શુક્રે શુક્રહીન જન જગમાં, એકે અર્થ નહિ સારે રે,
રાત્રદિવસ બળી બળી અંતરમાં, દોષ સદા ઉરમાં ધારે રે, સદ્દ૦ ૭
આ શનિએ શનૈઃ શનૈઃ સદ્વિદ્યા, પ્રેમવડે જે નથી ગ્રહેતા રે,
તે જન આયુષ્ વ્યર્થ ખપાવી, અધમ ગતિએ જતા વહેતા રે, સદ્દ૦ ૮
આ સદ્દગુણથી સદ્વિદ્યા આવે, દોષ સકળ ઉરના ટાળે રે,
જેથી જ્ઞાન પ્રકટી સુખ આવે, દશ દિશમાં ભય નવ ભાળે રે, સદ્દ૦ ૯
માટે સદ્દગુણ સેવી સુજન સઉ શાંતિસુખમાં સ્થિર થાજો રે,
**મનહર** મહાપદમાં મળી રહેવા, આળસ ત્યજી **હરિગુરુ** ગાજો રે,' સદ્દ૦ ૧૦

**વિઠ્ઠલજી**—જય જય **શ્રીસ**દ્દગુરુદેવ. (સર્વ બોલે છે.)

**હરજીવન**—(કૃષ્ણદાસને) કેમ ભાઇ કસનદાસ! આજે તમને કહું કંઇ સવાલ તમને કહું કાઢોની કે સઉને તમને કહું લાભ થાય.

**દ્વારકા૦**—હા હા જે છે તે માસ્તર! કંઇ જે છે તે સવાલ

કાઢો એટલે જે છે તે સઉના જાન્યામાં આવે જે છે તે.

**દાસ**—જુઓ ભાઈ! સવાલ સવાલ સું કરો છો. સવાલ તો નિસાલમાં હાથતલે ભણુનારા છોકરાઓને પૂછાય. આ ઠેકાણે સવાલ કેવો?

**બીજભૂખણ**—ના ના ખરું કહે છે સેઠ તહીંયાડી. આ થેકાને સવાલ કેવો તહીંયાડી! આવી જગોએ તો પસ્ન પૂછવાનું કહેવાય. કેમ સેઠ ખરું કે ખોટું?

**દાસ**—અરે મારા મેહેરબાન! **બી**જુભાઇ! આ ઠેકાણે તે પસ્ન હોય? પસ્ન પૂછવાનો જોસી બાવાને ઘેર, કે પછી કોઈ રમલના પાસા નાંખતો હોય તેને ઘેર! આ ઠેકાણે પસ્ન બસ્ન નહિ પૂછાય. સમજ્યા કેની? આ ઠેકાણે તો કેવું છે કે જે આપણા મનમાં સંકા હોય તે નિવેદન કરવી ને તેનું સમાધાન લેવું. એમ હું તો સમજું છું. કેમ **વિઠ્ઠલજી**! હું ઠીક કહૂં છું કેની?

**વિઠ્ઠલજી**—હા **દાસ**! તમે ઠીક કહો છો. પણ હવે કોઇને એ વાતમાં બરાબર ગમ નહિ હોય ને ગમે તેમ બોલે તો આ ઠેકાણે તેની કાંઈ ચિંતા નથી, **ભટ્ટજી** મહારાજ તો દયાના સમુદ્રજેવા છે,

**દાસ**—આહાહા!! આ ઠેકાણાની વાત સી? **ભટજી** મ્હારાજનો સભાવ તો જાણે ગંભીર દરિયો જ છે. એમની બરાબરી કરે એવું તો ભૂતલમાં મારા ધારવાપરમાણે ભાયેગે કોઇ હસે.

**વિઠ્ઠલજી**—જુઓ ભાઇઓ! આજે તો આપણે સઉને ઉઠવાનો સમય થયો છે એટલે **સ**ઘળો વિચાર બંધ રાખો. અને ભાઈ કૃષ્ણદાસ! સઉની ઇચ્છા છે તો કાલે કાંઈ શંકા શોધી રાખજો, ને કથા સમાપ્ત થાય કે તત્કાળ પૂછજો એટલે સઉથી નિરાંતે સમાધાન સંભળાય. કેમ શેઠ! ઠીક કે નહિ?

**દાસ**—હા હા **વિઠ્ઠલજી**! તમે કહ્યું તે સવાવીસ. બોલો સીદ્વારકાધીસકી જે. (જયબોલી સઉ વારા ફરતી નમન કરીને જાય છે.)



## दिवस २७.

**ચંચળા**—(પ્રભાત ગાય છે.)

**પ્રભાત.**

ત્યાગ રે ત્યાગ મન! શોકભયમોહને, સેવી કાં એહને જન્મ હારે?

ક્રોધ ને લોભ મદ કામ અળગા કરી,ચાહે સુખ તો ગુરુઇશિ ગા રે, ત્યાગ૦
પ્રાત થતાં ગતિ અવળી તું આદરે,ધિક્ મન ધિક્ મન જાત તારી,
રાત્રદિન બોધ દઈ થાકું હું તદપિ તું,કાં ન કાને ધરે શિખ સારી; ત્યાગ૦
જેવડે દુઃખ તું ભોગવે જગત્‌માં, તે તણો સંગ તું નિત્ય રાખે,
જેવડે સુખ સદા દાખવે સજ્જનો, તે ન તું પ્રેમ ધરી કો દિ ચાખે, ત્યાગ૦
જાતિ ઉંચીવિષે પણ અલ્યા આવી તું, કાં કરે નીચ કર્મો સદા રે,
જે મમત્વો ત્યજ્યે વાસના છૂટતી, તે સદા કાં ધરે દેહદારે, ત્યાગ૦
શાસ્ત્ર ને ગુરુતણું વચન નવ માનીને અધમ તું આપમતથી જ ચાલે,
અંતનું વચન કહું માની ભજ **શ્રીહરિ** સદ્ય ચંચળ પ્રભુ હાથ ઝાલે;ત્યાગ૦

**વિજળી**—(પ્રભાત ગાય છે.)

**પ્રભાત.**

આ જગમાં અબળા જાતિએ, પતિવ્રત પાળવું સાચું રે,
તીર્થ વ્રત જપ તપ સાધે પણ, પતિવ્રતવિણુ સઉ કાચું રે, આ૦૧
ધણી અબળા તો સબળાસમ થઈ, આપે પતિને અતિ પીડા રે,
પાપણીઓ તે બહુ દુઃખ પામે, પડી નરકે થઇ કીડા રે, આ૦ ૩
કડવાં વેણુ વદે પતિને તો, જીભે ઉગે કાંટા રે.
સંગ કરે એ અભાગણીનો જે, તેને પણ નડે છાંટા રે, આ૦ ૩
ડોળા કાઢી પતિને ધમકાવે, આંધળીનો જન્મ પામે રે,
દુઃખ દઇ પતિનું મન દઝવે તો, યમ પણ તેને ડામે રે, આ૦ ૪
પતિ પણ વણુવાંકે કો સતીને, દુઃખ દઈ મનમાં ફુલે રે,
(તો) ગાઢા વનમાં અજગર થઈને, મહા દુઃખ પામી કુલે રે, આ૦ ૫
નારીએ તો નાથ નિરંતર, સેવી સુખીયાં થાવું રે,
સદ્‌ગુણુ લેવા નિત્ય પ્રભાતે, આ પદ વિજળી ગાવું રે, આ૦ ૬

**હરકિસનદાસ**—( વિજળીનો વર આ પ્રભાત સાંભળીને ) ઓહો ! આ પ્‌પ્‌પરભાતીયું ત્‌ત્‌તમે જોડયું સું ? ત્‌ત્‌તમે પન બડી મ્‌મ્‌મહીં મઝા કરી જનાય છે ને !

**વિજળી**—એમાં મોટી શી વાત મેં કરી છે જે ! આ **ભાગીરથી** કેવાં સારાં પ્રભાતીયાં જોડેછે. ગરબાગરબીઓ પણ જોડે છે. આ પેલી મારી **ચંચળ** બોરનું ડીંટ સમજતી નો'તી તે પણ પદ જોડે છે; અને બચારા **બાળમુકુંદદાસ** તો જોડે જ છે. ત્યારે પછી આપણા મોહલામાં એવું બાકી કોણ રહ્યું જે ? આ કમળાજેવાં કોઈ રહ્યાંખહ્યાં બાકી રહ્યાં હશે; તે પણ ધીરે ધીરે કરશે. કેમ ખરું કેની ?

**હરકીશન**—ત્‌ત્‌ત્યારે આ અમે પન મૂમમહીં રહ્યાં ખ-

ક્યામાં આવી ગયા કેની ?

**વિજળી**—ના તે તમે કંઇ ના કરો એવા છો? એ તો તમે મેહેનત લઇને લખવા બેસતા નથી, બાકી તમે જો બનાવવા બેસો તો વળી મારાથીએ એક ચંદા સરસ બનાવો. એમાં કંઇ ખોટી વાત છે કે ?

**હરકીસન૦**—ઠીક છે તત્તારે હવે આજે સાંજના ભગવાનનો હુકમ તો તમને દેખાડવા એક બનાવસું. પછી જો પ્પ્પસન પડસે તો રોજ બ્બ્બનાવસું. કેમ ઠીક; કેની ?

**વિજળી**—હા હા, એ તો ઘણું સારું. આપણને જેવું આવડે તેવું. આપણે ક્યાં લોકને ગાવાં આપવાં છે ? આપણે આપણી મેળે ગાવું તેમાં શું ?

**હરકીસન૦**—અરે તતતમે નથી જાનતાં ? એ તો આપનાં પ્પપદ આગળ જતાં જૂનાં ગણાસે. એટલે કેટલાક બચારા જૂનાં ભજનના સોખીન હસે તે આ ભજનોને પન સોધી સોધીને પ્પ્પ પગે લાગીને ગાસે ને પ્પ્પોતાના મનમાં રાજી થસે. ને વલી કે'સે કે વાહ ! આ જૂનાં ભજન કેવાં સારાં છે ! આ હમનાં જ દાખલો જુઓને. આ આપણા ભભ્ભટજી કેવાં સારાં પ્પ્પદ લખે છે ? પન ઘના ઓછી સમજના અનાડીઓ જૂનાં પ્પ્પદના સોખીનો એને હાથમાં પણ નથી ઝાલતા ને બ્બ્બચારા દાનાને ભ્ભ્ભલા માનસો આજે પન એ નવાંને પ્પ્પસન કરે છે. માટે સમજણ પડી કેની ? એ તો સઉ સઉની બ્બ્બુદ્ધિનો ખેલ છે.

**વિજળી**—એમ કેમ વારુ ? તમે ભૂલો છો. આ આપણે પણ જૂના ચોખા ખાઇએ છીએ કેની ? બધાએ કહે છે કે નવો ચોખો વાયુ કરે છે. તેની પેઠે વખતે આ નવાં ભજનથી કંઈ નુકસાન થતું હોય ત્યારે ?

**હરકીસન૦**—આ નવાં ભ્ભ્ભજનથી વાયુ વધે છે કે નહિ એ વાતની કંઇ મને ખબર નથી. લો ચાલો હવે ના'વાનું પ્પ્પ પાની આપો.

**વિજળી**—હા ચાલો. ના'વાનું પાણી તો ક્યારનુંએ તપી ગયું છે. ( હરકીસન નહાવા ઉઠે છે. )

**ભાગીરથી**—( પ્રભાત ગાય છે. )

**પ્રભાત.**

**પ્રભાતની વેળા રે, દીસે રળિયામણી રે,**

આભા રવિ ઉગ્યાતણી દેખાય,
ધીરે ધીરે રવિ રે, ઊંચો આવે જે સમે રે,
લાંબાં રુડાં કિરણ ભૂમિએ પથરાય, પ્રભાતની૦ ૧
અંધકાર નાસે રે, જેમ અજા વ્યાઘ્રથી રે,
જાગી સર્વ લોક કરે વ્યવહાર,
ઉલુકની પેરે રે, ચોરો છુપી પેસતા રે,
વાટે વહેતાં ભય નવ થાય લગાર, પ્રભાતની૦ ૨
એવો જ્ઞાનભાનુ રે, ઉગે જવ ઘટવિષે રે,
તવ સઉ ભયભ્રમ દૂર પળાય,
વ્યવહાર ચાલે રે, વૃત્તિનો સ્વરૂપશું રે,
જ્યાં ત્યાં જગદીશ્વર ભળાય, પ્રભાતની૦ ૩
આહા ! એ સુખકેરો રે, મહિમા જાણે મહામુનિ રે,
આપણ અલ્પજ્ઞથી શું લહાય ?
માટે સુખ લેવા રે, જાવા અજ્ઞાન આ રે,
સદા પતિભક્તિવિષે જ વહાય, પ્રભાતની૦ ૪
સાચે આ પ્રભાતે રે, પ્રેમે સદા કીજીએ રે,
અંતરશુદ્ધિકેરા ઉપાય,
જેથી શમી દોષો રે, અંતર થાય નિર્મળું રે,
આ જીવપણું તવ સદ્ય છુપાય, પ્રભાતની૦ ૫
નમીને પ્રભાતે રે, પિતા પ્રભુ પામીએ રે,
દેજો સદા પતિપદમાં પૂર્ણ પ્રેમ,
જેથી ભવ તરીએ રે, સુખ સાચાં પામીએ રે,
દેજો ત્રિપથગાપ્રભુ યોગ ને ક્ષેમ, પ્રભાતની૦ ૬

**વિઠ્ઠલજી**—( લગાર હસતાં ) આ ત્રિપથગાનું પદ વળી ક્યાંથી આણ્યું ? એ તે તારૂં કરેલું છે કે કોઇનું ?

**ભાગીરથી**—કેમ વારુ ? ત્રિપથગા અને ભાગીરથી એ બંને ગંગાનાં નામ છે કેની ? ભાગીરથીને બદલે ત્રિપથગા કહીએ તો ચિંતા ખરી કે ? ઘણા લોકો પોતાના નામનો અર્થ લઇને તે અર્થવાળી જે વસ્તુ હોય તે વસ્તુનું નામ જે હોય તે પોતાના નામને બદલે મૂકે છે તો ખરા.

**વિઠ્ઠલજી**—તે માણસો પણ ભલા અને તું પણ ભલી જાણવી. જો ! ગંગાનાં તો આ આઠ નામ છેઃ ૧ ગંગા, ૨ વિષ્ણુપદી, ૩ જન્હુતનયા, ૪ સુરનિમ્નગા, ૫ ભાગીરથી, ૬ ત્રિપથગા, ૭ ત્રિસ્રોતા, અને ૮ ભીષ્મસૂઃ, એ આઠ નામ કાંઈ તારા નામનો સંબંધ

કરાવે છે ? એમ ચાલે ત્યારે તો પછી આ કૃષ્ણ ભગવાનનું નામ લોકો જપે છે તે કૃષ્ણ શબ્દનો અર્થ કાળું થાય અને કાળી મેંસ છે. તેથી કાંઇ સવારમાં કોઈ ભગવદ્ભક્ત ભગવાનને બદલે મેંસનું નામ દઇને માળા ફેરવે ? વળી આ મરીનું નામ પણ કૃષ્ણ છે તેથી કાંઈ મરી મરી કરીને કૃષ્ણ ભગવાનની માળા ફેરવાય કે ? તું વિચાર કરને કે કોઇનું નામ રામસેનક હોય. એ નામ કરીયાતાનું પણ છે. હવે જાણો કે રામસેનકને સરકારમાં કે ખતમાં સહી કરવી હોય, તો પોતાના નામને ઠેકાણે કરીયાતું લખવા જાય તો તે કાંઈ લખાય કે ? એ જ પ્રમાણે કોઇનું નામ સ્વર્ણભૂષણ હોય ને એ નામ ગરમાળાનું પણ છે. હવે આપણે સ્વર્ણભૂષણને નોતરૂં દેવા મોકલવું હોય તો કાંઈ એમ કહેવાય કે પેલા ગરમાળાને જમવાનું નોતરૂં દઇ આવો ! માટે એવા શબ્દો વાપનારને ભલાં માણુસ જ કહેવાં જોઇએ; બીજું તો શું કહીએ ? કોઈ સ્થળે ગંગાનો પ્રવાહ ત્રણ વાટે ચાલતો હશે તેથી કદાચિત્ એનું નામ ત્રિપથગા પડયું હશે પણ તારૂં નામ ત્રિપથગા કેમ ઠરે ?

**ભાગીરથી**—( લગાર શરમાઇને હસતાં ) ત્યારે મેં પણ ઉંટવૈદાજેવું જ કર્યું કે નહિ ? સારું થયું જે હજી મેં કોઇ આગળ ગાયું નથી ?

**વિઠ્ઠલજી**—ગાયું હોય તો કાંઇ ચિંતા નથી. બીજા વળી એ કામનાં ખાં હોય છે તે તો એવા કામને વખાણે છે ને તેને ખુબી ગણે છે. પણ એ વ્યવહાર આ પ્રકારનો છે એમ તને જણાવવાને મેં આટલું કહ્યું છે. બાકી એવું પણ ચાલશે ને વળી, તેવા આગળ સારું પણ ગણાશે.

**ભાગીરથી**—ત્યારે એ જગાએ ત્રિપથગા પદ કાઢી નાંખીને 'દેજો ભાગીરથીપ્રભુ યોગ ને ક્ષેમ' એમ જ રાખું છું.

**વિઠ્ઠલજી**—ગમે તેમ રાખીશ તો પણ ચાલશે; કેમકે ભાગીરથીપ્રભુનો તથા ત્રિપથગાપ્રભુનો એ બંનેનો અર્થ શંકર થાય છે.

**ભાગીરથી**—વારુ, બીજું કંઇ આખા પ્રભાતના અર્થમાં તો આમ થયું નથી કેની ?

**વિઠ્ઠલજી**—થયું તો હશે જ તો. તું કાંઈ મોટી પંડિતા છે કે તારામાં ભૂલ ના આવે ? પણ હમણાં તો મારે હજી નિત્ય કર્મ થોડું બાકી છે એટલે એવિષે બોલવા નવરાશ નથી.પણ અર્થના સંબંધમાં તારે ચિંતા રાખવી નહિ; તું તેમાં ભૂલ કરે એવી નથી. અને એમ દોષ જ જોવા જઇએ તો પદાર્થમાત્રમાં મોટા પંડિતની કૃતિ હોય

તો પણ નીકળે. માટે તું તારે પ્રસન્ન મનથી જેમ જોડાય તેમ જોડજે અને નિર્ભયપણે ગાજે. ઈશ્વર એવા દોષ જોતા નથી. જો ! મેં તો આ સહજ હસતાં કહ્યું છે. માટે મનમાં સંકુચિત થઇશ નહિ હોં કે. (પોતપોતાને કામે બંને જણા લાગે છે.)

**ચંદન**—(કૃષ્ણદાસને) કેમ વારુ, આજે કંઈ ચાકરીએ જવાનો મનસુબો નથી કે શું ? આ પો'રદિવસ ચઢી ગયો છે તો એ હજી કંઇ ના'વા ઉતરતા નથી ? એવું શું લખવા બેઠા છો તે હજી સવારનો પાર જ આવતો નથી ?

**કૃષ્ણ૦**—તને કાંઇ રાતદા'ડાનું ભાન છે ? હું સું લખું છું તેની કંઇ તને ખબર છે ? તને તો એક વાતનું ભાન છે કે ખાવું ને ઘરનું કામ કરવું, ને સાંજ પડયે સુવું !

**ચંદન**—એ તે ત્રણ વાતનું ભાન કહેવાય કે એક વાતનું ? છેક આમ વાસીદામાં સાંબેલુ જાય એવું શું કરોછો ?

**કૃષ્ણ૦**—એ તો બધું મળીને એક વે'વારસંબંધીનું જ ભાન કહેવાય. બીજું તો જ્યારે. પરમેશ્વરસંબંધીનું ખરું જ્ઞાન થાય ત્યારે કહેવાય. ને એ બે સિવાય ત્રીજું તો કાંઈ છે જ નહિ, સમજી કેની ?

**ચંદન**—તમારું પણ પેલું 'પન્નગને વળી પાંખાળો થયો' એવું કામ થવા લાગ્યું ને શું ? કાલે તો તમે વહેવારની વાતમાં મારી જોડે જિતવા આવતા'તા ને હવે તો વળી જ્ઞાનની વાતમાં પણ તમે માહેર થયા એટલે પછી શું બાકી રહ્યું ! હવે તો તમે ભલા ધનંતરને પણ ગાંઠવાના નથી, મને લાગે છે.

**કૃષ્ણ૦**—એ તો અમે પહેલેથી જ કહીએ છીએ કે નબલાપાતલાને તો અમે માનવાના નથી જ. એમ કોઈ જાણે કે આને હું ઠગી જનઉં કે સે'માં આંજી નાખું તો તે વાત તો બનવાની નથી જ.

**ચંદન**—તમારી માએ તમને કાળીચૌદશને દા'ડે આંજ્યા હશે એટલે તમે હવે કોઇના ગાંજ્યા શેના જવાના છો જે ! એ તો આપણામાં કહેવત જ છે કે 'કાળી ચૌદશનો આંજ્યો ને કોઇનો ન જાય ગાંજ્યો' ! કેમ ખરું કેની ?

**કૃષ્ણ**—અરે જા જા, એમ આંજ્યાથી ગાંજ્યા ના જવાતું હોય તો તો આ બધાએ લોકો કાળી ચૌદસે આંખે મેંસ લપરડે છે. એમ મેંસ ચોળ્યે તે વળી અક્કલ આવતી હસે ! એમ આવતી હોય, તો પછી મેંસનો કંઇ ટોટો છે ? તારા જેવાં દોઢ ડાહ્યાં હોય ને આવી વાત સાંભલે તો આખા મોંઢાઉપર મેંસ ચોલી બેસે ! પણ એ તો

બધાં ફાંફાં છે. માણુસમાં અક્કલ આવવી એ તો કુદરતનો ખેલ છે.

**ચંદન**—આ તમને બધી અક્કલ આવી છે તે એ કુદરતના ખેલથી જ આવી હશે કેમ? કંઈ કોઈ પાસેથી શીખવી નહિ પડી હોય ખરું કેની?

**કૃષ્ણ૦**—અરે નાદાન! તને કંઇ અક્કલ છે કે નહિ! મારું કહેવું તો એમ છે કે અક્કલ તો મૂલથી માણુસમાં હોય છે પણુ તે કોઇ સારી સોબતથી ખીલી આવે છે. જો એકલી સીખવવાથી જ અક્કલ આવતી હોય તો તો બધાંને જ આવવી જોઇએ. કેમકે સઉને કોઈ કોઈ પણુ સીખવનાર હોય છે.

**ચંદન**—એ તમારી સમજણુ તમે જ જો ખરી માનતા હો તો તમે આ મને કહો છો કે 'તને કંઈ અક્કલ છે કે નહિ' તો એમ કહેવાય ખરું? અક્કલ તો તમારા કહેવાપ્રમાણે મારામાં છે જ.

**કૃષ્ણ૦**—એવી અક્કલ છે તેમાં સું રંધાયું! આ હું કહું છું તેનો મુદ્દો સમજવાની અક્કલ તારામાં છે કે નહિ એમ મારું તો તને પૂછવું છે.

**ચંદન**—આ તમે કહો છો તેવી અક્કલ હોય તો તેમાં રંધાય ખરું? જો એમ હોય તો પછી ઘણું સારું. આ આપણા ઘરમાં રાંધવાનાં વાસણુ કાણાં થયાં છે તે તમારી પાસે તે અક્કલ હોય તો ચલાવશું.

**કૃષ્ણ૦**—જો! પાછી મારા મોંમાંથી કંઈક સાંભલવાજેવી વાત કરવા માંડે છે કે? સીધું કહીએ છીએ તે સમજતી નથી ને આડું આડું બોલે છે!

**ચંદન**—કેમ આ અત્યારસુધી હું જે સાંભળું છું તે તમારા મોંમાંથી નીકળે છે કે કોઇના મોંમાંથી? ભલે કાંઇ મારું કલ્યાણુ થાય એવું સંભળાવો તો સાંભળવાને તો હું ચાહીને આવી છું.

**કૃષ્ણ**—આમ નરમાસથી બોલતી હોય તો તને બધુંએ મલે. તારા કલ્યાણુનો ઉપાય તો આ લખવા જ બેઠો છું.

**ચંદન**—હું તો નરમાશથી જ બોલવાનું જાણુતી'તી, પણુ તમે મને કહેલું કે સ્ત્રિયોને કંઇ મરદકરતાં ઓછો અધિકાર નથી, ત્યારથી મેં કું નરમાશથી બોલીને હું મારો પરમેશ્વરના ઘરથી મળેલો અધિકાર શામાટે ખોઉં? એમ સમજીને આ તમારી સાથે બોલે બોલે ટક્કર લઉં છું. પણુ હવે જો તમે નરમાશમાં રાજી હો તો મારે તો તે વાતની પણુ હા છે.

**કૃષ્ણ૦**—આ જ તારી ખોટી ટેવ છેને. પાછલની કોચરાના

સાલની વાતો સંભારીને કહે છે, પણ એમ નહિ કે તે ગઇગુદરી વાતને ભૂલી જવી.

**ચંદન**—એમ કહેશો ત્યારે તો આ મને પરણ્યે કંઇ નહિ તો દસ વરસ થયાં હશે. હવે એ વાત ભૂલી જાઉં તો પછી મારી ને તમારી શી વલે? એ પણ ગઇગુદરી વાત જ કહેવાય કેની? એમ ભૂલું તો પછી આ ઘરમાં પણ મારાથી શેનું રહેવાય? માટે એ તો આગલું ને પાછલું બધું સંભારવું પડે. પણ તમને લગાર ખોટું લાગવાજેવું થાય તો માફ કરજો. લો બોલો ત્યારે હવે મારા કલ્યાણનું તમે શું લખ્યું છે? હું સાંભળું તો ખરી. આ તો આડી વાતમાં બધો વખત ગયો. એનું કંઇ ફળ મળવાનું હતું?

**કૃષ્ણ૦**—(પોતાનો લખેલો કાગળ હાથમાં લઇને) લે આ તે દહાડાના જેવી ઠુમરી છે. એ ગરબામાં, પ્રભાતમાં એમ ઘણે રાગે ગવાય છે. લગાર મોટેથી ગા જોઉં.

**ચંદન**—(કાગળ લઇને મનમાં બધું વાંચી જઇને) પેલું તમને નથી ગમતું તે નામ આમાં આવે છે એટલે મારાથી તો એ ગવાય નહિ, માટે તમે પોતે જ લગાર તસદી લઇને મને ગાઇ સંભળાવો તો મહેરબાની.

**કૃષ્ણ૦**—લે લે હવે ડહાપણ જવા દે ને લાંબી ટેચ મૂકીને વાંચ.

**ચંદન**—હવે એવા શબ્દો આવે તેવાં પદ ગાવાની મને છૂટ આપો તો ગાઉં, મારે કાંઇ ના છે?

**કૃષ્ણ૦**—એવી કબૂલતબબૂલત કંઇ હમણાં અપાય નહિ. પાલવે તો ગા નહિ તો રહ્યું.

**ચંદન**—મને તો એનો રાગ પણ બરાબર આવડશે નહિ તેથી હવે આજનો દહાડો મહેરબાની કરીને આપ જ મને ગાઇ સંભળાવો. મારા બોલવાનો ગુસ્સો ના રાખશો.

**કૃષ્ણ૦**—લે સાંભલ. આજનો દિવસ તો તને સંભલાવું છું. (ગાય છે.)

### પદ. ઠુમરી.

આ સંસારે સાર સમજવા, સજ્જનપાસે જાવું રે,
સાર સમજીને સીધે રસ્તે, ચાલી સુખીઆ થાવું રે, આ૦ ૧
સાચી વસ્તુ સું છે, સેમાં સુખ, સાધન સું તેનું રે,
એ જાણી જન જન્મી જગમાં જાગી જુઓ જે જેનું રે, આ૦ ૨
જ્યાં લગી મૂલ ન મનનું જાણો, ત્યાંલગી ફૂલ સઉ કાચું રે,
માટે મનનું મૂલ સોધો તો, સુણી હું મનમાં રાચું રે, આ૦ ૩

જે તે વાતે જગપતિપ્રભુને, પ્રેમ ધરીને પરખો રે,
તો આ દુઃખ ને દીનતા છૂટે, ધનવંતા થઈ હરખો રે, આ૦ ૪
આડાઅવળા વહેમ ત્યજીને, જે પ્રભુપદપ્રીતિ રાખે રે,
કૃષ્ણદાસ હું કહું બલિહારી, તે જ હરિરસ ચાખે રે, આ૦ ૫

**ચંદન**—વાહ! આજ મારા મનમાં હું બહુ ખુશી થઇ છું. આજની ઠુમરી તે ખરી. બાકી તે દા'ડાની તો ધૂળજેવી હતી.

**કૃષ્ણ૦**—તને તે વાતની સી ગમ છે! જો! તે ઠુમરીનો વિસય જુદો હતો, ને આનો વિસય જૂદો છે.

**ચંદન**—તેના વિષયની ગમ કરીને મારે બૈરાંની જાતને શું કામ હતું? હું તો એટલું જાણું કે તેમાં જોઇએ તેવું ભગવાન્નું નામ નો'તું, ને આમાં છે, એટલે આ સારી. પણ સાચું કહેજો વારુ આવી ઠુમરી લખવાનું મન તમને શાથી થયું? કથામાં આવ્યા તેથી કેની?

**કૃષ્ણ૦**—હા એમ તો ખરું જ તો. તને ખબર છે? જેવા જેવા વિચારવાલાની સંગત થાય તેવા તેવા વિચાર આવે એમાં કાંઈ નવાઈ નથી.

**ચંદન**—તે ગમે તેમ હોય. પણ આ સારા વિચાર આવ્યા તે પુનપરતાપ તો અમારા ખરા કેની? અમારી કથામાં ના આવત તો કંઇ તમારા વિચાર સારા થાત તે કહો.

**કૃષ્ણ૦**— જા જા, એમ કંઇ અમે સમજતા નો'તા? અમે તો પરમેશ્વરને ને ભગવાન્ને ને સઉને જાણતા'તા, પણ અમારું કામ જૂદું છે. તને કંઈ ખબર છે? આ હાથીને બે દાંત હોય છે. ચાવવાના જૂદા ને દેખાડવાને જૂદા, તેમ અમારું બોલવાનું, સમજવાનું ચાલવાનું બધું જુદું છે. ધીરેધીરે તું સમજીસ ત્યારે જાણીસ. લે ચાલ હવે પાણી કાઢી આપ. કચેરીનો વખત થવા આવ્યો છે. વલી વાત કરવી હોય તો સાંજે આવજે. ( એમ બોલી નીચે જાય છે. પછી નાહી જમીને કચેરીમાં જાય છે. )

**ચંચળા**—( પોતાના ઘરકામથી પરવારીને મનમાં ) ઓહો! આજ તો વખત જતાં કાંઇ જણાયો પણ નહિ ને શું! કથાનો વખત તો થયોએ ખરો. (ઉતાવળ કરતી વિજયાને ત્યાં આવે છે, ભાગીરથી વગેરેને આવેલાં જોઇને) ઓહો! આજ તો બધાંએ આવી બેઠાં છેને! મને જ મોડું થયું કે શું?

**ભાગીરથી**—આવો આવો ધીરજથી. હજી તમારાં કાકીજી

ક્યાં આવ્યાં છે જો? ગાડું વાળનાર ઘરડાં તો હજી પાછળ છે. એમનાં આવ્યાવિના કાંઇ આપણો પાટલો ખસવાનો છે?

**ચંચળા**—એમ છે કે! ત્યારે તો ઘણું સારૂં. (એમ કહી બેસે છે. એટલામાં **પાર્વતી**ને દાદરે ચઢતાં જોઇએ) ઓહો! કાકીજી! તમારું તો પૂરા સોથીએ વધારે આવરદા જણાય છે! આ હમણાં જ તમને સંભાર્યાં! જો ગાળ દીધી હોત તોએ સાંભળત.

**પાર્વતી**૦—ભલે, આવરદા લાંબુ છે તો **ભ**ગવાન્નું ભજન થશે. મને વહેલી મારવાથી તમને કાંઇ મળવાનું છે?

**ચંચળા**—ના ના કાકીજી! હું હસવાને કહું છું હોં.

**પાર્વતી**૦—ત્યારે હું ક્યારે રડવાને કહું છું જો! ભલે હસોની બાવા! તમારે આજકાલ હસવાના દા'ડા છે કેની. પણ **ચ**ચળવહુ! એમ જાણજો કે તમારે પણ અમારી પેઠે ઘડપણના દા'ડા આવવાના છે! પેલી કહેવત છે કેઃ—

પીંપળ પાન ખરંતા, હસતી કુંપળીયાં,
મુજ વીતી તુજ વીતશે, ધીરી બાપડીયાં.

સમજ્યાં કેની?

**ભાગીરથી**—ચાલો **પાર્વ**તી બહેન ?તમારા આશીર્વાદથી અમે સઉ ઘરડાં થતાસુધી જીવશું એટલો તમારા બોલવાથી લાભ થયો. હવે આપણો કથાનો સમય થયો છે હોં. તમારી વારેવાર હતી.

**પાર્વતી**૦—લો ચાલવા દો **વિજીયાલક્ષ્મિ** બહેન! મારે લીધે સઉને ખોટી થવું પડ્યું.

**ચંચળા**—ના રે કાકીજી! એમાં શું! અમે ઘણા દા'ડા મોડાં આવીએ છીએ કેની? હશે હવે આજ કંઇ નાનો સરખો ચુટકો કહેશો કેની? ગણપતિ બેઠાવગર કંઇ શુભ કામનો આરંભ થાય છે? તમે તો ઘરડાં છો તે બધુંએ જાણો છો.

**પાર્વતી**૦—અલી તું તો ખાઇપીને મારી પાછળજ મંડી છે. રડ્યા રોજના રોજ તે એવા ટુચકા ક્યાંથી લાવું? ટુચકાના તે કંઇ વહાણ ફાટે છે?

**ભાગીરથી**—ના ના **ચં**ચળ બહેન! આજ તો **વિજયાલક્ષ્મિ** બહેનને જ આરંભ કરવા દો. વળી કાલે હશે તો **પાર્વતી**બહેન કાંઈ કહેશે. રોજ રોજ તે એમને શ્રમ અપાય? ખરું જોતાં તો આપણે કંઇ કંઇ વાર્તા કરીને એમને તો વિસામો આપવો જોઇએ. લો બોલો 'જય જય **શ્રીસદ્**ગુરુ દેવ. ( સર્વ બોલે છે. )

**વિજયા**—( પદ ગાય છે. )

છંદ. સીતાના મહિનાનો લય.

કરૂં કર જોડી પ્રણામ રે, પ્રથમ પરબ્રહ્મને,
ગાઉં તિથિઓસાથે બોધ, પામે જીવ બ્રહ્મને.
આ પડવે પામર લોક રે. જગે જન્મીને મરે,
તેને લાગે ન કદી સદ્‌બોધ, ન તે ભવથી તરે.
આ બીજે જે બીજા લોક રે, વિષયીમાં ગણાય છે,
તે તો વિષયાર્થે થઇ દીન, દુઃખોમાં તણાય છે.
ત્રીજે ત્રીજા મુમુક્ષુ જન રે, તેનું તો કલ્યાણ છે,
તેને આવે છે તત્ત્વનું જ્ઞાન, પામે નિર્વાણ છે.
ચોથે ચોથા મુક્ત ગણાય રે, તે તો જગથી તર્યા,
તેને ફરી ના'વે જન્મમરણ, મૃત્યુકરથી ઉગર્યા.
પાંચમે પંચ વિષય રે, જેને નથી પીડતા,
એવા ઈંદ્રિયજિત્ બળવાન્, ભક્તિરણે બીડતા.
છઠ્ઠે છ રિપુઓ જગમાંહ્ય રે, જેના ઉરથી ટળ્યા,
તેના શમીયા સઘળા ક્લેશ, ખરે હરિને તે મળ્યા.
આ સાતમે ભૂમિકા સાત રે, ચડીને જે સ્થિર થયા,
તેને જાણો સદા બ્રહ્મરૂપ, રહ્યા ન, ન તે ગયા.
આ આઠમે અષ્ટાંગ યોગ રે, સાધ્યો જેણે સ્નેહથી,
કરી અષ્ટપુરીનો ઉચ્છેદ, રહે મુક્ત દેહથી.
નોમે નવધા ભક્તિ કરી નેટ રે, પ્રભુપદમાં રમે,
કરી સ્વાધીન તે તત્ત્વ નવ, અંતે હરિમાં શમે.
આ દશમીએ નાડીઓ દશ રે, જાણે દશ દેવતા,
રસ દશમો સેવે ભક્તિપ્રેમને, જીવ હરિને હેરતા.
એકાદશીએ સાધન અગીયાર રે, સાધે તત્ત્વજ્ઞાનનાં,
મનસહ ઈંદ્રિયો અગીયાર, જિતી સમજે સાનમાં.
દ્વાદશીએ દ્વાદશ ધર્મ રે, આત્મા અનાત્માના,
લહે સેવે બ્રાહ્મણ વ્રત બાર, રૂપ તે પરમાત્માનાં.
તેરશે ભાગવતધર્મ રે, ત્રયોદશ જાણીને,
આણે જીવપદ કેરો અંત, છે ધન્ય તે પ્રાણિને.
ચૌદશે ત્રિપુટીઓ ચૌદ રે, શમાવી જે શમે,
તેને શમીયા ચૌદે લોક, સર્વત્ર તે તો રમે.
આ પુનમે માયાનું મૂળ રે, જેણે જાતે અનુભવ્યું,
તેને જન્મમરણ નહિ દુઃખ, મહાપુરુષોએ કવ્યું.
અમાસે કળાઓ સોળ રે, શમાવી જેણે હદે,

તે સાચા નરહરિ દેવ, વિજય યશ જગ વદે.
આ તિથિઓ શુણે ને જે ગાય રે, સમજે જે વિવેકથી,
તાપ ત્રિવિધિ શમે ક્ષણમાંહ્ય, વિજયા વદે ટેકથી.

**ભાગીરથી**—જય જય **શ્રીસદ્**ગુરુદેવ. (સર્વે બોલે છે પછી) કાલે તો કથાના અંતમાં એ આવ્યું હતું કે **શ્રી**સાગરે પોતાના તથા પોતાના બંધુઓના વિચારનું સ્વરૂપ જણાવ્યું હતું. તે વિચારનું સ્વરૂપ જણાવતાં છેવટે એમ કહ્યું હતું કે અમારા પ્રયાણથી આપને તથા અમારી માતાને ખેદ થવાનું સબળ કારણ છે પણ અમને સ્વધર્માચરણમાં જોડવાનો આપનો ધર્મ છે તેથી, તેમ જ તે અમારી ઇચ્છાઓ પૂર્ણ કરવાનો ધર્મ આપે સ્વીકારેલો છે તેથી હવે જે કાંઇ યોગ્ય જણાય તે આજ્ઞા આપ અમને આપો, તથા અવશેષ રહેલું જે અમારું હિત હોય તે આપ કરો. આપ્રમાણે બોલી બંધ રાખ્યું હતું.

**વિજયા**—(ઇષ્ટસ્મરણ કરીને) આ પ્રકારના પુત્રોના વિચાર જાણીને તેમના ધૈર્યબળથી તે **શ્રીરં**ગશેઠને તથા **શ્રી**મતી માતાને ઘણો સંતોષ થયો. તોપણ પુત્રની વિદેશ જવાની ઇચ્છા પૂર્ણ કરવાસંબંધે અંતરમાં લગાર સંકોચને પામ્યાં. તેમ છતાં પણ વિચાર કરીને ધૈર્યથી તે **શ્રીરં**ગશેઠ આ પ્રકારનાં વચનો તે પુત્રને સર્વ સાંભળતાં કહેવા લાગ્યા.

**શ્રીરં**ગશેઠ કહેછેઃ હે પુત્રો! તમારા વિચારનું સ્વરૂપ તથા તેનો સાર સમજીને હું ઘણો સંતોષ પામ્યો છું. આ સંસારમાં સ્ત્રીપુરુષનો કે પિતામાતા તથા પુત્રનો વગેરે અનેક પ્રકારના સંબંધ થાયછે. તે સંબંધો અનેક અદષ્ટ કારણોના સંયોગથી થાય છે. તે અદષ્ટકારણોને આ અલ્પમતિ જીવો ખરી રીતે જાણતા નથી, તેથી સંયોગવિયોગમાં હર્ષશોક માને છે. પણ જેમ છે તેમ જાણનારાને એવા હર્ષશોક થતા નથી. જે માતાપિતાનો પુત્ર આ લોકમાં સત્કીર્તિ મેળવે છે તે જ માતાપિતા, માતાપિતારૂપે આલોકપરલોકમાં સુખ ભોગવતાં ગવાયછે, અને જે માતાપિતા પોતાના કુપુત્રવડે આ લોકમાં અપકીર્તિને મેળવે છે તે માતાપિતા, કુમાતા તથા કુપિતારૂપે આ લોકપરલોકમાં દુઃખને ભોગવતાં છતાં નિંદાય છે. માટે દરેક માતાપિતાએ પોતાના પુત્રપ્રતિના મોહથી પુત્રને કે પુત્રના સ્વાર્થને બગાડવો નહિ, પણ પોતે સંકટ વેઠીને પુત્રને સુપુત્ર કરવો. એ જ પ્રમાણે સ્ત્રિયો પણ પોતાના પતિના ઉજ્જવલ યશથી શુદ્ધ થતી આ લોકપરલોકમાં સુખભોગ મેળવી વખણાય છે; અને પોતાના કુપતિના અપયશથી કલંકિત થયેલી સ્ત્રિયો

સર્વત્ર દુઃખને પામે છે તથા વખોડાય છે. જેથી કુલિન માતાપિતાની— પુત્રીઓ પોતે સંકટ વેઠીને પણ પોતાના પતિને આ લોકમાં યશકીર્તિ સ્થાપવા પ્રાર્થના કરે છે તથા સહાય આપે છે.

આપણે વૈશ્ય જાતિએ તો સંપૂર્ણ પ્રજાના ઉપકારઅર્થે દેશવિદેશ વિચરીને પ્રજાનાં સુખસંપત્તિમાં વધારો કરનારા ઉપાયો યોજવા ઘટે છે. જેમ રણમાં ક્ષત્રિયોના પ્રાણ જાય છે તો તેમનુ મરણ સાર્થક થાય છે, અને મૃત્યુથી ભય પામીને રાજ્યમહાલયમાં પેશીને કીટપતંગાદિની પેઠે મરવાથી તેમનું મરણ તથા જન્મ નિરર્થક ગણાય છે, તેમ જ આપણ વૈશ્યનું મૃત્યુ પણ લોકોપકારક કાર્યનિમિત્તે દેશવિદેશમાં કે માર્ગમાં વિચરતાં થાય છે, તો પણ તે સાર્થક છે; અને સ્વાર્થલંપટપણાથી ઘરમાં જ પેશીને મરણ પામે છે તેનું આવવુંજવું નિરર્થક ગણાય છે.

વળી હે સુપુત્રો ! જેમ ક્ષત્રિય પુરુષની માતા, ભગિની તથા પત્ની પોતાના પુત્ર, ભાઇ કે પતિને જ્યાં વિકરાળ મુખમુદ્રાવાળા યોદ્ધાઓ ચળકતાં ઘાતક શસ્ત્રોને હાથમાં લઈ ઘુમે છે એવા તથા જ્યાં જોઇને કાયરોને કમકમાટ વછુટે એવી મનુષ્યના રક્તની નદી વહે છે એવા ભયંકર રણમાં પ્રસન્ન મુખથી પુષ્પોવડે વધાવીને વિદાય કરી જયને ઇચ્છતી હર્ષવડે પરમાત્મામાં ચિત્ત જોડી બેસે છે, તેમ આ વૈશ્ય પુરુષની માતા, ભગિની તથા પત્નીએ પણ વ્યાપારાર્થે વિદેશગમન કરતા પોતાના પ્રિય પુત્ર, ભાઈ કે પતિને પ્રસન્ન મુખથી કુકુંમના ચાંદલા કરી પુષ્પોથી વધાવી અધિકારપ્રમાણે આર્શીવાદ આપીને કે નમન કરી વિદાય કરવા ઘટે છે અને તેને વિદેશમાં કુશળ વર્તે એ અર્થે માતા, ભગિની તથા તેની પતિવ્રતા ભાર્યાએ જગત્પિતા, કલ્યાણના કર્તા શ્રીપરમેશ્વરમાં ચિત્તને જોડીને રાત્રદિવસ પોતાના પતિને આવવાની વાટ જોતાં તેનું શુભ ઇચ્છવું તથા અવિકળપણે આપઆપણા ધર્મને પાળવા એ મુખ્ય નીત છે.

હે સદ્ધર્માચરણમાં પ્રીતિવાળા સુપુત્રો ! તમારું ધૈર્ય જોઈને હું આજે ઘણો પ્રસન્ન થયો છું. આ શરીરો કે જે ક્ષુદ્ર વ્યાધિઓથી પણ હણાઈ જાય છે, મોટી રાજલક્ષ્મીવડે પણ જેનાં રક્ષણ થઈ શકતાં નથી—એ વાર્તા સમર્થ રાજાઓ તથા રાજકુમારોનાં મરણથી સુપ્રસિદ્ધ છે—તે શરીરને સદા ટકાવવાની આશાવાળા જીવોને અસાવધ જ ગણવા ઘટે છે. આમ છતાં જે મનુષ્ય મરણના ભયથી ઘરમાં પેશી રહે છે, અને યોગ્ય કર્તવ્ય કરતા નથી તેને મહા મૂર્ખ જ ગણવા ઘટે છે. આ મૃત્યુ જે અવશ્ય પ્રાપ્ત થનાર છે તે જ્યાં ત્યાં પ-

ણુ આવશે જ. ઘરમાં, વનમાં, પહાડની ગુહામાં, પાતાલ કે આકાશમાં ભાગી પેસનારને મૃત્યુ છોડતું નથી, એ સ્પષ્ટ છે. આ અલ્પજ્ઞ જીવો જે જીવવાને ઇચ્છે છે તે મૃત્યુનો જય કરવા સમર્થ નહિ હોવાથી મૃત્યુને પામે છે, અને જે યોગી મહાત્માઓ મૃત્યુને પણ જય કરવાના સામર્થ્યને ધરાવનારા હોય છે તેઓ અંતમાં આ શરીરને રાખવાના આગ્રહ કે ઇચ્છાવિનાના થાય છે. જેથી તેમનાં શરીરો પણ મૃત્યુને પ્રાપ્ત થાય છે. માટે અંતમાં જેનું મૃત્યુ જ માલિક છે એવા આ શરીરનાં અત્યંત કાળજીથી કરેલાં રક્ષણવડે પણ શું ? કાંઇ જ નહિ. તેમ જ એ શરીર કે જેનાથી પરમ ઉત્કૃષ્ટ સ્થિતિ પમાય છે તેને કોઈ પણ પુરુષાર્થ પ્રાપ્ત કરયાવિના એળે ગુમાવી નાંખવું એ પણ મોટી મૂર્ખતા છે. એનાવડે વ્યવહાર તથા પરમાર્થ સાધી લેવા એ જ શરીરધારીને લાભ છે. માટે શરીર રહે ત્યાંલગી એનાવડે ધર્મ સાધવો કે જે ધર્મ જીવમાત્રનો અંતનો સંગી છે. વળી હે પુત્રો ! ઘણા મંદમતિ મનુષ્યો પોતાને આ જગત્માં આ ક્ષુદ્ર વિષયોને જ માત્ર ભોગવવા અર્થે જ જન્મેલા માને છે, પણ એ તેમની વિવેકી પુરુષોથી ન સહન કરાય એવી ભૂલ છે. કારણ કે વિષયભોગનું તો ભોગકાળે જે ક્ષણિક સુખ ભાસે છે એ જ ફળ છે, એ કેવળ વિષયભોગ ભોગવવાનું જ કોઈ મોટું ફળ નથી. આ સ્થળે કોઇ એવી શંકા કરે કે જો વિષયભોગ ભોગવવા માત્રથી કોઈ મોટા ફળની પ્રાપ્તિ ન જ થતી હોય તો પછી જેમાં કેવળ વિષયભોગ જ ભોગવવાના હોય છે એવા ગૃહસ્થાશ્રમના પાલનનું શું પ્રયોજન ? અને એવો નિષ્ફલ જો ગૃહસ્થાશ્રમ ગણાતો હોય તો શાસ્ત્રમાં ધર્મરૂપ ગણીને સર્વને ગૃહસ્થાશ્રમની શા માટે આજ્ઞા આપી ? તો એ શંકાનું સમાધાન આ છેઃ શાસ્ત્રમાં ગૃહસ્થાશ્રમની ધર્મરૂપતા ગણીને સેવવાની આજ્ઞા તો માત્ર સત્પ્રજાની ઉત્પત્તિઅર્થે જ આપી છે. કંઈ પશુ આદિની પેઠે વિષયભોગને અર્થે જ નહિ. જો સત્પ્રજાની પ્રાપ્તિ ન થાય તો તે ગૃહસ્થાશ્રમ વ્યર્થ જ કહ્યો છે. આથી સુપુત્ર જે કુળને તારે છે તથા આ લોકપરલોકમાં પોતાની તથા પોતાના પિતરોની ઉજ્જ્વલ કીર્તિ સ્થાપે છે તે પુત્ર જ માત્ર ગૃહસ્થાશ્રમનું ફળ છે. કાંઇ વિષયભોગ જ વ્યર્થ ભોગવવા એ ફલ નથી. વિષયભોગોને ભોગવવાનો આશ્રમ છતાં પણ એ ગૃહસ્થાશ્રમમાં કેવળ વિષયો જ ભોગવવાની શાસ્ત્રે આજ્ઞા નથી આપી, પણ ધર્મ અર્થ, કામ અને મોક્ષ એ ચારે પદાર્થ પ્રાપ્ત કરવા માટે ગૃહસ્થાશ્રમ કરવાની આજ્ઞા આપી છે. સ્ત્રીસેવનના પણ નિયમો મૂકયા છે, તેના સેવનના તથા વ-

જર્ય કરવાના સમયો જાણીને તે પ્રયાણે જ સેવવાની આજ્ઞા છે. તે પ-ણ વિષયાનંદ લેવામાટે જ નહિ પણ પ્રજાની ઉત્પત્તિમાટે છે. અને એ જ પ્રમાણે ખાનપાનઆદિ વિવિધ વિષયો પણ મર્યાદાથી સેવવા-ના કહ્યા છે. એવિના ગૃહસ્થના સઘળા ધર્મો જે મેં તમને કહ્યા છે તેમાં પ્રસંગે વિષયભોગથી રહિત રહીને પણ પાળવાયોગ્ય ધર્મો છે. જેથી ગૃહસ્થાશ્રમ કાંઇ કેવળ વિષયભોગમાટે જ નથી. પણ વૃત્તિ-ઓને વિષયમાં દુઃખરૂપતાનો અનુભવ આપવાઅર્થે તથા તેટલા કાળમાં સત્પ્રજાની પ્રાપ્તિઅર્થે છે. પ્રજાના અસંભવના અનુમાને તથા વય-ની અધિકતાએ અવશેષ ફ્લ પ્રાપ્તવ્ય રહ્યું હોય તો ગૃહસ્થાશ્રમનો ત્યાગ પણ શાસ્ત્રમાં વિધાન કરયો છે. માટે હે ભાઇઓ ! તમે તો તમારાં અંતઃકરણમાં નિઃશંકપણે એવો જ નિશ્ચય કરજો કે આ શ્વા-નકાકઆદિની જાતિમાં પણ જે પ્રાપ્ત થાય છે એવા આ વિષયભો-ગોને જ મરણપર્યંત સેવવા કે ભોગવવા એ જ માત્ર આ મનુષ્યજન્મને કે ગૃહસ્થાશ્રમને સાર્થક કરનાર છે એમ નથી. પણ સત્પ્રજા તથા સત્કી-ર્તિની પ્રાપ્તિ તથા અંતમાં પરમાત્મસ્વરૂપનું જ્ઞાન અને આ જ-ન્મમરણરૂપ સંસારને આપનાર વાસનાનો ક્ષય એ જ પરમપુરુષાર્થ-રૂપ છે. અને એની સિદ્ધિએ જ જન્મની સાર્થક્તા છે.

આ પ્રમાણે પિતાનાં વચનો શ્રવણ કરીને પ્રસન્ન મુખથી બી-જો પુત્ર જેનું નામ **શ્રી**ભદ્ર હતું તે આ પ્રકારનાં પ્રિય વચનો પો-તાના પિતાને સર્વ સાંભળતાં કહેવા લાગ્યો.

**શ્રી**ભદ્ર કહે છેઃ હે પિતા ! આપની કૃપાથી અમે આપનાં આજે તથા પૂર્વે સાંભળેલાં વચનોથી કરવાયોગ્ય નિશ્ચય શંકારહિતપણે કરયોછે, અને તેથી જ હવે આપની ઇચ્છામાં આવે તે અનુકૂળ દિ-વસે અમને પ્રયાણ કરવાની આજ્ઞા આપો. અને આપને યોગ્ય લા-ગે તો આપણા જોશીને પૂછીને કોણે કયી દિશામાં કયારે પ્રયાણ કરવું તેનો નિશ્ચય કરો. અત્રેથી જે માલ કે ઘટતા પદાર્થો લઇ જવા-ના હોય તેનો પણ યોગ્ય વિચારથી બંદોબસ્ત કરો. અમારી દરેક ઇચ્છાઓ આપે પૂર્ણ કરી છે તો આ ઇચ્છાને પણ પૂર્ણ કરવા આપ આદર કરો. આપ વિદ્યમાન છો ત્યાંપર્યંતમાં અમને અમારા ભાગ્ય-નો કે બુદ્ધિબળપરાક્રમનો અજમાયશ કરવાનો રુડો સમય આપો તો એસમાન અમને બીજો આનંદ નથી.

પોતાના ભાઇ **શ્રી**ભદ્રનાં આ વચન શ્રવણ કરીને ત્રીજો ભાઇ જેનું નામ **શ્રી**કંઠ રાખ્યું હતું તે આ પ્રકારનાં વચનો બોલ્યો.

**શ્રી**કંઠ કહે છેઃ હે પિતા ! આપ માતાપિતા ઉભયના ઉપકારનો

બદલો જેમનાથી કદી પણ વાળી શકાવાનો નથી એવા અમે શું કરીને આપને પ્રસન્ન કરીએ, એ વાર્તાને અમે જાણતા નથી. તોપણ અનુમાન કરીએ છીએ કે અમુક કાર્ય અમુક પ્રકારે કરીશું તો આપની પ્રસન્નતા થશે. અને ઘણી વેળા તે તે કાર્યને તે તે પ્રકારે ન કરી શકવાથી અમે અંતઃકરણમાં ગ્લાનિ પામીએ છીએ, અને અમારી અલ્પમતિ અલ્પશક્તિ વગેરેનો તે તે ક્ષણે વિચાર કરીએ છીએ. તોપણ વળી પોતાના અલ્પ સામર્થ્યનું વિસ્મરણ કરીને અમે આપના સમીપ વદીએ છીએ કે અમુક કાર્ય અમુક પ્રકારે કરવા આપ અમને આજ્ઞા આપો. આ અમારું બોલવું સર્વ જાણનાર આપે તિરસ્કાર કરી કાઢવાયોગ્ય છે. તેમ છતાં પણ અમારા હિતનો જ વિચાર કરનાર દયાના સમુદ્રજેવા આપ અમને કે અમારા વિચારને તિરસ્કાર કરતા નથી તેથી અમને એમ જણાય છે કે આ પ્રકારના અમારા સર્વ વિચારો જેનો આપ તિરસ્કાર ન કરતાં આદર કરો છો તે અંતમાં હિત કરનાર હશે. આ અનુમાનથી જ અમે વારંવાર યોગ્યાયોગ્ય વિચારોને આપના સમીપ મૂકી તે પ્રમાણે કરવાની આજ્ઞા માગીએ છીએ. અમે સમજીએ છીએ કે જે ક્રિયાના આરંભમાં,મધ્યમાં કે અંતમાં આપની તથા ઈશ્વરની પ્રસન્નતારૂપ ફળ થાય તે જ ક્રિયાને સત્ક્રિયારૂપ ગણવી ઘટે છે. પણ ક્રિયાના આરંભમાત્રથી જ આપની તથા ઈશ્વરની પ્રસન્નતા અંતમાં થશે એવો નિશ્ચય અમો મંદમતિ કરી શકતા નથી. આમ છતાં પણ અમારો ક્રિયારહિત રહેવાનો આ સમય નથી. તેથી કોઈ પણ ક્રિયા કરવી એ તો સિદ્ધ જ છે. ત્યાં ધર્મથી અમને પ્રાપ્ત તો એ જ છે કે દેશવિદેશમાં વિચરવું, વિવિધ હુન્નર, કળાઆદિની શોધ કરવી અને તેથી સમગ્ર પ્રજાને વ્યવહારમાં ઉપયોગ પડતા પદાર્થો પ્રાપ્ત કરી આપવા, વિવિધ વ્યવહારોપયોગી વસ્તુઓને એક સ્થળથી બીજે સ્થળે લાવવી લઈજવી. આમ કરતાં સ્વદેશની સંપત્તિ વધે પણ ઘટે નહિ એટલી ચોકસી રાખવી ઉચિત છે; તેમ જ પ્રત્યેક વ્યાપારનો પદાર્થ બને તેમ ન્યૂન મૂલ્યથી અને સુંદર મળે એમ કરવો. આવગેરે અનેક પ્રકારના વિચારથી વિવિધ વ્યાપાર કરવા. એ વિના અન્ય ક્રિયા અમને સંભવતી નથી, તો પછી એ જ ક્રિયામાં અમારો રુડે પ્રકારે પ્રવેશ થવા અર્થે આ મારા જ્યેષ્ઠ બંધુઓએ કરેલી પ્રાર્થનાને સ્વીકારો, અને આપ પ્રસન્ન થઈ અમને પ્રસન્ન કરો.

આવિના એક મારી પ્રાર્થના છે તે આપ કૃપા કરીને સ્વીકારો.

આ અમારો કનિષ્ઠ બંધુ છે તેને આપની સમીપ રાખીને અમને ત્રણને પ્રયાણની આજ્ઞા આપો, કારણ કે આપના સમીપ આવશ્યક સેવાનિમિત્ત અમારામાંથી એકને રહેવું ઉચિત છે. ત્યાં સંપૂર્ણ પ્રકારથી સેવાનો અધિકાર જ્યેષ્ઠ તથા કનિષ્ઠને છે, અને અડચણે મધ્યસ્થને છે. માટે એ અમારા કનિષ્ટ ભ્રાતને પ્રવાસની ઇચ્છા આ સમયે ન કરવા આપ આજ્ઞા કરો. એમનું વય પણ અમારાથી નાનું છે. તેમ જ માતાપિતાનાં અંતઃકરણને પુત્રની સમીપતાથી જે આનંદ થાય છે તે આનંદનિમિત્તે પણ એમને અત્ર રહેવાની અગત્ય છે. એની સમીપતા રહેવાથી અમારી માતાને પણ અમારા વિયોગનું એટલું બધું થવાયોગ્ય દુઃખ થશે નહિ. આ વગેરે અનેક કારણો છે જે આપને કંઇ અજ્ઞાત નથી માટે યોગ્ય વિચારથી અમને ત્રણને પ્રવાસની ઘટતી અનુકૂળતા કરી આપીને શુભ સમયે વિદાય કરવા વિચારશો. આજકાલ શીતની પ્રકૃતિનાં દિવસો પ્રવાસમાટે પણ ઘણા અનુકૂળ છે. અયોગ્ય વચન બોલાયું હોય તેની ક્ષમા આપશો.

આ પ્રકારનાં પોતાના **શ્રીકંઠ**બંધુનાં વચનો સાંભળીને સઉથી નાનો જેનુ નામ **શ્રીશૈલ** હતું તે પ્રસન્ન મુખથી આ પ્રકારનાં વચનો પિતાસમીપ બોલ્યો.

**શ્રીશૈલ** કહે છેઃ હે પિતા ! આ જન્મ ધરીને મનુષ્યમાત્રે કરવાનું એક તે જ છે કે જેનાથી ફરી ફરીને જન્મ ધરીને કે આ જન્મના અંતમાં પણ હવે પછી કાંઇ કરવું છે એવો વિચાર પણ કરવો બાકી રહે નહિ. જ્યાં સુધી કાંઇપણ કરવાપણું અવશ્ય અવશેષ રહે છે ત્યાં પર્યંત તેણે સઘળું કર્યું છે તે કરવા યોગ્ય જ કર્યું છે એમ ગણાશે નહિ. જેથી પુરુષે સર્વ પ્રકારનું કરવાપણું મટે એવું યોગ્ય કર્તવ્ય જે ક્રમથી સિદ્ધ કરાય છે તે જ ક્રમે ક્રિયામાત્રનો આરંભ કરવો જોઇએ, એ આપની પાસેથી શ્રવણ કરેલો સિદ્ધાન્ત સ્મરણમાં છે. પરંતુ ક્રિયાનો તે પ્રકારનો ક્રમ કે જેનાથી અંતમાં કૃતકૃત્યતા પ્રાપ્ત થાય છે તેને હું યોગ્ય પ્રકારે જાણતો નથી. મારો અધિકાર શો છે તે પણ યથાસ્થિત જાણતો નથી. આમ છતાં પણ મારા વડિલ બંધુઓના વિચારપ્રમાણે હું પણ પ્રવાસ કરવાની ઇચ્છાવાળો છું. આપણા કુળવર્ણાચારને પ્રીતિથી સેવવાની ઇચ્છા અંતઃકરણમાં હોવાથી વ્યાપારનિમિત્તે વિદેશ ગમન કરવાની આતુરતા છે. તોપણ આપની આજ્ઞાનું ઉલ્લંઘન ન જ કરવું એવો આગ્રહ મનમાં રહે છે. માટે જેમ આપને યોગ્ય જણાય તેમ અમને સર્વને યથાઘટિત આજ્ઞા કરો.

**શ્રીરં**ગશેઠ આ પ્રકારના પોતાનાં પુત્રોનાં વચન શ્રવણ કરીને આ પ્રકારનો વિચાર પોતાના મનમાં કરે છે: આ પુત્રોમાં ત્રણ મોટાને તો પુત્રપ્રજા છે. વડાને બે અને વચલા બેને એકેક પુત્ર છે. વળી ત્રણેની સ્ત્રિયો સગર્ભા પણ છે. આ કનિષ્ઠ પુત્રને હજી પ્રજા નથી. એનું વય એકવિંષ વર્ષનું થવા આવ્યું છે. તો પણ એ હજી બાળક ગણાય એમ છે. એની સ્ત્રી પણ હજી પંદર વર્ષના વયની છે. તેથી એ કનિષ્ઠ પુત્રને આસપાસનાં કારણો જોતાં હાલ તત્કાળ પ્રવાસમાં મોકલવા જેવું નથી. વળી આ શરીરોનો કાંઇ વિશ્વાસ નથી તેથી એક પુત્રને તો કુશળ પિતાએ અંતેષ્ટિકર્મનાં અધિકાર સારુ સમીપ જ રાખવો જોઇએ. વળી એની માતાને પણ એક પુત્ર સમીપ હોવાથી સંતોષ રહેશે. તેમાં કનિષ્ઠ પુત્રઉપર માતાનું હેત પણ સ્વભાવથી અધિક હોય છે માટે કનિષ્ઠ પુત્રને આ સમયે સમીપ રાખવો ઉચિત છે. આ વગેરે વિચારથી કનિષ્ઠ પુત્રને રાખવાનો તથા ત્રણને પ્રવાસમાં મોકલવાનો મનમાં નિશ્ચય કરયો. પછી સર્વ સાંભળતાં આ પ્રકારે બોલ્યા. હે સુપુત્રો ! તમારા વિચાર સાંભળીને હું અધિક પ્રસન્ન થયો છું. હવે જોશીને પૂછીને ઘટતો નિશ્ચય સ્વલ્પ કાળમાં કરીશું, આ ક્ષણે તો તમે સર્વ નિઃશંકપણે આપઆપનાં કાર્યને કરો. એમ બોલીને પોતે ઉઠી જાય છે, અને સર્વ પોતપોતાનાં એકાંત સ્થલમાં જાય છે.

**શ્રીરં**ગશેઠે એકાંતમાં પોતાની સ્ત્રીને પોતાનો વિચાર કનિષ્ઠ પુત્રને સમીપ રાખવાનો જણાવ્યો તે, સુવિચારવાળી **શ્રી**મતીએ માન્ય રાખ્યો. પછી એક દિવસ અવકાશના સમયે પોતાના આશ્રિત સારા જ્યોતિર્વિંદ બ્રાહ્મણને બોલાવ્યો. તથા પુત્રોને અને પુત્રવધૂઓને પણ બોલાવ્યાં, ત્યાં પુત્રવધૂઓને પટાંતરે બેસાડ્યાં. બ્રાહ્મણે એક પછી એક એમ ચારે પુત્રોની જન્મપત્રિકા ઉકેલી; જોઇને નીચે મૂકી પછી ક્રમથી એક હાથમાં લઇને આ પ્રકારે બોલ્યા: આ **શ્રીસા**ગર શેઠની જન્મપત્રિકા છે. એમનું આ વર્તમાન વર્ષ એકત્રીસમું છે. વર્ષપ્રવેશ થયે બે માસ થયા છે. આ વર્ષ એમનું ભાગ્યોદયનું છે. આવતું વર્ષ પણ શ્રેષ્ઠ છે. બુધ તથા શનિ બંન્ને ભાગ્યોદય કરનાર છે, અને તેથી ઉત્તરોત્તર છત્રિશ વર્ષપર્યંત ભાગ્યોદય થવાનાં જ આ વર્ષ ચાલે છે. પરંતુ આ વર્ષમાં દીર્ઘ પ્રયાણયોગ થયો છે. તેથી ઈશ્વરેચ્છા તો આ તૃતીય માસમાં પ્રયાણ થશે. આયુષ્બલ સારું છે. વર્ષ પણ શરીરપ્રકૃતિ માટે હાલમાં ઘણા સારાં આવે છે.

એ પત્રિકા મૂકી બીજી લે છે અને કહે છે: આ જન્મપત્રી

તો શ્રીભદ્રશેઠની છે. એમનું આ સત્તાવિશમું વર્ષ ઉતરવા આવ્યું છે. આવતા અઠ્ઠાવિશમા વર્ષથી એમનો મોટો ભાગ્યોદય થવાનાં ચિહ્ન જણાશે કારણ કે મંગળ ઘણો બળવાન્ છે. તેત્રિશમે વર્ષે પૂર્ણ ભાગ્યોદય થશે. એમનાં પણ ઉત્તરોત્તર વર્ષ સારાં છે. આવતું વર્ષ પ્રવેશ થતાં જ પ્રયાણનો યોગ આવશે, અને એ પ્રયાણ એમને લાભ આપશે. સુખની પણ અભિવૃદ્ધિ કરશે. યશ પણ સારો પ્રાપ્ત કરશે.

ત્રીજી જન્મપત્રી લઇને કહે છેઃ આ શ્રીકંઠશેઠની જન્મપત્રી છે, એમનું આ ચોવિશમું વર્ષ છે. આ વર્ષનો પાછલો ભાગ ઘણો શ્રેષ્ઠ છે. આવતા પચીશમા વર્ષમાં શુક્ર ભાગ્યોદય કરનાર છે. કાંઇ મોટું પરાક્રમ બુદ્ધિબળથી કરાવશે. એમનાં પણ ઉત્તરોત્તર વર્ષ શ્રેષ્ઠ છે, અને આ વર્ષમાં જ એમને પ્રયાણનો બળવાન્ યોગ થયો છે. એ પ્રયાણથી એમની કીર્તિ વિસ્તારને પામશે. એમ બોલી ચોથી પત્રિકા લઇને કહે છેઃ આ પત્રિકા તો શ્રીશૈલ શેઠની છે. એમને આ એકવિશમા વર્ષનો પ્રવેશ થઇ ચુકયો છે. એમનો બાવિશમે વર્ષે સ્વદેશમાં ભાગ્યોદય થનાર છે. સૂર્યથી એમનો ભાગ્યોદય છે, અને સંપૂર્ણ ભાગ્યોદય થવાનો વિલંબ છે. એમને પ્રયાણનો યોગ આ વર્ષમાં તથા આવતા વર્ષમાં જણાતો નથી. એ પણ મોટા પુરુષાર્થી થશે. પત્રિકા મૂકી દઇને કહે છે, સિંહનાં બાળકોમાં શું પૂછવું? સિંહના બાળકો તો સિંહ જ હોય. ચારે પુત્રો દિગંત કીર્તિ કરે એવા છે. પરમેશ્વર એમનો સઘળે જય કરશે. એમ બોલી પત્રિકાઓ વાળવા માંડી, અને રુડી રીતે વાળીને મૂકે છે. પછી કહે છે, હવે શેઠજીની શી આજ્ઞા છે?

શ્રીરંગશેઠ કહે છે, આ ત્રણ વડીલ પુત્રોને દેશાંતરે વિચરી આવવાની ઇચ્છા થઇ છે અને આપ પણ કહો છો કે એમને પ્રયાણનો બળવાન્ યોગ થયો છે, તો હવે પ્રયાણનું શુભ મુહૂર્ત જોવાને કૃપા કરો. જોશી કહે છે, જેવી શેઠની આજ્ઞા. એમ બોલી ટીપણું કાઢીને ઉત્તમ દિવસ જોઇને લગ્નશુદ્ધિ કાઢી આપે છે. પછી શેઠ દક્ષિણા આપતાં પ્રેમથી નમન કરે છે. જોશી તે દક્ષિણા લેઇને આશીર્વાદ આપીને પ્રસન્ન થઇ પોતાનાં ગૃહપ્રતિ વિદાય થાય છે. પ્રથમથી ધારવાપ્રમાણે કનિષ્ઠ પુત્રને પ્રયાણનો યોગ ન આવવાથી શેઠ તથા શ્રીમતી પ્રસન્ન થયાં. વડિલ પુત્રો પણ પ્રસન્ન થયા. પછી સર્વે પોતપોતાના એકાંત ગૃહમાં ગયાં.

પોતપોતાના અંતઃપુરમાં ગયા પછી શ્રીસાગરે પોતાની સ્ત્રીને

આ પ્રકારનાં પ્રિય તથા હિતકર વચનોથી સંતોષ આપ્યો.

**શ્રીસાગર** કહે છેઃ હે સદાચરણી સ્ત્રિ! આ અમારા પ્રયાણના નિશ્ચયથી તું તારા અંતઃકરણમાં શોક ધરીશ નહિ. કારણ કે આ અમારો પ્રથમ પ્રવાસ છે. તે ઘણા દિવસનો નથી. ઈશ્વર કરશે તો છ માસમાં પાછા ફરી વળીશું. ત્યારસોરો તને પ્રસવનો સમય પણ થશે. આ સમય તારે પણ ઇષ્ટસ્મરણ કરીને નિવૃત્તિમાં ગાળવાનો છે. આટલી ઉમરે અમારે અમારા ધર્મને સંભાળવાનો રુડો અવસર આવ્યો છે તે જાણીને તારા મનમાં પણ પ્રસન્નતા થવી જોઇએ. કારણ કે પુરુષે કરેલાં ધર્માચરણના શુભ ફળમાં તેની સ્ત્રીનો અર્ધ વિભાગ છે.

આ વચન સાંભળીને તે **શ્રીસાગર**ની સ્ત્રી જેનું નામ **સુચરિત્રા** હતું તે આ પ્રકારનાં મિષ્ટ વચનો વિનયવડે બોલી.

**સુચરિત્રા** કહે છેઃ હે પતિ! આપના વિદેશગમનથી મને આપનાં પ્રતિદિન થતાં દર્શનનો લાભ મટશે. વળી વિશેષ કરીને પતિવ્રત ધારણ કરનાર સ્ત્રિયો નિત્ય પોતાના પતિનું મુખ જ પ્રાતઃકાળમાં અવલોકન કરે છે, તથા પતિનું મુખ જોયાવિના ભોજન કરતી નથી. આ બે વાર્તા આપના વિદેશથી પધારવાપર્યંત મને મળશે નહિ, તેથી જેમ પતિની આજ્ઞાવડે પતિવ્રત પાલન કરનાર સ્ત્રિયો સર્વ વ્યવહાર કરે છે તેમ હું પણ જેમ આપ આજ્ઞા કરશો તેમ કરીશ. અમે સ્ત્રીજાતિ સ્વભાવથી રાંક છતાં અન્યની દૃષ્ટિએ દૃઢ આંતર્ બલવાલાં હોઇએ એમ જણાય છે. પણ ખરું જોતાં તેમ નથી. અમારાં હૃદય આપત્તિ સહન કરવામાં ઘણાં દુર્બલ હોય છે. એ સઘળું છતાં પણ આપનો આ પ્રયાણનો નિશ્ચય થઈ ચુકયો છે એટલે હવે એવાં અધિક વચનો બોલીને આપના અંતઃકરણમાં વિજાતીય વિચારનો પ્રવેશ કરાવવો હું મને ઉચિત ગણતી નથી. તેથી સ્વલ્પમાં એ જ કે આપ જ્યાં હો ત્યાંથી મારા પ્રતિ અમૃતમયી વૃત્તિ નાંખતા રહેજો, અને સત્વર ગૃહપ્રતિ આવવા ઇચ્છા કરજો. હું અબળા આપને આથી અધિક કહેવા શક્તિમાન્ નથી.

**શ્રીસાગરે** આ પ્રકારનાં વચનો પોતાની સ્ત્રીના મુખથી સાંભળીને તેના હૃદયના પ્રેમને યથાસ્થિત જાણ્યો. તેથી તેને અધિક વચનો ન કહેતાં પુનઃ સત્વર આવવું થશે, અને સર્વ પ્રકારે શુભ થશે, તું કાંઇ પણ ચિંતા કરીશ નહિ વગેરે ધૈર્યનાં વચનો કહ્યાં, અને તે સુચરિત્રા સ્ત્રીના મનને શાંત કર્યું.

એ જ પ્રમાણે બીજો ભાઇ જે **શ્રીભદ્ર** હતો તેણે પણ પોતાની

સ્ત્રી જેનું નામ સુંદરા હતું તેને રુડી રીતે સમાધન આપી શાંત કરી. તેજ પ્રમાણે ત્રીજો ભાઇ જે શ્રીકંઠ હતો તેણે પણ પોતાની સ્ત્રી જેનું નામ ચારુનેત્રા હતું તેના મનનું પ્રિય વચનોથી રુડે પ્રકારે સમાધાન કર્યું. ચોથો ભાઈ જે શ્રીશૈલ હતો તેને તો પ્રયાણ કરવાનું જ નહતું તેથી તેની સ્ત્રી જેનું નામ વરવર્ણિની હતું તે તો પોતાના મનમાં પ્રસન્ન જ હતી એટલે શ્રીશૈલને કાંઇ તેનું સમાધાન કરવાનું ન હતું.

આ પછી ક્રમે કરીને દિવસો જવા લાગ્યા, અને પ્રયાણનો દિવસ છેક સમીપ આવી પહોંચ્યો. શ્રીરંગશેઠે પોતાના ત્રણ પુત્રોને માટે સઘળા પ્રકારની પ્રવાસમાં જોઇતી વ્યવસ્થા કરાવી હતી. એકએક પુત્રને સારુ એક એક કુશળ મુનિમ તથા ચાર ચાર સાવધાન ગુમાસ્તાઓ તૈયાર કરચા હતા. બે બે હજુરી નોકર, બે બે પાચક,અને ત્રણ ત્રણ ચાકરો પાકસાહિત્ય કરનારને બહાર રહી મદદ આપનાર તથા બહારનુ પાણીવાસણવગેરે કામકાજ કરનારરૂપે આપવા ધારી રાખ્યા હતા. બે બે સિપાઇ એક એક જણને ખાનગી એટલે એમનાં શરીરના રક્ષકજેવા અને ત્રણ ત્રણ બીજા તે બધા પદાર્થની સંભાળ રાખવા તથા બહાર જવાઆવવાના કામમાં રોકવાઅર્થે સાથે આપવા નિશ્ચય કરી રાખ્યા હતા. આ પ્રમાણે દરેક પુત્રને પંદર પંદર મનુષ્ય તો ખાસ આપવા ધારી રાખ્યા હતા. એવિના જમીનને માર્ગે ચાલવાના સમયે જરૂર પડે;તેટલાં માણસો તે તે સ્થળોના ભોમિયારૂપ રાખી લેવા મુનિમોને પાકી સમજણ આપી હતી. જળમાર્ગે ચાલવાને તો પોતાનાં ઘરનાં મોટાં બારકસો તથા તેની સાથે જોઈતી નાની હોડી મછવાવગેરે તૈયાર કરાવ્યાં હતા. તેમાં મુસાફરીની સઘળી ગોઠવણ કરી હતી. સામાન રાખવાની, સુવા બેસવાની, રાંધવા જમવાની વગેરે સર્વ વાર્તાની અનુકૂળતા તેમાં રખાવવામાં આવી હતી. બીજાં માલોનાં ભરેલાં વહાણો જે સાથે લેવાનાં હતાં તેની પણ સઘળી ગોઠવણો કરાવી રાખી હતી. સમુદ્રના ભોમિયા અને ઘણી વાર પ્રવાસ કરેલા એવા ખબરદાર ખલાસીઓને તથા તેમના તાબામાં જોઈતાં માણસોને પણ શ્રીરંગશેઠે બંદોબસ્ત કરીને રાખી લીધાં હતાં. વળી જાતજાતનાં વસ્ત્ર કરાવ્યાં હતાં. ભાતભાતનાં ઔષધો તૈયાર રખાવીને એક કુશલ વૈદ્યને પણ તેમની સાથે મોકલવા તૈયાર કરી રાખ્યો હતો. જે જે દિશાએથી પ્રયાણ કરવાનું હતું તે તે દિશામાં આવેલાં બંદરોમાં સઘળી ગોઠવણ આગળથી માણસો મોકલી કરાવી હતી. માર્ગમાં મુકામ કરવાના સ્થાનો નીમીને ત્યાં અડચણ ન પડે માટે ઉતારાવગેરેની સઘળી

વ્યવસ્થા આગળથી કરી રાખી હતી. જે જે દેશોમાં પોતાનાં પુત્રોને જવાનું હતું તે તે દેશોમાં પોતાની આડતો બાંધવાનો તથા ત્યાંના આડતીઆઓ રુડી રીતે આ પુત્રોની સંભાવના કરે એવો સઘળો બંદોબસ્ત પણ આગળથી કરી ચુકયા હતા. આ પ્રમાણે સઘળો બંદોબસ્ત કરીને પછી જ્યારે પ્રયાણનો દિવસ અત્યંત સમીપ આવ્યો. ત્યારે તે **શ્રીરંગ**શેઠે પોતાના ત્રણે પુત્રોને તથા ત્રણે મુનિમોને બોલાવી બેસાડીને આ પ્રકારનાં બોધવચનો કહ્યાં.

**શ્રીરંગ**શેઠ કહે છે: હે સુપુત્રો ! હવે કાલે તમારે સ્વધર્માચરણ માટે પ્રવાસે નીકળવાનું છે. માટે આ મારાં વચનોને હૃદયમાં લખી રાખજો. જે વચનો તમારું જ્યાં ત્યાં અવશ્ય કલ્યાણ જ કરનાર થઇ રહેશે.

હે ભાઇઓ ! આ નિદ્રાને વશ તમે રહેશો નહિ. પણ તે નિદ્રાને તમે તમારે વશ વર્તાવજો. કારણ કે દેશમાં કે વિદેશમાં પણ વિશેષ કરીને પ્રવાસીને નિદ્રા મહાસંકટ આણનારી છે. માટે તેને વશ વર્તાવજો. સમય જોઇને નિયમિત્ત કાળ નિદ્રા લેજો. ત્યાં સમય એટલે જે સમયે સાક્ષાત્ ભય આવવાંના કારણો જણાતાં નથી, જે સમયે આપણા વ્યવહારનું કોઈ અગત્યનું કાર્ય કરવાનું નથી, તથા જે સમયની નિદ્રા શરીરને અત્યંત વિરોધી ન હોય એવો સમય તે નિદ્રાનો યોગ્ય સમય જાણવો.

વળી હંમેશાં જાગ્રત્ નિદ્રા સેવવી. જેમ આ માર્ગમાં બેઠાં શ્વાનો નિદ્રા લે છે પણ જનાર આવનારના પગનો ધબકારો સાંભળતાં તત્કાલ જાગ્રત્ થાય છે તેમ શ્વાનની પેઠે સાવધાનપણે નિદ્રા લેવાનો અભ્યાસ પાડવો. કારણ કે પ્રવાસમાં કયી ક્ષણે સંકટ આવવાનો સંભવ છે એ સદા જાણ્યું જતું નથી.

હે સુપુત્રો ! જેમ નિદ્રા શરીરને નીરોગ રાખનાર છે અને અનિદ્રા રોગનું કારણ છે, તેમ શરીરને નિભાવનાર જે આહાર છે તે પણ પ્રમાણથી તથા સમયાનુસાર લેવાનો અભ્યાસ રાખજો. ભોજન એ સાવધાનતાથી કરવાની જીવનને જાળવવા નિમિત્તની નિત્યની ક્રિયા છે. એમાં ગાફલપણું રાખવાથી પ્રાણની હાની થવાનો પ્રસંગ આવે છે. ત્યાં પ્રમાણથી ભોજન કરવું એટલે આપણી ક્ષુધાના પ્રમાણથી બે ગ્રાસ પણ ન્યૂન જમવું. છેક દાબીને જમવું નહિ તેમ છેક ભુખ્યા પણ રહેવું નહિ. વળી કોઈ સ્થળનાં હવાપાણી વગેરે પ્રકૃતિને અનુકૂળ હોય છે તો તે પ્રસંગે નિત્ય કરતા ક્ષુધા અધિક હોય છે. અને જઠરાગ્નિ પ્રદીપ્ત રહેવાથી આહાર પણ અધિક લેવાય છે. તો એવે સ્થળે અધિક આહાર લેવો. જો એવા સ્થળમાં આહાર ઓછો લેવાય તો

જઠરાગ્નિ અન્નને પચાવ્યા પછી મળને પચાવીને પછી ધાતુઓને બાળીને મનુષ્યને શિથિલ કરેછે. અને એ જ પ્રમાણે કોઈ સ્થળનાં હવાપાણી પ્રકૃતિને પ્રતિકૂળ હોય છે તો તે સમયમાં જઠરાગ્નિ મંદ થાય છે અને તેથી આહાર ઓછો પચાવી શકે છે. જેથી તેવાં સ્થળોએ ઓછા પ્રમાણમાં આહાર કરવો. નહિ તો અજીર્ણથી ભયંકર રોગોની ઉત્પત્તિ થવાના સંભવ હોય છે. આ કારણથી નિરંતર અમુક પ્રમાણમાં જ અન્નનું ગ્રહણ કરવું એવો સામાન્ય નિયમ વિદેશમાં રાખવો નહિ. બીજું સમયાનુસાર એટલે કોઈ સમય તો અધિક નિવૃત્તિનો હોય છે, અને કોઈ સમય તો ઘણી ઉતાવળનો હોયછે; માટે નિવૃત્તિના સમયે સાવકાશ ધીરેધીરે ભોજન કરવું, પણ ઉતાવળના સમયમાં તેમ કરવું નહિ. તે સમયે તો ત્વરાથી ભોજન કરી લેવું. આ માટે બે પ્રકારનો અભ્યાસ રાખવો, નહિ તો કોઈ વેળા ધીરા જમનારાને ભુખ્યા રહેવાનો સમય આવે છે. યદ્યપિ સ્વસ્થપણે જમવું એ શરીરને સુગમ પાચન થનાર હોવાથી અનુકૂળ અને સુખદ હોય છે તોપણ ઉતાવળના સમયમાં તેમ કરવાથી હાનિ સહેવી પડે છે. માટે નિરંતર એકસરખો જમવાનો અભ્યાસ રાખવો નહિ. પણ બંને પ્રકારની ટેવ રાખવી.

વળી હે સાવધાન સુકુમારો! આપણાં વસ્ત્રાલંકારની યોગ્ય સ્થળે લેવામૂકવાની કાળજી આપણે જ રાખવી. અગર જો સેવકોએ તે કાળજી રાખવી ઘટે છે તોપણ પ્રવાસમાં તો થયેલી ભૂલથી તત્કાળ જ હાનિ થાય છે માટે કેવળ સેવકોને ભરોંસે જોખમભરેલા પદાર્થના સંબંધમાં આપણે કાળજીરહિત રહેવું નહિ.

ધનાદિ પદાર્થ સઘળે પ્રકારે નિરંતર સંભાળવાનું કામ આ મુનિમોનું છે. તોપણ માસમાં ચાર વાર કાળજીથી તે સઘળો હિસાબ તપાસવો તથા પદાર્થને યાદીપ્રમાણે મેળવી જોવા. ચાલતાં પ્રવાસમાં એમ આઠ દિવસે સંભાળવાની સગવડ ન આવે તો પણ હિસાબ જોવામાં તથા નિત્ય હિસાબ બંધ કરાવી તેતળે આપણી સહી કરવામાં તો લગાર પણ આળસ કે પ્રમાદ રાખવાં નહિ. તમારી કાળજી પાકી હોય તો આ મુનિમો પણ અસાવધ થાય નહિ. એવો નિયમ છે કે સાવધાન ધણીના સેવકો પણ સાવધાન રહે છે, અને અસાવધ ધણીના સેવકો પણ અસાવધ થાય છે. માટે સેવકોને સાવધાન રાખવાનિમિત્તે પણ આપણે સઘળાં કાર્યમાં બનતું સાવધાનપણું રાખવું.

પ્રવાસમાં જ્યાં જ્યાં જમીનઉપર મુકામ રાખવો પડે ત્યાં ત્યાં આપણા સેવકોનો આપણી આસપાસ ચારે બાજુએ પડાવ રાખીને મધ્યે આપણો મુકામ રાખવો, પહેરા ભરનાર માણસો જાગ્રત્ રહે છે કે કેમ તેની ચોકસી નિત્ય તો આ મુનિમ તથા ગુમાસ્તાઓએ રાખવાની છે. પણ તેઓ પ્રસંગે ગાફલપણું ન રાખે એટલા માટે મધ્યે મધ્યે આપણે પણ સર્વનાં સાવધાનપણાની ચોકસી રાખવી. એવા વિષયમાં કેવળ વિશ્વાસથી આપણે પ્રમાદવાળા થવું નહિ.

આપણા સેવકોનો અપરાધ જણાય તો તેમને મીઠાં વચનથી એક બે ત્રણ વાર અપરાધ કરતાં સુધી શીખામણ આપવી. પણ કઠોર વચનથી ઠપકો આપવો નહિ. ચોથો અપરાધ થાય ત્યારે તે સેવકને નોકરીથી દૂર કરવો પણ તેને અંતર્માં આપણા ઉપર વૈર થાય એવાં કઠિન વચનો કદાચિત્ પણ સંભળાવવાં નહિ. કારણ કે આપણા કઠોર શબ્દથી છેદાયલા હૃદયવાળો દુષ્ટ સેવક આપણું મસ્તક છેદવા કે છેદાવવા પાછો હઠતો નથી. માટે તેના અંતરમાં વૈર ન ઉપજાવતાં તેને આપણે દૂર કરવો.

આપણાં સેવકને અથવા કોઈ ઇતર નીચ કે ઉચ્ચ મનુષ્યને પણ અપશબ્દ આપણે મુખે બોલી સંભળાવવા નહિ તેમ જ આપણા સેવકોના મુખમાંથી પણ તેવા અપશબ્દો કોઈ દિવસ નીકળે નહિ એવી સંભાળ રાખવી.

આપણાથી નીચ મનુષ્યોજોડે કદાચિત્ પણ અધિક સ્નેહ કે વૈર કરવું નહિ. કારણ કે નીચને કોઇ પ્રકારનું ભય કે કોઇ પ્રકારની લજ્જા હોતી નથી. આપણા સામાનજોડે જરૂર પડે તો સ્નેહ કરવો પણ વૈર તો ન જ કરવું. તેમ છતાં પણ આપણી મર્યાદાનો લોપ થાય અથવા આપણને તેના સ્નેહનું દબાણ પડે અને તેથી અનર્થ થવાનો સંભવ હોય તો તેવાનો સ્નેહ પણ કરવો નહિ.

તત્કાળના અથવા થોડા દિવસનાં સ્નેહીનો પૂર્ણ ભરોંસો કરવો નહિ. પણ તેના સ્નેહની કે તેની સ્વાર્થબુદ્ધિની કોઈ યુક્તિપ્રયુક્તિથી નિમિત્ત આવવાથી અથવા ખાસ નિમિત્ત ઉપજાવીને એક બે વાર પરીક્ષા જોવી, અને ઉજ્જ્વલ સ્નેહ જણાય તો પછી ઉત્તરોત્તર ઘટિત ક્રમથી સ્નેહમાં તથા વિશ્વાસમાં વધારો કરવો. અને તેવા સાચા સ્નેહીના ઉપકારને લક્ષમાં રાખી તેને અધિક અંશે બદલો આપવા વિચાર રાખવો. તેના ઉપકારને વિસારે નાંખવો નહિ.

કોઇ પણ સ્ત્રીસાથે સ્નેહ કરવો નહિ. તેમાં કોઈ વડિલવર્ગીના સમક્ષ થયા વિના પરદેશમાં સ્ત્રીજાતિસાથે જ કોઈ પણ પ્રકારનો અલ્પ

વહારસંબંધ બાંધવો નહિ. ખાસ પ્રયોજનથી વ્યાપારાદિ નિમિત્ત-થી સામાન્ય વ્યવહાર કરવાનો સંભવ આવે તો તે વસતિના પ્રતિ-ષ્ઠિત ગૃહસ્થોને મધ્યસ્થ રાખીને તે આવશ્યક વ્યવહાર કરવો પણ ગમે તેવી અડચણ આવે તથાપિ અન્ય સ્ત્રીથી એકાંતમાં બેશી વાતચીત કરવાનો કદાચિત્ પણ અભ્યાસ રાખવો નહિ.

સ્ત્રિયોનાં ચરિત્ર અગમ્ય કહ્યાં છે. માટે સ્ત્રિયોના સંબંધથી ચેતીને ચાલવું, અને કોઈપણ અન્ય સ્ત્રીનો કયારે પણ વિશ્વાસ પ-રદેશમાં કરવો નહિ. હે પુત્રો ! ઘણા વિલક્ષણ મતિના પુરુષો પણ ધૂર્તતાવાળી વિદેશી સ્ત્રિયોથી ઠગાઇને હણાયા છે, માટે તમને આ ક્ષણે વિદેશમાં સ્ત્રીજાતિના સંબંધમાત્રથી બચવાને પુનઃ પુનઃ આગ્રહથી કહું છું. હે ભાઇઓ ! આ સંસારમાં જેમ અમૃત તથા વિષ એવાં વિ-રોધી સ્વભાવવાળાં પદાર્થો છે તેમ સ્ત્રિયો તથા પુરુષો પણ અમૃત તથા વિષની ઉપમાને પાત્ર હોય છે. માટે વિષસરખા સ્વભાવનાં સ્ત્રીપુરુષોથી સદા બચવું. વળી જેમ વિષ પણ ઉત્તમ પ્રકારના માર-ણપ્રયોગથી અથવા અનુકૂળ પ્રમાણવાળા સંયોગોથી અમૃતસમાન થાય છે, તેમ સ્ત્રિયો પણ કુલીન માતાપિતાથી જન્મ પામીને તે-મના વડે ઉત્તમ પ્રકારના કુલ, વર્ણ તથા ધર્મના આચારનાં શિક્ષણ-ને પામીને તથા કુલીન કુળનાં સધર્માચરણી વિદ્વાન્ પતિને પામીને ઉત્તમ ધર્મકર્મનાં સંસ્કારથી અંતઃકરણની શુદ્ધિને સાધે છે. એવી સ્ત્રિયો તો જ્યાં ત્યાં અમૃતની ઉપમાને તુલ્ય છે. અને સર્વ પ્રકારે નીચ અધિકારને પ્રાપ્ત થયેલી સ્ત્રિયો વિષરૂપ ગણાય છે. આમ છતાં પણ જેમને મનુષ્યની પરીક્ષાનો પાકો અભ્યાસ નથી એવા પુરુષોએ સદા સ્ત્રિયોથી મર્યાદામાં રહેવું એ જ ઉત્તમ છે.

આ પ્રકારનો બોધ તમે પુરુષો છો તો આપું છું પણ તમારા સ્થળે જો પ્રવાસ કરનાર કુલવતી સ્ત્રી હોય તો તેને એ જ પ્રમાણે અન્ય પુરુષમાત્રના સંબંધથી દૂર રહેવા સલાહ આપું. કારણ કે પુરુષો પણ નીચ ઉંચ સ્વભાવના હોવાથી પૂર્વવત્ જ અર્થાત્ સ્ત્રીની પેઠે જ વિષ તથા અમૃતસમ ગણવા યોગ્ય છે. તો પણ સ્ત્રિયોને મનુષ્યની પરીક્ષા કરવાનું પ્રબળ સામર્થ્ય ન હોય ત્યાં પર્યંત તેમણે સદા અન્ય પુરુષની છાયામાત્રથી પણ સાવધાનતાથી વેગળા રહે-વું ઉચિત છે.

વળી હે સદ્ગુણી પુત્રો ! પ્રત્યેક વ્યવહારમાં પરસ્પરે લેખ કર્યાવિના જોખમમાં પડવું નહિ. કારણ કે આ લોકમાં હાનિ સ-હીને સત્ય પાળનાર પુરુષો ઘણા થોડા હોય છે. વ્યાપારસંબંધે અને-

ક પ્રકારના વ્યવહારમાં ગુંથાતા પુરુષે લોભનો પરિત્યાગ આગ્રહથી કરવો જોઇએ. કારણ કે લોભથી પુરુષો પોતાના લાભને ખુએ છે એટલું જ નહિ પણ પ્રસંગે પ્રાણ પણ ગુમાવે છે: ધૂર્ત લોકો પોતાનો સ્વાર્થ સાધવાઅર્થે જ્યાં ત્યાં લોભિયા મનુષ્યને જ શોધતા ફરે છે, કારણ કે લોભરહિત પુરુષ ઠગ કે ફાંસીયાના પંજામાં કદી પણ સપડાતો નથી, અને લોભી મનુષ્ય સદા સપડાય છે.

આપણાં ખાસ કાર્યો કે જે આપણે જ આગળ રહીને કરવા અથવા કરાવવા યોગ્ય હોય તેમાં કોઇનો ભરોસો કે કોઇની આશા રાખવી નહિ કારણ કે આ જગત્‌માં ધણીના સમાન કાર્યની કાળજીવાળાં મનુષ્ય કદાચિત્ જ હોય છે. અને કદાચિત્ કાળજીવાળું સુજ્ઞ મનુષ્ય મળ્યું હોય તો પણ આપણું કાર્ય આપણે કરવાનો અભ્યાસ ન રાખવાથી ઉત્તરોત્તર આપણામાં આલસ્યપ્રમાદાદિ દોષો વધીને આપણને મહા હાનિ કરે છે. માટે એવાં કાર્યમાં સદા સાવધાન રહેવું. 'પારકી આશા સદા નિરાશ' એ કહેવત સંભારીને તે આશા ત્યજવી.

આપણને વ્યાપારમાં પીઠ નરમગરમ થવાથી અથવા માર્ગમાં માલને મોટું જોખમ આવવાથી ભારે નુકસાન થાય તો તે નુકસાન કે ખોટની ખબર સાંભળીને એકદમ ભડકવું કે ચમકવું નહિ. તેમ જ ભયાતુર કે શોકાતુર થવું નહિ. કારણ કે એમ કરવાથી નુકસાન પાછું વળતું નથી કે ખોટ પૂરાતી નથી. પણ ઉલટું આપણા શરીરને તથા અંતઃકરણને હાનિ પહોંચે છે. જે હાનિ ઘણે કષ્ટે ને ઘણે કાળે મટે છે ને પ્રસંગે નથી પણ મટતી. આપણે વૈશ્ય જાતિને નિરંતર ધન ખોવાના કે મેળવવાના સમાચાર જ સાંભળવાના હોય છે. તેથી આપણે તો આપણાં અંતઃકરણને નુકસાનની વાર્તા સાંભળવાસારુ કઠિન પાષાણતુલ્ય કે વજ્રલોહતુલ્ય કરી રાખવાં જોઇએ. ગાદીતકીએ શેઠ થઇને બેસતાં હર્ષ ધારવો નહિ. તેમ દોરીલોટો લઇને ગુમાસ્તી કરવા જવાને શોક પણ કરવો નહિ. સદાએ નિર્ભે એવો સ્વભાવ પાડવો, કેવળ મોટાઇનાં ડોળમાં જ દટાઇ રહેવું નહિ, જેમ પ્રથમ વર્ષાદથી જ ખેડુતો પોતાની પ્રત્યેક કાર્યની તક ખોતા નથી, તો તે લાભ મેળવે છે તેમ આપણે વ્યાપારીએ પણ હરેક વ્યાપારની એટલે વેચવાની કે ખરીદવાની તક સંભાળવી, નહિ તો નુકશાનમાં આવી પડાય છે.

માલ ખરીદતાં જે જે પ્રકારની સાવચેતી રાખવી ઘટે છે તે તે ન રાખવામાં આવે તો નઠારો માલ આપે છે. અને વજનમાં ખાધ

આપેછે. માટે માલના નમુનાપ્રમાણે અને રીતસરના વજને માલ તપાસી લેવામાં પણ આપણાં માણસોને ગફલત કરવા દેવી નહિ.

સહજ વાર્તા કરતાં અથવા મોટા કારણથી ક્રોધનો આવેશ આવે તો તેને સાવધાનપણે રોકવો, અને બહાર ન નીકળતાં અંતરમાં જ તેને મારી નાંખવા યત્ન કરવો. આપણા સામાવાળાજોડે ક્રોધના આવેશમાં ગમે તેમ બોલી વિરોધ વધારવો નહિ; અને સામા માણસને સકારણ કે અકારણ ક્રોધ થયો હોય તો ઘટિત ઉપાયથી તેને શમાવવા યત્ન કરવો. અને શમવાનાં ચિહ્ન ન જણાય અથવા કુપાત્રનો ક્રોધ વધતો જણાય તો આપણે તેનાથી દૂર થવું, વ્યવહાર ઘટાડવો કે કાઢી નાંખવો પણ તેના સરખું થવું નહિ. થોડું નુકસાન થતું હોય તોપણ મોટું પેટ રાખીને સહન કરી લેવું.

આપણને કોઈ પણ પદાર્થ ખરીદી લેવાની ઉત્કટ ઇચ્છા થાય તો પણ તે ઇચ્છા ઇતરના જાણવામાં આવે એવી રીતે તેને એકદમ બહાર પાડવી નહિ, તેમ જ તે ખરીદવા આકળા થવું નહિ. કારણ કે પ્રસંગે એમ થવાથી પદાર્થની કિંમત વધી જાય છે. તેમ જ છેક ધીરજ પકડીને પણ તેવા કાર્યમાં બેસવું નહિ. તથા ઘટતી તજવીજ કરવામાં આળસુ પણ થવું નહિ. કારણ કે બીજાને હાથ જાય તો પછી તે ઇચ્છેલો પદાર્થ આપણને મળતો નથી, અને સંતાપ રહે છે. માટે ઇચ્છામાત્રને આપણે વશ રાખીને ઘટતા નિયમે તે ઇચ્છાને પૂર્ણ કરવી. કોઇ પણ તેવી મોટી ઇચ્છાથી ઉન્મત્ત થવું નહિ. કોઈ પણ પ્રાણિપદાર્થ જોઇને તેની સુંદરતાથી મોહ પામીને તેમાં આસક્ત થવું નહિ. તથા તેના પાછળ ચિત્ત દોડાવવું નહિ. જો તે સુંદર પદાર્થ મેળવાથી હાનિ ન પહોંચતી હોય તો ઘટિત પ્રકારે તે પ્રાણિપદાર્થને પ્રાપ્ત કરવાં. પણ આપણે કોઈ પદાર્થના મોહથી પરવશ પડીને આપણા સુખનો નાશ કરવો નહિ.

આપણાથી ઉતરતાની નિંદા ન કરવી, અને આપણાથી ચઢતાનો દ્વેષ કરવો નહિ. સર્વનું ભલું થાય તેમાં જ માત્ર સંતોષ માનવો.

સજ્જનને ઓળખીને તેની સંગતિ રાખવી, અને દુર્જનને ઓળખીને તેનો પડછાયો પણ સેવવો નહિ. સ્નેહી ઓછા કરવા, પણ ખરા કરવા; અને ઘણા કરવા તોપણ સજ્જનનેજ કરવા. ગમે તેવી લાલચ આવતી હોય તોપણ નીચનો સ્નેહ તો કરવો જ નહિ.

નવરાશનો સમય ઇષ્ટનું સ્મરણ કરવામાં અથવા નિરભિમાન વિદ્વાન્ અને ગર્વરહિત સરળ અંતઃકરણવાળા ગૃહસ્થ બ્રાહ્મણ અથવા

વિરક્ત મહાત્મા બ્રાહ્મણના મુખથી ઇષ્ટમાં મતિ સ્થપાય એવી સત્કથા શ્રવણ કરવામાં ગાળવો; મિથ્યા દોષોની ઉત્પત્તિ થાય એવી રમતગમતમાં કે ક્લિષ્ટ વાર્તામાં ગાળવો નહિ.

ભરોંસો તો એક પરમેશ્વર ઈષ્ટનો જ કરવો, અને આશા પણ ગુરુઈશ્વિરવિના અન્યની રાખવી નહિ. ગમે તેવું કારણ આવે પણ અંતર્‌માં કે પ્રકટપણે ક્લેશ કરવો નહિ. કોઈ બળવાન્ કારણથી થાય તો તેનું સમાધાન થાય એવા વિચારાદિ ઉપાયને સત્વર કરવા. કારણ કે ક્લેશ અથવા ખેદસમાન કોઇ નુકસાન કરનાર શત્રુ નથી.

હે પુત્રો! આવગેરે ઘણા પ્રકારની સાવધાનતા રાખવાની છે, પણ તે સર્વ તમને જાણવામાં છે જ. આ સઘળી વાર્તા પણ તમને તથા મુનિમોને અજ્ઞાત નથી. તોપણ તમને પિતાના હકથી અને આ મુનિમોને શેઠના હકથી મારે કહેવાનો ધર્મ છે તેથી આટલું કહ્યું છે, માટે મનમાં ઓછું આણશો નહિ. તમે જ્યાં જેવું ઘટે એવું સાવધાનપણું રાખજો.

જળમાર્ગે પ્રયાણ કરતાં સાવધાન રહેવું, અને ભયનો પ્રસંગ જણાય તો જળમાં પડવાથી પણ જળમાં ડુબી ન જવાય એવાં જે સાધન તૈયાર કરાવી રાખ્યાં છે તેને સઉએ સંભાળથી ધારણ કરવાની કાળજી રાખવી, અને એવાં સાધનો તો સઉએ રાત્રદિવસ પોતાની પાસે જ રાખવાં. કારણ કે જોખમ થવાના સમય પ્રસંગે અચાનક પણ આવે છે.

હે ભાઇઓ! આપેલી શીખામણ બુદ્ધિવિનાનાં તથા ગાફલ સ્વભાવનાં માણસોને ઉપયોગમાં આવતી નથી, અને બુદ્ધિમાન્ પુરુષને તથા સાવધાન કુશલ પુરુષને શીખામણ આપ્યાવિના પણ સમયપરત્વ જે કરવું કે જેમ વર્તવું હોય છે તે સૂઝી આવે છે, એટલે આ મારે કહેવાનો વધારે ખપ ન હતો, પણ સ્વભાવથી કહેવાની વૃત્તિ થયાથી કહ્યું છે તો ઘટતું લક્ષમાં રાખજો.

આ પ્રમાણે બોલીને શેઠ પોતાનાં બીજાં કરવાયોગ્ય કાર્યમાં રોકાવા ઉઠ્યા, અને તેથી પુત્રો તથા મુનિમો પણ નમન કરીને પોતપોતાને કામે ગયા. જય જય **શ્રીસ**દ્‌ગુરુ દેવ. ( સર્વ બોલે છે. પછી નિયમપ્રમાણે પદ ગાય છે. )

**પદ. ગરબી** (સુર્તી મનનો રે, સંવાદ સુર્તી મનનો, એ લય.)

**વચન આ સુણજો રે, યુવતીઓ, વચન આ શુણજો,**
**શુણી ઉર ધરજો રે, સુસખીઓ, વચન આ શુણજો. ટેક.**

કુલીન કુલમાં જન્મીને, શાં શાં કરવાં કાર્ય,
કો વિધિ જગમાં ચાલવું, કહું જેથી શોભે આર્ય; સખીઓ, વચન૦ ૧
માતતાતની પાળવી, આજ્ઞા જે શુભ હોય,
વિદ્યા કલા સુગુણ ધરો, જેથી નિંદે ન જગમાં કોય; સખીઓ૦ ૨
ગૃહનાં કામ સકલ શિખી, શિખી સજવા શૃંગાર,
પાકકલા શુભ જાણીને, કરો ષડ્રસ ભોજન સાર; સખીઓ૦ ૩
વસ્તુવ્યવસ્થા રાખીને, શોભાવો આગાર,
સ્વચ્છ લીપવાં, મૃત્તિકા—ગોમયની કરી ગાર; સખીઓ૦ ૪
વસ્ત્રો સ્વચ્છ કરવ્યાતણી, યુક્તિ લહો વિશાલ,
રક્ષણની પણ યુક્તિઓ, લહી લહો ચાલ સુચાલ; સખીઓ૦ ૫
ભાતભાતનાં ભરતને, ચિત્રતણી શુભ રીત,
ગુણદોષોનાં જ્ઞાનસહ, શીખી લીયો ધરી પ્રીત; સખીઓ૦ ૬
સુગીત ગાતાં શીખવું, સુસ્વરનું કરી ભાન,
સુતાલથી નિજ ગૃહવિષે, ગાન કરો વિણુતાન; સખીઓ૦ ૭
સ્તોત્રો સુંદર રાગનાં, ઈષ્ટસ્તુતિનાં શ્રેષ્ઠ,
પ્રાતસમય કરી પાઠને સહુ,–ત્યજવી અનીતિ નેષ્ટ; સખીઓ૦ ૮
રમતગમતની રીતિઓ, સારરહિત ધરી ચિત્ત,
સમજી રમવું, જેવડે,—નવ વણસે વપુ વય વિત્ત; સખીઓ૦ ૯
પતિકુળની શુભ નીતિઓ, સમજીને મનમાંહ્ય,
સહુનું મન જોઈ વર્તવું, જેથી અપ્રિય થઇએ ન ક્યાંય; સખીઓ૦ ૧૦
વિવિધ સુવિદ્યા જાણવા, જો આવે અવકાશ,
તો ભણવી આળસ ત્યજી, જેથી મતિનો થાય પ્રકાશ; સખીઓ ૧૧
સુકલા જાણો જેટલી, તેનું પણ અહી જ્ઞાન,
મનને મદરહિત જ કરો, જેથી વાધે નહિ અભિમાન; સખીઓ૦ ૧૨
વય વધતાં શુભ યોગની, સમજી યુક્તિ રસાલ,
વૃત્તિ વશ વર્તાવવી, જેથી પીડે ન કર્મ કે કાલ; સખીઓ૦ ૧૩
જગદીશ્વરનું સ્વરૂપ આ, જગપ્રપંચ કરી બાધ,
નિજ અનુભવમાં આણીને, પામવું પદ જે અગાધ; સખીઓ૦ ૧૪
આ ભવના શુભ ભોગને, ભવપતિકેરો યોગ,
વિધિવત્ અનુભવી અંતમાં, થાવું રહિત સહુ રોગ; સખીઓ૦ ૧૫
હિત વચન એક અંતનું, કહું શુણજો ધરી કાન,
મનહર પ્રભુપદ ચિત્ત દઇ, સ્મરજો શ્રીપતિ ધરી ધ્યાન; સખીઓ૦ ૧૬

**ભાગીરથી**—જય જય **શ્રીસદ્ગુરુદેવ.** (સર્વ બોલે છે. પછી) આજે પણ ઉઠવાનો સમય થયો છે એટલે ચાલો ઉઠીએ.

એમ બોલી ઉઠે છે, ને વારાફરતી સર્વ પોતપોતાને ઘેર જાય છે.)

**હરકીસનદાસ**—(બહારથી આવી કપડાં ઉતારી બેસે છે. પછી વિજળીને) ફૂફૂકેમ સાંભલ્યું કે? આ તત્તમે કંઈ હમનાં કામમાં છો કે ફ્ફ્ફુરસદમાં છો?

**વિજળી**—(ઘરમાંથી આગલા ખંડમાં આવીને) કેમ વારુ તમે મને બોલાવી'તી? કંઈ કામ હતું કે? પાણીબાણી પીવું છે?

**હર૦**—ના પ્પ્પાની તો આ હમનાંજ પીને આવું છું. પન એતો પ્પ્પેલી સવારની આપની વાત થઇ'તી તે ભ્ભ્ભજન તમને સંભલાવું, કહ્યું નવરાસ હોય તો.

**વિજળી**—વાહ વિવાહથી રુડું શું! સંભળાવોને મારું કામ તો હું મારે ધણીએ પછી કરીશ. બોલો જોઇએ કેવું કર્યું છે?

**હર૦**—લો લાવો તારે, પ્પ્પેલા મારા ગજવામાંથી કાગલ છે તે. ને પ્પ્પછી નિરાંતે બ્બ્બેસો. વિજળી કાગળ આપીને બેસે છે. પછી) આ લોને નહિ તો તત્તમે જ મને ગાઇ સંભલાવોની. હવે તો તત્તમને સારી રીતે વાંચતાં આવડે છે.

**વિજળી**—પણ મને કંઈ રાગની ખબર છે? એક વાર તમે ગાઈ સંભળાવો, એટલે પછી હું ગાઇશ.

**હર૦**—ના ના એમ સું કરવા? તત્ તમે ગાઓ ને હું તમને રાગ બ્બ્બતલાવું છું. (રાગ કાઢી બતાવીને કાગળ વિજળીને આપે છે.)

**વિજળી**—(કાગળ લઇને મોટેથી વાંચે છે.)

**૫૬. ગરબી.** (સદ્ગુરુની સંગતિ રે શોધી નહિ મળે, એ લય.)

આ વંદ્રાવનમાં ઓધવસાથે ગોપિકા,
કરવા બેઠા હરિસંબંધી વાત જો;
હૃદય ભરાતાં નયને જળધારા વહે,
શું કહું ઓધવ નિર્દય હરિની જાત જો; આ૦ ૧
આ વનમાં વહાલાજી ગાયો ચારતા,
વાંસળી વાતાં કરતા સુંદર નાદ જો;
જળ ભરવા અમો જમનાતટમાં આવતાં,
વાંસળી સુણવા મનમાં થાતો સવાદ જો, આ૦ ૨
બીજા આ વહેવારો અમને ના ગમે,
ઓધવજી અમે હરિશું બાંધ્યાં ચિત્ત જો;
જ્યાં જ્યાં જાતાં ત્યાં ત્યાં હરિને ભાળતાં,
ગમતાં નહિ આ સ્વજન સુત ને વિત્ત જો; આ૦ ૩

હરિને અક્રુર જવ આવીને હરી ગયા,
વણમોતે અમે મરીયાં ઓધવ વીર જો;
હરિવિણ વ્રજ આ લાગે છે વગડાસમું,
ક્ષણ પણ અંતરમાં નથી રહેતી ધીર જો; આ૦ ૪
આ ગોકુળ પ્રભુપદવિણ તો નથી શોભતું,
દીનસમાં દીસે છે આ નંદરાય જો;
જસોદા મા પણ ગાંડાસરખાં ભાસતાં,
અમને પણ અંતરમાં લાગી લાહ્ય જો; આ૦ ૫
અંતરની વાતો તો ઓધવ અન્યને,
કહેવા વાણી નથી વહેતી મુખબહાર જો;
કૂવાની છાયા જેમ શમતી કૂપમાં,
તેમ અમે મન સમજી રહીએ સાર જો. આ૦ ૬
એક વચન આ હરિને કહેજો ટેકનું,
તમવિણ તો છે સૂનો સઉ સંસાર જો;
માટે દુઃખીયા જીવનાં દુઃખને ટાળવા,
ધ્યાજો ધીર ન ધરશો મનમોઝાર જો; આ૦ ૭
એમ વદી ઓધવશું ગોપી ઉડીયાં,
ફરી વંદ્રાવન સઘળું આવ્યાં ઘેર જો;
હરકીસનના સ્વામિને સંભારતાં,
હરિજનને તો જ્યાં ત્યાં સુખની લહેર જો; આ૦ ૮

**વિજળી**—(કાગળ ફેરવી ફેરવીને જોઇને ઓહો! આવું સારું તમને લખતાં આવડે છેને તમે આટલા દા'ડાથી લખતા કેમ નથી? સાચું બોલજો, આ આખી ગરબી તમે લખી?

**હર૦**—તતતમારા આગળ કંઇ ચચ્ચોરી છે કે જુઠું બબબો લીએ. ગરબી તો બધી મમમારી જ લખેલી છે, પપપન આ મહીં-મહીં છેકીને બબબોલ બદલ્યા છે તે એક ભભભલા માણસ દુકાને બેઠતા તેણે બદલાવ્યા છે કે આ ઠીક લાગસે. મમમેં કહ્યું લો આજનો પપપે'લો દ્દા'ડો છે તો બબબામણનું વચન માનવું. તે તેને ખોટું ના લાગે એટલા સારુ બબબે ચાર ઠેકાને બબબોલો બદલ્યા છે. કેમ ઠીક છે કેની? તતતમને પપપસન પડયું કેની ?

**વિજળી**—આથી તે વળી કેવું પસન પડવું તું? ને આ તતમારા લખેલા બોલ પણ કાંઈ ખોટા નહોતા. હવે કાલે સવારમાં અહિં ઘેર ને ઘેર બનાવીને મને દેખાડજો, એટલે તમને પણ માવરો પડશે. આ તો મારાથીએ તમે તો સારું જોડયું છે?

હુર૦—જુવો આ ગરબી ને તત્તમારાંભજન બંને સોનામહોર જેવાં છે. ગ્ગ્ગાએ છીઇએ કે સાંભળીયે છીએ તો જીવને કેટલું ચેન લાગે છે ! તત્તેમાં વલી તમારા ગલાની મ્મ્મિઠાસ પન તે-વી જ છે.

વિજળી—ના તે તો બધું ખરું પણ બીજા લોકો જ્યારે આપણાં ભજન સાંભળીને રાજી થાય ત્યારે ખરું.

હુર૦—જુઓ તમે તો આ ઘરમાં ને ઘરમાં બ્બ્બેસો છો તે સું જાનો ! હું તત્તમને કહું, આ બ્બ્બજારમાં બેઠોબેઠો હું તો એ જ તત્તમાસો જોઉં છું કે સાલા આ ઉંચામાં ઉંચા પ્પ્પંખાલીના કમોદ-ના ને જીરાસાલ કે આંબામોરના મ્મ્મોઘા ચોખા હોય છે તેના પ્પ્-પન જગત્માં ઘરાક છે ને સાલી આ નરી કાંકરીવાલી ક્ક્કનકી હોય છે તેના પણ ઘરાક છે ! વળી એ વાત તો તત્તમને પન ખબર છે કે આ નકામા ગ્ગ્ગાભાચુંથા આપણે કાઢી નાંખવાના હોય છે તત્તે-ના પન લેનારા 'ગ્ગ્ગાભાચુંથા આપવાના છે?' એમ બુમો પાડતા આવે છે ! હું તો કહુ છું કે બ્બ્બલિહારી છે આ જગતના ધ્ધ્ધ-નીની કે તેમાં કંઈ નકામું જ નથી !

વિજળી—હા એ વાત તો સાચી છે. પણ જેમ જેમ સારું લખાય તો સારું કેની ?

હુર૦—એ વાત તો બ્બ્બોલસો જ નહિં હોં. આ ક્ક્કનકીના ઘરાક ઘણા છે, ને ઊંચા ચોખાના થોડા છે તેમ જ આ કામમાં પન જાનજો હો.

વિજળી—હશે આપણે તો આપણું મન રાજી કરવું છે. આપણે કંઈ લોકના બાપનું દેવું નથી, કેમ ખરું કેની ? લો ચાલો હવે વાળુ કરી લઇએ.

હુર૦—હા ચ્ચ્ચાલો હવે મ્મ્મારે કંઈ વાર નથી (વાળુ ક-રવા ઉઠે છે. વાળુ કરી પરવારીને સમય થાય છે એટલે કથામાં જાય છે.

દાસ—(આવનાર આવી રહ્યાં જાણીને) કેમ વિઠ્ઠલજી ! હવે સી ઇચ્છા છે? સમય તો થઈ ગયો છે.

વિઠ્ઠલજી—બોલો જય જય શ્રીસદ્ગુરુદેવ. (સઉ બોલે છે પછી ભટ્ટજીને) ભટ્ટજી મહારાજ ! કાલે તો અંતમાં પેલા દોષને અર્ધદોષ-વાળા, દોષવાળા તથા નિર્દોષ નિશ્ચયોનાં કેટલાંક સ્વરૂપ વિચારીને પછી

અંતમાં એ જણાવ્યું હતું કે મૂર્ખને અયથાર્થ પણ બાંધેલ નિશ્ચયથી છોડવવા એ ઘણું કઠિન કામ છે. કારણ મૂર્ખ મનુષ્યોનો સ્વભાવ એવો હોય છે કે તે પકડી વાર્તાને એકાએક છોડતા નથી. યથાર્થ વાર્તાને સમજવામાં ખામીવાળી મતિના તે યોગ્ય નિશ્ચયને ઝટ ગ્રહણ કરતા નથી, અને ધારેલા ખોટા નિશ્ચયમાં દુ:ખ ભોગવતા પડ્યા રહે છે. આટલા વિચારને જણાવી કાલે બંધ રાખ્યું હતું.

**મનોહર**—(ઈષ્ટસ્મરણ કરીને) પછી બીજે દિવસે વાળુથી પરવારીને **યજ્ઞ**પુરુષ તથા **સરસ્વતી** પોતાના અંત:પુરમાં આવ્યાં. પછી મુખવાસાદિ લઇને નિવૃત્તિએ બેશીને તે તીવ્રબુદ્ધિવાળા અને સદ્વિદ્યાવાળા **યજ્ઞ**પુરુષે આ પ્રકારે કથાનો આરંભ કર્યો.

**યજ્ઞ**પુરુષ કહે છે: હે સાધ્વિ ! તે **દૌષજ્ઞ** પુરુષ મૂર્ખના સ્વભાવનું સ્વરૂપ વિચારીને પછી આ પ્રકારના વિશેષ વિચારને કરવા લાગ્યો.

**દૌષજ્ઞ** વિચાર કરે છે: હવે આ સંસારમાં મારે પ્રથમ તો એ જ વિચાર કરવો ઘટે છે કે મારે આ સમયમાં શું કર્તવ્ય છે ? કર્તવ્ય નિશ્ચય કર્યા વિના કોઈ પ્રકારની ક્રિયાનો આરંભ કરી શકાતો નથી, આમ છતાં કર્તવ્યનો નિશ્ચય પણ પ્રાપ્તવ્ય અર્થના નિશ્ચયવિના થતો નથી. કારણ કે કર્તવ્યમાત્ર કંઈ પણ મેળવવાયોગ ફળને ઉદ્દેશીને જ કરાય છે. માટે હવે પ્રાપ્તવ્યકર્તવ્યસંબંધે કંઇક વિચાર કરીને નિશ્ચય કરૂં.

આ સંસારમાં પ્રાણિમાત્રને મેળવવા યોગ્ય તો સુખ જ છે. કોઈ કહે કે સુખ મેળવવાયોગ્ય છે એમ શાથી જણાય ? તો ઉત્તર એ જ કે દુ:ખ મેળવવાની કોઈ ઇચ્છા કરતું નથી, તેમ જ દુ:ખ પામવા અર્થે જ કોઈ ખાસ ઉદ્યોગ કરતું નથી. એથી સ્પષ્ટ જણાય છે કે દુ:ખ કાંઈ મેળવવાયોગ્ય ગણ્યું નથી. તો પછી અવશેષ મેળવવાયોગ્ય તો સુખ જ રહ્યું. કારણ કે જગત્માં સુખ તથા દુ:ખ એ બે જ ફળ છે. ત્રીજુ કાંઈ પણ ફળ નથી. અને જો કોઇ સુખદુ:ખથી ભિન્ન આ સંસારમાં ફળ છે એમ સ્વીકારે તો તે સુખદુ:ખનાં સ્વરૂપને ન જાણીને ભ્રમમાત્રથી જ તૃતીય ફળની કલ્પના કરે છે એમ જાણવું. સમગ્ર અવાંતર ફલનો સુખદુ:ખરૂપ ફલમાં જ વાસ્તવ વિચારથી સમાવેશ થાય છે. આમ હોવાથી જ્યારે દુ:ખ તો વૃત્તિના નિરપેક્ષ અનુકૂળ વેગથી પ્રાપ્તવ્ય ઠરતું નથી ત્યારે પરિશેષથી સુખ જ પ્રાપ્તવ્ય ઠરે છે. જેથી હવે સુખના સ્વરૂપને, તેના ભેદને તથા તેની પ્રાપ્તિનિમિત્ત કરવા યોગ્ય ઉદ્યોગના સ્વરૂપને વિચારવાની અગત્ય રહી.

સુખનું ખરું સ્વરૂપ તો એ જ છે કે જેની પ્રાપ્તિથી પશ્ચાત્

કાંઇ પણ પામવાનું રહે નહિ, અર્થાત્ નિત્યતૃપ્તિ થાય. પણ આ સ્વરૂપનું સુખ સર્વને પ્રાયશઃ પ્રાપ્ત થવું સંભવતું નથી, તેથી હવે સુખના વિશેષ સ્વરૂપથી ભેદ પાડવા જોઇએ.

જે લોકો આ લોકોને જ માત્ર આખા જગતનું સ્વરૂપ ગણે છે અર્થાત્ આ ભૂલોકવિના બીજો કોઈ લોક નથી, અથવા લોક છે તોપણ આ લોકના જીવોને ત્યાં જવાનો સંભવ નથી એમ માને છે તેમને તો સદા આ લોકનાં જ વિષયવગેરેથી મળતાં ઉચામાં ઉંચાં સુખને પામવાની ઇચ્છા હોયછે.

જે લોકો આ ભૂલોક તથા એવિના બીજા લોકોને માને છે તેમને આ લોકનાં તથા પરલોકનાં એમ બંને લોકનાં શ્રેષ્ઠ સુખ ક્રમથી મેળવવાની ઇચ્છા હોયછે.

જે લોકો આ લોકપરલોકનાં સુખને લૌકિક સુખ માને છે અને તેવિના લોકમર્યાદાથી રહિત સ્વરૂપમાં અલૌકિક સુખની પ્રાપ્તિ માને છે તેમને તો ક્રમવડે આ લોકનાં તથા પરલોકનાં શ્રેષ્ઠ સુખની ઇચ્છા હોય છે અને અંતમાં અલૌકિક સુખની પણ ઇચ્છા હોય છે.

આપ્રકારે સુખ આ લોકનાં, પરલોકનાં તથા અલૌકિક એમ ત્રણ ભેદથી ગણાય, પણ તેના મુખ્ય તો લૌકિકઅલૌકિક બે જ ભેદ ગણાય એમ છે.

મનુષ્યનો અર્થાત્ જીવનો એવો સ્વભાવ છે કે મેળવવાયોગ્ય બધું એકી જ વખતે મેળવી લઉં તો ઘણું સારું. પણ તેમ થવું કઠિન છે. જેમ વિદ્યા અને ગંતવ્ય સ્થાન શનૈઃ શનૈઃ અભ્યાસ તથા પંથ કરતાં પ્રાપ્ત કરાય છે તેમ આ સુખો પણ ક્રમથી જ મેળવાયછે. એકદમ સઘળું કે સર્વોત્તમ સુખ મેળવવું સંભવતું નથી.

આમ હોવાથી ક્રમમાં આવેલું આ લોકનું સુખ મેળવવાનો જ ઉદ્યોગ જીવોએ પ્રથમ તો કરવો ઠરે છે. માટે હવે પ્રથમ આ લોકનાં સુખનાં સ્વરૂપનો તથા તેના પ્રાપ્તવ્યક્રમનો વિચાર કર્તવ્ય છે.

આ લોકમાં સુખની ઇચ્છાવાળા સર્વ વસ્તુતઃ જોતાં તો દૃશ્ય વિષયોદ્વારા જ સુખનો અનુભવ કરતા જણાય છે; અને તેથી જ સર્વ વિષયોની પ્રાપ્તિઅર્થ રાત્ર દિવસ ઉદ્યોગમાં મચ્યા રહે છે.

આ લોકમાં ક્વચિત્ મનુષ્યોના કારણવશાત્ એવો પણ નિશ્ચય છે કે વિષયના ત્યાગદ્વારા જ સુખને પમાય છે, અને તેથી તેઓ રાત્રદિવસ વિષયમાત્રના ત્યાગનિમિત્તે જ ઉદ્યાગ કરતા રહે છે. ખરું જોતાં આ નિશ્ચયવાળા જો આ પ્રકારના પોતાના નિશ્ચયમાં દૃઢ રહીને પ્રયત્ન કરતાં અંતને પામે છે તો તેમનો એ ઉદ્યોગ અલૌકિક સુખનિમિ-

ત્તાનો જ ગણાય છે. કારણ કે આ લોક તથા અન્ય લોકમાં તો વિષ-જન્ય સુખ જ હોય છે અને તે જ લૌકિક સુખથી ગણાય છે જે સુખ નિર્વિષય હોય તે જ સુખ અલૌકિક ગણાવું ઘટે છે. માટે આ લોકમાં જેઓ વિષયના ત્યાગદ્વારા સુખની અભિલાષાવાળા છે તેમની આ સ્થળે અર્થાત્ આ લોકનાં સુખની ઇચ્છાવાળામાં ગણના કરવાની અગત્ય નથી. જેથી માત્ર એક વિષયજન્ય સુખની ઇચ્છાવાળા જ અત્ર ગણવાયોગ્ય છે. આ પ્રકારના વિચારથી સ્પષ્ટ થયું કે આ લોક-ના ઉત્તમોત્તમ સુખની ઇચ્છાવાળા સર્વ મનુષ્યોને એ સુખના હેતુરૂપ વિષયપદાર્થ જ પ્રાપ્તવ્ય ઠરે છે. અને જ્યારે આ લોકના વિષયપદા-ર્થ જ પ્રાપ્તવ્ય ઠરે છે ત્યારે તે તે વિષયપદાર્થ મેળવવામાટે જે જે ખરી ક્રિયા વા ઉદ્યોગ કરવો પડે છે તે જ આ લોકના સુખેચ્છકને કર્તવ્ય ઠરે છે.

હવે જ્યારે વિષયપદાર્થની પ્રાપ્તિના ઉપાય જ કર્તવ્ય ઠરે છે ત્યારે તે ઉપાયના પણ સ્વરૂપથી જે ભેદ થતા હોય તેનો વિચાર કર્તવ્ય છે.

ત્યાં વિષયપદાર્થમાત્રની પ્રાપ્તિમાં કોઈ પ્રકારની પણ ક્રિયાની અપેક્ષા હોય છે. કારણ કે કેવળ અક્રિય મનુષ્યને સમીપવર્તી પદા-ર્થની પણ યથાવત્ ભોગરૂપ પ્રાપ્તિ સંભવતી નથી. જેથી વિષયપદા-ર્થની ભોગરૂપ પ્રાપ્તિ તથા તે પ્રાપ્ત ભોગથી અનુભવાતું સુખ કોઈ પ્રકારની પણ ક્રિયાની અપેક્ષા રાખે છે. માટે હવે તે ક્રિયાના પણ ઘટિત ભેદ વિચારવા જોઇએ.

ત્યાં ક્રિયામાત્રનો બે પ્રકારના ભેદમાં સમાવેશ થાય છે. તે ભેદ આ છે: એક તો યોગ્ય અથવા ધર્મરૂપ ક્રિયા, જેને પૂર્વપુરુષો વિહિત ક્રિયા કહેતા આવ્યા છે તે, અને બીજી અયોગ્ય અથવા અધર્મરૂપ ક્રિયા, જેને પૂર્વ પુરુષો અવિહિત ક્રિયા કહેતા આવ્યા છે તે. વળી ધર્માધર્મરહિત અથવા ધર્માધર્મમિશ્ર એવી બે પ્રકારની ક્રિયાનો ભેદ પાડે તો ઘટિત છે. પણ ધર્માધર્મરહિત ક્રિયાનો સંભવ અત્યંત ઓછો છે, અને અત્યંત ન્યૂન અંશથી પણ તે ક્રિયાનો સંભવ ગ-ણાય તો માત્ર અલૌકિક સુખેચ્છકમાં જ ગણવો સંભવે છે. માટે તેની અત્ર ગણના કરવાની અગત્ય નથી. પણ જે ધર્માધર્મમિશ્ર ક્રિયા છે તે અધિક અંશે મનુષ્યમાત્રમાં અર્થાત્ લૌકિક સુખેચ્છક સર્વમાં સં-ભવે છે. જેથી ત્રીજો ધર્માધર્મમિશ્ર એવો ક્રિયાનો ભેદ પડાય તો ચાલે, પરંતુ તેમાં જેટલા અંશ ધર્મરૂપ ક્રિયાના હોય છે તેનું જે ધર્મજન્ય ફળ હોય છે તે જ, અને અધર્મરૂપ ક્રિયાના જે અંશ હોય

છે તેનું જે અધર્મજન્મ ફળ હોય છે તે જ મળવાનું જેથી શુભાભભ ફળના ભેદથી માત્ર બે પ્રકારના ભેદવાળી જ ક્રિયા ગણીએ તો ચાલે એમ છે: ૧ ધર્મરૂપ, ૨ અધર્મરૂપ.

જે જે ક્રિયા કરવામાં આવે છે તે તે સુખપ્રદ મનાયલા વિષયની પ્રાપ્તિઅર્થે જ કરાય છે. જે જે વિષયની પ્રાપ્તિનિમિત્ત ક્રિયા કરવામાં આવે તે તે સર્વ ક્રિયા વિવિધ વિષયનિમિત્ત હોવાથી વિવિધ જાતિની ગણવાયોગ્ય છે, અને તેથી તે તે જાતિઅનુસાર તે તે ક્રિયાના ભેદ પાડવા ઘટે છે, તથાપિ તે સંપૂર્ણ વિષયપરત્વ કરાતી ક્રિયાના પૃથક્ પૃથક્ ભેદ પાડે તો અસંખ્ય થઈ જાય એમ છે. જેથી જેમ ધર્મરૂપ તથા અધર્મરૂપ એવી બે પ્રકારની ક્રિયાઓ થાય છે તેમ આ સંપૂર્ણ વિષયપદાર્થવિષયક ક્રિયામાત્રનો યુક્તિવડે એકબીજામાં અંતર્ભાવ ગણીને બે પ્રકારનો ભેદ જ પૂર્વપુરુષોએ સ્થાપેલો છે. તે બે ભેદ આ છે: એક સ્ત્રીવિષયક તથા બીજો ધનવિષયક. આ ધનવડે સંપૂર્ણ જડવિષયપદાર્થનું ગ્રહણ કરીને તે ધનસહિત સંપૂર્ણ જડપદાર્થનિમિત્ત અર્થ સંજ્ઞા રાખી છે. જેથી ધનાદિ પદાર્થરૂપ જે અર્થ તેની પ્રાપ્તિનિમિત્ત જે ક્રિયા તે અર્થાર્થ ક્રિયા ગણાય છે બીજો વિષય જે સ્ત્રી તે સ્ત્રીવડે પુત્રસ્વજનાદિ સર્વ ગ્રહણ કરીને તે સમગ્ર ચેતનતાયુક્ત સ્ત્રિયાદિ વિષયનિમિત્તે કામ શબ્દ વાપરયો છે. જેથી તે વિવિધ કામરૂપ વિષયપ્રાપ્તિનિમિત્ત જે જે વિવિધ ક્રિયાઓ કરવામાં આવે તે તે સંપૂર્ણ ક્રિયા કામાર્થ ક્રિયા ગણાય છે.

આ પ્રકારે અર્થપ્રાપ્ત્યર્થ તથા કામપ્રાપ્ત્યર્થે એમ બે પ્રકારની ક્રિયા ધર્માધર્મરૂપ થવાથી ચાર પ્રકારની ક્રિયા થાય છે; ૧ અર્થપ્રાપ્ત્યર્થ ધર્મરૂપ ક્રિયા, ૨ અર્થપ્રાપ્ત્યર્થ અધર્મરૂપ ક્રિયા, ૩ કામપ્રાપ્ત્યર્થ ધર્મરૂપ ક્રિયા, ૪ કામપ્રાપ્ત્યર્થ અધર્મરૂપ ક્રિયા. આ ચાર પ્રકારની ક્રિયા તો માત્ર આ લોકનાં વિષયસુખની ઇચ્છાજન્ય છે.

હવે જે લોકોને આ લોકની વિષયસુખેચ્છા છતાં પણ અલૌકિક અથવા પારલૌકિક સુખની ઇચ્છા સાથે જ હોય છે અર્થાત્ આ લોકનાં સુખ મેળવ્યા છતાં તે ઉત્તર કાળે મળવાયોગ્ય સુખની ઇચ્છાથી જેઓ ક્રિયા કરે છે તે લોકોની તે ક્રિયા અલૌકિક સુખ અથવા મોક્ષસુખપ્રાપ્ત્યર્થ તથા પારલૌકિક સુખપ્રાપ્ત્યર્થ ક્રિયા ગણાય છે. તે ક્રિયા પણ યથાર્થ અયથાર્થ, અથવા યોગ્યાયોગ્ય હોવાથી બે પ્રકારની છે. તેથી એકંદર ગણતાં આ પ્રકારે ચાર ભેદવાળી થાય છે: ૧ પરલોકનાં સુખની ઇચ્છાથી કરાતી પારલૌકિક સુખવિષયક યથાર્થ ક્રિયા, ૨ પારલૈકિક સુખ વિષયક અયથાર્થ ક્રિયા, ૩ અલૌકિક સુખવિષયક યથાર્થ ક્રિયા, ૪ અલૌકિક

સુખવિષયક અયથાર્થ ક્રિયા. આ પ્રકારે આ ચાર ભેદવાળી ક્રિયામાં યથાર્થ ક્રિયા તો ધર્મરૂપ હોવાથી યોગ્ય ક્રિયા ગણાય છે, અને અયથાર્થ ક્રિયા તો અધર્મરૂપ હોવાથી અયોગ્ય ગણાય છે. જેથી તે ઉભય પ્રકારની અયથાર્થ ક્રિયા ન કરવાયોગ્ય છે. તોપણ અજ્ઞાનવશ પ્રાણિઓ નિરુપાય થવાથી કરે છે, અને ઇચ્છા ન છતાં પણ અનર્થને પ્રાપ્ત કરે છે.

આ એકંદર આઠ પ્રકારની ક્રિયામાંથી આ લોકના સુખની ઇચ્છાવાળા સર્વ જીવોએ યત્નવડે અર્થ તથા કામનિમિત્ત ધર્મરૂપ ક્રિયા કરવી ઘટે છે, અને અધર્મરૂપ ક્રિયા ત્યજવી ઘટે છે; કારણ કે તે દુઃખની સાધક અને સુખની પ્રતિબંધક છે અને તે વિષયસુખની પ્રાપ્તિકરતાં અવશેષ કાળમાં આ બીજા બે પ્રકારની પણ યથાર્થ ક્રિયા યત્નથી કરવાનો આગ્રહ રાખવો યોગ્ય છે, અને અયથાર્થ ક્રિયા તો તે સુખની પ્રતિબંધક હોવાથી ત્યજવાયોગ્ય છે.

આટલેસુધી વિચાર કરીને એ નિશ્ચય કાઢ્યો કે આ જીવમાત્રને આ લોકનાં સુખમાં સ્પૃહા છે, તેથી તેમણે આ લોકના વિષયભોગમાં તીવ્ર વિરાગ પ્રાપ્ત થતાપર્યંત ઐહિક એટલે આ લોકનાં સુખાર્થે ક્રિયા પ્રયત્નપૂર્વક કરવી. આ નિશ્ચય તો સર્વને માટે સામાન્ય કાઢ્યો, પણ હવે આ વિચારનો કરનાર જે હું તેણે હવે પછી શું કરવું છે એવિષે નિશ્ચય કરવાની અગત્ય રહી.

ત્યાં આ સંસારપ્રપંચમાં મનુષ્યોનાં સ્વભાવ, ગુણ તથા કર્મેચ્છાનુસાર થતી પ્રવૃત્તિના ભેદથી વર્ણભેદ કરવામાં પૂર્વ કાળથી સાવધાનતા રખાઇ છે, જેના યોગે શુદ્ધ જાતિનો સદ્‌ભાવ તથા સુખનો સંભવ આજપર્યંત સ્થળે સ્થળે પ્રતીત થાય છે. એ ભેદવડે જોતાં મારો સર્વોત્તમ બ્રાહ્મણજાતિમાં આ વર્તમાન જન્મ છે. માતા દેહમુક્ત થયાં છે. પિતાશ્રી તો સર્વ પ્રકારની અનુકૂળતાના યોગે ચતુર્થાશ્રમમાં પ્રવેશી કેવળ મોક્ષાર્થે યથાર્થ ક્રિયાનો આરંભ કરી રહ્યા છે, જેથી આ કુળમાં હવે કુલાચાર, વર્ણાચાર તથા આશ્રમાચાર પાલન કરવાનો ભાર મારા મસ્તકઉપર છે. જો તેને રુડે પ્રકારે હું ન પાલન કરૂં તો આ નિષ્કલંક કુળને કલંક લાવનાર કુપુત્રરૂપ હું ઠરીશ, એટલું જ નહિ પણ કુલીન માતાપિતાપ્રતિ કૃતઘ્નતાનો ઉપયોગ કરનાર હું સર્વત્ર સદા નિંદાપાત્ર થઇશ. આ કારણથી હવે મારે જે કરવાનું નિશ્ચય થાય તે સત્વર કરવું જોઇએ.

ત્યાં કુલાચાર તો મારાવડે પાલન કરાયો છે ને કરાય છે. કારણ કે મેં રુડે પ્રકારે વિદ્યાનું અધ્યયન કર્યું છે. નિત્ય કરવાયોગ્ય

કર્મને પણ હું નિત્ય કરૂં છું ઈષ્ટપૂજનાદિ પણ કરૂં છું. જ્યેષ્ઠકનિષ્ઠ સંબંધીઓને યથાઘટિત સત્કારથી સેવું છું, તથા પાળું છું. જેથી પ્રાપ્ત કુલાચાર કરવામાં તો હું દોષપાત્ર નથી.

આશ્રમાચાર પણ આ ગૃહસ્થાશ્રમ ધારણ કર્યો છે ત્યારથી આજપર્યંત વિધિવડે સેવું છું. એમાં અગ્નિસેવનાદિના વિધાન કરેલા ધર્મોને હું જાણું છું અને તે પ્રમાણે રુડી રીતેપાલન કરૂં છું, અતિથિસત્કારાદિ ગૃહસ્થના ધર્મને યથાશક્તિ વિધિવત્ આચરૂં છું, તથા ત્રિવિધ ઋણથી મુક્ત થવા વિહિત આચાર કરૂં છું. જેથી તેમાં પણ હું દોષપાત્ર ઠરૂં એમ નથી.

હવે વર્ણાચારના પાલનવિષે માત્ર વિચાર કરવાનો રહ્યો છે. હું બ્રાહ્મણવર્ણમાં છું. તો બ્રાહ્મણને યજ્ઞાનુષ્ઠાન, અધ્યયન, દાન, પ્રતિગ્રહ અધ્યાપન તથા યાજન એ છ કર્મનો અધિકાર પ્રસિદ્ધ છે. ત્યાં વિવિધ વિહિત તપ કરવું તથા વ્રતાદિ નિયમોનું પાલન કરવું અને સરહસ્ય અર્થાત્ ઉપનિષત્સહિત સમગ્ર વેદનું અધ્યયન કરવું એ કાર્ય તો યથાવત્ થાય છે તથા થયું છે. પણ અધ્યયન કરેલી વેદવિદ્યા તથા લૌકિક વિદ્યા સકલ કલાસહિત જાણીને અન્ય અધિકારિઓને શીખવવવાનો જે બ્રાહ્મણોનો ગુરુધર્મ છે તે અદ્યાપિપર્યંત યથાવિધિ મારાથી જળવાયો નથી. પણ તેમાં હું દોષપાત્ર નથી. કારણ કે આ સમયપર્યંત હું સ્વતંત્ર ન હતો તથા ગુરુપદને યોગ્ય પણ ન હતો. હવે વિદ્યાકલાનાં સ્વરૂપાદિને જાણી ચુકયો છું, તેમ કુળમાં સ્વતંત્ર થયો છું, જેથી હવે પછી એ કાર્ય કરવાની યોગ્યતાવાળો થયો છું. માટે હવે એ સંબંધમાં મારે ઘટિત વ્યવસ્થા કરવી ઘટે છે.

આ બ્રાહ્મણોનાં અનેક કુળ સૃષ્ટિના આરંભથી નિરંતર ચાલતી પરંપરાવડે વિદ્યમાન છે. તેમાં પૂર્વકાળે આ બ્રાહ્મણોમાં મોટા સામર્થ્યવાળા પુરુષો આ પ્રજામાં ધર્મમર્યાદા સ્થાપતા તથા નિભાવતા હતા. તેઓ પોતાના વ્યવહારમાત્રને કુશળતાથી સિદ્ધ કરીને અંતમાં પરમપદને પ્રાપ્ત થઈ રહેતા હતા. તેઓએ તે કાળમાં સ્થાપેલી ધર્મવ્યવહારમર્યાદાનો દિનપ્રતિદિન લોપ થતો જણાય છે અને આ પ્રમાણે ચાલવાથી ઉત્તરકાળે કેવળ લોપ થવાનો સંધિ આવતાં અધર્મની સ્થળે સ્થળે પ્રવૃત્તિ થઈ રહેશે. ધર્મવ્યવહારની આ પ્રકારની પ્રતિદિવસ દુર્બળતા થવામાં બ્રાહ્મણપ્રજાની અસ્પૃહા તથા ક્ષત્રિય પ્રજાની ઉન્મત્તતા કારણ હોવું ઘટે છે. પૂર્વકરતાં પણ આ કાળે બ્રાહ્મણોમાં અસ્પૃહા અધિક જણાય છે, તેમ જ ક્ષત્રિયવગેરે પ્રજામાં પણ આલસ્ય, પ્રમાદ તથા અજ્ઞાનાદિ દોષની અધિક પ્રતીતિ થાય છે.

પૂર્વના બ્રાહ્મણોમાં જે અસ્પૃહા હતી તે પોતાના સર્વોત્તમ ઐશ્વર્યના બળથી હતી તેથી શ્રેષ્ટ હતી અને આજના બ્રાહ્મણમાં આવેલી અસ્પૃહા તો સર્વોત્તમ ઐશ્વર્યબલવિનાની છે, જેથી એ દુર્બલતાજન્ય અસ્પૃહા અતીવ નેષ્ટ છે. અને આ પ્રમાણે ચાલતાં હવે પછીના સમયમાં તો બ્રાહ્મણોને શૂદ્રત્વ અર્થાત્ દાસત્વની પણ સ્પૃહા કરવી પડશે એમ ભાસે છે. માટે આજથી પણ જો પુનઃ બ્રાહ્મણાદિ પ્રજાને જાગ્રત્ કરવામાં આવે તો પ્રશ્ચાત્ અધિક બિગાડનો સંભવ આવે નહિ.

આજકાલ આ બ્રાહ્મણો તીર્થમાં કે એકાંતમાં રહેવાના અભ્યાસને છોડતા જાય છે. કારણ કે તેજવિનાના ક્ષુદ્રબલવાળા ક્ષત્રિયોના અધિકારમાં દુષ્ટ લોકોની વૃદ્ધિ થઈ છે, અને તેથી આધારવિનાના છુટક છુટક રહેનાર બ્રાહ્મણોને સંતાપ થવા લાગ્યો છે. આ લોકમાં સર્વ પ્રજા મળીને પોતાના ઉત્તમ પ્રકારના રક્ષણમાટે તથા સુખસંપત્તિની અભિવૃદ્ધિમાટે જ રાજ્યસત્તાને પોષે છે, પણ જ્યારે તેવો યોગ્ય પુરુષ રાજ્યસત્તાનો પ્રવર્તક હોતો નથી ત્યારે પ્રજાના મનોરથ પૂર્ણ થતા નથી. આજકાલ જ્યાં ત્યાં અવ્યવસ્થા હોવાથી તીર્થાદિ એકાંત સ્થલોમાં રહેનાર ધર્મકર્મશીલ ગૃહસ્થાશ્રમી બ્રાહ્મણોને ઘણો ઉપદ્રવ જણાય છે, તેથી તે બ્રાહ્મણોનાં કુલનાં કુલ હવે નગરનિવાસી થતાં જાય છે; અને નગરમાં નિવાસ કરવાથી અન્ય નગરવાસી પ્રજાના સહવાસથી તેમના વિભવોને જોઈને તે બ્રાહ્મણના કુલનાં બાળકો તથા સ્ત્રિયો તેવા વિભવની આશા કરે છે. અને તે આશા પૂર્ણ કરવાની સ્પૃહાવાળા તે બ્રાહ્મણો પોતાના કર્તવ્યનિશ્ચયથી ભ્રષ્ટ થઈને ગમે તે પ્રકારે સ્વાર્થ સાધવા તથા સ્ત્રીપુત્રાદિને સંતોષ આપવા પ્રવૃત્તિ કરે છે. આમ થતાં ઉત્તરોત્તર થતી પ્રજા પછી તેવા જ વ્યવહારોમાં પ્રવેશ કરે છે. આથી બ્રાહ્મણોનાં કુલ સ્વધર્માચરણથી અંશતઃ ભ્રષ્ટ થતાં ચાલતાં ભાસે છે. અને તે જ પ્રમાણે અન્ય ક્ષત્રિયવૈસ્યાદિનાં કુલ પણ નાના પદાર્થની સ્પૃહાવડે અનાચારગ્રસ્ત થતાં જતાં જણાય છે. આ બહાર રહેનારા કોઈ કોઈ બ્રાહ્મણો છે તેઓ સંતોષથી પોતાનો નિર્વાહ કરતાં નિત્યાદિ કર્મ કરીને આપણાં સ્ત્રી, પુત્ર, ધનાદિની સંભાળ લેઈ બેશી રહે છે. જેથી સર્વને જાગ્રત્ કરનાર પુરુષોનો હવે ટોટો જણાય છે, અને એથી જ આ મોટી હાનિ ધર્મને પહોંચી છે ને પહોંચશે. માટે હવે મારે મારો વર્ણાચાર સંભાળીને સર્વને પોતપોતાના ધર્મવ્યવહારમાં જાગ્રત્ કરવાનો ઉદ્યોગ સત્વર કરવો જોઇએ. કારણ કે આયુષ્ તો અલ્પ છે, અને કાર્ય મહાન્ છે. તોપણ ટિટ્ટિભન્યાયવડે મારે ધૈર્યથી તથા નિશ્ચયબલથી સ્વધર્મ સાચવવો જોઇએ.

આગળ જતાં ઈશ્વર તે આજનાં વાવેલાં બીજો વૃક્ષરૂપ કરીને ઉત્તરકાળની પ્રજાને તેનાં અમૃતસરખાં ફળ ચખાડશે.

હવે મારે સ્વવર્ણાચાર સંભાળવો છે તે આ એક જ સ્થળમાં બેશી રહેવાથી સંભાળાશે નહિ, પણ સ્થાને સ્થાને વિચરવાથી જ સંભાળાય એમ છે. ઘણા બુધજનો પોતાનાં સ્થાનમાં જ બેશી રહીને સ્વાર્થ સિદ્ધ કરી સર્વની અસ્પૃહાવાળા થઈ નિવૃત્તિમાં પ્રવેશે છે, તેમનાથી આ પરોપકારાર્થ પ્રવૃત્તિ બનતી નથી. અને ઘણા અબુધજનો સ્થાને સ્થાને રઝળી રખડીને અકારણ માલવિનાના પોકારો પાડે છે, અથવા તો તેવા અબુધજનો પોતાના ઘરમાં બેઠાં ઘણા વિચારો વ્યર્થ કરે છે તથા તે વિચારો નિર્માલ્ય છતાં પણ તેમને મૂલ્યવાન્ ગણે છે, અને પોતાના મનમાં પ્રસન્ન થાય છે, તથા તે નિર્માલ્ય વિચારોને જ્યાં ત્યાં એક સ્થળે રહીને પણ પ્રસરાવવા યત્ન કરે છે, તથાપિ તેમના વડે અથવા તેમના એ પ્રકારના ઉદ્યોગવડે પણ આ પ્રકારનો કોઈ પરોપકાર સિદ્ધ થતો નથી પણ ઉલટું એ વિચારોસાથે વળગણ કરનાર અન્ય મનુષ્યો પણ પરિણામમાં તે અબુધજનોની પંક્તિમાં આવી બેસે છે. આમ થવાથી જનહિતમાં હાનિ વધે છે ને લાભ ઘટે છે. માટે મને તો જો ઈશ્વર સહાય છે. તો મારે સ્થાને સ્થાને વિચરીને અથવા એક સ્થળે રહીને પણ એવો ઉદ્યોગ કરવો કે જેથી લોકવ્યવહારની તથા ધર્મની પ્રતિદિવસ ઉન્નતિ થતી જાય અને કદાચિત્ પણ હાનિ ન થાય.

યજ્ઞપુરુષ સરસ્વતીને કહે છે: હે શુદ્ધાંતઃકરણવાળી ! આ વગેરે અનેક પ્રકારનો વિચાર કરીને પછી તે દ્વિજ બ્રાહ્મણે અનુકૂળ સમયે પોતાની દૈવજ્ઞા નામવાળી સ્ત્રી કે જે વિદ્યા, વિનય તથા વિવેકયુક્ત વિચાર કરવામાં કુશળ હતી તેને આ સઘળા પોતાના કરેલા વિચારનું સ્વરૂપ કહી સંભળાવ્યું, અને તે સંબંધમાં તેનો વિચાર પૂછ્યો. ત્યારે તે દૈવજ્ઞા સ્ત્રી મનમાં વિચાર કરીને પછી આપ્રમાણેનાં વચનો પોતાના પ્રતિપ્રતિ પ્રસન્ન મુખથી બોલી.

દૈવજ્ઞા કહે છે: હે ભગવન્! આપસરખા સમર્થ વિદ્વાન પતિના સમીપ હું કાંઈ આ પ્રકારના કાર્યમાં અભિપ્રાય આપવાને યોગ્ય નથી. તથાપિ આપની આજ્ઞાનું પાલન કરીને યથામતિ કહું છું. આપે કરેલો સઘળો વિચાર યોગ્ય છે. આપના ધારવા પ્રમાણે યત્ન કરવાની આ સમયમાં આપસરખા અનેક પુરુષની અગત્ય છે, પણ તે કાંઈ આપણા હસ્તમાં નથી. સર્વજ્ઞ ઈશ્વરની સત્તાથી તેને જે કર્તવ્ય હશે તે થશે. આપના અંતઃકરણમાં આ કાળે જે વિચારો થાય છે તે

પણ ઇષ્ટસત્તાના અનુકૂળ યોગથી જ થયા છે, એમ માનવાને કંઈ બાધ નથી. કારણ કે જેવું ભવિતવ્ય હોય છે તેવા પ્રકારનો જ મતિનો પરિણામ થાય છે. આગળઉપર કદાચિત્ સ્વભાવથી લોકોનું અનિષ્ટ થવાનો સંભવ આવનાર હોય તો ભલે આવો, પણ આપને તો પોતાના વર્ણાચારના પાલન અર્થે જે ધારવામાં આવ્યો છે એવો ઉદ્યોગ કરવો જ ઘટે છે. કારણ કે આ લોકમાં મનુષ્યપ્રાણિમાત્ર અવશ્ય મરનાર છે. તથાપિ ન મરવા માટે સર્વનો ઉદ્યોગ ચાલુ જ છે. સર્વ જાણે છે કે કાળે કરીને પ્રત્યેક વંશનો ઉચ્છેદ થનાર છે તો પણ વંશવૃદ્ધિની આશાથી લોકોનો પ્રયત્ન ચાલુ જ છે. સર્વ જાણે છે કે સુંદર બંધાવેલા ભવનો કાળે કરીને ઉજડ થઈ પડનાર જ છે. તથાપિ જ્યાં ત્યાં સદા નવીન ભવનો બાંધવાનો ઉદ્યોગ પ્રવર્ત્યો છે. સર્વ જાણે છે કે આ ચંચલ સ્વભાવવાળી લક્ષ્મી અર્થાત્ ધન કોઇને ત્યાં અચલપણે રહ્યું નથી અને રહેનાર નથી તોપણ કૃપણતાઆદિ દોષોને વશ થઇને અથવા શ્રીમાન્ ગણાવવાની આશાને વશ રહીને અથવા પોતાના પુત્ર પૌત્રાદિના સુખની અભિલાષા રાખીને સદા આ મનુષ્યો અનેક પ્રકારથી ધનનો સંચય કરે છે તથા તેનું રક્ષણ પણ કરે છે. આ વગેરે અનેક વ્યવહારો છે કે જેનો અંત નિષ્ફળ જ હોય છે તથાપિ તેવા વ્યવહારની સિદ્ધિમાટે જીવોનો પ્રબળ પ્રયત્ન અટકેલો જણાતો નથી, જેથી આપના વિચાર ઇષ્ટ છે. તોપણ કદાચિત્ એનો અંત અનિષ્ટ પરિણામમાં આવે એમ હોય તો પણ અવશ્ય કર્તવ્ય છે. આ લોકમાં ઘણા બ્રાહ્મણોને એવી ઇચ્છા હશે પણ અનેક વિરોધી કારણોને લીધે તે ઇચ્છાને તે સર્વ પૂર્ણ કરી શકતા નહિ હશે. પણ આપણે તો આ ક્ષણે કોઇ પણ મોટો વિરોધ નથી. કારણ કે વિદ્યા, વય, વપુ તથા આંતરવિત્ત એટલે બળ વગેરે સર્વ અનુકૂળ છે.

હે ભગવન્ ! આ ગૃહસ્થાશ્રમી બ્રાહ્મણોને નાના પ્રકારની અડચણો હોય છે, જેથી તેઓ આવાં કાર્યમાં નિર્વિઘ્ન પ્રવેશ કરી શકતા નથી. તેમ જ બુદ્ધિબળ કાંઈ સર્વનું સરખું નથી. આદિ કાળથી મનુષ્યનો તો સુકાળ જ છે, પણ મોટાં પરાક્રમ કરનાર પુરુષોના જ્યાં ત્યાં યૂથ હોતાં નથી. કેટલીક મર્યાદામાં કોઈ કોઇ દૈવી પુરુષ પ્રકટે છે, અને તે જ જેમ નક્ષત્રમંડળમાં રાત્રિએ ચંદ્રમા અને ગ્રહમંડલમાં દિવસે સૂર્યભગવાન્ પ્રકાશતા દીસે છે, તેમ પોતાના પ્રકાશને લોકમાં પાડતા પ્રતીત થાય છે. ગજે ગજે મોતી હોતાં નથી, વને વને સિંહ હોતા નથી, ઘેર ઘેર રાજા પાકતા નથી, પર્વતે

પર્વતે માણિક્યાદિ નંગો ઉપજતાં નથી તેમ સ્થળે સ્થળે એવા દૈવી પુરુષો પણ પ્રકટતા નથી. માટે આપ કે જે દૈવીસરખા છો અને પોતાના સાત્ત્વિક ઐશ્વર્યથી દિશામાં રહેલા બ્રાહ્મણોને ઝાંખા પાડોછો તે જ્યારે આ પ્રકારનાં સર્વોત્તમ સ્વવર્ણાશ્રમધર્મનાં કાર્યને ન કરે તો અન્ય કોણ કરવા સમર્થ થનાર છે?

રાજા તથા પ્રજાને તથા સર્વ વર્ણનાં સ્ત્રીપુરુષોને પોતાપોતાના ધર્મમાં સ્થાપવા તથા તેમને વિદ્યાકલાવગેરેના માહાત્મ્યથી જાણીતા કરીને વિવિધ વિદ્યા તથા કલાવાળા કરવા અને સર્વને દુઃખદારિદ્ર્યથી રહિત થવાના યત્નમાં જોડી તેમને નિર્ભય કરવાનો જે પ્રયત્ન આપે ધાર્યો છે એ પ્રયત્ન આપના હાથે થાય તો આપણા કુળનો મોટો વિભવ સમજવો ઘટે છે. આપણા પૂર્વજો મહાપરાક્રમીથયા છે એવી વાર્તા આ લોકો કરે છે, અને તે પૂર્વજોનાં પવિત્ર નામ આપણે આ લોકોનાં મુખથી શ્રવણ કરીએ છીએ. એ જ પ્રમાણે આપનું પાપ મોચક નામ ઉત્તરકાળે લોકનાં મુખમાંથી આપણી પરંપરા શ્રવણ કરે એ જ શ્રેષ્ઠ ફળ આ પ્રયત્નનું છે એમ હું અલ્પમતિ સમજુ છું.

આ લોકમાં મને વિચાર કરીને જોતાં એમ પણ જણાય છે કે જે મનુષ્યો કેવળ વિષયોમાં જ આસક્ત છે તેઓ કોઇ પણ સત્કીર્તિનું કાર્ય કરવા ભાગ્યે જ સમર્થ થાય છે. કારણ પોતાના સુખની તથા જીવનની પણ સ્પૃહા ન રાખનાર પ્રબળ પરાક્રમી પુરુષો જ તેવાં કોઇ મહાન્ કાર્ય કરી શકે છે અને વિષયાસક્ત પ્રાણિઓ તો રાત્રદિવસ વિષયોમાં જ રચીપચીને રહે છે; તેથી તેમને બીજા ઉત્તમ વિચારો કરવાનો કે ઉત્તમ વિદ્યાકલા સંપાદન કરવાનો કે પોતાનું તથા પારકાનું હિત કરવાનો સમય જ મળતો જણાતો નથી.

આ ઘણા પુરુષો તો પોતાનું ગૃહ તથા પોતાના સ્ત્રીપુત્ર અને ધનાદિ પદાર્થ મૂકીને પાંચ કોશ પણ છેટે જવાનું ઇચ્છતા નથી. પાંચ રાત્ર પણ તેમનો વિયોગ સહન કરવાનું તેમનું ધૈર્યબલ જણાતું નથી તો પછી તેવા પુરુષો શું મોટું કામ સંસારમાં કરી શકે? કાંઇ જ નહિ. કોઈ કોઈ વિષયાસક્તિની પ્રબલતાવિનાના પુરુષો પણ ગૃહછોડીને હઠતા નથી, તો પણ તે વિષયની અધિક આસક્તિવિનાના પુરુષો ઘરમાં રહ્યા છતાં પણ કાંઈ જનહિતકર કાર્યના હેતુઓ રચી શકે છે તેથી તેઓ છેક પૃથિવીને ભારરૂપ ગણાતા નથી. પણ જેઓ કેવળ પોતાના માનેલા વિષયપદાર્થને જ સેવતા તેમાં પડયા રહે છે અને જનોપયોગી કોઇ પણ સદ્વ્યાપાર કર્યાવિના મરણને સ્વાધીન થાય છે તેમનું જીવન તો ભારરૂપ જ ગણાયું છે.

આ પ્રકારે ઘણા પુરુષો મોટાં કાર્ય કરવામાં અસમર્થ થાય છે એમાં પુરુષોનો દોષ તો પ્રથમ જ છે તેમ છતાં તેમાં ઘણે અંશે અમારો સ્ત્રીજાતિનો પણ દોષ છે. હું સ્ત્રીજાતિમાં છતાં પણ અમારી જાતિને દોષવાળી કહેવાનો આરંભ કરૂં છું એ અણઘટતું જણાય એમ તો છે તથાપિ યથાર્થ કહેવામાં કિંચિત્ પણ દોષ નથી એ હું સમજુ-છું. તેથી અમારા પક્ષથી પણ પુરુષોને જે જે દોષ આવવાનો સંભવ છે તે પણ હવે સ્વલ્પમાં કહું છું. આપ સઘળું જાણો છો તો પણ આ મને બોલવાનો પ્રસંગ આપે આપ્યો છે તો જેવું આવે છે એવું બોલું છું. યોગ્યાયોગ્યની ક્ષમા આપવી એ તો આપનો ધર્મ જ છે.

અમે સ્ત્રીજાતિએ જાણે પુરુષોને નિરંતર દુઃખ આપવાને જન્મ લીધો હોય એવું ઘણી ખરી સ્ત્રિયોના વર્તનથી સમજાય છે. કેટલીક સ્ત્રિયો તો એવી મૂઢ હોય છે કે તેનો પતિ તેને રુડે પ્રકારે અન્નવસ્ત્ર તથા અલંકારાદિથી પાળેછે તોપણ તેને રાત્રદિસ ક્રૂર વચનોથી દગ્ધ કરે છે; અને કોઈ કોઈ કુલીન માતાપિતાની પુત્રીઓ તો પોતાના પતિને પોતે દુઃખ વેઠીને પણ નિરંતર મિષ્ટ વચનોથી ઠારે છે. પણ એવી સુલક્ષણી સ્ત્રિયો તો આંગળીના વેઢાઉપર ગણીએ એટલી ભાગ્યે જ નીકળે છે, અર્થાત્ ઘણી થોડી નીકળે એમ છે. તેથી સાધારણ રીતે જોતાં પતિને દુઃખ આપનારી સ્ત્રિયો ઘણી છે. હવે કોઈ કોઈ જે પતિવ્રતા તથા ઉચ્ચ કુલની અને સર્વ સદ્ગુણવાળી હોય છે તેમને બાજુએ રાખીને સ્ત્રિયોના સામાન્ય દોષોને પ્રસંગ હોવાથી આ કાળે જણાવું છું.

એવી સ્ત્રિયોને અસત્ય બોલતાં વિચાર જ આવતો નથી. પોતાના અપરાધ છુપાવવાને તથા પોતાના મનોરથ પૂર્ણ કરવાને ગરજ પડે તો દિવસમાં સો વાર પણ જુઠું બોલતાં આચકો ખાય નહિ.

જેટલા ખાનપાનના પદાર્થ, ઓઢવા પહેરવાનાં વસ્ત્રો, તથા સુવર્ણાદિ ધાતુવગેરેના અલંકારો મળે તેટલા લેતાં છતાં પણ તૃપ્તિ નહિ, અને નિરંતર પોતાના પતિને સતાવે કે ફલાણું લાવો, ઢીંકણું લાવો. આપ્રમાણે પોતાને જોઈતા પદાર્થોમાટે નિત્ય આજ્ઞા કરનારી અને તે પ્રમાણે ન લાવી આપે તો કઠોર વચનો સંભળાવનારી સ્ત્રી પોતાના પતિને શું દુઃખ નથી આપતી એ મને સમજાતું નથી, અર્થાત્ સઘળા જ પ્રકારનું દુઃખ આપે છે એમાં સંદેહ નથી.

કરેલા ઉપકારને ભૂલી જવાનો એનો સ્વભાવ હોય છે; અને કઠિન શબ્દ કદાચિત્ પતિના મુખમાંથી નીકળ્યો હોય અથવા કોઇ કાર્ય એ સ્ત્રીની ઇચ્છાપ્રમાણે ન થયું હોય અથવા ઢીલથી થયું હોય તો તે વાર્તા જન્મપર્યંત વિસરતી નથી. વિસ્મરણ ન કરે એટલું જ નહિ, પણ

લગાર એ વાર્તાનો સંબંધ આવે કે તેને પતિના દોષરૂપે કઠોર શબ્દોથી કહી સંભળાવે. આ દોષ કાંઈ સ્ત્રીયોમાં નાનો ગણાય એમ નથી.

પૂર્ણ વિચાર કર્યાવિના કાર્યમાત્રનો આરંભ કરવાનો તો એ સ્ત્રિયોને અભ્યાસ જ હોય છે. પાછળથી બીજાનો દોષ કાઢવાનો અને પોતાઉપર દોષ આવવાનો સંભવ આવે તો કોઈ પણ નિમિત્તથી ક્લેશનો આરંભ કરી પોતાના પતિને ઓશિયાળો કરવાનો અને પોતાનો અપરાધ ન ગણાવવાઅર્થે બીજામાં દોષોનો આરોપ કરવાનો પણ એમનો સ્વભાવ જ હોય છે.

એકદમ ન કળાય એવાં ચરિત્ર કરવાની, સામાને ભ્રાંતિમાં નાંખી છળ કરવાની, સામાના મનને હરણ કરવાની, પોતાનાં વખાણ કરાવવાની તથા મતલબ પાર પાડી લેવા વગેરે કલાઓની પણ એમને સારી આવડત હોય છે.

અચાનક રડીને નેત્રમાં જળ લાવવાની, પરસ્પર વિરોધ કરાવવાની તથા સહજમાં વિરોધ કરી નાંખવાની તો એમનામાં જાણે સ્વભાવથી જ શક્તિ સ્થપાઈ હોય એમ ભાસે છે.

પ્રસંગે ભયંકર કાર્યમાં પણ પ્રવેશ કરવાની હિંમત રાખે છે, અને પ્રસંગે ઓરડામાં બિલાડી બોલતી સાંભળીને જતાં ભયભીતપણું જણાવે છે. પોતાના દોષને ઢાંકે છે અને થોડો પણ ગુણ હોય છે તો જ્યાં ત્યાં પ્રકટ કરવાની ઇચ્છા રાખે છે. પુરુષોની પેઠે નિરંકુશ ફરવાની ઇચ્છા ધરતાં પણ તેવી સ્ત્રિયો ખંચાતી નથી. પોતાના હિતને તથા અહિતને તત્ક્ષણ ન નિશ્ચય કરી શકનાર તે સ્ત્રિયો પદાર્થાદિના મોહથી ઉપજતા પાશમાં બંધાઈને પોતાનું, પોતાનાં માતાપિતાના કુલનું, તથા પોતાના પતિના કુલનું અહિત થાય એવાં આચરણમાં ઉતરે છે. સાક્ષાત્ પોતાના પતિ, પુત્ર કે ભ્રાતાના પણ પ્રાણ જવાના પ્રસંગ આણતાં પાછી પડતી નથી તો ઇતર સ્વજનોના પ્રાણ ખોવરાવવા સરખા સમય આણે એમાં તો આશ્ચર્ય જ શું છે!

સર્વ સ્ત્રિયો આવા સ્વભાવ કે આચરણવાળી છે એમ આ સ્થલે મારું કહેવું કે માનવું નથી. પણ સ્ત્રીજાતિમાં એવાં સ્વભાવાચરણાદિનું ભાન સ્થલે સ્થલે થાય છે, તેથી એ જાતિમાં આ દોષોનો સદ્ભાવ છે એમ કહેવામાં કાંઇ હું ભૂલ કરતી હોઉં એમ મને ભાસતું નથી. હું પણ સ્ત્રીજાતિમાં હોવાથી નિર્દોષ છું એમ મને કહેવા માગતી નથી. પણ ઇષ્ટકૃપાથી તથા કુલીન માતાપિતાદિની કૃપાથી

મને ગુણદોષનાં સ્વરૂપ સમજાયાં છે તથા શુદ્ધ વિદ્યાની પ્રાપ્તિ થઇ છે તેથી હું આ દોષોના સ્પર્શથી આજપર્યંત બચી છું અને હવે પછી બચીશ એવી આશા છે. અને એ જ પ્રમાણે જે જે સ્ત્રિયો પોતાના તથા પારકા ગુણદોષાદિનાં સ્વરૂપને તથા પોતાના શુદ્ધ ધર્માદિનાં સ્વરૂપને સારી રીતે જાણે છે તથા સમજે છે અથવા જાણશે કે સમજશે તે તે સર્વ સ્ત્રિયો આ દોષથી બચશે અને સ્તુતિયોગ્ય થશે એમાં સંદેહ નથી.

આ પ્રકારના નિંદ્ય સ્વભાવવાળી તે સ્ત્રિયો અનેક પ્રકારથી પુરુષોના રુધિરને શોષણ કરે છે તેથી ખરું જોતાં એ સ્ત્રિયો આ લોકપ્રસિદ્ધ જળોની ઉપમાને યોગ્ય છે. જેમ આ જળો રુધિરને શોષી લે છે તેમ એ સ્ત્રિયો પણ પોતાના પતિના રુધિરને નિરંતર શોષી લે છે એ સર્વને સ્પષ્ટ છે. (મંદમંદ હસતાં) હે ભગવન્ ! અમે સ્ત્રિજાતિ કેવળ જળોની તુલનાએ ઉતરીએ એમ નથી પણ તે જળોકરતાં પણ ચઢીએ એમ છે. કારણ કે જળો તો રુધિરમાત્રનું જ પાન કરે છે, પણ અમે સ્ત્રિયો તો પુરુષનાં રસ, રુધિર, માંસ, મેદ, મજ્જા, અસ્થિ, અને શુક્રાદિ સંપૂર્ણ શરીરસ્થ ધાતુબલ વગેરેને શોષણ કરીએ છીએ અને અંતમાં પુરુષના આયુષ્નો પણ ક્ષય કરનાર કારણરૂપ થઇએ છીએ.

આ લોકમાં ઘણું કરીને રોગીઓને જળો વળગાડી તે રોગવાળા ભાગનું રુધિર તે જળોને પાય છે; તેમ આ સંસારરૂપ દીર્ઘ રોગની જેને પ્રતીતિ થાય છે તથા વિષયતૃષ્ણા, પદાર્થમાં મોહ, વિષયસુખની લાલસાવગેરે આગંતુક રોગ પણ જેને પ્રાપ્ત હોય છે તેને આ સ્ત્રીરૂપ જળો વળગાડાય છે. ત્યાં જેમ તે રોગીને વળગેલી જળો જો રોગિષ્ટ રુધિરનું પાન કરીને છૂટે તો પ્રસંગે તે રોગી રોગમુક્ત થાય છે અને અધિક રુધિર અથવા સ્વચ્છ રુધિર પી જાય છે તો પ્રસંગે તે રોગી દુર્બલતાને વશ થતો મૂર્છાદિ વિશેષ વ્યાધિને પામે છે, તેમ આ સ્ત્રીરૂપ જળો પણ જો યોગ્ય વયપર્યંત વિધિપૂર્વક જ સેવવામાં આવે છે તો તે વિષયસુખની પ્રતીતિ કરાવે છે, અને નહિ તો વિશેષ દુઃખની પ્રતીતિ કરાવે છે. જેથી જેમ રોગિષ્ટ રુધિર પીને જળો છૂટવાથી રોગીને સુખ થાય છે તેમ જો આ પુરુષોને યોગ્ય સમયે વિરાગથી અથવા સ્ત્રીના નાશથી સ્ત્રી છૂટે અને તેની આસક્તિરૂપ વ્યાધિ શમે તો આ પુરુષો પણ સુખી થાય છે, નહિ તો આ સ્ત્રીરૂપ જળો માનસાગ્નિથી દગ્ધ થયેલા તેના શરીરને ક્રમે કરીને સત્ત્વરહિત કરી નાંખે છે. તાત્પર્ય એ છે કે સુખ

આપનાર વિરાગની પ્રાપ્તિપર્યંત જ માત્ર સ્ત્રીસેવન યોગ્ય કહ્યું છે.

આ પ્રકારે સ્ત્રિયોને દોષ આપવો દુર્ઘટ ગણાય, પણ ઘણી સ્ત્રિયોમાં દોષ હોય છે એ વાર્તા ખોટી નથી, માટે આત્મનિંદા છતાં પણ હું બોલી છું. શાસ્ત્રકર્તા વિદ્વાનોએ પણ સ્ત્રિયોમાં આ પ્રકારના આઠ દોષો સ્વભાવથી જ કહ્યા છેઃ—

अनृतं साहसं माया मूर्खत्वमतिलोभता ।
अशौचं निर्दया दर्पः स्त्रीणामष्टौ स्वदुर्गुणाः ॥

(અનૃત એટલે મિથ્યા ભાષણ, સાહસ, માયા એટલે કાપટ્ય, મૂર્ખત્વ એટલે ઝટ બોધ ન પામી શકે એવી નિર્બોધતા, અતિલોભતા એટલે ખાસ ગરજ નહિ છતાં અથવા કાર્યથી પણ અધિક મળ્યા છતાં પદાર્થનો લોભ, અશૌચ એટલે અપવિત્રતા, નિર્દય એટલે દયારહિતપણું, દર્પ એટલે પોતાની શ્રેષ્ઠતા માનવાનો સ્વભાવ અર્થાત્ એક પ્રકારનું અભિમાન, આ આઠ સ્ત્રિયોના પોતાના જ દોષો છે.) આ શાસ્ત્રવચન પણ મારાથી મિથ્યા કહી શકાય એમ નથી. કારણ કે એ પ્રકારના દોષો સ્ત્રીજાતિમાં વિશેષ કરીને હોય છે. કદાચિત્ કોઈ કહેશે કે પુરુષોમાં એવા દોષો નથી ? તો ઉત્તર એ જ કે હા પુરુષોમાં પણ છે. પરંતુ પુરુષોમાં એ દોષો છે એમ કહેવડાવવાથી કંઈ સ્ત્રિયો દોષરહિત છે એમ નીકળવાનું નથી. અને તેમ છતાં પણ શાસ્ત્રકર્તાઓએ તો પુરુષોમાં પણ ઘણા દોષો કહ્યા છે. અને એ સ્ત્રિયોના સમાન અથવા તેથી અધિક કે ન્યૂન દોષવાળા પુરુષો હોય તેમની પણ શાસ્ત્રમાં નિંદા કહેલી જ છે. જેથી શાસ્ત્રકર્તાએ કાંઈ પક્ષપાતથી આ વચનો લખ્યાં છે એમ શાસ્ત્રમાં કિંચિત્ પ્રવેશવાળી હું કહી શકું એમ નથી. કારણ કે શાસ્ત્રમાં કોઈનો પણ પક્ષ ન કરતાં રંકથી તે રાજપર્યંતના અર્થાત્ વર્ણાશ્રમરૂપ સંપૂર્ણ પ્રજાના જે જે દોષો હોય છે તે સ્વતંત્રપણે જણાવ્યા છે, અને સર્વ દોષપાત્ર નિંદ્ય ગણ્યા છે તથા સર્વ ગુણવાળાની સ્તુતિ કરી છે. જેમ તે શાસ્ત્રકારોએ સ્ત્રિયોના દોષ કહ્યા છે તેમ ઉત્તમ સ્ત્રિયોના ગુણની પણ સ્તુતિ કરી છે. અને તે જ પ્રમાણે પુરુષોમાટે પણ કહ્યું જ છે. જેથી પૂર્વપુરુષોએ કાંઈ સ્ત્રિજાતિઉપર દ્વેષ રાખીને લખ્યું છે એમ મને ભાસતું નથી. હા, શાસ્ત્રમાં સ્ત્રીયોના રક્ષણના નિયમો જોતાં કોઇને યોગ્ય વિચારવિના એમ લાગશે કે ઘણો જુલમી કાયદો સ્ત્રિયોને માટે કર્યો છે. પણ મારા સમજવાપ્રમાણે એમ છે કે એ જુલમી કાયદો તે મહાપુરુષોએ કેવળ અમે સ્ત્રીજાતિઉપર અનુગ્રહ

કરવાઅર્થે જ કર્યો છે. જો એ પ્રકારનો કાયદો ન હોત અથવા એ પ્રકારના નિયમોથી અમારું રક્ષણ ન થતું હોત તો કોણ જાણે આ કાળે અમારી સ્ત્રીજાતિમાં કુલવંતી યુવતીઓની પણ બીજાંની સાથે કેવી નેષ્ટ સ્થિતિ થાત તે આ ક્ષણે હું કહી શકતી નથી.

શાસ્ત્રકર્તાએ જેમ સ્ત્રિયોને નિયમોથી પરતંત્ર કરી છે તેમ પુરુષોને પણ ઘણા કઠિન કાયદાથી પરતંત્ર કરયા છે. સાક્ષાત્ મોક્ષમાટે યત્નકે જેમાં કેવલ સત્ક્રિયા જ કરવાની હોય છે, તે પણ સ્ત્રીની પરવાનગીવિના ગૃહસ્થ પુરુષે પોતાની ઇચ્છાથી સ્ત્રીનો ત્યાગ કરી કરાય નહિ. અને સ્ત્રીને સંતાપ આપી ત્યાગી થઇ તપ કરે તો તે તપનું ઈશ્વર તેને સારું ફલ આપતા નથી. અર્થાત્ સ્ત્રી પ્રસન્ન થઈ રજા આપે તે પછી જ એણે સ્ત્રીની કાળજીથી રહિત થવું એમ જણાવ્યું છે, તો આ કાંઈ થોડી પરતંત્રતા નથી. અને આ તો સારા કાર્યમાં કહ્યું છે તો પછી નિંદ્ય કર્મમાં પ્રવેશનાર પુરુષને માટે કેટલું સખ્ત બંધારણ હશે એ આથી સહજ લક્ષમાં આવે એમ છે.

હે ભગવન્! આપને કંઇ અજાણ્યું નથી તેમ છતાં આ આડી વાર્તાઉપર મેં મિથ્યા વિસ્તાર કર્યો છે તેપ્રતિ અલક્ષ કરજો. હવે આપની આજ્ઞાનુસાર મારો વિચાર આપવાનો છે તે આટલા મારા મારા બોલવામાં આવી ગયો છે. તોપણ અંતમાં કહું છું કે આપસરખા પરોપકારની ઇચ્છાવાળા પૂર્ણ પુરુષે તો અવશ્ય આ મનુષ્યોનું હિત થાય એવા પ્રયત્ન કરવા જોઇએ એમાં લગાર પણ ખોટું નથી. અને આપનો એવાં કાર્યમાં પ્રવેશ થવાથી વ્યવહારદષ્ટિથી જોતાં કદાચિત્ મને કોઈ પ્રકારની હાનિ ગણાતી હશે કે જણાશે તો તે આપની કૃપાથી સહન કરવા હું હિંમત રાખીશ. મારાથી કાંઈ સ્ત્રીજાતિના સ્વભાવપ્રમાણે બોલવામાં દોષ થયો હોય તો તે ક્ષમા કરશો.

હે ઇશ! આપ જાણો જ છો કે ઘણા મિથ્યાભિમાનવાળા દોષપાત્ર પુરુષો પોતાના કે પારકા કલ્યાણની વાર્તાને ન જાણનાર છતાં પણ આ મનુષ્યોનું કલ્યાણ કરવાની કે સામાન્ય જનહિત કરવાની દુરાશા બાંધીને માત્ર પોતાનો જ સ્વાર્થ સાધી લેવાની લાલસાવાળા અંતરૂથી રહીને યત્ન કરતા જણાય છે. પણ તેવાથી તો મનુષ્યોનું અહિત જ થાયછે એમાં સંદેહ નથી. માટે તેવા દુષ્ટોનાં કૃત્યથી અહિતને પ્રસરતું અટકાવવાને પણ આપસરખાને જ અધિકાર છે. માટે આપને આ કાર્યમાં જેમ યોગ્ય જણાય તેમ યત્ન કરવામાં હું અનુકૂળ છું. ઘટિત આજ્ઞા મને કરશો તો યથાશક્તિ હું પણ આ-

પની આજ્ઞાનું પાલન કરવા યત્ન કરીશ.

**યજ્ઞપુરુષ સરસ્વતીને કહે છે:** હે સુવિચારવાળી! આ પ્રકારનાં તે દૈવજ્ઞા નામવાળી પવિત્ર સ્ત્રીનાં વચનો શ્રવણ કરીને તેનો દોષજ્ઞપતિ ઘણો પ્રસન્ન થયો, તથા આ પ્રકારનાં વચનો બોલીને તે સ્ત્રીને સંતોષ ઉપજાવવા લાગ્યો.

**મનોહર**—જય જય શ્રીસદ્ગુરુદેવ. (સર્વ બોલે છે. પછી પદ ગાય છે.)

**પદ ગરબી.**

આ મન મરતાં, જગજંજાળ છુટે છે સઉ દુ:ખસાથે,
તેથિ ભવ તરતાં, સુખ પામી વસવું સ્વરૂપે જઈ હાથે. ટેક
આદિએ તો મન વશ કરવા, નિજ વર્ણાશ્રમ ધર્મ આચરવા,
યમનિયમ સમજી અંતર્ ધરવા, આ મન૦ ૧
શું નિત્ય જગે છે તે જોવું, અનિત્ય સમજી ઉરથી ખોવું,
સુવિચારવડે અંતર્ ધોવું, આ મન૦ ૨
જવ સારાસાર શકાય લહી, તવ સારવિષે ધરી વેગ વહી,
અતિ દૃઢતાથી સુખદુ:ખ સહી, આ મન૦ ૩
આ દોષ સકલને જાણીને, બલ દોષતણું નિત્ય નાણીને,
નિજપદ રહેવું સુખ માણીને, આ મન૦ ૪
આશા વિષયોની જવ ટાળે, આ મનને બહિર્ જતું ખાળે,
યુક્તિથી વાસના સઉ ગાળે, આ મન૦ ૫
મનમારુત જવ વશમાં રહેછે, તવ જ્ઞાનાગ્નિ કર્મને દહે છે,
વૃત્તિઓ શુદ્ધ સ્વરૂપે વહે છે, આ મન૦ ૬
કેવળ વૃત્તિ જવ શમી જાતી, તવ સમસ્થિતિ અતિ સુખરૂપ થાતી,
મન મરી સ્વરૂપે મળી રહે માતી, આ મન૦ ૭
ભ્રમભય સઘળો તે ક્ષણ ટળતો, મહા કર્મકોશ સદ્ય જ ગળતો,
મનહર જીવ આ શિવમાં મળતો, આ મન૦ ૮

(વિઠ્ઠલજી સર્વસહ જય જય બોલે છે.)

**હરજીવન**—કેમ સેથ સાહેબ! તમને કહું કાલનો આપને તમને કહું ઠરાવ છે તેપરમાને તમને કહું આજે આ ભાઈ કસનદાસને તમને કહું કંઇ હુકમ કરો કે કંઇ તમને કહું બે ઘરી વાત ચાલે તમને કહું.

**દાસ**—જુવો હરજીવનદાસ! અહીં તો આપણે સઉ ભાઇઓ છઇએ. આ ઠેકાણે કંઈ કોઇને હુકમ કરવાનો નથી. અહિં તો સઉ-સઉની ખુસીના સોદા છે.

**દ્વારકા૦**—બોલો માસ્તર જે છે તે બોલો કંઇ. નકામો વખત જાય છે જે છે તે.

**વિઠ્ઠલજી**—( કૃષ્ણદાસને ) ભાઈ! સઉની મરજી છે તો કંઈ પૂછવાજેવું હોય તો બોલો, ને નહિ તો વળી કાલે તમારી મરજી હોય તો.

**કૃષ્ણ૦**—ના તે આજે મને ફુરસદ મળી નથી તેથી કંઇ સવાલ, અરે ભૂલુંછ, કંઇ સંકા કાઢી નથી. તેથી હવે તો આ રવિવારે ફુરસદે આગળથી કાઢી રાખીસ, ને પછી પૂછીસ.

**વિઠ્ઠલજી**—એમ કરો ત્યારે. ચાલો સર્વ ઉઠો, સમય પણ થવા જ આવ્યો છે. ( દાસ 'સી ગોવર્ધનનાથકી જે' બોલીને ઉઠે છે. ને વારા ફરતી સર્વ નમન કરીને પોતપોતાને ઘેર જાય છે.

---

# दिवस २८.

**મનોહર**—( ઉઠીને દંતધાવન કરીને )

### હરિણી વૃત્ત.

વરદ હરિને, પાયે લાગી, કૃપાબલને ચહૂં,
સુખદ પદમાં, દેશો સ્થાપી, સદા મનમાં લહૂં;
મરણભયને, ખોવા અર્થે વિભુ શરણે વહૂં,
અભય પદમાં, જોડી દેજો, દયા ધરિને કહૂં.

અકથ સુખ તો, દેજો દાતા, જગે અરિ મારિને,
અધમ મનને, શિક્ષા આપો, દયા ઉર ધારિને;
અઘ સકલ તો, બાળી નાંખો, પદે મન ઠારિને,
વચન શુણિને, ત્રાતા! હાવાં, લિયો શઠ તારિને.

**વિજયા**—

### શિખિરિણિ વૃત્ત.

સખી આ સંસારે, અવર સુખ સાચું ન જડતું,
સદા એ જાણીને, હરિચરણમાં ચિત્ત અડતું;
મહા પાપીજેવું, અધમ મન તો નિત્ય નડતું,
સદા વાળું તોએ, નવ શરણમાં આવિ પડતું.

ન કાં દાતા તારો, વરદ કરથી હાથ ધરિને,
ન કાં ક્લેશો ટાળો, અકળ કળથી યોગ્ય કરિને;
ખરે દાતા દુઃખે, વચન નવ બોલું હું ડરિને,
હવે આપો એવું, અધમ મન માગે ન ફરિને.

પ્રાણકોર—

## પ્રભાત.

નામ ને ઠામ આ જગત્માં જે દીસે, તે સઉ બ્રહ્મ છે એમ ગાતા,
મારું ને તારું મનથી નથી છૂટતું, જીવ થઈ તે જગે દીન થાતા.
આણ સઉ શાસ્ત્ર ને સંત કહેછે સદા, પણ નથી જગતનો મોહ જાતો,
કાળના કોળીયા જીવ સઉ થઈ રડે, અંત યમદૂતતણી ખાઈ લાતો.
વેર વધતાં ગયાં, સંપ ઘટતો ગયો, જ્ઞાનની વાતપર વાટ ઉઠી,
ધનતણી હાણ થઈ, શાખ સઉની ગઈ,કાઢતા દિવસ સઉ બાંધી મુઠી.
આમ પ્રપંચમાં દુઃખ બહુ જામીયાં, જાણીયા નાહિ જગદીશ સાચા,
કપટની પ્રીત ને રીત ઠગની ભણી, રાય શ્રીમંતના કાન કાચા.
જાણતા કોક છે ફોક સંસાર આ, પાપના બંધ શિદ બાંધી મરવું,
પ્રાણના પતિવિના અવર કરમાં નથી જાણી એ પ્રભુ ભજીને જ તરવું.

**શ્રીજભુખણ**—કેમ તહીંયાડી આ પરભાતીયું તહીંયાડી તમારી ધ્યાનમાં બેઠું કેની તહીંયાડી ? એમાં મારું નામ પન તહીંયાડી નાંખ્યું નથી એટલે તહીંયાડી તમારે ગાવાનો ધાક જ નહિ.

**પ્રાણ૦**—ના તે મને તો મારે આ પરભાતીયું ગમ્યું, મને કંઈ સારામાઠાની સમજણ છે? મેં ભણવા માંડયું ને આ વાંચતાં આવડયું પણ આ વિજળીને ને કમળાની પેઠે રડયું બરાબર લખતાં ના આવડયું. કોઈ સારું ભણેલું હોય તો એમાં ખોડ કાઢે પણ મને તો મારે સારું લાગ્યું છે.

**શ્રીજ૦**—આ તમને સારું લાગ્યું એટલે થયું તહીંયાડી. મારી મહેનત સફલ થઈ તહીંયાડી. આપણે સાલા લોકનું સું કામ હતું ? ને ભનેલાની તહીંયાડી ભૂલ નથી થતી ? એ તો કહેવત છે કે ભૂલ તો તહીંયાડી બ્રંમાથી ચાલી આવી છે તહીંયાડી.

**પ્રાણ૦**—એ તો જુવો પોતાની માને કોઈ ડાકેણ ના કહે ખબર છે કેની ? સઉ પોતપોતાનું વખાણે પણ આ પરભાતીયું તો ઠીક છે. મનમાં ખોટું ના લાવશો.

**શ્રીજ૦**—ખોટું લગાડીને તહીંયાડી ફાયદો સો ? એ તો તહીંયાડી કથામાં હતું જ કેની કે ગમે તો આભ તહીંયાડી તુટી પડે એ-

ટલું દુઃખ થાય કે કોઇ ગમે તેવી તહીંયાડી ગાલ દે પણ ખોટું લગાડવું નહિ. ને તહીંયાડી આપને કાં કવિમાં ખપવું છે? આ જગત્માં તો તહીંયાડી જેટલા કાંના એટલા કવિ કહેવાય ને તહીંયાડી કાગડા માતરને કહિ તહીંયાડી લોકો કહે છે, સમજ્યાં કેની? એવાં બંદમાસ નામનો આપને તહીંયાડી સો ખપ છે?

**પ્રાણ૦**- એ વાતની મને સમજણ ના પડી. કાણા એટલા બધાને કવિ કહેવાય ને આ કાગડાની જાતને કવિ કહેવાય એ તે શું?

**બીજ૦**—એ વાતમાં તહીંયાડી તમને સમજ ના પડી? આ ગીતાજીમાં તહીંયાડી કહ્યું છે કેની કે **કવિનામુસના કવિ.** તહીંયાડી સુક્રાચારજ થયા તે મોટા કવિ. તે સુક્રાચારજની તહીંયાડી બલિને તાં ભગવાને દરભની સલીથી તહીંયાડી એક આંખ નકામી કરીતી તેથી આજે કોઈ કોઈ કાના માનસની તહીંયાડી મરમમાં વાત કરવી હોય છે તો'પેલો કવિ' એમ કરીને તહીંયાડી કહેવાય છે. સમજ્યા કેની? ને કાના માનસને તહીંયાડી સુક્રાચારજ તો લોક છચોક પન કહે છે. ને તહીંયાડી કવિ પન બહુ ચેસ્ટાખોર હોય છે ને ચાલાક તહીંયાડી હોય છે તેમ આ કાગડા પન તહીંયાડી ચાલાક ને ચેસ્ટાખોર છે તેથી તહીંયાડી કવિ કાગજેવા કહેવાય છે. હવે કંઇ અંદેસો રહે છે તહીંયાડી?

**પ્રાણ૦**—ના હવે તો સમજાયું. લો ચાલો. હવે સેવામાં બેસો. બધી તૈયારી કરી મૂકી છે. હું પણ કામે જાઉ છું. (બંને જાય છે)

**વિઠ્ઠલજી—**

**પદ. પ્રભાત અથવા વેળાવળ.**

આ હરિરસ પીજે પ્રેમથી, જન્મમૃત્યુ ન આવે;
વિષયરસ વિષયસમ ગણો, જન્મમૃત્યુ જે લાવે, આ હરિ૦ ૧
આ જગ તો એક વૃક્ષ છે, જેમાં ફળ સુખદુઃખ,
પાપવડે દુઃખ ઉપજે, પુણ્યે પ્રકટે છે સુખ; આ હરિ૦ ૨
પાપીને પ્રભુપદ નવ રુચે, રુચે વિષયની વાત,
ધર્મ નીતી ને ભક્તિ યજે, લજવે નાતને માત; આ હરિ૦ ૩
પુણ્યથી મતિ ઉજ્જવલ થતી, તેથી પ્રભુપદપ્રીતી,
પ્રીતિથી ભકિત સુદૃઢ થતાં, જ્ઞાને ટળતી આ ભીતી; આ હરિ૦ ૪
શોક મોહ ભય લોભ ને, દુષ્ટ કામ ને ક્રોધ,
એઆદિ સઉ દોષનો, થાતો જ્ઞાનથી રોધ; આ હરિ૦ ૫
વિષયો આ વિધિથી સેવીને, શુદ્ધ ધરવો વિરાગ,

દઢ સુખબુદ્ધિ છોડવી, પણ કરવો ન ત્યાગ; આ હરિ૦ ૬
વૃત્તિયો જવ દુર્બળ થઇ, થાતી આત્માકાર;
તવ જ્યાં ત્યાં સહેજે થતો, ત્યાગવિણ સત્કાર; આ હરિ૦ ૭
આ વિધ સઉ સિદ્ધિદ જાણીને હરિરસને સેવો,
વિઠ્ઠલ અજ હરિ હર ભજી, લ્હાવો સ્વરૂપનો લેવો; આ હરિ૦ ૮

**ભાગીરથી**—આ પ્રભાત તો ઘણું જ સુંદર જણાય છે. કેમ વારુ, આ મારી પરીક્ષકબુદ્ધિ ખરી છે કે ખોટી?

**વિઠ્ઠલજી**—તારી પરિક્ષકબુદ્ધિ ખરી ખોટી કેમ કહેવાય? પણ જો! જેમાં ઈશ્વરસ્તુતિ, પરમેશ્વરનાં નામ તથા પરમેશ્વરસંબંધી બોધ હોય તે પદ્ય બધાંએ ઠીક જાણવાં, પછી તેમાં ગડબડીયા અર્થનાં હોય તો તે નબળાં ગણાય. પણ ઉત્તમ અર્થને સમજવાની શકિતવિનાનાંને તેવાં પણ ઠીક છે. અને નબળાંના મુકાબલાવિના સારાંનું સ્વરૂપ બરાબર સઉને જણાય નહિ, માટે નબળાંનો પણ ખપ છે.

**ભાગીરથી**— આજકાલ તો આ આપણા મહોલ્લામાં બધાંએ ભજન જોડવા મચ્યાં છે. સારાંનઠારાં પણ સઉસઉની મેળે જોડી જોડીને ગાય છે.

**વિઠ્ઠલજી**—અરે આપણા મહોલ્લાઉપર જ શું છે. આ ઠેર ઠેર લોકમાં હાલ એવો વાવર જ ચાલ્યો છે કે કંઈ કંઈ પણ જોડવું. તું ધીરે ધીરે જો તો ખરી, આ તાઇ, તંબોળી, ઘાંચી, મોચી, ભણ્યા, વગરભણ્યા, બધાએ કડીઓ જોડતા થશે. પછી સારાનરસાની વાત જ રહેશે નહિ.

**ભાગીરથી**—સારાનઠારાની ગણના નહિ રહેશે ત્યારે પછી સારું લખનારને ફળ શું?

**વિઠ્ઠલજી**— ફળ તો એ જ કે સારાના જાણનારા તેમની સ્તુતિ કરશે. અને ખરું જોતાં તો ઈશ્વરની સ્તુતિ જેમાં હશે તે ભકતજનો સારું ગણશે. જેમાં વિષયવર્ણન હશે તેને વિષયી લોકો સારું ગણશે. જેમાં નીતિનું વર્ણન હશે તેને નીતીમાન્ વખાણશે. જેમાં મિથ્યા ટિંખળસરખું હશે તેને ટિંખળીઓ વખણાશે. એ જ પ્રમાણે જેને જે પ્રીતિનો વિષય તેને તે સારું ગણશે. કોઈ તો શબ્દરચના સારી જોનાર છે, કોઈ અર્થ જોનાર છે, ને કોઈ તો મિથ્યા ટાપટીપને જોનાર છે, એમ જૂદી જૂદી જોનારની દૃષ્ટિ છે, પણ એકંદરે ઉત્તમ પ્રકારની રચના તથા અર્થ પણ સ્પષ્ટ ને સારો હોય તે પદ્ય સારું ખરું.

**ભાગીરથી**—અર્થ સારો હોય એટલે કેવો?

**વિઠ્ઠલજી**—જેમાંથી લોકને સન્માર્ગનું ભાન થાય તથા જેની

અસરથી સદાચરણી થાય તથા ઈશ્વરપ્રતિ મન વળે અને સર્વ પ્રકારથી સુખરૂપતા થાય એવા અર્થવાળાં પદ્ય સારાં. પછી તો પરીક્ષકની રુચિઉપર છે.

**ભાગીરથી**—આ હમણા તો મારે કામ છે તેથી જાઉંછુ. પણ નવરાશે મારે આવિષે ઘણો ખુલાસો કરવો છે, નેસમજી લેવું છે કે આ કવિતા શું, ભજન શું, કીર્તન શું, ને સારું કાવ્ય શાથી અને નઠારૂં કાવ્ય શાથી ગણાય? કારણ કે પદ્યના ગુણદોષ બરાબર સમજ્યાવિના સારું પદ્ય કરી શકાય નહિ. (પોતાને કામે જાય છે.)

**વિજળી**—(પોતાના પતિ હરકીસનદાસને) કેમ વારુ, કાલે કહ્યું'તું તેમ કંઇ આજે અત્યારમાં લખવાની મરજી છે?

**હર૦**—આ મમ્મરજીનું સું પ્પ્પૂછ્યું'કું! જ્યારે ટલમ પ્પ્પકડીને બેઠા એટલે મમ્મરજી. એમાં સું? તત્તમને આ મારો ભ્ભ્ભરોંસો નથી તો લાવોને તમારા સામે જ હમનાં ને હમનાં લખી આપું, કેમ પ્પ્પછી કંઇ છે?

**વિજળી**—ના ના ભરોંસાનું તો કંઇ નહિ; પણ મને સમજાય તો ખરું કે તમે પોતાની મેળે કેવું લખો છો?

**હર૦**—(ખડીયો કલમ ને કાગળ લેઇને બેસે છે ને નીચે પ્રમાણે લખે છે.)

**પદ. ગરબી.**

સખી સાંભળજો મુજ વાત રે. સઉના હિતની છે,
થાય જગના પતિ રળિયાત રે, એવી રીતની છે. ૧
સઉ ઉઠી સવારના પો'રરે, સાચું બોલીને,
કરવું પતિપ્રભુનું ધ્યાન રે, મનને તોળીને. ૨
સખી કરવાં આ ઘરનાં કામ રે, આળસ છાંડીને,
નવ વઢવું કોઇની સાથ રે, મુખડું માંડીને. ૩
કરો ઝીણો દળીને લોટ રે, રોટલી ઝીણીને,
કરો સુંદર દાળ ને ભાત રે, કાંકરા વીંણીને. ૪
કરો વિધવિધ જાતનાં શાક રે, રુડાં સમારીને,
નાંખી હીંગ મરચાં ને તેલ કે ઘીમાં વઘારીને. ૫
સખી પાડી રુડાં પકવાન રે, પતિને જમાડો.
થાય લોકમાં ઝાઝાં વખાણ રે, જામશે જશ ધાડો. ૬
સખી એવાં એવાં શુભ કામ રે, સઘળાં સાધીને,
વળતાં કરવું નિજ કલ્યાણ રે, હરિ આરાધીને. ૭

ખરો હરકીસનનો નાથ રે, મુક્તિ આપે છે,
ભજતાને ભજે ભગવાન્ રે, દુઃખડાં કાપે છે. ૮

(લખી રહીને વિજળીને) લો હવે તતતમારા મનનું સમાધાન થયું? લો વાંચો.

**વિજળી**—અરે વાહ! તમે તો ખુબ સપાટો મારયો ને શું? એટલી વારમાં આખું પ્રભાતીયું લખી રહ્યા?

**હર૦**—ના ના, આ પ્પ્પરભાતીયું નથી લખ્યું. આ તો બૂબૂ-બૈરાંને ગરબામાં ગાવાનું કુદનીયું કર્યું છે, પ્પ્પેલા કરતાં આનો ઘાટ ન્નનિરાલો જ કરયો છે. આમાં તો બૂબૂબૈરાંને સીખામનની વાત જ લખી છે. સમજ્યાં કેની? સે'લું લખ્યું છે એટલે બ્બ્બધાંએ સમજે.

**વિજળી**—( કાગળ લેઇને વાંચી જઇને ) પેલામાં ને આમાં તો ઘણો ફેર પડયો હોં.

**હર૦**—એ તો બ્બ્બૈરાં ને મ્મ્મરદમાં જેમ ફેર છે તેમ જ સમજવો . આ ફ્ફ્ફેર તો જાની જોઇને જ રાખ્યો છે. કેમકે તતતમને સમજન ના પ્પ્પડે કે આ સારું કે પ્પ્પેલું.

**વિજળી**—હશે તમે પણ પાકાઇ કરી છે. પણ હવે રોજ લખશો ખરા કેની? એટલે વળી મેળવવા ઘણીએ વાર સમો આવશે. લો ચાલો હવે નાહી લો.

**હર૦**—ઠીક છે. મ્મ્મેલવજોની. હું પ્પ્પન તમારી હુંસીયારી તો જોઇસ. (નહાવા જાય છે. નાહીને સેવામાં બેસે છે.)

**ધનલક્ષ્મી**—( પોતાના પતિ ગોવર્દ્ધનને ) કેમ વારુ, આટલા દિવસ થયા પણ હજી પેલા મનોહર ભટ્ટજીને મળવાને નવરાશ મળી નથી કે શું ? એક વાર મળવાનો વિચાર તો રાખ્યો'તો. પછી કંઇ વિસ્મરણ થયું કે શું ?

**ગોવર્દ્ધન**—ના ના વિસ્મરણ તો નથી થયું. કંઇક નવરાશ ન મળવાનું કારણ પણ ખરું ને કંઇક પ્રમાદ પણ ખરો. કહ્યું મળવું ધાર્યું છે તે એકવાર નિવૃત્તિએ મળીશું.

**ધન૦**—ધારેલા કામમાં આળસ પ્રમાદ ન રાખવો એવી નીતિ છે એમ તો આપ ઘણી વાર મને કહો છો, ને આપ તે નીતિને જાણે આગ્રહથી પાળતા હો એ ભાસતું નથી.

**ગોવર્દ્ધન**—મને લાગે છે તારા જેવો ન્યાયાધીશ હોય તો ઘણાનાં કામ આવાં ખોટાં અનુમાનથી કરે !

**ધન૦**—( લગાર હસીને ) કેમ વારું, મેં કંઈ ખોટું અનુમાન

કહ્યું કે શું ?

**ગોવ૦**—હમણાં તે કહ્યું કેની કે 'મને કહો છો ને આપ તે નીતિને જાણે આગ્રહથી પાળતા હો એમ ભાસતું નથી.' આ 'ભાસતું નથી' એ અનુમાન તેં માત્ર આ એક જ વાર્તાના સંબંધમાં લાવીને કહ્યું એ કંઈ ખરું છે ? તું જાણે છે કે હું સઘળા બીજા આવશ્યક વ્યવહારને આલસ્યપ્રમાદરહિતપણે નિયમિત સમયે કરયો જાઉં છું, તે છતાં આરોપ મૂકયો એટલે પછી તને શું કહેવું ?

**ધન૦**—હશે ભૂલ થઈ હોય તો ક્ષમા કરજો.

**ગોવ૦**—આ વળી ક્ષમા માગવાની ઢબ કયાંથી શીખી લાવી? સરેસરીયાન ભૂલ કરે છે ને વળી કહે છે 'ભૂલ થઇ હોય તો'! એટલે તારા મનથી તો ભૂલ થઈ સમજાતી નથી કે શું?

**ધન૦**—'કયાંથી શીખી લાવી'! આ શબ્દ કાં તો આપને લાગુ પડશે કે કાં તો આ હમણાં હું જેમના સહવાસમાં એસું છું તેમને લાગુ પડશે. તો આપનો ઈરાદો કયાં લાગુ પાડવાનો છે ? કેમકે આ એ વિના તો મારે કહીં પણ શીખવાનું ત્રીજું સ્થાન હાલ નથી જ.

**ગોવ૦**—હું તો એવું શીખવું નહિ જ, એટલે પછી કયાં લાગુ પાડવું એ તું જાણે

**ધન૦**—આપને એવો વહેમ છે કે ત્યાંથી હું આ શીખી હઇશ.

**ગોવ૦**—તારી રોજની સાંભળેલી વાર્તા જે તું મારા આગળ કહે છે તેઉપરથી તો ત્યાંથી શીખી એમ કહેવાય નહિ. પણ આ બાબતમાં કંઇ હું તને દોષ આપતો નથી. એ તો વાક્ચાતુર્ય છે. કેમકે પોતાને માથે પોતાની મેળે દોષ ન સ્વીકારીને ક્ષમા માગવી એ બુદ્ધિબલવાળાથી જ થાય છે. માટે હસવાઅર્થે કહેલા મારા ' કયાંથી શીખી લાવી ? ' એ વાકયને વિરોધી ગણીને ખોટું લગાડીશ નહિ.

**ધન૦**—આપના બોલવાથી ખોટું લગાડવાનો તો મારો ધર્મ જ નથી. આપ જે કહો તે મારા હિતની વાત જ હોય માટે લક્ષપૂર્વક તેને ખરે રૂપે સમજી લેવાને જ મેં વિશેષ પૂછ્યું હતું. એ ભૂલની પણ ક્ષમા આપજો.

**ગોવ૦**—હવે ઘડી ઘડી ક્ષમા શું માગવી'તી ! આકંઇ મોટો અપરાધ નથી. જે અપરાધથી મને અંતઃકરણમાં દુઃખ થાય તે અપરાધમાટે અવશ્ય ક્ષમા માગવી જોઇએ.

**ધન૦**— વારુ ત્યારે આપણી મૂળ વાત તો એ ભટ્ટજીને મળવા સંબંધમાં હતી, નહિ વારું ?

**ગોવર્દ્ધન**—હા. તે તો તારી એમ મરજી છે તો ખાસ અવકાશ લઇને એક વખત મળીશ.

**ધન૦**—આ આપણી સામી ઓળે પેલો કોઇ કૃષ્ણદાસ રહે છે તે હમણાં હમણાં આવે છે. પણ બિચારાને બોલવાનો સારો વિવેક નથી આવડતો તેથી બધામાં હાસપાત્ર પ્રસંગે થાય છે. અંગ્રેજી માસ્તરમાં એનું નામું છે. પૂરી વિદ્વત્તાવિના માણસ તેવી જગાએ ખોટું ડોળ કરવા જાય છે ને પછી પોતાની મેળે પોતાનેજ મૂર્ખ ઠેરવી લે છે.

**ગોવ૦**—સઘળા સારું સમજનાર ક્યાંથી હોય? પણ એવો વિવેકનો નિયમ છે ખરો કે આપણો જે સ્થાનમાં તથા જે કાર્યમાં પ્રથમ જ પ્રવેશ હોય ત્યાં આજુબાજુનાં મનુષ્યનું તથા વર્તમાન પ્રસંગનું ચોકસ જ્ઞાન મેળવ્યાવિના વધારે બોલ બોલ કરીને આપણું તોલ કરાવવું નહિ. યથાર્થ સમજીને પછી આપણાથી ઉંચી બુદ્ધિવાળાઆગળ આપણે દબતા રહી ઓછું બોલવું. અને આપણાથી ઓછી મતિવાળાઆગળ આપણે આગળ પડતા રહી અગત્ય જણાય તો અધિક બોલવું. આ વગેરે નીતિનિયમને ન જાણનાર માણસો જ્યાં ત્યાં મૂર્ખ ઠરે છે. લો ચાલો હવે સમય થઇ ગયો છે, માટે જમી લઇએ. (જમી પરવારી જાય છે.)

**વિજળી**—(જમીને કામકાજથી પરવારીને કમળાને) કેમ કમળા પાડોશણ! કેટલી વાર છે?

**કમળા**—તમારી વારે વાર છે. હું તો તૈયાર થઇને જ બેઠી છું.

**વિજળી**—ચાલો ત્યારે. આ પ્રાણકોર પણ તૈયાર જ છે. (ત્રણે જણ જાય છે.)

**ચંચળા**—(વિજળીને દાદરે ચઢતી જોઇને) અલી વિજળી! તુંએ પણ મારી પેઠે બહુ ઉતાવળી દેખાય છે તો! રોજે હું કે તું બેમાંથી એક પહેલાં આવીએ છીએ.

**વિજળી**—તમારે તો જોડે ઘર રહ્યું એટલે ઠીક છે. મને તો છેટે રહે શી સમજણ પડે કે કોઈ આવ્યું કે નથી આવ્યું, એટલે પરવારીને ઝટ આવું છું.

**ભાગીરથી**—(આવીને બેસતાં) લો હવે સઉને ખોટી નહિ થવું પડે. આ મારી પાછળ, આવનાર બધાંએ આવે છે.

**ચંચળા**—(સઉ ઉપર આવીને બેઠા પછી) ચાલો વિજીયાલક્ષ્મી બહેન! હવે તો કરો ચાલતું. આજ તો લગાર કથા વધારે થાય

ને નિરાંતે સંભળાય.

**ભાગીરથી**—જય જય **શ્રીસદ્‌ગુરુ**દેવ. (સઉ બોલે છે.)

**વિજયા**—(ઇષ્ટસ્મરણ કરીને)

**પદ. ગરબી.** (હે ગુરુજી આ મનને મારો, એ લય.)

શાણી શીખ ધરો ઉર સારી, જે લે આ ભવદુઃખથી ઉગારી,
નિશદિન અંતર્ જોવું ધારી, શુદ્ધ થવું સઉ દોષ વિદારી; શાણી૦ ૧
ત્યજી સઘળા તામસ વ્યાપારો, રાજસ પણ ત્યજવા ઉર ધારો,
સાત્ત્વિકનું બલ અધિક વધારો, જ્ઞાન કમાઇ હૃદય નિજ ઠારો; શાણી૦ ૨
વિવિધ ક્રિયા કરતાં જ વિચારો, અશુભ ક્રિયાનો વેગ નિવારો,
શુદ્ધ ક્રિયા કરી ચિત્ત સુધારો, જેથી ટળે આ સકળ વિકારો; શાણી૦ ૩
દોષ ઉઠે અંતર્‌થી જ્યારે, વેગવડે તે રોકો ત્યારે,
ભ્રમવું પડે નવ ખાણો ચારે, યુક્તિ ગ્રહો એ સદ્‌ગુરુદ્વારે; શાણી૦ ૪
સાર સકળનું એક જ જાણો, પાપમાં જાતા મનને તાણો,
**વિ**જયાના **પ્ર**ભુનું પદ નાણો, તો સત્વર આ મહાસુખ માણો, શાણી૦ ૫

**ભાગીરથી**—(જય જય **શ્રીસદ્‌ગુરુ**દેવ બોલ્યા પછી) કાલે તો પેલા **શ્રી**રંગ શેઠે પોતાના પુત્રોને તથા મુનિમોને બેસાડીને પ્રવાસમાં સાવધાનપણું રાખવાઅર્થે બોધ આપ્યો હતો. ત્યાં અંતમાં એમ કહીને ઉઠ્યા હતા કે બુદ્ધિવિનાના ગાફલ મનુષ્યને શીખામણ આપી હોય છે પણ તે અધિક ઉપયોગની ગણાતી નથી. કારણ કે તે આપેલી શીખામણ વિસારી દે છે. અને બુદ્ધિમાન્‌ને શીખામણ ન આપી હોય તો પણ તે સમયસૂચક સ્વભાવવાળા હોવાથી સમયઉપર પોતાના બુદ્ધિબલથી ઘટિત કાર્ય કરી લે છે; જેથી તેમને શીખામણ ન આપી હોય તો પણ ચાલે. આમ છતાં પણ તમસરખા બુદ્ધિમાનોને મારો ધર્મ જાણી વૃત્તિમાં સ્વાભાવિક વેગ આવવાથી કહ્યું છે માટે ઘટે તેમ લક્ષમાં રાખજો. આપ્રમાણે કહીને તે પિતા પોતાના કામમાં રોકાયા અને પુત્રો તથા મુનિમો પણ પોતાના કાર્યમાં પ્રવેશ કરવા ઉઠ્યા એટલેથી રહ્યું છે.

**વિજયા**—(ઇષ્ટસ્મરણ કરીને) પછી તે સુજ્ઞ પુત્રો પોતાના પિતાનાં વચનોને સ્મરણમાં રાખતા મુનિમોને પોતપોતાનાં કામમાં વિદાય કરીને આપઆપણાં અંતઃપુરમાં ગયા. ત્યાં બીજે દિવસે પ્રવાસમાં જવાને નીકળવાનું હોવાથી તે ત્રણે પુત્રની સાધ્વી સ્ત્રિયોના અંતઃકરણમાં સ્વભાવથી જ ખેદ થતો હતો તેને જાણીને તેમના કુશલ પતિઓએ તે સ્ત્રિયોને આ પ્રકારે શાંતિનાં વચનો કહ્યાં.

**શ્રીસાગર** પોતાની **સુચરિત્રા** નામવાળી સાધ્વી સ્ત્રીનું આપ્રમાણે

પ્રિય વચનો બોલીને સાંત્વન કરવા લાગ્યો.

**શ્રીસા**ગર કહે છે: હે કોમલ હૃદયવાળી! મે તને પ્રથમથી કહ્યું છે તેમ તું તારા મનને સમાધાનમાં સ્થાપજે. લગાર પણ તારા મનમાં ખેદને પામીશ નહિ. આ સંસારમાં સંયોગ તથા વિયોગ એ તો સ્વભાવથી જ થાય છે. એ મિથ્યા થતું નથી માટે વિચારના બલથી અંતઃકરણમાં ધૈર્ય ધારણ કરીને આપત્તિને પણ સંપત્તિરૂપ ગણનાર સત્પુરુષોની પેઠે ચિત્તમાં પ્રસન્નતા રાખજે. તને વારંવાર કહેવાની અગત્ય નથી એ હું જાણું છું. તથાપિ તારા પ્રતિ લક્ષજતાં તારા મુખઉપર ગ્લાનિના ચિહ્ન જણાવાથી તને આટલું કહેવાની અગત્ય પડી છે. માટે હવે તું સ્વધર્મનો વિચાર કરીને ઉત્સાહને ધરજે.

**સુ**ચરિત્રા કહે છે: હે પતિ! સંયોગધર્મવાળા સંસારના સ્વરૂપને હું જાણું છું, તોપણ મારા સ્ત્રીજાતિના સ્વભાવથી હજી હું મુક્ત થઈ નથી. તેથી સમયે સમયે મને સ્મરણમાં આવવાથી હૃદયમાં પ્રતિકૂલતા જણાય છે. પણ આપ મારે માટે અધિક કાળજી કરીને આપના અંતઃકરણને ક્ષીણ કરશો નહિ. આપ જ્યાં ત્યાંથી મારું નિરંતર શુભ ચિંતન કરજો તેથી આ અંતઃકરણમાં શાંતિ રહેશે.

**શ્રીભ**દ્ર પોતાની સ્ત્રી **સુ**ંદરાને આ પ્રકારના સુખદ વચનો કહીને ખેદમુક્ત કરવા લાગ્યો: હે પતિવ્રતે! તારા અંતઃકરણમાં તું મારા પ્રયાણના વિચારથી અસંતોષ માની દુઃખનો અનુભવ કરીશ નહિ. આ શરીરો અનિત્ય છે તેથી એમનો નિત્ય સંયોગ રહ્યો નથી અને રહેવાનો પણ નથી, એ વાર્તા તું રુડે પ્રકારે જાણે છે. તેમાં પણ આ પ્રસંગ તો ઉત્સવનો છે. કારણ કે જેમ માતપિતા પોતાના એકના એક પુત્રને રાત્રદિવસ દૃષ્ટિમર્યાદાથી દૂર કરતાં નથી અને દૂર થાય છે તો દુઃખ માને છે, પણ જ્યારે તેને વિદ્યાભ્યાસ કરવાઅર્થે છેટે મોકલે છે ત્યારે તે સમયે ઉત્સવ માને છે, તેમ આ અમારે પ્રથમ જ વ્યાપારના નિમિત્તથી નીકળવું થાય છે, અને તે સ્વાર્થનિમિત્ત છે માટે તમારે પણ આ વિયોગનો સમય છતાં ઉત્સવરૂપ માનવો ઘટે છે. કારણ કે ગૃહિણી જ ગૃહની માલિક છે; અને તે ગૃહિણીવાળા ગૃહને અર્થે જ આ અમારો સ્વધર્મ ગણાય. જેથી તમારા સબંધી જ પ્રાપ્ત થયેલો આ વિયોગનો પ્રસંગ અગર જો તમને દુઃખદ ગણાય એમ છે તોપણ તેને દુઃખદ ન ગણતાં સુખદ જ ગણવો ઘટે છે. હે સ્વધર્મમાં પ્રીતિવાળી! આ સંસારમાં પતિપત્નીનો પ્રેમ અપ્રતિમ ગણાય છે. તોપણ તેમને વિયોગ છોડતો નથી, માટે સદા પરતંત્ર વર્તનાર આપણે જે સમય આવે તેને માન આપીને ચાલવું એ જ

ખરું કર્તવ્ય છે. અમે કે જેમણે કોઇ દિવસ વિયોગનું દુઃખ જોયું નથી તેમને પણ અનુભવ કરવાનો સમય આવ્યો છે, પણ આપણો જન્મ ધરીને સાધવા યોગ્ય મુખ્ય ધર્મ એ જ છે એટલે એ સંબંધે મનને શિથિલ કરવું ઉચિત નથી. તારા સરખી સર્વ વિચારના સામર્થ્યવાળીને વધારે કહેવાની અગત્ય નથી એમ હું જાણું છું; છતાં મારો ધર્મ જાણી કહું છું કે સદા ઇશ્વરસ્મરણ કરતાં પ્રસન્ન રહેજે. ખેદ કરવાથી તને તેમ જ ગર્ભને હાનિ થવાનો સંભવ છે માટે સંતોષમાં રહેજે.

સુંદરા પોતાનાં પતિનાં વચનો શ્રવણ કરીને સાવધાન હૃદય રાખીને કહે છે: હે પતિ! આપ કે જેમણે કદી પણ વિદેશની વાટ જોઈ નથી તેમને પ્રવાસમાં કેટલી અડચણો પડશે એ સંબંધી વિચારથી જ મને ખેદ થાય છે. આપનાં દર્શનવિના દિવસો મારે સુખના તો કેમ જ ગણાય, પણ આપણા ધર્મનો વિચાર કરતાં તે સંબંધનું દુઃખ હું ગણુતી નથી. માટે આપને એ જ પ્રાર્થના કરૂં છું કે યત્નથી શરીરને સંભાળતા રહેજો અને સત્વર આ તરફ દૃષ્ટિ કરજો. આપ અમારા દુઃખસુખને જાણો છો એટલે આ સમયે અધિક કહ્યાથી શું છે?

શ્રીકંઠ પોતાની ચારુનેત્રા સ્ત્રીને કહે છે: હે સ્ત્રિ! તું ઇષ્ટસ્મરણ કરતાં પ્રસન્ન રહેજે. કોઇ પ્રકારે પણ અસંતોષમાં રહીશ નહિ. થોડા દિવસમાં પુનઃ આવવું થશે માટે સંસારના સ્વરૂપને જાણનારી તું વિયોગના દુઃખને ન સેવતાં અંતરથી આનંદને સેવજે. પતિનો વિયોગ પણ સ્ત્રીને પોતાના ધૈર્યવગેરે સદ્‌ગુણોના અનુભવમાટે ઉપયોગી છે. માટે એ વિયોગમાં વિકળ થતા અંતઃકરણને વ્યવસ્થામાં રાખી તું તારા પોતાના હૃદયને દૃઢ કરજે. મારી કાળજી કરીને કૃષ થઇશ નહિ. કારણ કે ગર્ભિણીને સદા કાળજીરહિત રહેવાની શાસ્ત્રની આજ્ઞા છે. ચિંતામગ્ન રહેવાથી ગર્ભને હાનિ થાય તો તે દોષ તેની માતાને નડે છે માટે પ્રસન્ન રહેજે.

ચારુનેત્રા પોતાનાં પતિનાં વચનો શ્રવણ કરીને કહે છે: હે પતિ! આપની આજ્ઞાનું પાલન કરવું તથા આપની ઇચ્છાનુસાર વર્તવું એ જ મારો સ્ત્રીજાતિ હોવાથી ધર્મ છે તેથી તે પ્રમાણે વર્તવા યત્ન કરીશ. પણ આ મન કે જે સદા સ્વતંત્રજેવું છે તે આપના વિયોગથી શોકનો અનુભવ નહિ જ કરાવશે એમ કહી શકાતું નથી. એમ છતાં પણ શોક સુખદ ફ્લને આપનાર નથી એ મારા જાણવામાં છે તેથી સમાધાન રહેવાની આશા બંધાય છે. અંતઃકરણનો એવો તો ધર્મ જ છે કે જ્યારે ઈપ્સિતાર્થ મળવાનો કેવલ અસંભવ સમજાય ત્યારે

તેથી પાછું વળી શમે છે, જેથી વધારે સંતાપ આવશે નહિ એવો ભરોસો છે. માટે મારી કાળજી કરીને આપ અસંતોષ માનશો નહિ. આ અનિત્ય સંસારમાં નિકટના સંબંધીઓએ અન્નવસ્ત્ર મેળવીને લાંબી આશાનો પરિત્યાગ કરીને પોતાના માની લીધેલા ગૃહકુટુંબમાં રહીને ઇષ્ટસ્મરણ કરતાં આયુષ્ પૂરૂં કરી અપરિણામી પદને પામી જવું એ જ ઇષ્ટ છે. પણ આપણા સ્વધર્મને સંભાળવાઅર્થે આપને પ્રયાણનો નિશ્ચય થયો છે તો ઇષ્ટેચ્છા ગણીને એ સંબંધમાં હવે વિરોધી વિચાર ન બાંધતાં એટલી જ આપના પ્રતિ પ્રાર્થના છે કે જેમ બને તેમ કરવાયોગ્ય કરીને સત્વર ગૃહપ્રતિ પધારશો, અને વિદેશમાં રહેતાપર્યંત અવકાશે અમારા પ્રતિ વૃત્તિ નાંખીને અમારૂં કલ્યાણ ઇચ્છજો.

આ વગેરે અનેક પ્રકારથી પોતપોતાની સ્ત્રિયોનું તે ત્રણે પુત્રોએ સમાધાન કર્યું. આનંદમાં રાત્ર વ્યતીત થઈ અને પ્રાતઃકાલ થયો. બીજે દિવસે નિયમિત સમયે વિધિપ્રમાણે ઇષ્ટ, માતાપિતા તથા વડિલ સંબંધીવગેરેને યથાઘટિત નમન કરીને તથા અન્ય સર્વને હળીમળીને વિદાય થવા નીકળે છે. જેમ કોઈ રાજાની સ્વારી નીકળે તેમ મોટા વૈભવથી ગાજતેવાજતે સ્વારી કાઢીને શ્રીરંગશેઠ પોતાના પુત્રોને વિદાય કરવા નીકળે છે. ત્યાં પ્રથમ તે ત્રણે પુત્રો માતા શ્રીમતીને નમન કરે છે. ત્રણે પુત્રને શ્રીમતી માતા કુંકુમના ચાંદલા કરી અક્ષત ચોઢી હાથમાં શ્રીફલાદિ શકુનમાં અપાતા પદાર્થો આપી આશીર્વચન બોલી પ્રેમવડે વિદાય કરતાં આ પ્રકારનાં પ્રિય વચનો કહે છેઃ હે પુત્રો ! પ્રાણથી પણ પ્રિયજેવા તમ સરખા પુત્રોને આ ધનાદિ પદાર્થની આશથી વિદેશ વિદાય કરવા એ તો સંભવતું નથી. પણ એક વાર કુલાચાર કર્યા વિના ન જ ચાલે માટે વજ્રવત્ હૃદય કરીને આજ તમને વિદાય આપું છું. પ્રવાસમાં તમારા શરીરનાં રુડે પ્રકારે યત્ન કરજો. તમને કુલદેવી, વનદેવી, તથા વિશ્વરક્ષક વિશ્વમાતાની રક્ષા છે, તે જ્યાં ત્યાં તમારું રક્ષણ કરજો. પ્રત્યેક કાર્યવ્યવહારમાં ઇષ્ટ તમારો સદા જય કરજો. પૃથ્વીઉપર તથા જલમાં ભૂદેવ તથા વરુણદેવ તમને નિર્ભય રાખજો. હે પુત્રો ! પરમેશ્વરશ્રીનું સ્મરણ કરતાં થોડા દિવસમાં વહેલા પાછા વળી પ્રસન્ન ચિત્તથી ઘેર આવજો. પ્રત્યેક દિશામાં દિક્પાલ દેવતા તમારૂં રક્ષણ કરશે. કોઇ પ્રકારે દુઃખ વેઠશો નહિ. સુખસમાચાર મોકલતા રહેજો.

આવગેરે વચનો બોલી શ્રીમતી માતાએ ત્રણે પુત્રને મસ્તકે હાથ મૂક્યા. ત્યારપછી ચારે ભાઇની નાની બહેન જેનું નામ ઉત્તમા હતું તે ચાંદલો કરી શકુનના પદાર્થો આપે છે, તથા કહે છેઃ હે સુવીરો !

માર્ગમાં શરીરનું યત્નથી રક્ષણ કરજો, સત્વર પાછા વળજો, અને દેશ દેશથી નવાઈ જેવા, સુંદર પદાર્થો જાણો તો લાવજો. જગદીશ્વર તથા ઈશ્વરી તમારો જ્યાં જ્યાં જાઓ ત્યાં ત્યાં જયજયકાર કરજો. જગરક્ષક દેવદેવી તમને પ્રત્યેક સમયે સાહાય્ય કરજો, અને સંકટ-માત્રથી મુક્ત રાખજો. આ વગેરે વચનો બોલી વિદાય કરે છે. પછી ત્યાંથી નીકળીને વાહને બેસે છે. સર્વ સંબંધી જનોપ્રતિ દૃષ્ટિ નાંખી પ્રેમવચનો બોલી વાહન ચલાવેછે, તથા બ્રાહ્મણોને તેમ જ અન્ય અનાથોને પાછળથી દાનનિમિત્ત યથાઘટિત ધન આપે છે. સર્વ જય જય વદે છે.

**શ્રીરંગ** શેઠ તથા **શ્રીશૈલ** નગરબહાર રાખેલી વિદાય કરવાની મર્યાદાપર્યંત જાય છે. ત્યાં સર્વને ઘટતાં શિક્ષાવચનો કહીને આલિંગન દેઇ તથા ત્રણે પુત્રોનું નમન સ્વીકારતાં આશીર્વચન વદી પાછા વળે છે. **શ્રીશૈલ** પણ બંધુઓને મળી પ્રિય વચનો બોલીને પિતાસાથે પાછો ફરે છે, અને શસ્ત્રધારી મનુષ્યોસહિત મોટા વૈભવથી ત્રણે પુત્રો પોતાના મુનિમાદિને સાથે લેઇ માર્ગે ચાલે છે.

પાછા વળીને ઘેર આવતાં **શ્રીરંગ**શેઠને તથા **શ્રીશૈલ**ને પણ વિયોગનું દુઃખદ ભાન થયું. શેઠનું સાવધાનપણું છતાં પણ હૃદય ભરાઈ આવ્યું. મનને સમાધાન આપતા ગૃહપ્રતિ આવ્યા. ત્યાં પણ **શ્રીમતી**-ના મુખઉપર ગ્લાનિ આવેલી જોઇ. **શ્રીમતી**ને પણ પુત્ર વિદાય થવાથી ખોળીયામાંથી પ્રાણ નીકળવાસમાન કષ્ટ જણાયું, પણ મધ્યે ધૈર્ય ન છોડવું ઘટે તેથી ધૈર્યવડે વિદાય કર્યાં. ઘરમાં જ્યાં જ્યાં પુત્રો ફરતા બેસતા, ત્યાં ત્યાં સઘળે ઉજડ જણાવા લાગ્યું. પુત્રોના પરદેશ જવાથી જાણે ગૃહનું તેજ પણ થોડું તેમના જોડે ગયું હોય એમ ભાસવા લાગ્યું. સર્વ પુત્રવધૂને તથા પુત્રપુત્રીને તેમ જ પોતાની સ્રીને વિશેષ શોકસરખું જાણીને શેઠને પણ હૃદયમાં અધિક સંતાપનું ચિહ્ન પ્રકટ જણાયું, પણ વિવેકી હોવાથી પોતાનું મન દૃઢ રાખીને સર્વને આ પ્રકારે સમાધાન આપવા લાગ્યા.

**શ્રીરંગ**શેઠ કહેછેઃ પરમેશ્વરની ઇચ્છાથી આપણા પુત્રો કાલે સુખરૂપ પાછા વળશે માટે સવ પ્રસન્ન ચિત્તથી ઇષ્ટસ્મરણ કરતાં રહેજો. **શ્રીગોકુળ**ના પતિ **શ્રીનંદ**જીને ત્યાં ગાયો ચરાવનાર સેવકોનો તોટો ન હતો, અને વૃદ્ધાવસ્થામાં કેવલ **શ્રીકૃષ્ણ**ના પ્રકટ થવાથી પોતાને અહોભાગ્ય સમજતા હતા. તોપણ પોતાના કુલની રીતિએ કુલાચાર શીખવવા અર્થે ઘણા નાના વયમાં પણ લાકડીએ ભાથું બાંધીને **શ્રીકૃષ્ણ**ને વનમાં ગાયો ચરાવવા મોકલ્યા હતા, અને તેમ કર-

વાથી **શ્રીનંદયશોદા** પોતાને કૃતકૃત્ય માની પ્રસન્ન થયાં હતાં.

**મથુરામાં** જઇને જ્યારે **શ્રીકૃષ્ણે** તથા **બલિભદ્રે** મહા પરાક્રમથી **અસુરોને** મારીને **કંસનો** નાશ કર્યો તથા પોતાનાં ખરાં માનેલાં માતાપિતા **વસુદેવદેવકીને** બંધનમાંથી છોડવ્યાં ત્યારે યદ્યપિ તે **વસુદેવદેવકીને** એ બે પુત્રો અંધને નેત્રની પેઠે પ્રિય વતા તથાપિ **શ્રીસંદીપનિ** નામના ઋષિને ત્યાં વિદ્યા ભણવા મોકલવા પડ્યા હતા, અને તેમ કરવાથી તેઓએ પોતાને સંકટ માન્યું ન હતું.

વળી **શ્રીયુધિષ્ઠિર** રાજાને પ્રાણથી પ્રિય પોતાનો બંધુ **અર્જુન** હતો, પણ તેને વિદ્યા સંપાદન કરવાવાસ્તે પોતે અરણ્યવાસમાં મહા સંકટ વેઠીને પણ મોકલ્યો હતો, તેમ જ **શ્રીકુંતામાતાને** પોતાના પુત્રની ધર્મપ્રતિજ્ઞા જાણીને પોતાના પાંચે પુત્રને બાર વર્ષ વનવાસ તથા એક વર્ષ ગુપ્તપણે વાસ કરવા વનમાં જવા દેવા પડ્યા હતા.

વળી હે સ્ત્રિ! પૂર્વે **શ્રીદશરથ** રાજાએ ઘણે કષ્ટે પ્રાપ્ત થયેલા પોતાના જ્યેષ્ઠ પુત્ર **શ્રીરામને** ઘણા નાના વયે પણ **સ્વધર્મના** પાલનાર્થે **શ્રીવિશ્વામિત્રને** સોંપ્યા હતા અને **વિશ્વામિત્ર** તેમને પોતાના યજ્ઞથી રક્ષા કરવા તથા દુષ્ટોને હણવા લેઇ ગયા હતા તે સમયે તેમનાં માતાપિતાએ કેવું ધૈર્ય વાપર્યું હશે તેનો વિચાર કરી શાંતિ રાખવી.

પુણ્યશ્લોક **નલરાજાએ** તથા **દમયંતીએ** આપત્તિસમયે વનવાસ નીકળવા ટાણે પોતાનાં બાલકોને વજ્રસમ હૃદય કરીને ઘરના **બ્રાહ્મણજોડે** મોસાળમાં વિદાય કરી દીધાં હતાં.

આપ્રમાણે અનેક દષ્ટાંતો પૂર્વકાલથી થતાં આવ્યાં છે. માટે સર્વ પોતપોતાના મનમાં સમાધાન રાખી ઇષ્ટસ્મરણ કરી આપ આપણા ધર્મને સંભાળી રહો. થોડા **સમયમાં** પુત્રો કુશલક્ષેમ વિજય કરી આવશે. હે સ્ત્રિ! પોતાનો સ્વભાવ અંતઃકરણ છોડતું નથી એ મને પણ સમજાય છે. જેમ **શ્રીવસુદેવજીએ** **શ્રીકૃષ્ણને** **ગોકુલમાં** મૂકીને કન્યાને લેઇને પાછા આવતાં પોતાના પગને શક્તિવિનાના અનુભવ્યા હતા તેમ મને પણ પુત્રોને વિદાય કરીને આવતાં ભાન થયું હતું. પણ આ સંસારના સ્વરૂપનો તથા આગળપાછળનો સર્વ વિચાર કરીને સમાધાન માન્યું. અને તને પણ એ જ કહું છું કે તુ તારા મનને સમાધાનમાં સ્થાપીને આ કુલવધૂઓને પણ સમાધાન આપજે.

**શ્રી**મતી પોતાનાં પતિનાં વચનથી સમાધાન માનીને કહે છેઃ હે પત! અમને સ્ત્રીજાતિને એવડું ધૈર્યબલ તથા વિચારબલ ક્યાંથી

હોય કે ભયશોકનાં સમયમાં અમે સુખને અનુભવીએ? અર્થાત્ અલ્પહૃદ્બલવાળા અમે શોકમોહાદિથી ભાગ્યે જ બચીએ છીએ. તો પણ આપની કૃપાથી હવે વિચાર કરીને મનને સમાધાનમાં રાખીશ. આ સુચરિત્રા, સુંદરા, તથા ચારુનેત્રા સ્ત્રીજાતિમાં છે, છતાં એમનું ધૈર્યબલ મારાથી અધિક હોય એમ જણાય છે. પુરુષજેવું એમનું આંતરબલ હોય એમ ભાસે છે. વિચાર કરવાની શક્તિ તથા મનને પોતાને વશ વર્તાવવાની યુક્તિ એમનામાં છે. વિદ્યા પણ એમનામાં વધારે છે, તેથી એ તો ઉલટાં મને સમાધાન આપે એમ છે, તેમ છતાં પણ મારો ધર્મ છે તેથી હું એમને સમયે સમયે સુખદુઃખની વાર્તા પૂછીશ, અને એમનાં અંતરમાં કોઈ પ્રકારે પણ એકલાં પડવાથી ઓછું આવે એમ થવા દેઈશ નહિ. વારંવાર એમને જોઈતા પદાર્થમાટે પૂછીશ તથા જે જે પ્રકારે એમને સુખ થાય એમ કરીશ. માટે એતરફની પણ આપ કાળજી રાખશો નહિ.

આ પ્રમાણે એકબીજાસાથે વાર્તા કરીને શ્રીરંગતથા શ્રીમતી પોતપોતાને કામે લાગ્યાં. સુચરિત્રા જ્યારે પોતાના એકાંત સ્થલમાંજઈને એકલી બેઠી ત્યારે તેનું હૃદય લગાર રુક્ષ થતું જણાયું, અને પતિનું સ્મરણ થવાથી મનને અપ્રસન્નતા જણાવા લાગી. તેથી એકલી બેશીને પોતાના મનમાં આ પ્રકારનો વિચાર કરવા લાગી.

સુચરિત્રા વિચાર કરે છેઃ અહો! આ સંસાર સ્વપ્નતુલ્ય મનાય છે તે વાર્તા સાચી ભાસેછે. સ્વપ્નમાં પણ પદાર્થસંબંધ થાય છે, અને લગાર જાગ્રત્ થવાથી તે તે પદાર્થનો આપણી સૂક્ષ્મ ઇંદ્રિઓથી સંબંધ છૂટ્યો કે પછી તે પદાર્થનું સુખ નહિવત્ થઈ જાય છે;અને આ જાગ્રત્માંપણ સ્થૂલ ઇંદ્રિયનો તથા વિષયનો સંબંધ છૂટે છે અર્થાત્ વિષય ઇંદ્રિયની મર્યાદાથી બહાર જતો રહે છે તો પછી તેનું સુખ નહિવત્ થાય છે. માટે એક અંશથી સ્વપ્નવત્ સંસાર ગણવામાં કાંઈ બાધ નથી. પ્રિય પદાર્થનો નાશ થયો હોય છે તો પછી સુખની આશા છૂટી જાય છે; અને પદાર્થ સમીપ નથી પણ દૂર છે એવું ભાન થાય છે તો એ વિયોગ ગણાય છે, અને એ વિયોગમાં પદાર્થની પુનઃ સંયોગની આશા બંધાઈ રહે છે તેથી નાશ થયા સમાન વિયોગનું દુઃખ નથી. તોપણ સંયોગનું સુખ તો જાય જ છે. જેથી આ સમય તો દુઃખનો છે એમાં સંદેહ નથી તોપણ દુઃખ માનવા માત્રથી કોઈ શુભ ફલ થતું નથી માટે દુઃખ માનવાનું પ્રયોજન નથી. હવે તો ઇષ્ટનું સ્મરણ કરતાં પતિનું કુશળ ઇચ્છી તેમના આવવાની વાટ જોતાં બેસવું એ જ ખરું કર્ત્તવ્ય છે. આપણે ઘણો ખેદ કરીએ અને નેત્રમાં જલ લાવીએ તોપણ તેથી કાંઇ વિયોગ-

મટી તત્ક્ષણ સંયોગ થતો નથી. આ સંસારમાં સંયોગ થયો તો પછી વિયોગ થયા વિના છૂટકો જ નથી. માટે સંયોગવિયોગમાં મનને સમાધાનમાં રાખવું એ જ શ્રેષ્ઠ છે.

સુંદરા પોતાના એકાંત ગૃહમાં જઇને વિચાર કરતી બેસે છે કે અહો ! જગતમાં સ્ત્રીજાતિનું દૈવત, બલ, શોભા તથા સુખ પુરુષ જ છે. પતિવિના આ સંસાર સ્ત્રીને તો સૂનો છે એમાં કાંઇ ખોટું નથી. આ જગત્‌માં સ્ત્રિયોને પોતાના પ્રાણથી પણ અધિક પ્રિય એવો પદાર્થ તો સર્વ દેવમયઅગ્નિ, બ્રાહ્મણ તથા માતાપિતાઆદિ પૂજ્યના સમક્ષ ધર્મવિધિથી પ્રાપ્ત થએલો પતિ જ છે, અને તેથી પતિ સ્ત્રિયોનો પ્રાણધાર ગણાય છે. અહો ! જે પતિ પોતાની ધર્મપત્નીને સુખ આપવાઅર્થે અરણ્યમાં, સમુદ્રમાં કે દેશોમાં વિચારીને ઘણાં કષ્ટ વેઠીને ધનાદિ પદાર્થો લાવે છે, અન્નવસ્ત્રાદિ પદાર્થો આણી આપે છે અને રાત્રદિવસ નાનાપ્રકારથી તેનું રક્ષણ કરે છે તે પતિના ઉપકારને ભૂલીને જે સ્ત્રિઓ આ જગતમાં જીવેછે તેને ધિક્કાર હોજો. અરે ! આ લોકમાં પુરુષો પોતાની ગૃહિણીને સંતાપમુક્ત રાખવાને પોતે મોટા સંતાપને પોતાના શિરપર વહોરી લે છે. પારકી સેવા કરવા સેવક થઈરહે છે, ભયંકર રણમાંચઢીને મસ્તક કપાવવા આદર કરે છે; દુસ્તર સમુદ્રમાં વ્યાપારાદિનિમિત્તથી પ્રવેશ કરે છે, અરણ્યોમાં ભટકે છે, ક્ષુધા, તૃષા, ટાઢ, તાપ, તથા વૃષ્ટિને વેઠે છે અને પ્રસંગે પ્રાણ પણ ખુએ છે. એવા બાંહ્ય ગ્રહ્યાની લાજ રાખવા પ્રાણસંકટને સહન કરનાર પતિના ઉપકારને ભૂલીને જે પાપિણી સ્ત્રિયો પોતાના ધર્મપતિની અવગણના કરે છે કે તેને ક્રૂર વચનથી કે દુષ્ટ વર્તનથી દુઃખ ઉપજાવે છે તે સ્ત્રિયોને ધિક્કાર હોજો, ધિક્કાર હોજો. ખરે, કર્મફલદાતા ઈશ્વરના અગાધ મહિમાને ન જાણનાર મંદમતિ સ્ત્રિયો આ પ્રકારનો પૂજ્ય પતિને કલેશ આપીને ઘોરનરકમાં પ્રવેશે છે, એમ કહ્યું છે તે કેવલ સત્ય છે. જેમ પરમેશ્વર શરણાગતની નિરંતર સંભાળ લે છે એમ કહેવાય છે તેમ આ શરણાગત સ્ત્રિયોને નિરંતર સંભાળનાર પતિ પરમેશ્વરરૂપ જ છે એમ માનવામાં શો વિરોધ છે? કાંઇ જ નહિ. આ મનુષ્યો કે જેમણે ઈશ્વરને પ્રત્યક્ષ જોયા નથી તેમણે તો ગુરુ, માતા, પિતા તથા પતિ એમને જ શિષ્ય, પુત્ર, તથા પત્નીભાવથી રહેનારાંએ ઈશ્વર ગણીને સેવવાં એ અતિ ઉત્તમ નીતિ છે.

આજે જે પતિના વિયોગથી મને આ આખું નગર ઉદવસ્ત રાનજેવું ભાસે છે તે પતિ મારા વિયોગથી પણ આ ક્ષણે સુખનો અનુભવ નહિ જ કરતા હોય એ મારો નિશ્ચય મિથ્યા નથી.

ખરું જોતાં આ સંસારમાં સ્ત્રીપુરુષમાં શુદ્ધ પતિપત્નીભાવ બંધાવાથી જે નિર્દોષ પ્રેમ ઉપજે છે તે અન્ય કોઇ પ્રકારના સંબંધથી પણ ઉપજતો હશે એમ માનવું સંભવતું નથી. તોપણ ઘણાં પાપાચરણમાં પ્રીતિવાળાં સ્ત્રીપુરુષો પોતાના ધર્મને તથા સાચા પ્રેમને જાણતાં પણ નથી, એ તે ઉભયનાં પાપનું ફલ છે. અને એ પાપથી જ તે નિરંતર ક્લેશને ભોગવી આ સંસારથી છૂટીને પછી જેમાં કેવલ દુઃખ જ ભોગવવાનું છે એવાં નરકનાં સ્થાનોમાં જાય છે.

હે વિશ્વાત્મન્! આ મારા અંતઃકરણમાં રહેલી મારી મતિને સદા એ પ્રકારે દૃઢપણે પાલન કરજો કે પતિમાંથી ઈશ્વરભાવ કદાચિત્ પણ છૂટે નહિ. આ પ્રકારે વિચાર કરતી ઇષ્ટનું સ્મરણ કરતાં અન્ય વ્યવહારમાં પ્રવેશે છે.

ચારુનેત્રા પોતાના એકાંત સ્થલમાં બેશીને વિચાર કરે છે કે આહાહા! આ સંસારપ્રપંચ ચલાવનાર સત્તાની અકલ કલા છે. આ લોકોને એક સમય મહા પ્રકાશવાળા સૂર્યના સદ્‌ભાવનું ભાન કરાવી સર્વ વ્યવહારમાં જોડે છે અને એક સમયે સૂર્યના અદર્શનથી ઘોર અંધકારનું ભાન કરાવી સર્વ વ્યવહારથી છોડવે છે. ધનવાનને નિર્ધન અને નિર્ધનને ધનવાન્ ક્ષણમાં કરે છે. ક્ષણમાં પુત્રવાનને પુત્રહીન, અને અપુત્રવાન્‌ને પુત્રવાન્ કરે છે. ક્ષણમાં રોગીને નીરોગી અને નીરોગીને રોગી કરે છે. ઇચ્છાનું ફલ આપીને કોઇને સુખી અને ઇચ્છાથી પ્રતિકૂલ આપીને કોઇને દુઃખી કરે છે. આ પ્રકારે અનેક ભાતિ વ્યવહાર કરવામાં ન કળી શકાય એવી ઇષ્ટની કળા પ્રવર્ત્તે છે. આ જીવો અલ્પજ્ઞ હોવાથી જે જે થાય છે તે કારણને જાણતા નથી. પણ શત્રુમિત્રભાવથી રહિત સમવર્તનાર ઈષ્ટસત્તા કોઈનું અકારણ ઇષ્ટ કે અનિષ્ટ કરતી નથી. આ લોકમાં જીવે માનેલા પોતાના પ્રિયતમ પદાર્થોનો વિયોગ જેટલો દુઃખદ છે, એટલું બીજું કાંઇ પણ જગત્‌માં દુઃખદ નથી. છતાં તે જ્યાં ત્યાં પ્રાપ્ત થાય છે તો એમાં પૂર્વનું પ્રારબ્ધ જ કારણ હોવું ઘટે છે ઘણા પ્રેમમગ્ન પ્રાણિઓ પ્રિયતમના વિયોગસમયે ઈશ્વરને સ્તવે છે કે હે જગદીશ! આ લોકમાં અમારાં અંતઃકરણમાં પદાર્થવિષયક પ્રેમને ઉત્પન્ન કરશો નહિ, અને કદાચિત્ પ્રેમ ઉત્પન્ન કરો તો તે એક જ પ્રિયતમમાં અખંડ પ્રેમને ઉપજાવજો, અને અખંડ પ્રેમ ઉપજાવો તો સદા સંયોગ રાખજો, કદાચિત્ પણ વિયોગ આપશો નહિ. અને જો વિયોગ આપ્યાવિના ન જ ચાલે એમ હોય તો તે જ ક્ષણે અમને મૃત્યુ આપજો. આવગેરે પ્રકારથી પ્રાણિઓ ઇષ્ટને પ્રાર્થે છે પણ તેનું કારણ અજ્ઞાનતા જ છે. કેમકે ઈશ્વરસત્તા

કોઈ પણ વ્યવહારને તેના પ્રકૃતિસ્થ કારણના અસ્તિત્વવિના પ્રવર્તા
તી નથી જેથી કારણવશાત્ કાર્ય ઉત્પન્ન થાય છે તેમાં ઈશ્વરનો
સત્તાનો શો દોષ છે? કાંઈ જ નહિ. અને અલ્પજ્ઞ જીવો જગત
વહારનાં કારણને જાણતા નથી તેથી તેઓ આવી ઇચ્છા કરે એ
પણ કાંઈ ખોટું નથી. પણ હું કે જેને એમ સમજાય છે કે સર્વ
વહાર નિમિત્તાદિ કારણવશાત્ થાય છે તેણે એવું માગવું તો સં
વતું નથી. પણ મારે તો માત્ર એટલું જ હવે કર્તવ્ય છે કે
અંતઃકરણ પતિવિમુખ થાય નહિ. પતિના અભિમુખ સદા અંતઃક
ણ રહે તો તે પતિ જ્યાં હોય ત્યાં તેના અંતઃકરણમાં આપણા
તિનો પ્રેમ ઉદય થઇ તેને આકર્ષીને આપણા સમીપ લાવે છે.
અંતઃકરણમાં ઈશ્વિર પણ પોતાની સર્વ સત્તારૂપે સ્ફુટ છે, અને તે
મારે હવે ઈષ્ટમાં વૃત્તિ જોડીને નિરંતર પતિની લક્ષણા કરવી જોઇ
જેથી મારા તથા પતિના અંતઃકરણમાં રહેલી તે જ ઈશ્વિરસ
બંનેનો સત્વર સંયોગ કરવા પ્રવર્તાશે.

આ સંસારમાં સંયોગવિયોગ થાય એથી તો લગાર પણ
પામવાનું નથી. કારણ કે તેમાં તત્કાલ ઉપાય ચાલતો નથી, અ
ભયશોકથી કાંઇ વિયોગ ટળતો નથી. માટે સર્વ વાર્તા છોડીને નિ
તર ઈષ્ટની વ્યાપક સત્તાદ્વારા પતિનો, ધ્યાન કરીને સંબંધ કરવ
જેથી આ વિયોગ સત્વર ટળે. આવગેરે વિચાર કરી ઈષ્ટનું સ્મર
કરી પતિના સ્વરૂપનું ચિંતન કરવા લાગી.

આપ્રમાણે ત્રણે સ્ત્રિયો જે પતિવ્રતા હતી તથા પતિના વિ
ગના અનુભવવિનાની હતી તેમણે શાસ્ત્રવિધિપ્રમાણે વર્તવા માંડ
પતિના પ્રવાસે નીકળ્યા પછી પાંચ રાત્રિ વ્યનીત કરીને પોતાના સૈ
ભાગ્યનાં ચિહ્નરૂપ અલંકારોને અંગઉપર રાખીને તે વિના અધિક
ધિક અલંકારોને ધારણ કરવા બંધ કર્યા, તથા વસ્ત્ર પણ સા
રાખવા લાગ્યાં. પ્રાતઃકાલથી ઉઠીને પતિનું સ્મરણ કરીને પુત્રનું મુ
જોઇને સઘળા સ્નાનાદિ વ્યવહાર કરીને ઇષ્ટનું વારંવાર ચિંતનસ્મર
તથા પતિનું ધ્યાન ઇષ્ટરૂપે કરવા લાગ્યાં. પરસ્પર મળીને બેસે ત્ય
પણ સંસારના સ્વરૂપસંબંધી તથા સ્ત્રિયોના ધર્મસંબંધી તથા ઇષ્ટ
સ્વરૂપસંબંધી જ ચર્ચાઓ કરવા લાગ્યાં. પોતાના અંતઃકરણને સ
નિર્દોષ રાખીને સાસૂસસરાની સેવા કરતાં, તેમની આજ્ઞાપ્રમાણે કા
કરતાં, પતિમાં વૃત્તિ સ્થાપતાં પ્રસન્ન ચિત્તથી દિવસ વ્યતીત કર
લાગ્યાં. આ પ્રકારે તે શ્રીરંગશેઠના ઘરમાં સદા ક્લેશરહિત આન
વર્તતો હતો. હવે પ્રવાસે નીકળેલા પુત્રોનું આગળ શું થયું એ

ર્હેવાનો આરંભ થાય છે. જય જય **શ્રીસદ્‌ગુરુદેવ.** (સર્વ બોલે છે. પછી પદ ગાય છે ).

**પદ.** સીતાના મહિનાના લય.

**શ્રી હરિહર અજ ગુરુ ઈશ,**—પદે ચિત્ત જોડીને,
ધરી અંતર્ પૂરો પ્રેમ, વંદુ શસ્ત્ર છોડીને.
સખી શુણજો બારે માસ, અધિકસહ હું ભણું,
જેથી ટળીને આ સઘળો ત્રાસ, મટે ભવતાપણું. ૧
આ **કાર્તિકે** કરી શુભ કર્મ, મનના મળ ધોઈએ,
ધરી ઉપાસના હણી વિક્ષેપ, જ્ઞાને મતિ પ્રોઇએ.
જેથી જીવપણાની આ પીડ, શમે સ્વલ્પ કાળમાં,
પામી અખંડ સુખરૂપ ધામ, ના'વે ભવ જાળમાં. ૨
આ **માર્ગશીર્ષે** માનમમત્વ, ટળે નવ જ્યાં લગી,
ત્યાંલગી નવ પામે સુખ, ક્ષણ ક્ષણ જાય મન ડગી.
આ દુઃખરૂપ છે સંસાર, અજ્ઞાનના યોગથી,
થાય સુખરૂપ તે તત્કાલ, જ્ઞાનતણા ભોગથી. ૩
આ **પૌષે** પ્રભુપદ સાર, જેણે નવ જાણીયું,
તેનો જન્મ ગયો સર્વ વ્યર્થ, સત્શાસ્ત્રે પ્રમાણીયું.
માટે ચેતીને સત્વર સત્ય—સ્વરૂપ નિજ નાણવું,
એથી ટળે સહજમાં ક્લેશ, જ્ઞાન ઉર આણવું. ૪
આ **માઘે** આ મનુષ્યનો જન્મ, ના'વે જાણો હરઘડી,
જેને દેવ સકલ પણ ચાહ્ય, કો પુણ્યે આવ્યો જડી.
તેને નિષ્ફલ કરી જે જાય, તે તો પશુતુલ્ય છે,
જે સફલ કરે ગ્રહી જ્ઞાન, તેને તો અમૂલ્ય છે. ૫
આ **ફાલ્ગુને** ફલ જગમાંહ્ય, વિવેકીએ બે લહ્યાં,
શુદ્ધ વિષયભોગ ને મોક્ષ, અવર તો અફળ કહ્યાં,
માટે વિહિત વિષયકેરા ભોગ, ભોગવી મુક્તિ મેળવો,
ધીરે ધીરે ગ્રહી ગુરુસાહ્ય, **હરિ**શું ચિત્ત હેળવો. ૬
**ચૈત્રે** ચંચલ ચિત્તનું તોફાન, જુઓ દશ દીશમાં,
એથી આવે ન ભવનો પાર, સ્થિર ન રહીએ ઈશમાં.
માટે સમજી યોગ્ય ઉપાય, ચિત્તને સ્થિર કીજીએ,
સ્થૈર્યસુખનો અનુપમ લાભ, શાણપણે લીજીએ. ૭
આ **વૈશાખે** ધારી વિવેક, વિચારો સ્વરૂપને,
એવિણુ નથી અન્ય ઉપાય, તરવા રંક ભૂપને.
નથી હું ને મારું જગે કાંઈ, એવુ દૃઢ જાણવું,

જે તે વસ્તુ રહી છે શમાઈ, અચલ એ પ્રમાણવું. ૮
**જયેષ્ઠે** જીવપદ તો ન જણાય, સર્વત્ર વસ્તુ જાણતાં,
ટળતાં આવાગમનનો માર, રહેવું સુખ માણતાં.
ધરી અનુપમ આ નરદેહ, જો એળે ગુમાવશો,
ઝાઝો થાશે પશ્ચાતાપ, મોક્ષે જો ન ફાવશો. ૯
આ **આષાઢે** આશાની તાણ, વિષયમાં તાણશે,
તેથી શોક મોહ ભય લોભ, વધી તૃષ્ણા આણશે.
માટે આશાનાં મૂળ કપાય, એવાં શસ્ત્ર વાવરો,
ગુરુઈશ્વરશરણપ્રતાપ, પામી સદ્ય ભવ તરો. ૧૦
આ **શ્રાવણે** ગુરુવિણ ભવ, તરવાની આશા ત્યજો,
ધારી સત્શાસ્ત્રકેરી શિખ, **હરિહર**ગુરુને ભજો.
મિથ્યા અભીમાનથી બહુ દુઃખ, આવે છે વિચારજો,
માટે **સદ્**ગુરુદ્વારથી જ્ઞાન, પામી સુખ ધારજો. ૧૧
**ભાદ્ર**પદે ભવમાં ગુરુદેવ, **સ્ત્રી**ને પતિ એક છે,
પણ પતિઆજ્ઞાથી ઉપાય, લેવાનો વિવેક છે.
(માટે) અહી પતિઆજ્ઞાથી ગુરુદ્વાર, સદ્ગુણને પામવા,
(તેવડે) વિધિવત્ કરી પતિની સેવ, આ કલેશ શમાવવા. ૧૨
**આ**શ્વિને અંતર કરી શુદ્ધ, અખંડપદે સ્થાપવું,
આ જન્મમરણતણું દુઃખ, વિધિવડે કાપવું,
નહિ તો નીચ ઉચ્ચ અવતાર, ભોગવતાં સંતાપવું,
એક **વિ**જયા પ્રભુવિણ કયાંહી, ન ખરું સુખ માપવું. ૧૩
પુરુષોત્તમે પાપના પુંજ, પ્રજાળવા આદરો,
સાધી પરમતત્ત્વ અભ્યાસ, અહંને શિથિલ કરો,
લહી અજરામર સ્વરૂપ, અભય પદમાં ઠરો,
**મ**નહર **પ્ર**ભુથી અભેદ, થાતા અંતે નવ ડરો.
આ શીખે શુણે રુડા માસ, સમજી હૃદયે ધરે,
તેની પૂરે સકલ **પ્ર**ભુ આશ, શાંતિસુખે ઉર ભરે.

**ભાગીરથી**—(સર્વસાથે જય જય **શ્રીસદ્**ગુરુદેવ બોલીને) આજે તો સમય થઈ ગયો છે એટલે ઉઠો. (એમ કહી ઉઠે છે ને વારાફરતી સર્વ પોતપોતાને ઘેર જાય છે.)

**દાસ**—(દુકાને બેઠા બેઠા કૃષ્ણદાસને કચેરીથી ઘેર જતા જોઇને) ઓ! માસ્તર ઓ કિસનલાલ માસ્તર! આવો ભાઈ આવો તો ખરા. એવી સી ઘેર જવાની ઉતાવલ છે?

**કૃષ્ણ૦**—( આવીને બેસતાં ) કેમ શેઠ ! સો હુકમ છે ?

**દાસ**—હુકમ સેનો ? કહ્યું આવો બેસો, પાન ખાઓ-થાકી હારીને કચેરીથી ઉઠ્યા છો તે લગાર વિસામો ખાઓ. પછી ચાલો હું પણ ઘેર જ આવું છું.

**૧ પુરુષ**—(દુકાનમાં દાસની ઓળખાણુના બેઠેલા તેમાંનો ) સેઠ ! સું તમને કહું. આજકાલ વેપારરોજગારનું તો સાલું છેક જ બેસી ગયું છે હોં. કોઇ ધંધો સૂજતો નથી. જે કરવા જઈએ છીએ તેમાં સાલું ખોટ ખાવાનું જ આવે છે.

**૨ પુરુષ**—ભાઈ ! એ તો સઉ નસીબપરમાને છે. કમાવાની વાત તો પ્યાલબ્ધવિના બધી ખોટી છે.

**૩ પુરુષ**—અરે ભાઈ! તમે કહો છો પણ નસીબ તે સાલું કાંથી આવ્યું ? કાંઈ ધંધોરોજગાર ના કરીએ તો પછી પરાલબ્ધ તે સાલું સું કરે ?

**કૃષ્ણ૦**—આ આપણા લોકો આમ ને આમ ખરાબ થયા છે, થાય છે ને થસે. પણ એમને ખરો રસ્તો સુજતો નથી. ગાડરાંની પેઠે એક પાછલ એક ચાલવાનું, પણ એમ નહિ કે વિચાર કરીને કંઈ નવા નવા ઉદ્યોગ કાઢીએ. આ તો એકે કાપડીયાની દુકાન કાઢી ને બે પૈસા કમાયો તો પછી બીજે કાઢી, ત્રીજે કાઢી, એમ કરતાં દુ-કાનો વધે, એટલે પછી સાલા બધાએ સાથે રડે. (પેલા ત્રણ જણને) જો જો ભાઈઓ! દુઃખ ન લગાડસો હોં. આ આપણા લોકની બુદ્ધિ જ બલી ગઇ જણાય છે. જુઓ રાતદહાડો વિચાર કરીને નવા કિસ્સા ખોલી કાઢવા જોઇએ. આપણા લોકોએ પહેલાં કેવી કેવી સોધો કરી છે ! ને તે લોકો કેવા સુખી હતા ? આ દિનપરદિન આપણા લોકો ખાઈ પીને નસીબની નાડ પકડીને બેઠા ! પણ એમ નથી જાણતા કે નસીબ તે સાલું સું પોક મૂકે આપણા નામની ! આપણે મહેનત કરીને નવી બાબત સોધીએ નહિ તેમાં બિચારૂં નસીબ શું કરે ? હમણાં બધા લોકો એમ નક્કી કરે કે બસ રોજ વિચાર કરીને એક પણ નવો કિસ્સો કાઢવો ત્યારે જ ખાવું, સુવું કે પાણી પીવું. સમજ્યા કેની. તો પછી જુઓ આપણા લોકની કેવી ચઢતી થાય છે તે !

**૧ પુરુષ**—જુવો મહેરબાન ! તમે કહો છો તે ખરું, પણ ભગ-વાનની મરજીવના કંઈ બનતું નથી. તમે વિચાર કરવાનું ને નવી ખોલ કરવાનું કહો છો પન સઉને તેવી અક્કલ ક્યાંથી હોય ? આ તમારા જેવો કોઈ વિચાર કરે તો નવા કિસ્સા કાઢે. માઠું ના લગા-ડસો હોં મહેરબાન ! પન આ સાલા મારા જેવા બબુચક હોય ને પછી

વિચાર કરીને નવા કિસ્સા કાઢવા જાય તો પછી પેલા હજામભાઈ જેવું થઇને રહે ! સમજ્યા કેની, તમને કહું નવા કિસ્સા ખોલી કાઢવા એ કાંઈ રમત વાત કે બાપાજીના ખેલ નથી તો !

**દાસ**—(૧ પુરુષને) હેં અલ્યા ! હજામભાઈ જેવું થઇને રહે તે સું ? એ વાતની મને કાંઈ સમજ ના પડી.

**૧ પુરુષ**—સાંભલો સેઠ ! હું તમને કહું, એક મોટું ગંજાવર સેહેર હસે. તેનો રાજા ઘણો ખંતીલો ને બુદ્ધિવાળો હતો. તે રાજાના મનમાં કે મારી પરજા સઉ ધનવાન થાય ને સઉ ઉદ્યોગ કરે. કોઈ ભુખે મરતું ના રહે. આ વિચારથી તે રાજાએ પોતાના દેસમાં જાહેરનામાં મારીને ડંડેરો પીટાવીને સઉને ખબર આપી કે મારી રૈયતમાંથી જે માનસ કોઈ બાબતનો પન નવો સોધ કરસે ને નવો કિસ્સો કાઢસે તેની હિકમત જોઇને તેના કામબદલ તેને મોટું ઇનામ મલસે. માટે નાનામોટા સરવે લોકોએ પોતપોતાના ગજાપરમાને વિચાર કરીને નવા સોધ કરીને નવા નવા કિસ્સા કાઢવા મહેનત કરવી. આ પરમાને હુકમ થવાથી રૈયતમાં નાનાંમોટાં સઉ ઉદ્યમ કરવા લાગ્યા. કોઇએ નવી તરેહનાં રમકડાં બનાવ્યા. કોઇએ નવી તરેહનાં ઘોડીયાંપાનાં બનાવ્યાં. કોઇએ નવી જાતના ખાટલા, પાટલા ને પલંગ બનાવ્યા. કોઇએ નવા સંચા બનાવ્યા. કોઇએ નવી જાતનાં કપડાં બનાવ્યાં. કોઇએ નવી ધાતુઓ ખોલી કાઢી, ને નવનવા ઘાટ બનાવ્યા. કોઇએ ખેતીવાડીમાં નવી જાતના ધોરનથી અનાજ પકાવ્યાં. કોઇએ નવી જાતનાં બીજો લાવીને નવાં ધાન નીપજાવ્યાં. કોઇએ ખાંડવાનાં, સિવવાનાં, ઘાટ ઘડવાનાં નવનવાં હથિઆરો બનાવ્યાં કોઈએ ભાત ભાતની પાઘડીયો બનાવી, તથા બાંધવાનાં ઘાટ કાઢયા. આ પરમાને નીચઉંચ સઉએ પોતપોતાની અક્કલના જોરથી જે બન્યું તે નવી તરેહનું બનાવ્યું. એમ કોઇ હજામે પાનીવગર તેલઅત્તર લગાવીને મુંડવાનું, કોઇએ ઉઘતાં મુંડી નાંખવાનું, ને કોઇએ તો કામડાંના અસતરા બનાવીને વાલ લેવાનું કર્યું. કોઇ કુંભારોએ માટીને કેલવવાની નવી રીતો કરીને નવાં ઘાટનાં વાસણો બનાવ્યાં, કોઈએ માટીનાં પુતલાંઓ નવનવી તરેહના બનાવ્યાં. સેઠ સાહેબ ! હું તમને સી વાત કહું. આખા નગરમાં ઘેર ઘેર, મોલ્લે મોલ્લે, ને ચકલે ચકલે એ જ વાત ચાલે કે આજ ફ્લાનાએ ફ્લાનું નવું બનાવ્યું. ને આજ ફ્લાનાએ ફ્લાનો કિસ્સો કાઢયો. સઉને રાજાએ ઈનામ આપવા માંડેલાં તેથી સઉના મનમાં આનંદ આનંદ થઈ રહેલો. તેથી જાને સેહેરમાં દીવાલીના દાંડા આવ્યા હોય

એમ દેખાતું. ઘાંચી, મોચી, તાઇ, તંબોલી, દરજી, કંસારા એમ જાતજાતના કારીગરો ને વેપારી લોકોએ, ને બધા પોતપોતાના ધંધાવાલાએ નવા ખેલ કર્યા. આ બધો તમાસો જોઇને એક લગાર પૈસાવાલા હજામભાઇ હતા; તેમને પન મન થયું કે બસ આપને ઘેર પન કંઈ નવાઇની વાત બનાવવી, તમને કહું. સાંભલજો હો સેઠ! ભોગજોગે એ હજામભાઇને ઘેર છોકરાની વહુના સીમંતનો સારો દિવસ આવેલો તેથી નાત જમાડવાનો પરસંગ આવ્યો. હવે રાતદા'ડો પેલા હજામભાઈ એકાંતમાં માથે હાથ દઇને બેસીને વિચાર કરે કે એવી સી ચીજ બનાવું કે જે કોઇ દા'ડો કોઇને ઘેર બન્યું નહિ હોય! ઘનોએ વિચાર કરયો પન તે હજામભાઇને કંઇ સૂજે નહિ. પછી તેણે એક સારા નામીચા સુખડીયાને ઘેર જઇને સમજણ પાડી કે જો કોઈ દાડો કોઇને ઘેર જે જમન નહિં થયું હોય એવું નવી જાતનું પકવાન બનાવી આપો તો તમારા માલના પૈસાઉપર તમને પચાસ રૂપીયા ઇનામના આપીસ. કેમ તમથી એ વાત બનસે? પેલે સુખડીએ કહ્યું હા બનાવી આપીસ. પન સરત એટલી કે પંગતને પતરાલાંમાં પીરસવાનો વખત થાય ત્યાં સુધી તમને પન એ વાત જાનવા દઇસું નહિ, જો કબુલ હોય તો દસ્તાવેજ કરો. કારન કે પંગતમાં પીરસાયાપહેલાં જો છકાની વાત થાય તો કોઈ વલી તેવા જાતનાં પકવાન બનાવે તો અમારૂં ઇનામ જાય ને તમને જસ ના આવે. આં વાત પેલા હજામભાઇને પન ગલે ઉતરી.

પેલા હજામભાઇએ પોતાની નાતના બે પટેલીયા બોલાવ્યા, ને પેલા સુખડીયાએ બે ગામના નામીચા સારા વાનીયાને બોલાવ્યા, ને દસ્તાવેજ કરાવી સાહેદીમતાં કરાવી લીધાં ને હજામભાઈએ વલી એક સામો દસ્તાવેજ કરાવી લીધો કે જો કોઈને ઘેર પન એ જાતની ચીજ પંગતમાં પીરસાએલી છે એમ ઠરે તો પછી અમારા માલના તથા ઇનામના પૈસા અમારે લેવા નહિ. આ બધો બંદોબસ્ત થયા પછી હજામભાઇએ પોતાનું કરવા માંડયું ને પેલા સુખડીયાએ પોતાનું કામ કરવા માંડયું. આ વાત આખા સેહેરમાં ધીરે ધીરે ચર્ચાવા લાગી. ભગવાનનો હુકમ તે સીમંતનો દા'ડો આવ્યો. પેલા સુખડીયાએ પન કોઇને રૂંવાની ખબર નહિ પડે એમ પકવાન બનાવીને તૈયાર રાખ્યું. સાંજ પડી, ને હજામભાઇઓની પંગત ભરાઈ. સઉના મનમાં હોંસ થઈ કે આજે જોઇએ કેવી નવાઈની ચીજ જમનમાં કાઢે છે? કોઈ કહે કે સુખડીયો હારસે ને કોઇ કહે કે હજામભાઈ હારસે. પેલા સુખડીયાએ જાણ્યું, આ મુરખ હજામભાઇસાથે કામ છે, તે સાલા

વખતે મારામારી કરે, તેથી પોતાના બચાવસારૂ દરબારના સિપાઈઓનો છૂપો બંદોબસ્ત કરી રાખેલો. તમને સી વાત કહું સેઠ! સેહેરના હજારો લોકો તમાસો જોવાને પન આવીને ઉભા છે. પને પંગત બેઠી. પતરાલાં નાંખ્યાં ને બીજું સાક, ભાજી, અથાનાં, પાપડ, વડીઓ વગેરે સઘલું સાહિત પીરસાયું કે પછી સઉને તાલાવેલી થઇ કે હવે પકવાન કાઢો. પેલા સુખડીયાએ પહેલાંથી સરત કરેલી કે પીરસનાર કલમીઓને પૈસા આપીને પીરસવા રાખવા, કારન કે પકવાન ખરાબ થાય નહિ. તે સરત પેલા હજામભાઇએ કબુલ રાખેલી. હવે પેલા પીરસનારા તૈયાર કર્યા ને પકવાન કાઢો, પકવાન કાઢો એમ બુમ પાડી કે તરત સુખડીયાએ તમામ પકવાન જે એ ઘરધનીના પાડોસના ઘરમાં કોઈ ના જાને તેમ બંદોબસથી લાવીને તૈયાર રાખેલું ત્યાંથી ટોપલાઓ ને કથરોટો ભરીને પીરસવા કાઢયું. પેલા પીરસનારા પૂછે કે આનું નામ સું? ત્યારે સુખડીઆએ કહ્યું કે એક વારનું તો પીરસી આવો. પછી ફેરવતી વખત નામ દઈસું. એપરમાને પીરસનારાઓ સપાટાબંધ એકવારકા તો બધી પંગતમાં પીરસી આવ્યા. સઉ પોતાની ને પાસેનાની પટવાલીમાં જુએ ને એકબીજાને પૂછે કે આ વસ્તુનું નામ સું? પન કોઈ એકબીજાને કસું કહી સકટા નહિ. પીરસનારને પૂછે, તે પન કહે કે ભાઈ! હજી એનાં નામ અમને ખબર નથી, પછી જનાસે. મહીં મહીં સમજનાર સમજી ગયા. પન તેરીબી ચુપ ને મેરીબી ચુપ કરીને બોલ્યા નહિ. ઘરનો ધની પન મનમાં સમજ્યો, પન બોલ્યો નહિ. પછી સઉને બધું પહોંચી ચુકયું એટલે જમવા બેસવાની રજા આપી. પકવાન સવાડમાં તો અનામ જેવું પણ સઉને એનાં નામની સમજ પડી નહિ. પછી પીરસનાર ફરી વારકા નિકળ્યા ત્યારે સુખડીયાએ સમજ પાડી કે જુઓ ભાઇ, આનું નામ અસતરા, આનું નામ નરાનીઓ, આનું નામ તપતપી, આનું નામ ચીપીઆ, આનું નામ કાતર ને આનું નામ આરસી, ને આનું નામ વાતકી. આ સાતવાનીનાં પકવાન સઉને સારી પેઠેમ પીરસી આવો. પછી પીરસનારાઓ નિકલ્યા ને આ પરમાને વારાફરતી બુમો પાડીને પંગતમાં પીરસવા લાગ્યાઃ અસતરા તમારે અસતરા...! નરાની તમારે નરાની...! તપતપી તમારે તપતપી...! કાતર તમારે કાતર...! ચીપીયા તમારે ચીપીયા...! વાતકી તમારે વાતકી...! અને આરસી તમારે આરસી...! હું તમને કહું! સાંભલજો હોં, સેઠ! પછી જયાં આ પરમાને લલકાર મારતા પીરસનારાઓ પંગતમાં ફરવા માંડયા કે સઉ જમનારાને ઘરધની એમ બધાએ મનમાં બલવા લાગ્યા કે સા-

લા સુખડીઆએ આપની મસ્કરી કરાવી. સેહેરના લોક જે તમાસો જોવા આવીને ઉભેલા તે તાલીઓ પાડીને હસવા લાગ્યા, ને મજાકઠ્ઠાના બોલ બોલવા લાગ્યા. જમનારા બચારા માગતાં સરમાય કે મને નરાની મુકો કે મને અસતરો, તપતપી કે ચીપીયો મુકો, પન શું કરે, સવાદ સારો બનેલો એટલે સઉએ માગી માગીને ખાધું. હું તમને કહું માંહે મલતાં સાલા પીરસનારાઓના પન ભોગ મલતા'તા. તમાસો જોનારા અટકચાલા ઇસિકીયો મહીં મહીંથી બોલતા કે ઓ પીરસનારાઓ! તમે પન હજામભાઇઓ છો કે શું? તમને પીરસતાં બી બરાબર આવડતું નથી, જુઓ આમ હોકારીને બોલતા જાઓ. 'કાં ભાઇઓને અસ્તરા' !! 'કાં ભાઈસાહેબોને તપતપી' !! 'કાં સાહેબોને ચીપીયા' !! 'કાં સાહેબ મહેરબાનોને નરાની' !! 'કાં મહેરબાનોને કાતર જોઇસે' !! કાં હજામ ભાઇઓને આરસી' !! આમ બોલતા જાઓ સમજ્યા કેની? પછી પીરસનારા પન બચારા મનમાં ગુંચવાય, પન સું કરે? કબાલો કરીને પીરસવા આવેલા, એટલે બીતા બીતા પન મોટેથી બોલીને પીરસવા લાગ્યા. આ બધો તમાસો ને લોકોની ઠીંગાઠોલી જાણીને પેલો ધરધની ને તેના સોબતીઓને તો એવો ગુસ્સો ચઢયો કે પેલા સુખડીયાને ને પીરસનારને મારીને અડદાલો કાઢી નાંખીએ પન સું કરે? એક તો ફજેતી થઈ, દસ્તાવેજથી બંધાએલા, અને સુખડીયાએ સિપાઇઓનો બંદોબસ રાખેલો. આખરે સમજીને મનમાં બલીને ઘરમાં બેસી રહ્યા, ને જેમ તેમ કરીને નાત તો જમીને વદાય થઈ ગઈ. પન આખા સેહેરમાં હજામભાઇની નાતની વાતો ચાલી. પેલા હજામભાઇએ પન પછી પકવાન સઘળું ખાઇ જોયું. પકવાનનો સવાદ જોઇને તો ઇસિક થંડો થઇ ગયો પન નજરે જોઇને બલતરા થવા લાગી. ને એમ નક્કી કયુ કે સાલા સુખડીયાને એક પૈસો આપવો નથી. નાતજાતમાં પૈસો ખરચતાં સાલાએ ફીતકાર કરાવ્યો. એમ બલતરા કરતાં રાતે ઉંઘ આવી નહિ ને બીજે દા'ડે બહાર પન નિકલવાની હિંમત ચાલી નહી.

પેલા સુખડીયાએ તો એ જાતનું પકવાન વધારે કરી રાખેલું તે પછી દુકાનઉપર વેચવાને માંડયું. તે મોંઘા ભાવે વેચ્યું તો પણ ઇસિકી લોકો તે લેઇ ગયા ને સુખડીયાને સાબાશી આપવા લાગ્યા. સુખડીયાને તો નફો સારો મલ્યો.

આખરે સુખડીયાને ને પેલા હજામભાઇને નાણાંસારૂ તકરાર થઈ, સરકાર દરબાર થઈ, પન દસ્તાવેજ હતો તે ઇનામમાં સુખડીયાને રૂપીઆ મલ્યા. પેલા હજામભાઇને તો નાતે નાતબહાર મૂક્યા,

તે મહા મુશીબતે બસેં રૂપીઆ દંડ આપીને નાતમાં દાખલ થયા. આખરે બધી વાત રાજાને કાને ગઇ. રાજા પન સંભલાને હસ્યા. પન પોતાના જાહેરનામાંથી આ નવો કિસ્સો થયો તેથી પેલા હજામભાઇને તથા સુખડીયાને બોલાવીને સાબાસી આપી, ને સેલુંપાઘડીનો સરપાવ કરયો. (કૃષ્ણદાસને) મારા મહેરબાન ! આમ વાત છે ! તેથી વગર સમજનનું નવું કામ કરવા જઇએ તો પછી આ હજામભાઇજેવું થાય. કેમ સેઠ સાહેબ ? ખરૂં કેની ?

**દાસ**—( હસીને ) સાબાસ છે ! તમે પન ઠીક મુદ્દાસર દાખલો કહ્યો છે.

**કૃષ્ણ૦**—એમાં હજામભાઈનું સું ખોટું થયું ? તમે પણ મારા ભાઇ નરખ્યા ડેકાની જેવા છો તો ! સેલું પાઘડીનો સરપાવ ને રાજાથી સાબાસી મલી. પછી સું જોઈતું'તું ? ને કંઈપણ નવું કામ કરવા નિકળે તેને લોક તો સારૂ નઠારૂં કહે જ. તેની કાંઈ પણ દરકાર રાખવાની નથી.

**દાસ**—(રખેને આ લોકો વાત કરતાં અમથા વઢી પડશે એવું જાણીને એકદમ પાઘડી પહેરીને) લો ચાલો કિસનલાલભાઇ! આપણે ાછો કથાનો સમો થઈ જસે. (ગુમાસ્તાને દુકાન બંધ કરવાનું કહીને કૃષ્ણદાસજોડે ઉઠીને ઘેર આવે છે. કથાનો સમય થઈ જવાથી ઝટ ઝટ વાળુ કરીને ભટ્ટજીને ત્યાં આવે છે. એટલામાં કૃષ્ણદાસ પણ આવેછે.)

**ઠ્ઠલજી**—ભટ્ટજી મહારાજ! હવે સર્વ આવી રહ્યું છે માટે ઇચ્છાપ્રમાણે થવા દો. (દાસ જય બોલાવે છે.) સર્વ બોલે છે.

**મનોહર**—(વિઠ્ઠલજીને) કાલે કયાંથી અટકયું છે ?

**વિઠ્ઠલજી**— કાલે તો અંતમાં પેલા દોષજ્ઞ પતિને તેની દૈવજ્ઞ નામવાળી સ્ત્રિએ પોતાના વિચાર જણાવ્યા હતા. તેમાં છેલ્લું એ કહ્યું કે આપે ધારેલા કાર્યમાં જેમ યોગ્ય જણાય તેમ યત્ન કરવામાં હું અનુકૂલ છું. અને મને આજ્ઞા કરશો તો યથાશકિત હું પણ યત્ન કરીશ. આટલે સુધી તે દૈવજ્ઞાના વિચાર સરસ્વતીને કહ્યા પછી યજ્ઞપુરુષે એ કહ્યું હતું કે તે દોષજ્ઞ પુરુષે પોતાની દૈવજ્ઞા સ્ત્રીનાં વચનો શ્રવણ કરીને પ્રસન્ન થઇને તે સ્ત્રીના સંતોષાર્થે આ પ્રકારનાં વચનો કહ્યાં એટલેથી રહ્યું હતું.

**મનોહર**—( ઇષ્ટસ્મરણ કરીને ) પછી બીજે દિવસે તે યજ્ઞપુરુષે સરસ્વતીને કથાનો આરંભ કરતાં કહ્યું: હે શાંત ચિત્તવાળી !

ગઈ કાલે તને મેં સાધ્વી દૈવજ્ઞાના વિચારનું સ્વરૂપ જણાવ્યું હતું. તે વિચારને જાણીને તે દૈવજ્ઞાનો દોષજ્ઞ પતિ ઘણું પ્રસન્ન થયો, તથા તે પોતાની સદ્‍ગુણી સ્ત્રીના સારા વિચારો જોઇને પોતાની સ્ત્રીને સંતોષ પમાડવામાટે આ પ્રકારનાં પ્રિય વચનો બોલવા લાગ્યો.

દોષજ્ઞ કહે છે, હે સત્સંસ્કારવાળી! તેં જે વચનો કહ્યાં છે તે યથાર્થ કહ્યાં છે. સ્ત્રિયો સર્વ કેવલ દોષવાળી કે દોષરહિત છે અથવા પુરુષો સઘળા કેવલ દોષવાળા કે દોષરહિત છે એમ નથી. પણ ઘણી સ્ત્રિયો તથા ઘણા પુરુષો દોષવાળા છે, અને સદ્‍ગુણમાં સ્થપાએલાં સ્ત્રિયો તથા પુરુષો જોવા જઇએ તો ઘણાં થોડાં છે તેમાં કોઇ વિલક્ષણ દૈવગતિથી એવું વિશેષ જોવામાં આવે છે કે જ્યાં સ્ત્રી સર્વ પ્રકારે યોગ્યતાવાળી હોય છે ત્યાં પુરુષ તેટલી યોગ્યતાવાળો હોતો નથી. અને જ્યાં પુરુષ અધિક યોગ્ય હોય છે ત્યાં ઘણુંકરીને સ્ત્રી નેષ્ટ હોય છે. બંનેની યોગ્યતા હોય એવું જોડું તો કોઈ સ્થલે જ પ્રતીત થાય છે. ઘણે સ્થલે પુરુષોના ત્રાસથી સ્ત્રિયો કષ્ટવડે દિવસો કાઢે છે તેમ છતાં પણ તે કુલવતીઓ પોતાના તેવા પતિની એક નિષ્ઠાથી સેવા કરે છે એ જ પ્રમાણે ઘણા પુરુષો દુષ્ટા સ્ત્રીથી ત્રાસ પામતા ક્લેશમાં જ દિવસો કાઢે છે, તથાપિ તે ગુણવાન્ પતિ તે પોતાની દુષ્ટ સ્વભાવવાળી સ્ત્રીને પણ અન્નવસ્ત્રાદિવડે રુડે પ્રકારે રક્ષે છે. ઘણા ભલા પુરુષોએ આ સંસારમાં દુષ્ટા સ્ત્રીના ત્રાસથી પ્રાણ છોડ્યા છે, ઘણાએ સંસારસ્થિતિનો ત્યાગ કરયો છે, અને ઘણા ભ્રમિતસરખા થઇ ગયા છે, એ જ પ્રમાણે દુષ્ટ પતિના ત્રાસથી ઘણી કાયર અને આકુળા સ્વભાવની સ્ત્રિયોએ જળાશયોમાં ઝંપાવીને કે વિષપાન કરીને પ્રાણ છોડ્યા છે તથા ભ્રમિત ચિત્તની થઈ છે. તેમ જ ઘણી દુષ્ટ સ્ત્રિયો તો ઉભય કુળને કલંકિત કરીને શુદ્ધ સંસારી સ્થિતિથી ભ્રષ્ટ થઇ ગઈ છે. આ જ કારણથી પુરુષોને તથા સ્ત્રિઓને ઉત્તમ પ્રકારના નીતિધર્મના શિક્ષણની પ્રથમથી જ અગત્ય છે. જ્યાંપર્યંત સ્ત્રિયોમાં શુદ્ધ સ્ત્રીપણું તથા પુરુષોમાં શુદ્ધ પુરુષપણું આવતું નથી ત્યાંપર્યંત આ ગૃહોમાં ક્લેશ ટળવાની આશા રખાતી નથી.

આ જીવોને અજ્ઞાનથી જ ક્લેશ થાય છે. તેમાં આ જીવોને પરસ્પરના ધર્મ તથા પરસ્પરજોડે વર્તવાની નીતિનું જ્ઞાન ન હોવાથી જે અનર્થ થાય છે એવો અનર્થ બીજા અજ્ઞાનથી થતો નથી. જેથી બુદ્ધિમાન્ પુરુષોએ તથા સદ્વિચારવાળી સ્ત્રિયોએ જ્યાં ત્યાં પ્રયત્નવડે નીતિયુક્ત ધર્મનું જ્ઞાન સર્વ સંબંધમાં આવનાર મનુષ્યોને આપવું એ જ તેમનું કર્ત્તવ્ય છે. આ કર્ત્તવ્ય સામાન્ય રીતે જોતાં સર્વ સુજ્ઞ મનુ-

ષ્યનું છે તો પણ બ્રાહ્મણજાતિનું તો આવશ્યક છે. માટે હે પ્રિયે! આપણે વર્ણાચારની સિદ્ધિ અર્થે હવે સત્વર ઉદ્યોગનો આરંભ કરવો જોઇએ.

મેં પૂર્વે વિચાર જણાવ્યાપ્રમાણે આ કાળે જ્યાં ત્યાં પ્રજામાં વિરોધની વૃદ્ધિ થતી જાય છે. અયોગ્ય નિશ્ચયોને પ્રજા ધારણ કરતી જાય છે. તેથી રાજાપ્રજામાં દુર્મતિ તથા દુઃખ વધતાં જાય છે. માટે સુખપ્રાપ્તિના ઉપાયને યોજવાનો આ ખરો સમય છે.

ઈશ્વરસંબંધી વિચારોમાં પણ જ્યાં ત્યાં મનુષ્યો અયથાર્થ નિશ્ચય કરીને ભ્રમે છે તથા ઉત્તરોત્તર થતી પ્રજામાં તે ખોટા વિચારોનાં બીજ રોપીને તેમને ભ્રમાવે છે. જેથી આગળ જતાં આ જીવોને મોટો અનર્થ પ્રાપ્ત થવાનો સંભવ આવશે. આ મનુષ્યો હજી વ્યવહારના ખરા સ્વરૂપને જાણી વ્યવહારસુખ જ ઉત્તમ પ્રકારે પ્રાપ્ત કરી શકતા નથી તો ઈશ્વરસ્વરૂપને અનુભવી અલૌકિક અખંડ સુખનો અનુભવ તો ક્યાંથી જ કરી શકે ! આમ હોવાથી સુખમાત્રથી ભ્રષ્ટ થયેલા તથા થતા આ મનુષ્યો દયાપાત્ર છે અને તે દયાપાત્રને એ દુઃખથી ઉગારવાને દયાવાળા સુજ્ઞજનોએ દયા કરવી એ સુજ્ઞોનો ધર્મછે. આ ધર્મ આજકાલ બ્રાહ્મણો સંભાળતા હોય એમ કવચિત્જ જણાય છે તેથી હવે આ બ્રાહ્મણાદિ સર્વ સુખના સાક્ષાત તથા પરંપરા કારણરૂપ નીતિધર્માદિને જણાવવા અર્થે તથા ખોટાં નિશ્ચયોનાં ખોટાપણાને જણાવીને તેમનાં ખોટાં નિશ્ચયોને ત્યજાવીને ખરા નિશ્ચયોમાં સ્થાપવાઅર્થે વિવિધ સ્થાને વિચરવાની મને અગત્ય પડશે. અને એવે અવસરે આ સ્થલમાં તારે એકલીને દિવસો વ્યતીત કરવા પડશે તો તેમ રહેવાનુ ધૈર્યબલ તારામાં છે કે કેમ ?

દૈવજ્ઞા પતિનાં આ પ્રકારનાં વચનો શ્રવણ કરીને કહે છે, હે ભગવન્! આપ જાણો છો કે સ્ત્રિયોનું યોગ્ય પ્રકારે રક્ષણ કરવું ઘટે છે. બાલ્યાવસ્થામાં માતાપિતાએ યુવાવસ્થામાં પતિએ, અને વૃદ્ધાવસ્થામાં પુત્રોએ સ્ત્રીજાતિનું સદા રક્ષણ કરવું એ શાસ્ત્રવચન છે. સ્ત્રીજાતિને અનેક પ્રકારના વિચારો સ્વતંત્રપણે કરવાની, કોઇપણ સ્થલમાં એકલા સ્વતંત્રપણે રહેવાની, તથા એકલાં સ્વતંત્રપણે જ્યાં ત્યાં વિચરવાની સુજ્ઞ સંબંધી પુરુષોએ કદાચિત્ પણ તક આપવી નહિ, એ યોગ્ય નિશ્ચય આપને કાંઇ અજ્ઞાત નથી. આમ છતાં આપ મને ધૈર્યવિષે પુછો છો એ આશ્ચર્ય છે. આપની કૃપા તથા આજ્ઞા હશે તો તેમ રહેવાનું ધૈર્ય મારામાં આવશે એ મારો નિશ્ચય છે. તો પણ મારે એકલાં અત્ર રહેવાનું કાંઈ અધિક પ્રયોજન નથી. કારણ કે જ્યાં ત્યાં દયાપાત્ર જીવો વસે છે ત્યાં ત્યાં જ આપનું વિચરવું થશે એમ છે. અને મનુષ્યોની મોટી

